# ગાંધીજીનો સરકાર સાથેનો

# પત્રવહેવાર

૧૯૪૨–૪૪




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# અનુક્રમણિકા



## ૧. મુંબઈ સરકાર સાથેનો પત્રવહેવાર

### ખંડ ૧

### શ્રી. મહેતા પ્રત્યે દાખવવામાં આવેલા ગેરવર્તાવ તથા બીજી બાબતોને અંગે



### ખંડ ૨

### પત્રવહેવારની શરતો બાબત



### ખંડ ૩

### મહાદેવભાઈના અવસાનના તાર વિષે



### ખંડ ૪

### નવજીવન મુદ્રણાલયની મિલકતની જપ્તી તથા ‘હરિજન’ની ફાઈલો બાળવા બાબત



### ખંડ ૫

### શ્રી. ભણસાળીના ઉપવાસ બાબત

## ૨. લૉર્ડ લિનલિથગો તથા હિંદી સરકાર સાથેનો પત્રવહેવાર

### ખંડ ૧

### ઑગસ્ટનાં તોફાનોને અંગે આરંભનો પત્રવહેવાર



### ખંડ ૨

### ગાંધીજીનો લૉર્ડ લિનલિથગો સાથેનો ઉપવાસ સુધીનો અને તે પછીનો પત્રવહેવાર

## ૩. ઉપવાસ દરમિયાનનો પત્રવહેવાર



## ૪. ઉપવાસ પછીનો પત્રવહેવાર

### ખંડ ૧

### સરકારી યાદીના સંબંધમાં શ્રી. પ્યારેલાલનો પત્ર



### ખંડ ૨

### સર રેજિનલ્ડ મૅકસવેલના ભાષણ અંગેનો પત્રવહેવાર



### ખંડ ૩

### કાયદે આઝમ ઉપરનો પત્ર અને તેને અંગેનો પત્રવહેવાર



### ખંડ ૪

### લૉર્ડ સેમ્યુઅલ ઉપરનો પત્ર અને તેને અંગેનો પત્રવહેવાર

## ખંડ ૫

## ખોટી અફવાનો ઇન્કાર કરવા બાબત



## ૫. કૉન્ગ્રેસ ઉપરના સરકારના તહોમતનામા અંગેનો પત્રવહેવાર



## પરિશિષ્ટોની સૂચી

### પરિશિષ્ટ ૧

## પરિશિષ્ટ ૨



## પરિશિષ્ટ ૩

## પરિશિષ્ટ ૪



## પરિશિષ્ટ ૫



## પરિશિષ્ટ ૬



## પરિશિષ્ટ ૭



## પરિશિષ્ટ ૮



## પરિશિષ્ટ ૯



## પરિશિષ્ટો સમાપ્ત

## ૬. શ્રીમતી કસ્તુરબા ગાંધી અંગેનો પત્રવહેવાર

## ૭. શ્રી. મીરાંબહેનના ગાંધીજી ઉપરના ઓરીસા વિષેના પત્રના સંબંધમાં સરકાર સાથેનો પત્રવહેવાર



## ૮. લૉર્ડ વેવલ સાથેનો પત્રવહેવાર



## ૯. પરચૂરણ

### ખંડ ૧

### નિમકવેરાની કલમમાં સુધારો કરવા બાબત



### ખંડ ૨

### જેલબદલી બાબત



### ખંડ ૩

### માંદગી દરમ્યાન મુલાકાતો બાબત



### ખંડ ૪

### સમાધિનું સ્થાન મેળવવા બાબત



### પુરવણી

# આમુખ

અસલ પત્રવ્યવહાર તથા પ્રસ્તાવના હું વાંચી ગયો છું. ઉતાવળે વાંચી જનાર માટે કદાચ પ્રસ્તાવના જરૂરી હોય. પણ આ પ્રકાશન ઉતાવળે વાંચી જનારા માટે નથી. એ તો, આપણા દેશના રાજ્યપ્રકરણ ઉપર તથા દુનિયાના કારોબાર ઉપર પણ અસર પાડી શકે એવા ગંભીર કાર્યકર્તાઓ માટે છે. એવાઓને તો મારી સલાહ અસલ જ આખું વાંચી જવાની છે. વિષયમાં પ્રવેશ કરવા માટે અને સ્મૃતિને તાજી કરવા પૂરતી પ્રસ્તાવના ઉપયોગી થાય.

જે વાચકો મારા ધ્યાનમાં છે તેમને આટલું માની લેવાની મારી વિનંતી છે કે મેં જે કહ્યું છે તે જ પ્રમાણે હું માનું છું. સત્ય અને અહિંસાના એક જૂના ઉપાસક તરીકે તે ક્ષણે મને જે ખરું લાગ્યું તે પ્રમાણે મેં લખ્યું છે. દિલ ચોર્યા વિના તેમ કશો ઓપ ચઢાવ્યા વિના મેં સાચું લાગ્યું તે લખ્યું છે.

મુખ્ય મુખ્ય કૉંગ્રેસ કાર્યકર્તાઓના તથા મારા કારાવાસ પછીનાં બે વર્ષમાં જે જે બની ગયું તે સઘળી બાબતોનો અભ્યાસ, નજરકેદમાંથી માંદગીને કારણે મારો અકસ્માત વહેલો છુટકારો થયો ત્યાર બાદ મારા સાજા થયા પછી, નજરે જોનારા એવા ભરોસાપાત્ર માણસો પાસેથી મેં કરી લીધો છે. એવું કશું મારા સાંભળવામાં કે જાણવામાં નથી આવ્યું, જે ઉપરથી આ પુસ્તકમાંનાં મારાં લખાણોમાં જે અભિપ્રાયો મેં દર્શાવ્યા છે તેમાં કશો ફેરફાર કરવો પડે.

મારા છૂટ્યા પછી પ્રજાજીવનનાં વિવિધ ક્ષેત્રોમાં શું શું બન્યું છે તેની મને પ્રત્યક્ષ માહિતી છે. અને એમાંથી આ પુસ્તકમાં મેં જે કહ્યું છે તેની પુષ્ટિમાં મને કડવાં પ્રમાણ મળ્યાં છે. ખરેખર આખું હિંદ એક વિશાળ જેલ છે. વાઇસરૉય એ જેલના બિન-જવાબદાર સુપરિન્ટેન્ડન્ટ છે. તેમના હાથ નીચે સંખ્યાબંધ જેલરો અને મુકાદમો છે. આપણા દેશની ચાલીસ કરોડ વસ્તી જ આવી કેદી છે એમ નથી. દુનિયાના બીજા ભાગોમાં પણ બીજા સુપરિન્ટેન્ડન્ટોની નીચે આપણા જેવી જ દશાવાળા લોકો પડેલા છે.

જેલર પણ પોતાના કેદીના જેવો જ એક કેદી ગણાય. અલબત્ત બે વચ્ચે ફરક છે. મારી દૃષ્ટિએ તો જેલરની દશા વધારે બૂરી છે. ક્યામતનો દિવસ હોય, એટલે કે આપણે જેને જોઈ શકતા નથી, છતાં

આપણી આ ક્ષણભંગુર હસ્તી કરતાં જે ઘણી વધારે સાંચી હસ્તી ધરાવે છે એવો એક ન્યાયાધીશ જો છે જ, તો એ ન્યાયાધીશનો ચુકાદો કેદીઓની તરફેણમાં અને જેલરની વિરુદ્ધ આકરો પડવાનો છે.

આ પૃથ્વી ઉપર હિંદ જ એક એવો મુલક છે, જે પોતાની મુક્તિના એક માત્ર સાધન તરીકે સત્ય અને અહિંસાને જ્ઞાનપૂર્વક વરેલો છે. પણ આ સાધનો દ્વારા પ્રાપ્ત કરવાની મુક્તિમાં આખી દુનિયાની, જેલરો સુધ્ધાં જેમને મેં બીજી રીતે તો જાલિમો અને શાહીવાદીઓ તરીકે વર્ણવ્યા છે, તેમની મુક્તિ પણ આવી જાય છે. હું ફાસિસ્ટ, નાઝી અથવા જપાનીઝનાં નામ નથી ગણાવતો; તેઓ તો હવે ખલાસ થઈ ગયા જેવા જ છે.

આ વરસે કે આવતે વરસે યુદ્ધનો અંત આવશે. તેમાં મિત્રરાજ્યોનો વિજય થશે. તેમાં કારણ એટલું જ છે કે એ વિજય નામનો હશે, જો હિંદુસ્તાન અને તેના જેવા બીજા દેશો મિત્રરાજ્યો આગળ પદદલિત જ પડ્યા હશે. એ વિજય તો, જો આના કરતાં વધુ ભયંકર યુદ્ધ શક્ય હોય તો, વધુ ભયંકર યુદ્ધની બીજી પ્રસ્તાવનારૂપ હશે.

હું જાણું છું કે અહિંસક હિંદની વકીલાત કરવાની મારે જરૂર નથી. જો હિંદુસ્તાન પાસે એક બાજુ સત્યવાળો અને બીજી બાજુ અહિંસાવાળો સિક્કો હશે તો એ સિક્કામાં જ એટલું અગણિત મૂલ્ય રહેલું છે કે તે પોતાની મેળે ચલણી થશે. સત્ય અને અહિંસામાં દરેક ડગલે નમ્રતા વ્યક્ત થવી જ જોઈએ. કોઈ પણ દિશામાંથી ખરી મદદ મળતી હોય તે મદદનો તેને ઇનકાર નથી, તો પછી જેને નામે અને જેની ખાતર શોષણ ચલાવવામાં આવે છે તેની પાસેથી જો મદદ મળતી હોય તો તેનો ઇનકાર ક્યાંથી જ હોય ? બ્રિટિશરો અને મિત્રરાજ્યો મદદ આપે તો ઠીક છે. એમ થશે તો મુક્તિ વહેલી આવશે. પરંતુ તેઓ મદદ ન આપે તો પણ મુક્તિ તો નિશ્ચિત છે જ. માત્ર તેમાં ભોગ થઈ પડેલાંઓને વધારે યાતનાઓ સહન કરવી પડશે અને સમય પણ વધારે લાગશે. પણ મુક્તિની આગળ એ યાતના અને એ કાળનો શો હિસાબ છે, ખાસ કરીને જ્યારે એ મુક્તિ સત્ય અને અહિંસા દ્વારા સિદ્ધ કરવાની છે.

સેવાગ્રામ, **મોહનદાસ કરમચંદ ગાંધી**

૭–૩–૧૯૪૫

# પ્રસ્તાવના

૧૯૪૪ના મે માસમાં ગાંધીજી આગાખાન મહેલમાંથી બહાર આવ્યા, ત્યાર પછી સ્વાસ્થ્ય મેળવવા માટે તેઓ જુહુમાં રહ્યા. પોતાની નજરબંધી દરમિયાન સરકાર સાથે ચાલેલા પત્રવ્યવહારની થોડીક નકલો મિત્રોમાં ખાનગી રીતે વહેંચવા માટે તે વખતે તેમણે કઢાવેલી. એ પત્રવ્યવહારના બે ભાગ પાડવામાં આવ્યા હતા. "૧૯૪૨–૪૩ નાં રમખાણો માટે કૉંગ્રેસની જવાબદારી" એ નામની સરકારની પત્રિકાનો પોતાનો જવાબ એ પત્રવ્યવહારના બીજા ભાગ તરીકે અલગ પુસ્તકમાં આપવામાં આવ્યો અને પહેલા ભાગમાં બીજા બધા કાગળો આપવામાં આવ્યા. એ બન્ને પુસ્તકોની લગભગ બસો સાઇકલોસ્ટાઈલ નકલો એક પ્રાસ્તાવિક કાગળ સાથે વહેંચવામાં આવેલી. એ પ્રાસ્તાવિક કાગળ આ પુસ્તકમાં પણ છાપવામાં આવ્યો છે. એ પત્રવ્યવહાર જાહેરમાં પ્રગટ ન થાય તેની ખૂબ કાળજી રાખવામાં આવી હતી અને તેની એક પણ નકલ છાપાંવાળાઓને આપવામાં આવી ન હતી. તેમ છતાં છાપાંના બારગીરોએ તેની ભાળ મેળવી લીધી અને વડી સરકાર સાથે ખેંચાતાણ કરીને એ પત્રવ્યવહારનો થોડો ભાગ છાપી પણ કાઢ્યો. મુંબઈના એક સાહસી દૈનિકે તો બે હપતે આખો જ પત્રવ્યવહાર છાપી કાઢ્યો. થોડા વખત પછી તો સરકારે પોતે જ એ બે સાઇકલોસ્ટાઈલ પુસ્તકોમાંના પત્રોમાંથી રાજદ્વારી બાબતોને લગતો તમામ પત્રવ્યવહાર સરકારી પ્રકાશન તરીકે બહાર પાડ્યો, અને તેની સાથે છાપાંઓ માટે, ખાસ કરીને પરદેશી છાપાંઓ માટે, એ પત્રવ્યવહારનું એક તારણ બહાર પાડ્યું. આ તારણ ખૂબ જ એકતરફી અને અવળચંડું ગણાય. સરકારે તો બહુ જ થોડી નકલો બહાર પાડી હતી. સંપૂર્ણ પત્રવ્યવહાર માટે અમારી પાસે ખૂબ જ માગણી આવ્યા કરી છે. એ માગણીને સંતોષવા આ પુસ્તક બહાર પાડવામાં આવે છે.

## ૧

આ પત્રવહેવારના નવ વિભાગો પાડવામાં આવ્યા છે. પહેલા વિભાગમાં ૧થી ૧૬ સુધીના પત્રોનો સમાવેશ થાય છે. એ પરચૂરણ બાબતોને લગતા છે. ૧૯૪૨ના ઑગસ્ટમાં કૉન્ગ્રેસ કાર્યકર્તાઓની એકસામટી ધરપકડ કરવામાં આવી તે પછીના તરતના દિવસોમાં સત્તાવાળાઓનો મિજાજ કેવો હતો તે એમાં જોઈ શકાય છે. એમાંનો

પહેલો પત્ર ગાંધીજી આગાખાનના મહેલમાં પહોંચ્યા પછી તેને વળતે જ દિવસે મુંબઈ સરકાર ઉપર તેમણે લખ્યો હતો. સત્યાગ્રહી નેતાઓને મુંબઈથી પૂના લાવતાં માર્ગમાં એક સત્યાગ્રહી કેદી પ્રત્યે દાખવવામાં આવેલા ગેરવર્તાવનો એમાં ઉલ્લેખ છે, તથા સરદાર તેમ જ તેમનાં દીકરીને પોતાની સાથે રાખવાની, તથા છાપાંઓ આપવાની માગણી એમાં કરવામાં આવી છે. કોને કોને પત્ર લખી શકાય તથા તેમાં કયા કયા વિષયનો ઉલ્લેખ થઈ શકે તેની શરતો વિષે તથા સદ્ગત મહાદેવ દેસાઈનાં પત્ની તથા પુત્ર ઉપર તેમણે મોકલેલો આશ્વાસનનો સંદેશો પહોંચાડવામાં ત્રણ અઠવાડિયાં કરતાં પણ વધારે વખતની બેહૂદી ઢીલ કરવામાં આવી હતી, તેના સંબંધમાં બીજા કેટલાક પત્રોમાં લખાણ કરવામાં આવ્યું છે. સરકારના જવાબો ૨, ૫ અને ૯ પત્રોમાં છે અને તે એના માનસના પૂરેપૂરા સૂચક છે.

૧૨મા પત્રમાં કરવામાં આવેલી કબૂલાત ખાસ નોંધવા જેવી છે. તે એ કે, અમદાવાદના ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ, જેમને નવજીવન કાર્યાલય સામે પગલાં લેવાનું સોંપવામાં આવ્યું હતું, તેમણે તેમને કરવામાં આવેલા હુકમનો ખોટો અર્થ કર્યો હતો અને તેથી કરીને "'હરિજન'ની બધીયે જૂની ફાઈલોનો ખરેખર નાશ કરવામાં આવ્યો હતો."

૧૯૪૨ના નવેમ્બર માસમાં જ્યારે પ્રો. ભણસાળી ચિમૂરના બનાવોને અંગે ઉપવાસ કરી રહ્યા હતા ત્યારે, પોતાને નૈતિક દૃષ્ટિએ જો તે વાજબી ન જણાય તો ઉપવાસ ન કરવાનું તેમને સમજાવવા માટે ટેલિફોન દ્વારા ભણસાળીજી જોડે સીધો સંપર્ક સાધવા માટે ગાંધીજીએ મુંબઈ સરકારની પરવાનગી માગી હતી. એ પરવાનગી નકારવામાં આવી હતી (પત્રો ૧૩–૧૬).

## ૨

આ વિભાગમાં ઑગસ્ટ માસનાં રમખાણો તથા ૧૯૪૩ની સાલના ગાંધીજીના ઉપવાસોને અંગે લૉર્ડ લિનલિથગો તથા હિંદી સરકાર સાથેના પત્રવહેવારનો સમાવેશ થાય છે.

૧૪ ઑગસ્ટ, ૧૯૪૨નો લૉર્ડ લિનલિથગો ઉપરનો પહેલો પત્ર કૉંગ્રેસના ઑગસ્ટના ઠરાવ અને તે પછી સરકારે તેની સામે લીધેલાં પગલાં સંબંધી સરકારી યાદીનો જવાબ છે. પોતાની ધરપકડ પછી પાંચ જ દિવસ બાદ ગાંધીજીએ લખેલા આ પત્રની બાબતમાં ખાસ વસ્તુ તો એ રહેલી છે કે, કૉંગ્રેસે કોઈ પણ તબક્કે હિંસાનો વિચાર સેવ્યો હતો એ આરોપનો એમાં સદંતર ઇન્કાર કરવામાં આવ્યો છે. થોડા દિવસ પછી હિંદી સરકાર ઉપર લખેલા પત્રમાં કૉંગ્રેસની અહિંસાની નીતિનો

તેમણે વધારે ભારપૂર્વક પુનરુચ્ચાર કર્યો છે. વાઇસરૉય ઉપરના પત્રમાં મિત્રરાજ્યોનાં ધ્યેય સાથે હિંદને એકરૂપ કરવાની કૉન્ગ્રેસની તત્પરતાનો તથા મુસ્લિમ લીગ કોઈ પણ જાતની રાષ્ટ્રીય સરકાર રચે તેનો વફાદારીપૂર્વક સ્વીકાર કરવાની તેની ઑફરનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અંતમાં હિંદી સરકારની સમગ્ર નીતિની ફરીથી વિચારણા કરવાની વિનવણી કરવામાં આવી છે. આ સંબંધમાં નોંધપાત્ર બીના એ છે કે, હિંસાને ઉત્તેજન આપવાનો આરોપ કૉન્ગ્રેસ ઉપર મૂકવાનું તથા પોતાની દમનનીતિને વાજબી ઠરાવવા માટે તેનો ઉપયોગ કરવાનું સરકારે ચાલુ રાખ્યું, તે છતાં, ગાંધીજીના ઉપવાસને કારણે તેને તેમ કરવાની ફરજ પડી ત્યાં સુધી તેણે એ પત્ર ન તો પ્રસિદ્ધ કર્યો કે ન તો એના ઉપર કશાં પગલાં ભર્યાં.

ચાર માસ કરતાંયે વધારે વખતના ગાળા પછી ખ્રિસ્તી બેસતા વરસની આગલી સાંજે અંગત પત્ર લખીને ગાંધીજીએ વાઇસરૉય સાથે ફરીથી પત્રવહેવાર શરૂ કર્યો. આ પત્રોમાં તેમણે દર્શાવી આપ્યું કે:

(૧) 'છોડી જાઓ'નો ઠરાવ પસાર કરવાથી નહિ પણ સરકારના ઉતાવળિયા પગલાથી કટોકટી પેદા થઈ હતી. તેમણે ખુલ્લી રીતે જાહેર કર્યું હતું કે, સમાધાનના માર્ગો શોધવાને માટે પોતે વાઇસરૉય સાહેબની મુલાકાત માગવાનો ઇરાદો રાખતા હતા. કંઈ નહિ તો તેઓ વાઇસરૉય સાહેબને પત્ર લખે ત્યાં સુધી તો સરકારે થોભી જવું જોઈતું હતું; ખાસ કરીને જ્યારે વાટાઘાટો ભાંગી પડે તે સિવાય સવિનય ભંગ શરૂ કરવાનો નહોતો ત્યારે.

(૨) 'છોડી જાઓ'ના ઠરાવનો હેતુ એ જ હતો કે, મિત્રરાજ્યોના યુદ્ધપ્રયાસમાં હિંદ અસરકારક ભાગ લઈ શકે એવી પરિસ્થિતિ અહીં પેદા કરવી.

(૩) કૉન્ગ્રેસે 'ખતરનાક' યા તો બીજી કોઈ પણ પ્રકારની તૈયારીઓ આગળથી કરી નહોતી. અમુક સંજોગોમાં કૉન્ગ્રેસ તરફથી સવિનય ભંગ શરૂ કરવાની એક માત્ર વ્યક્તિને, એટલે કે ગાંધીજીને, સત્તા આપવામાં આવી હતી. અને તેમની, તેઓ તેમ કરી શકે અથવા તો કંઈ પણ સૂચના બહાર પાડે તે પહેલાં, ધરપકડ કરવામાં આવી હતી.

(૪) પોતે અહિંસામાં પહેલાં જેટલા જ ચુસ્તપણે માનનારા ચાલુ હોવા છતાં, સરકાર તરફથી સારી પેઠે ગળાઈને આવતાં છાપાંઓના હેવાલો તથા સરકારનાં એકપક્ષી નિવેદનો, જે ભૂતકાળમાં ઘણી વાર ખોટાં પુરવાર થયાં હતાં, તેમને આધારે પ્રજાની કહેવાતી હિંસાને તેઓ વખોડી કાઢી શકે નહિ.

લૉર્ડ લિનલિથગોના પત્રોમાં સરકારનો પક્ષ નીચે પ્રમાણે રજૂ કરવામાં આવ્યો હતો.

(क) પોતે અખત્યાર કરેલી નીતિ હિંસામાં પરિણમશે એવું ગાંધીજી 'ધારતા' હતા, એના પ્રત્યે તેઓ "આંખમિચામણાં કરવા તૈયાર" હતા, તથા ફાટી નીકળેલી હિંસા માટે કૉન્ગ્રેસના આગેવાનોએ આગળથી યોજના કરી હતી એ બતાવવાને "પૂરતા પુરાવાઓ" સરકાર પાસે મોજૂદ છે. એટલે "છોડી જાઓ"ની નીતિ અખત્યાર કર્યા પછી જે પરિણામો આવ્યાં તેની જવાબદારીનો, કૉન્ગ્રેસ અને ખાસ કરીને ગાંધીજી ઇન્કાર ન કરી શકે.

(ख) કેવળ નીચેની શરતોએ જ ગાંધીજી જોડે વાટાઘાટો થઈ શકે:

(૧) આઠમી ઑગસ્ટના ઠરાવનો તથા તે ઠરાવમાં દર્શાવેલી નીતિનો તેમણે ઇન્કાર કરવો જોઈએ તથા તેની સાથેનો પોતાનો સંબંધ તેમણે તોડવો જોઈએ.

(૨) ભવિષ્યની વર્તણૂકને માટે યોગ્ય ખાતરી આપવી જોઈએ.

આની સામે ગાંધીજીએ એમ જણાવ્યું કે, પોતાની તથા કૉન્ગ્રેસની સામેના સરકારના આરોપો "અંગ્રેજી ધારાશાસ્ત્રના નિયમો મુજબના" પુરાવાઓ રજૂ કરીને સાબિત કરવાનું કામ સરકારનું છે.

નિષ્પક્ષ પંચ આગળ પોતાનો મુકદ્દમો ચલાવવાની માગણી કરવાનો પોતાને હક હોવા છતાં એ માગણી જતી કરવા પોતે તૈયાર છે, પરંતુ કંઈ નહિ તો વાઇસરૉય સાહેબની મુલાકાત લેવાની તેમને તક મળવી જોઈએ, અથવા કોઈ એવી વ્યક્તિને તેમની પાસે મોકલવામાં આવે, જેઓ સરકારનું માનસ બરાબર જાણતા હોય અને તેમને સમજાવી શકે, કે જેથી કરીને, પોતાની ભૂલની જો તેમને ખાતરી થાય તો તેઓ એ પૂરેપૂરી સુધારી લઈ શકે. વળી જો મહાસભાની વતી તેઓ પગલું ભરે એવી ઇચ્છા રાખવામાં આવતી હોય તો સલાહમસલત કરવા માટે અને જરૂરી પગલું ભરવા માટે તેમને કારોબારી સમિતિના સભ્યોની વચ્ચે મૂકવા જોઈએ.

સરકારે આ બેમાંની એકે વિનંતી ઉપર વિચાર કરવાની ના પાડી, અને ગાંધીજીએ ૨૧ દિવસના ઉપવાસ કરવાનું નક્કી કર્યું.

ગાંધીજીના નિર્ણયની જાણ કરવામાં આવતાં સરકારે "ઉપવાસ કરવા માટે તેટલા સમય પૂરતા" ગાંધીજીને છૂટા રાખવાનું જણાવ્યું.

એના જવાબમાં ગાંધીજીએ જણાવ્યું કે, સ્વતંત્ર માણસ તરીકે ઉપવાસ કરવાનું મેં કલ્પ્યું નથી. વળી ખોટા બહાના નીચે છૂટવાની મારી

મુદ્દલ ઇચ્છા નથી. એક કેદી યા અટકાયતી તરીકે હું સુખેથી ઉપવાસ કરીશ. એ વખતે આ પત્ર સરકારે પ્રસિદ્ધ ન કર્યો અને ગાંધીજીની આ વાતને મચડીને સરકારી યાદીમાં તેનો એવો અર્થ બતાવવામાં આવ્યો કે ગમે તે રીતે છુટકારો મેળવવાને માટે તેઓ ઉપવાસ કરવા માગતા હતા! ગાંધીજીએ લૉર્ડ લિનલિથગોને છેલ્લો કાગળ લખ્યો તે તો નિવૃત્ત થતા વાઇસરૉયના અંતરાત્માને ઉદ્દેશીને કરેલી છેવટની અપીલના રૂપમાં હતો. જેને એક વખતે પોતાનો મિત્ર ગણ્યો હતો તેને વિષે અસત્યાચરણનું આરોપણ કરવામાં વાઇસરૉય કેવો અન્યાય કરી રહ્યા હતા તે તેમને જતી વખતે સમજાવવાનો એ કાગળનો ઉદ્દેશ હતો. પણ લૉર્ડ લિનલિથગોનો જવાબ બતાવે છે કે તે પૂરતી તો એ અપીલ તદ્દન જ વ્યર્થ ગઈ.

૩

આ વિભાગમાંના દશ પત્રો (૩૯–૪૮) ઉપવાસ દરમિયાન ગાંધીજી પ્રત્યે કેવો વર્તાવ રાખવામાં આવ્યો હતો તે વર્ણવે છે. ઉપવાસ દરમિયાન પોતાના મિત્રો તથા સગાંસંબંધીઓની મુલાકાત લેવાની તથા પોતાની પસંદગીના બરદાસીઓ અને દાક્તરી સલાહકારો મેળવવાની સગવડોની છૂટ સરકારે આપી હતી. પરંતુ સરકારના એ પછીના વર્તનમાં ભલી લાગણી તથા વિનય વિવેકનો સદંતર અભાવ હતો. આ સગવડોના અમલને અંગે વસ્તુસ્થિતિની ચોખવટ માગવા માટે ગાંધીજીને વારંવાર લખવું પડ્યું હતું — કેટલાક હુકમો તો, આપવામાં આવેલી સગવડનો પૂરેપૂરો ઉપયોગ થતો અટકાવવાની ગણતરીથી જ ઇરાદાપૂર્વક કરવામાં આવ્યા હોય, એમ લાગતું હતું. દાખલા તરીકે, ઉપવાસ દરમ્યાન અશક્તિ વધી જવાને કારણે મુલાકાતીઓ સાથે પ્રતિનિધિ મારફત વાતચીત કરવાની માગણી તેઓએ કરી, ત્યારે તેની પરવાનગી નકારવામાં આવી હતી.

૪

પોતાના ઉપવાસ શરૂ થયા પછી તરત જ ગાંધીજીએ મારી પાસે લખાવેલા આ વિભાગમાંના પહેલા પત્રમાં સરકારની યાદીમાં તેમની સામે મૂકવામાં આવેલા કેટલાક આક્ષેપોનો જવાબ આપવામાં આવ્યો છે. તેમની ધરપકડ પહેલાંનાં તેમનાં વચનોમાંથી આધાર સાથેના ઉતારા ટાંકીને બતાવવામાં આવ્યું કે તેમનાં લખાણો તથા ભાષણોમાં આવતા શબ્દપ્રયોગો, જેવા કે "ખુલ્લો બળવો," "ટૂંકી અને ઝડપી લડત," "આખરી અથવા મરણિયો જંગ," એ સંપૂર્ણ રીતે અહિંસક લડતને ઉદ્દેશીને વપરાયેલા છે અને સરકારે પોતાની યાદીમાં નાહકનો કાગનો વાઘ કર્યો છે. વળી આ

લડત અહિંસક નહિ રહે એવું ધારી લેવામાં આવ્યું હતું તેના પુરાવા તરીકે સરકાર "કરેંગે યા મરેંગે"નું સૂત્ર ટાંકી બતાવે છે, જ્યારે અસલ વાત એ હતી કે અહિંસક સૈનિકને હિંસાવાળાઓથી જુદો ઓળખાવવા માટેની એક નિશાની તરીકે આ સૂત્રનો બિલ્લો લગાડવાની સૂચના તેમણે કરી હતી. આ સૂત્રનો અર્થ એટલો જ હતો કે અહિંસક સૈનિકો કાં તો હિંદને આઝાદ કરશે કાં તો અહિંસક રીતે તે હાંસલ કરવા માટે પોતાના પ્રાણ પાથરશે.

ગાંધીજી તથા કૉન્ગ્રેસ ઉપર કાદવ ફેંકવાના પ્રયાસો ચાલુ જ રહ્યા. ૧૫મી ફેબ્રુઆરીએ ગૃહમંત્રીએ ધારાસભામાં ભાષણ કર્યું તેમાં ઉપર જેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે આરોપો તેમણે ફરીથી કર્યા અને બીજા કેટલાક વધારાના આરોપો પણ કર્યા. એ ભાષણ ગેરરજૂઆતો અને ખોટી બીનાઓથી ભરેલું હતું. ગાંધીજીએ ઉપવાસ પછી એ ભાષણ વાંચ્યું અને ૧૯૪૩ના મે માસની ૨૧મી તારીખના પોતાના લાંબા પત્રમાં તેનો જવાબ આપ્યો (પત્ર ૫૧). ગૃહમંત્રીએ સ્વૈરવૃત્તિથી પોતાના ભાષણમાં જે ગેર-રજૂઆતો અને ભૂલો કરી હતી તે એ પત્રમાં ગાંધીજીએ બતાવી આપી છે.

પોતાના આરોપોના સમર્થનમાં પુરાવાઓ રજૂ કરવાને યા તો તે પાછા ખેંચવાને બદલે ગૃહમંત્રીએ એવો જવાબ આપ્યો કે, આપણા બેના દૃષ્ટિબિંદુમાં "મૂળભૂત ભેદ" રહેલો હોવાથી તમારા પત્રમાં ઉઠાવવામાં આવેલા જુદા જુદા મુદ્દાઓની ચર્ચા કરવાનો કશો અર્થ નથી.

ગાંધીજીએ જણાવ્યું કે, માલૂમ પડી આવેલી ભૂલોને કબૂલ કરવામાં કે સુધારી લેવામાં, આપણી વચ્ચેના "મૂળભૂત ભેદો" આડખીલી રૂપ ન હોવા જોઈએ. એનો કશો જવાબ ન મળ્યો.

એક જાહેર વ્યાખ્યાનમાં જનાબ ઝીણાએ તેમને કાગળ લખવાને આપેલા આમંત્રણને માન આપીને, ગાંધીજીએ ૧૯૪૩ના મે માસની ૪થી તારીખે તેમને એક પત્ર લખ્યો. તેમાં ગાંધીજીએ જનાબ ઝીણાને કોમી પ્રશ્નનો ઉકેલ શોધવાના નિશ્ચય સાથે તેમની મુલાકાત લેવાનું અને એ જો શક્ય ન હોય તો એ સંબંધમાં તેમને લખવાનું સૂચવ્યું. સરકારે એ પત્ર પહોંચાડવાની ના પાડી, પરંતુ તેણે એ વિષે પ્રગટ કરવા ધારેલી સરકારી યાદીની એક નકલ ગાંધીજી ઉપર મોકલાવી. એ સરકારી યાદીમાં ગાંધીજીના પત્રનો ભ્રામક સાર આપવામાં આવ્યો હતો.

ગાંધીજીએ સરકારની આ કાર્યપદ્ધતિ સામે પોતાનો વિરોધ લખી મોકલ્યો. તેમણે સરકારી યાદીમાં કેટલાક ફેરફારો સૂચવ્યા (પત્ર ૫૮)

અને એ સંબંધી તેમની અને સરકાર વચ્ચેનો પત્રવહેવાર છાપામાં પ્રગટ કરવાની વિનંતિ કરી. સરકારે આ બધી માગણીઓ સંતોષવાની ના પાડી.

લૉર્ડ સેમ્યુઅલના ઉમરાવ સભાના ભાષણનો હેવાલ ઉપવાસ પછી ગાંધીજીએ 'હિંદુ' પત્રમાં વાંચ્યો. એમાં તેમની તથા કૉન્ગ્રેસની સામે નરદમ અન્યાયી આક્ષેપો કરેલા હતા. ગાંધીજીએ એક લાંબા પત્રમાં એનો જવાબ આપ્યો અને બધાયે આક્ષેપોના સચોટ રદિયા આપ્યા.

કૉન્ગ્રેસીઓની પીઠ પાછળ કરવામાં આવતા ખોટા પ્રચારનો જવાબ કે રદિયો આપવાની કોઈ પણ તક તેમને ન આપવાની પોતાની નીતિ અનુસાર સરકારે એ પત્ર લૉર્ડ સેમ્યુઅલને પહોંચાડવાની ના પાડી. ગાંધીજીએ એનો વિરોધ કર્યો અને જણાવ્યું કે, પ્રસ્તુત દાખલામાં સરકારનો આ નિર્ણય "પોતાના સંબંધમાં કરવામાં આવેલી હાનિકારક ગેરરજૂઆતો સુધારવાનો એક ગુનેગાર કેદીને પણ હક હોય છે એવા સામાન્ય હક ઉપર પણ પ્રતિબંધ સમાન છે." પરંતુ આ વિરોધ કાને ધરવામાં ન આવ્યો.

જૂન અને જુલાઈમાં વર્તમાનપત્રોમાં જાત જાતની અફવાઓ આવવા માંડી કે ઑગસ્ટનો ઠરાવ પાછો ખેંચી લેવા બાબત ગાંધીજીએ સરકારને લખ્યું છે. ગાંધીજીએ સરકારને લખ્યું કે ઠરાવ પાછો ખેંચી લેવાની પોતાની ઇચ્છા નથી તેમ પોતાને એવી સત્તા પણ નથી, માટે આ હેવાલો ખોટા છે એવું સરકારે બહાર પાડવું જોઈએ. પહેલી માગણીઓની માફક આ માગણી પણ નકારવામાં આવી.

## ૫

ગાંધીજીના ઉપવાસ શરૂ થયા પછી હિંદી સરકારે "૧૯૪૨–૪૩નાં રમખાણો માટે કૉન્ગ્રેસની જવાબદારી" એ નામથી ગાંધીજી તથા કૉન્ગ્રેસ ઉપર તહોમતનામું બહાર પાડ્યું. ૧૫મી જુલાઈએ ગાંધીજીએ એનો લાંબો જવાબ મોકલ્યો. આ પત્રિકામાં ગાંધીજીનાં લખાણોમાંથી પૂર્વાપર સંબંધ તોડી નાખીને ઉતારાઓ ઉપાડી લેવામાં આવ્યા હતા અને તેને ખોટી ગોઠવણીમાં રજૂ કરી તેના બહુ અવળા અર્થ બેસાડવામાં આવ્યા હતા. ગાંધીજીએ એ બધા ઉતારાને તેના ખરા સંબંધ સાથે જોડ્યા અને તેના સાચા અર્થો પ્રગટ કર્યા. સરકારી પત્રિકાના લેખકે ઇરાદાપૂર્વક ખોટાં અવતરણો ટાંક્યાં હતાં, અર્થને મચરડ્યા હતા, અનર્થકારી ઇશારા કર્યા હતા, ખરી વાતને દાબી દીધી હતી તથા ખોટી વાતનાં સૂચનો કર્યાં હતાં, એ બધી ચાલાકીનું પૃથક્કરણ કરી તેને ઉઘાડી પાડવામાં ઘણી જગ્યા રોકવી પડી.

ખોટા અવતરણનો એક દાખલો ૩૪મા પૅરામાં છે. તેમાં નીચેના "સુપ્રસિદ્ધ શબ્દો" ગાંધીજી બોલેલા એવું આરોપણ કરવામાં આવ્યું છે.

"હવે આપણી માગણીમાંથી કશું ખેંચી લેવાપણું અથવા તે વિષે વાટાઘાટ કરવાપણું રહેતું નથી. એક વધુ તક આપવાનો પ્રશ્ન જ હવે રહેતો નથી. હવે તો આ ખુલ્લો બળવો છે." આ શબ્દો કેટલેક અંશે મારી મચરડેલા અને કેટલેક અંશે કપોલકલ્પિત અને ઘુસાડી દીધેલા છે. વર્ધાની મુલાકાતનો જે પ્રમાણભૂત અહેવાલ બહાર પડેલો છે તેમાં એ મળતા નથી. પોતાની સમક્ષ ખરું લખાણ પડેલું હોવા છતાં ખોટું અવતરણ આપવાથી ન અટકતાં, લેખકે એસોશિયેટેડ પ્રેસના બિનસત્તાવાર હેવાલમાંથી બીજાં બે ભેજામાંથી ઉપજાવેલાં વાકયો એની સાથે જોડી દીધાં છે અને એ. પી.ના હેવાલમાંથી છૂટાંછવાયાં વાક્યોને ઉપાડી લઈ વચમાં ફૂદડીઓ મૂકયા વિના જાણે સળંગ હોય એમ ભેગાં મૂકયાં છે.

પોતાની આ કરામત ઉઘાડી પડી અને ફેસ્તો થયો ત્યારે પોતાની ભૂલ સુધારી લેવાને અને દિલગીરી દર્શાવવાને બદલે સરકારે બીજી નફટ ચાલ ચલાવી. ગાંધીજી કહે છે તેમ તેઓ નહિ બોલેલા એમ કહી તેમની પ્રામાણિકતા ઉપર પણ તેણે સામું આળ ચઢાવ્યું. પરંતુ સરકારને કમનસીબે ૧૯૪૨ના ૧૯મી જુલાઈના 'સ્ટેટ્સમૅન'ના (બહારગામના) અંકમાં પ્રસ્તુત વર્ધા મુલાકાતના હેવાલનો એ ભાગ નીચે પ્રમાણે છે:

> પછીથી એ ઠરાવ વિષે સેવાગ્રામમાં છાપાંજોગી મુલાકાતમાં પૂછવામાં આવતાં ગાંધીજીએ નીચે પ્રમાણે કહ્યું:
>
> "સત્તા ખેંચી લેવાની માગણી પૂરતું વાટાઘાટોને સ્થાન નથી. તેઓ હિંદુસ્તાનની આઝાદીનો સ્વીકાર કરે છે અથવા નથી કરતા (એ પ્રશ્ન છે)."

આ હેવાલ પણ પહેલા હેવાલની માફક એ. પી.નો જ છે અને તે ગાંધીજીના બયાનને ટેકો આપે છે અને સરકારી બયાનને ખોટું ઠરાવે છે. એની પણ અહીં નોંધ કરવી જોઈએ કે 'સ્ટેટ્સમૅન'ના આ હેવાલમાં "બીજી તક આપવાનો અવકાશ જ કયાં છે? આખરે આ તો ખુલ્લો બળવો છે" આ શબ્દો બિલકુલ છે જ નહિ.

ગાંધીજી તમામ અંગ્રેજ લોકોને હિંદમાંથી ચાલ્યા જવાનું કહે છે એ આક્ષેપના રદિયા ૧૨થી ૧૯મા પૅરામાં છે. ગાંધીજીએ તો બ્રિટિશ સત્તાને હઠી જવાની માગણી કરી હતી, બ્રિટિશ લોકોને ચાલ્યા જવાનું કહ્યું જ નથી. એટલું જ નહિ પણ જપાનની સામે લડવા માટે લશ્કરી મથક તરીકે હિંદુસ્તાનની ભૂમિનો ઉપયોગ કરવા દેવાનું પણ તેમણે સ્વીકાર્યું હતું.

કૉન્ગ્રેસ તથા ગાંધીજી હારેલું માનસ ધરવિ છે અને તેઓ જપાનપક્ષી છે એ આક્ષેપોના જવાબ ૨૮થી ૪૦મા પૅરામાં છે. 'ધરી રાજ્યો યુદ્ધમાં જીતશે એવી ખાતરી' ધરાવવાને બદલે તેમણે તો છાપરે ચઢીને એથી

ઊલટી વસ્તુ પુકારીને કહી છે (પૅરા ૧૯, ૨૧ તથા ૨૫). સરકારની ધીખતી ધરાની નીતિનો વિરોધ ગાંધીજીએ ઔદ્યોગિક મિલકત બચાવવાના હીન સ્વાર્થથી અથવા તો જપાનપક્ષી લાગણીથી પ્રેરાઈને કર્યો હતો એ કથનના રદિયા તેમણે ૩૦ તથા ૩૧મા પૅરામાં આપેલા છે. વળી, તેમની (જપાનની) માગણીઓ સ્વીકારવા સુધી જવા ગાંધીજી તૈયાર હોવાનું કથન તો જાણીતી બીનાઓથી તદ્દન ઊલટું જ છે તે પણ બરાબર સ્પષ્ટ કરીને એ પાઘડી તો સરકારને માથે બેસતી આવે છે એમ બતાવવામાં આવ્યું છે (પૅરા ૨૨ અને ૩૨).

ગાંધીજીએ અથવા તો કૉન્ગ્રેસે આ લડતની પહેલેથી યોજના કરી હતી અથવા લોકોને શિસકારીને લડતની કટોકટી ઊભી કરી હતી અથવા તો હિંસાને મંજૂરી આપી હતી અથવા તે પ્રત્યે આંખ આડા કાન કરવાની તૈયારી બતાવી હતી — એ બધા આક્ષેપોના વિગતવાર રદિયા ૪૫ થી ૬૩ સુધીના પૅરામાં છે. કૉન્ગ્રેસે તો લોકોને સંપૂર્ણ અહિંસાની કેળવણી જ આપી હતી. ભૂતકાળમાં જ્યારે જ્યારે તોફાનો ફાટી નીકળ્યાં છે ત્યારે ત્યારે આખા કૉન્ગ્રેસ તંત્રે કમર કસીને તેને પહોંચી વળવાના પ્રયત્નો કરેલા છે. કેટલીક વખત તો ગાંધીજીએ પોતે ઉપવાસ પણ કર્યા છે (પૅરા ૫૨). તેમણે એટલે સુધી પણ કહ્યું છે કે જો કૉન્ગ્રેસીઓ ગાંડા થઈને હિંસાને ચાળે ચઢશે તો તેઓ મને (ગાંધીજીને) ગુમાવી બેસશે (પૅરા ૬૬). અમુક સંજોગો ઊભા થતાં દરેક કૉન્ગ્રેસી પોતા પૂરતો પોતાને આઝાદ માનીને વર્તે* એવી હાકલ કરવામાં આવી તથા ઊભી થનારી

---

* ઑગસ્ટના ઠરાવના આ ભાગનો કાગનો વાઘ કરવામાં આવ્યો છે તેથી અહીં એટલું કહેવું જોઈએ કે એમાં અસાધારણ એવું કશું જ નથી. સને ૧૯૩૧ના ફેબ્રુઆરીમાં જ્યારે ગાંધી–અરવિન વાટાઘાટો ભાંગી પડે એવી ભીતિ ઉત્પન્ન થઈ હતી ત્યારે કૉન્ગ્રેસની કારોબારી કમિટીએ બરોબર આવો જ ઠરાવ કર્યો હતો. પરંતુ પછીથી બનેલા બનાવોને લીધે એ ઠરાવની જાહેરાત કરવાનું બિનજરૂરી થઈ પડ્યું..પંડિત જવાહરલાલે પોતાની આત્મકથામાં આ બીનાનું વર્ણન નીચે પ્રમાણે આપ્યું છે:

> "અત્યાર સુધી પકડાઈ જતી વખતે દરેક અવેજી પ્રમુખ પોતાનો અનુગામી નીમી લે, અને કાર્યવાહક સમિતિની ખાલી પડતી જગાઓ તે નવી નિમણૂકોથી પૂરી લે એવો રિવાજ ચાલતો હતો. આ અવેજી કાર્યવાહક સમિતિઓ ભાગ્યે જ કંઈ કાર્ય કરતી અને કોઈ પણ વિષયમાં નવો પ્રારંભ કરવાની તેમને સત્તા નહોતી. એ સમિતિઓ માત્ર જેલ જઈ શકતી. પરંતુ અવેજીમાં લેવાના સતત પ્રયોગથી મહાસભાની સ્થિતિ કોઈ વાર કઢંગી બની જાય એવું કાયમનું જોખમ રહેતું હતું. વળી એ પ્રયોગમાં કેટલાંક બીજાં સ્પષ્ટ જોખમો પણ સમાયેલાં હતાં.

લડત પરત્વે લશ્કરી પરિભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો એ વસ્તુઓ, અહિંસાની શરત મૂકવામાં આવી હોઈ, તદ્દન નિર્દોષ અને બંધબેસતી ગણાવી જોઈએ ( પૅરા ૪૮ અને ૪૯ ).

આ લડતના ભવિષ્યના સ્વરૂપ બાબત તથા આગેવાનો પકડાઈ ગયા પછીના કાર્યક્રમ તથા સૂચનાઓમાં અહિંસાના જે જે ઉલ્લેખો કરવામાં આવ્યા છે તેને, સરકારી પત્રિકાના લેખક, પોતે કરેલા ગલીચ આક્ષેપોનું સમર્થન કરવા માટે નકામા અને મોઢે મોઢેના ગણીને ફેંકી દે છે. આ તો બાઇબલની આજ્ઞાઓમાંથી નકાર કાઢી નાખી એ આજ્ઞાઓનો ઉપયોગ ચોરી, ખૂન વગેરે કરવામાં કરવા જેવું છે ( પૅરા ૪૬ ). જે વસ્તુ (અહિંસા) ગાંધીજીને પ્રાણવાયુ સમાન છે અને જેને માટે તેમનું જીવન સમર્પિત છે એ વસ્તુ જ્યારે સરકારી પત્રિકાના લેખક તેમની પાસેથી ઝૂંટવી લેવાનું કરે છે ત્યારે તો તેમનું સર્વસ્વ હરી લેવા જેવું થાય છે.

આગળ ઉપર સરકારે પોતાના પત્રમાં ( પત્ર નં. ૭૬ ) 'કરેંગે યા મરેંગે' સૂત્ર ઉપર ટીકા કરી છે તેનો જવાબ ગાંધીજીએ પોતાના પત્રો ( ૪૯ તથા ૫૧ )માં આપ્યો છે. તે જ પ્રમાણે જે નનામા છેલ્લા સંદેશાનું ગાંધીજી ઉપર આરોપણ કરવામાં આવે છે ( તહોમતનામું પરિશિષ્ટ ૧૦ ) તેનો જવાબ ગાંધીજીએ આવી કશી સૂચનાઓ કાઢી જ ન હતી એ તેમના સર્વસામાન્ય ઇનકારમાં આવી જાય છે ( પૅરા ૪૬ ). આ કહેવાતા છેલ્લા સંદેશા સંબંધી હકીકત તો એ છે કે, ૧૯૪૨ના ઑગસ્ટની નવમી તારીખે કૉન્ગ્રેસ કાર્યકર્તાઓ બિરલા હાઉસ ઉપર આવ્યા તેમને આ લેખકે ગાંધીજીનાં મહાસમિતિ આગળનાં ૭મી તથા ૮મી ઑગસ્ટનાં ભાષણોમાંથી તારવી કાઢેલાં માર્ગદર્શક વાક્યો કહેલાં અને તે તેઓએ નોંધી લીધેલાં.

તહોમતનામાના ચોથા તથા પાંચમા પ્રકરણોમાં રમખાણોના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે. તે ભાગનો જવાબ ગાંધીજીએ નથી આપ્યો.

---

તેથી મહાસભાની કાર્યવાહક સમિતિએ દિલ્લીમાં એવો નિર્ણય કર્યો કે ભવિષ્યમાં આ પ્રકારના અવેજી પ્રમુખ અથવા અવેજી સભ્યોની નિમણૂક કરવી નહિ, અને જ્યાં સુધી મૂળ સમિતિના કોઈ પણ સભ્યો ( અથવા એક પણ સભ્ય ) જેલ બહાર હોય ત્યાં સુધી તેમણે પૂર્ણ સમિતિ તરીકે કાર્ય કરવું; જ્યારે એ બધા જ જેલમાં પુરાઈ જાય ત્યારે કાર્ય કરનારી કોઈ પણ સમિતિ રાખવી નહિ, પરંતુ તે સમયે અમે વાપરેલી આડંબરયુક્ત ભાષામાં જણાવું તો, ત્યાર પછી કાર્યવાહક સમિતિના સર્વ અધિકારો દેશનાં દરેક સ્ત્રી અને દરેક પુરુષ ધારણ કરે. અને અમે તેમને અણનમ રહીને લડત ચલાવ્યે રાખવાની હાકલ પણ કરી."

કારણ એકતરફી હેવાલો અને અપ્રમાણિત દસ્તાવેજોને આધારે તેઓ એ યોગ્ય રીતે કરી શકે નહિ. આ સાવધાની રાખવાનું કેટલું જરૂરી હતું તે એક દાખલા ઉપરથી જણાશે. કૉન્ગ્રેસી આગેવાનોની ધરપકડ પછી થયેલાં તોફાનોની જવાબદારી કૉન્ગ્રેસ ઉપર નાખવાની સાબિતીમાં શ્રી. કૃષ્ણન નાયરનો કેસ તહોમતનામામાં ટાંકવામાં આવ્યો છે. હિંસા કરવામાં સાગરીત હોવા માટે તેમના ઉપર કેસ ચલાવવામાં આવ્યો. વડી ધારાસભામાં આ સંબંધી જે પ્રશ્નોત્તરી થઈ તે આ કેસ ઉપર સારો પ્રકાશ પાડે છે:

> દિલ્હીના કૉન્ગ્રેસ કાર્યકર્તા શ્રી. કૃષ્ણન નાયર સંબંધી પ્રશ્ન પૂછતાં મિ. કય્યૂમે સવાલ પૂછ્યો કે લાહોરની હાઈકોર્ટે એમને નિર્દોષ ઠરાવી છોડી મૂક્યા છે તો પછી 'કૉન્ગ્રેસની જવાબદારી'વાળી પત્રિકામાં એમને બે વરસની સજા કરવામાં આવી છે એવું જે કહેવામાં આવ્યું છે એ બાબત સરકાર શી રીતે સુધારી લેવા ઇચ્છે છે.
>
> ગૃહમંત્રીએ જવાબ આપ્યો કે આ બાબત સરકાર કશું કરવા ઇચ્છતી નથી. શ્રી. નાયર કાયદા પ્રમાણે જે કાંઈ કરી શકતા હોય તે કરે.
>
> સરદાર સંતસિંગે પૂછ્યું કે પત્રિકામાં જે બીના મૂકવામાં આવી છે તે ગૃહમંત્રી પાછી ખેંચી લેવા તૈયાર છે ખરા?
>
> ગૃહમંત્રી: જો બીજી આવૃત્તિની માગણી થશે તો તે વખતે એ સુધારો હું કરીશ. (હસાહસ)
>
> મિ. અબ્દુલ કય્યૂમ: ઇન્કમ ટૅક્સ મૅન્યુઅલમાં મૂકવામાં આવી છે એવી સુધારાની કાપલી ગૃહમંત્રી આ પત્રિકામાં મૂકશે? (વધુ હસાહસ)
>
> (હિંદુસ્તાન ટાઈમ્સ નવે. ૨૧, ૧૯૪૪)

શ્રી. કૃષ્ણન નાયર ડીફેન્સ ઑફ ઇન્ડિયા રુલ્સ નીચે હજી અટકાયતમાં છે. આ બતાવી આપે છે કે એની સજા રદ થઈ તેથી એના છુટકારા પૂરતી તો એને જરાયે રાહત મળી નથી.

રમખાણો માટેની જવાબદારીનો પ્રશ્ન ૬૭થી ૭૩ પૅરામાં ચર્ચવામાં આવ્યો છે. એ દલીલનો ટૂંકો સાર નીચે પ્રમાણે છે:

"૧૯૪૨-૪૩નાં રમખાણો માટે કૉન્ગ્રેસની જવાબદારી" એ પત્રિકામાં સરકારે પોતે જ કબૂલ કર્યું છે કે મુંબઈમાં નવમી ઑગસ્ટે છૂટાંછવાયાં "રમખાણો" થયાં. આવાં જ છૂટાંછવાયાં "રમખાણો" નવમી તથા દસમી તારીખે બીજાં મોટાં શહેરોમાં પણ થયાં. શાન્તિમય દેખાવો અને સરઘસો ઉપરાંત તો આ દિવસોમાં બીજું કશું થયું ન હતું. હાલત ખરેખરી બગડી એ તો ઑગસ્ટના મધ્ય ભાગમાં. એટલે સરકારી પત્રિકામાં જ જે ક્રમ આપવામાં આવ્યો છે તે તો ગાંધીજીની દલીલનું સમર્થન કરે છે કે સરકારે

બધા નેતાઓને એકી સાથે પકડી લઈને તથા શાન્તિમય દેખાવો સામે પણ કડક દમન ચલાવીને લડતની પહેલ કરી અને લોકો ગાંડા બની જાય એટલા ઘાંચપરોણા તેમને કર્યા. લોકો કાબૂ ગુમાવી બેઠા એનો અર્થ એ નથી થતો કે કોંગ્રેસ તેમાં સાગરીત હતી. એનો અર્થ એટલો જ થાય કે માણસની સહનશક્તિને પણ હદ હોય છે. બ્રિટિશરોને સત્તા છોડી જવાની ગાંધીજીએ માગણી કરી તેનો અર્થ એ નથી કે કૉન્ગ્રેસે સામુદાયિક આંદોલન માટેની ખાસ ભૂમિકા તૈયાર કરી. એવું કોઈ પણ આંદોલન શરૂ કરવું પડે તો તે શરૂ કરવાની સત્તા કેવળ ગાંધીજીને આપવામાં આવી હતી અને તેમણે તો કશું પગલું નહોતું લીધું તેમ કશી સૂચનાઓ પણ બહાર નહોતી પાડી, કારણ તેઓ તો સરકાર સાથે વાટાઘાટો કરવા ઇચ્છતા હતા. એટલે આઠમી ઑગસ્ટ સુધી તો કૉન્ગ્રેસે કાંઈ પણ પ્રવૃત્તિ કરી હોય તો તે ઠરાવ કરવા પૂરતી જ હતી. અને નવમીના પરોઢમાં તો આખી કૉન્ગ્રેસને જેલના સળિયા પાછળ મૂકી દેવામાં આવી. ત્યાર પછી જે બન્યું તે તો સરકારના પગલાનું સીધું પરિણામ હતું. કૉન્ગ્રેસની માગણી નકારવામાં આવે તો "સરકારી તંત્રને ખોટકાવી નાખવાના" પ્રયત્ન ઉપરથી તો એ માગણીનું પ્રમાણિક-પણું સાબિત થાય છે. "પ્રજાસત્તાવાદની સામે પડેલા મંડળ સાથે લડત આપવાની પોતાની ઇચ્છાને વિફળ કરી નાખે એવા રાજ્યતંત્રને ખોટકાવી પાડવાનો પ્રયત્ન કરવામાં ખપી જવાની તૈયારી બતાવવી એ તો કૉન્ગ્રેસીઓના ખરાપણા ઉપર મહોર મારે છે." (પૅરા ૪૩)

સરકારે દરેક ડગલે હિંદની આકાંક્ષાઓને રૂંધી છે અને ગૂંગળાવી છે. આ ગૂંગળામણમાંથી "છોડી જાઓ"નો પુકાર જન્મ પામ્યો છે અને સ્વાતંત્ર્યના આંદોલનને તેણે મૂર્તરૂપ આપ્યું છે. દુનિયા ઉપર ઊતરેલી આ આફતને પ્રસંગે તેની સામે ઝૂઝવામાં પોતાનો ફાળો આપવાની ધાલાવેલીની કદર કરવાને બદલે તેની સાથે સંબંધ ધરાવતા બધાનો સરકારે અણવિશ્વાસ કર્યો. એ લોકોને જેલમાં ધકેલી દઈને તથા રચનાત્મક પ્રવૃત્તિમાં અંતરાય નાખીને સરકાર પોતે જ યુદ્ધ પ્રયાસમાં મોટામાં મોટા અંતરાયરૂપ થઈ પડી.

છેવટે ગાંધીજીએ એવી માગણી કરી કે તેમની ઉપરના અને તેમના સાથીઓ ઉપરના આક્ષેપો પાછા ખેંચી લેવાવા જોઈએ. સરકારને તેમણે એવી પણ વિનંતી કરી કે પોતે આપેલો જવાબ તેણે બહાર પાડવો જોઈએ.

૧૪મી ઑક્ટોબરે સરકારે એનો જવાબ આપ્યો કે, મજકૂર ચોપાનિયું પ્રજાની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે; તમને ખાતરી કરાવવાને કે તમારો બચાવ મેળવવા માટે નહિ. જવાબ પ્રસિદ્ધ કરવા માટેની તેમની વિનંતિ નકારવામાં આવી. એટલું જ નહિ પણ તેની સાથે

ગર્ભિત ધમકી આપવામાં આવી કે ગાંધીજીએ સ્વેચ્છાથી સરકારને જે જવાબ લખી મોકલ્યો છે તેમાંની વિવિધ "કબૂલાતો"નો "પોતાને ઠીક લાગે તે રીતે અને પોતાને ઠીક લાગે તે વખતે ઉપયોગ કરવાની" છૂટ સરકાર અનામત રાખે છે.

કાર્યવાહક સમિતિના સભ્યોનો મત તેમના પોતાના મતથી જુદો હોવાનું સૂચન મળતું નથી એમ કહીને કાર્યવાહક સમિતિના સભ્યોને મળવા દેવાની તેમની વિનંતિ પણ નકારવામાં આવી. તેના જવાબમાં ગાંધીજીએ એવી માગણી કરી કે પોતાની સામે મૂકવામાં આવેલા તમામ આક્ષેપો તથા તેમણે પોતે સરકારની સામે જે આક્ષેપો મૂકચા હતા, તે બન્નેની તપાસ તટસ્થ ન્યાયાધીશ મારફત થવી જોઈએ. સરકારને એમ લાગતું હોય કે ગાંધીની અસર જ લોકોને બગાડે છે તો મને એકલાને જેલમાં રાખી શકો છો, પણ બાકીના કૉન્ગ્રેસીઓને છોડી દેવા જોઈએ.

આ જવાબ તેમજ ગાંધીજીએ સર આર. મૅકસવેલ તથા લૉર્ડ સૅમ્યુઅલને લખેલા કાગળો (નં. ૫૧, ૫૩ તથા ૬૨) વાચકોએ આખા વાંચી જવા જોઈએ. તેમાં ગાંધીજીની દલીલની સમગ્ર રજૂઆત થાય છે.

૬

આ વિભાગમાંના ૮૦ થી ૧૦૩ સુધીના પત્રો શ્રીમતી કસ્તુરબાની લાંબી માંદગીના સંબંધમાં છે. તેમની એ માંદગી ૧૯૪૨ની સાલમાં તેમની ધરપકડ થઈ ત્યારથી શરૂ થઈ. અને ૧૯૪૪ના ફેબ્રુઆરીની ૨૨ મી તારીખે તેમનું અવસાન થયું ત્યારે તેનો અંત આવ્યો. તેમનાં નિકટનાં સગાંઓને મળવાની તેમ જ સારવાર તથા વૈદકીય મદદ માટેની સગવડો લાંબા પત્રવહેવારને અંતે આપવામાં આવી હતી, અને લગભગ દરેક દાખલામાં જ્યારે પણ રાહત મંજૂર થઈ ત્યારે તેને માટેનો યોગ્ય સમય વીતી ગયા પછી તે આવી હતી.

તેમના અવસાન પછી તેમનો દેહ તેમના પુત્રોને તથા સગાંવહાલાંઓને સોંપી દેવાની વિનંતિ નકારવામાં આવી અને અગ્નિદાહની ક્રિયા આગાખાનના મહેલની ભૂમિમાં કરવી પડી.

૧૯૪૪ના માર્ચ માસમાં મિ. બટલરે આમની સભામાં નિવેદન કર્યું. એમાં શ્રીમતી કસ્તુરબાની માંદગી તથા અવસાનને અંગેના બનાવો સંબંધી બિલકુલ ખોટો અને ભ્રામક ખ્યાલ આપવામાં આવ્યો હતો. ગાંધીજીએ એની સામે વિરોધ ઉઠાવ્યો, પણ સરકારે ભૂલ સુધારવાની ના પાડી. લૉર્ડ વેવેલને કરવામાં આવેલી અપીલ પણ દાદ મેળવવામાં નિષ્ફળ નીવડી અને હિંદી સરકારના છેલ્લા પત્રે (નં. ૧૦૩) તો દાઝ્યા ઉપર ડામ દીધો.

૭

બ્રિટિશ છાપાંમાં પ્રગટ થયેલાં નરી બદનક્ષી કરનારાં નિવેદનો તથા વ્યંગચિત્રોની પ્રતિકૃતિઓ નવેમ્બર તથા ડિસેમ્બર માસમાં હિંદનાં કેટલાંક છાપાંમાં પ્રસિદ્ધ થઈ હતી. ખાસ કરીને ગાંધીજી તરફ તે તાકવામાં આવ્યાં હતાં. એમાં ગાંધીજીને જપાનપક્ષી 'ક્વિઝલિંગ'—પ્રજાદ્રોહી—તરીકે દેખાડવામાં આવ્યા હતા અને શ્રીમતી મીરાંબહેનને તેમના હથિયાર અને દૂત તરીકે ચીતરવામાં આવ્યાં હતાં. ખ્રિસ્તી બેસતા વરસની આગલી સાંજે (૧૯૪૨) લૉર્ડ લિનલિથગોને લખેલા પોતાના પત્રમાં શ્રીમતી મીરાંબહેને એની સામે વિરોધ ઉઠાવ્યો. ૧૯૪૨ના ઉનાળાના આરંભમાં તેઓ ઓરિસ્સામાં હતાં ત્યારે તેમને ગાંધીજી સાથે પત્રવહેવાર થયેલો તેમાંના કેટલાક સંબંધ ધરાવતા પત્રોની નકલો તેમણે એ પત્ર સાથે બીડી હતી. આ ઉપરથી જણાય છે કે જ્યારે સરકાર ઓરિસ્સાના પૂર્વકાંઠાના પ્રદેશ છોડી જવાની તૈયારીઓ કરી રહી હતી તે વખતે ગાંધીજી જપાન હુમલો કરે તો તેની સામે સંપૂર્ણ રીતે અહિંસક અસહકાર કરીને તેનો મરણિયો મુકાબલો કરવાની યોજના રચી રહ્યા હતા. શ્રી. મીરાંબહેને પોતાનો વિરોધ દર્શાવતો પત્ર તથા ગાંધીજી સાથેનો પત્રવહેવાર પ્રગટ કરવાની માગણી કરી હતી. લૉર્ડ લિનલિથગોએ આ પત્રની પહોંચ સુધ્ધાં સ્વીકારી નહોતી.

૧૯૪૪ના ફેબ્રુઆરી માસમાં ધારાસભામાં આ પત્રવહેવારનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. એ પત્રવહેવાર પ્રગટ કરવાથી કૉંગ્રેસના કેસને કશો લાભ થાય એમ નથી, કેમકે સરકારે તેના ઉપર જપાનપક્ષી હોવાનો આરોપ મૂક્યો નથી એમ કહીને ગૃહમંત્રીએ સરકારના પગલાનો બચાવ કર્યો. કૉંગ્રેસ સામે મૂકવામાં આવેલા "પરાજિત માનસ"ના તથા જપાનીઓની "માગણીઓ સ્વીકારવાની" તત્પરતાના આક્ષેપો સામેનો દસ્તાવેજી પુરાવો આ પત્રવ્યવહારમાંથી મળી રહે છે એટલે એ વાતને સરકાર ખાઈ ગઈ.

ગાંધીજીએ જણાવ્યું કે, લૉર્ડ લિનલિથગો ઉપરના મીરાંબહેનના પત્રમાં જેનો તેમણે ઉલ્લેખ કર્યો હતો તે તેમની સામેનો બદનક્ષીભર્યો પ્રચાર ધ્યાનમાં લેતાં એ પત્રવહેવારની પ્રસિદ્ધિ જરૂરી છે. કૉંગ્રેસના કેસને એ પ્રસિદ્ધિથી લાભ થશે કે નહિ એ વસ્તુ અપ્રસ્તુત છે. પણ સરકારે મચક આપવાની ના પાડી.

૮

નવા વાઇસરૉય આવતાં રાજકીય મડાગાંઠના ઉકેલ માટે તથા પોતાને તેમ જ કૉંગ્રેસને માટે ન્યાય મેળવવાને—આગલા વાઇસરૉય પાસેથી

જે મેળવવાને તે નિષ્ફળ નીવડયા હતા — ગાંધીજીએ નવો પ્રયાસ કર્યો.

તેમણે લૉર્ડ વેવેલને આમંત્રણ આપ્યું કે "આપ જરા અહમદનગરના કિલ્લામાં તથા આગાખાન મહેલમાં પધારો" અને તમારા કેદીઓના "હૃદયમાં પ્રવેશ કરો," તમે જોશો કે "નાઝી, ફાસિસ્ટ, જપાનિઝ અને એવી બીજી સત્તાઓ સામેની લડતમાં ભારેમાં ભારે સહાયરૂપ થઈ પડે" એવા માણસો અહીં પડેલા છે. ઑગસ્ટનો ઠરાવ પાછો ખેંચી લેવાનું સૂચન કરવામાં આવે છે પણ એ ઠરાવ તો સઘળાએ એકઠા મળીને કરેલો છે એટલે તે તો માનભરી રીતે, અંતરાત્માને વફાદાર રહીને તથા વાજબી ઢબે તો જ પાછો ખેંચી શકાય જો બધાને એકઠા મળીને સલાહ મસલત કરવાની તક મળે.

લૉર્ડ વેવેલના જવાબ ઉપરથી સાફ નીતરી આવે છે કે રાજકીય પ્રશ્ન જેવો છે તેવો બરફમાં ઘાલી રાખવાનો સરકારનો ઇરાદો છે અને આગલા વાઇસરૉયની નીતિ ચાલુ રહેવાની છે.

૯

છેવટનો વિભાગ પરચૂરણ સ્વરૂપનો છે. એમાં ગાંધી–ઈરવીન કરારની મીઠાની કલમમાં કરવા ધારેલો સુધારો; જ્યાં આગળ તેમને અટકાયતમાં રાખવાનો ખરચ ઓછો આવે એવી ચાલુ જેલમાં ફેરબદલી કરવાની વિનંતી; અટકાયતમાં પોતાની માંદગી દરમ્યાન મુલાકાતો માટેની શરતો તથા શ્રીમતી કસ્તુરબા તથા શ્રી. મહાદેવ દેસાઈની સમાધિ માટેની જગ્યા મેળવવાની વિનંતી, વગેરે બાબતોનો સમાવેશ થાય છે.

પ્યારેલાલ

## પ્રાસ્તાવિક પત્ર

'સુંદરવન'
ગાંધીગ્રામ,
જુહુ, ૧૦ જૂન, ૧૯૪૪

પ્રિય મિત્ર,

યરવડામાં નામદાર આગાખાનના મહેલમાં મારા કારાવાસ દરમ્યાન મારી અને હિંદી સરકાર તથા મુંબઈ સરકાર વચ્ચે થયેલા પત્રવહેવારની નકલોનાં બે પુસ્તકો આ સાથે હું આપને મોકલું છું.

એમાંના બીજા પુસ્તકમાં '૧૯૪૨-૪૩નાં રમખાણો માટે કૉંગ્રેસની જવાબદારી' એ નામના હિંદી સરકારના ચોપાનિયાના મારા જવાબની નકલ છે. પહેલા પુસ્તકમાં મજકૂર જવાબને અંગે થયેલા પત્રવહેવારની તથા જાહેર મહત્ત્વની બીજી પરચૂરણ બાબતો વિષેના પત્રવહેવારની નકલોનો સમાવેશ થાય છે.

પ્રેમાળ મિત્રોની મદદથી મેં એ પત્રવહેવારની નકલો સાઇક્લોસ્ટાઈલ કરાવી હતી. સરકારી સેન્સર ખાતાની બીકે કોઈ પણ છાપખાનામાં એ નકલો છપાવવાનો પ્રયાસ મેં કર્યો નથી. પરંતુ મજકૂર પત્રવહેવારમાં સરકારને રખે કશુંયે લશ્કરી દૃષ્ટિએ વાંધાભર્યું લાગે એટલા ખાતર મારી અને સરકાર વચ્ચે કેવા પ્રકારનો પત્રવહેવાર થયો હતો એ જેમણે જાણવું જોઈએ એમ મને લાગે છે તેવા મિત્રોને માત્ર તેમના ખાનગી ઉપયોગને અર્થે એની નકલો મોકલું છું. આપે જે સાવચેતી રાખવાની છે તેની મર્યાદામાં રહીને આપની નકલ આપ ઇચ્છો તે આપના મિત્રોને બતાવી શકો છો.

આ પત્રવહેવાર વિષે અને ખાસ કરીને હિંદી સરકારના ચોપાનિયાના મેં આપેલા જવાબમાંથી ઉદ્ભવતા મુદ્દાઓ પરત્વે આપ આપનું વલણ મને જણાવશો તો હું આપનો આભારી થઈશ. સરકારી તહોમતનામાની મહત્ત્વની દરેક બાબતનો જવાબ આપવા મેં પ્રયત્ન કર્યો છે. જેની સ્પષ્ટતા કરવાની જરૂર હોય એવા મુદ્દાઓ રહી જતા હોય તો તે હું જાણવા માગું છું.

લિ. આપનો
મો૦ ક૦ ગાંધી

# ભાગ ૧

## ૧. મુંબઈ સરકાર સાથેનો પત્રવહેવાર

### ખંડ ૧

### ૧

૧૦ ઑગસ્ટ, ૧૯૪૨

**પ્રિય સર રૉજર લુમ્લી,**

મને તથા મારા સાથી પ્રવાસીઓને લઈ જનાર ગાડી રવિવારે ચિંચવડ પહોંચ્યા પછી અમારામાંથી કેટલાકને તેમાંથી ઊતરવાને ફરમાવવામાં આવ્યું. શ્રીમતી સરોજિનીદેવી, શ્રીમતી મીરાંબાઈ, શ્રી. મહાદેવ દેસાઈ તથા મને મોટરમાં બેસવાનું જણાવવામાં આવ્યું. મોટરને પડખે જ બે મોટર-લારીઓ હતી. નાજુકાઈ ભરેલી કાળજીથી પ્રેરાઈને અમારે માટે ખાસ અલગ મોટરગાડી રાખવામાં આવી હતી એ વિષે મને શંકા નથી. મારે એ પણ કબૂલ કરવું જોઈએ કે, અમારી સાથેના અમલદારોએ કુનેહ અને વિનયપૂર્વક પોતાની ફરજ બજાવી હતી.

આમ છતાં પણ મારા સાથી કેદીઓને બે લારીઓમાં બેસવાનું ફરમાવવામાં આવ્યું ત્યારે મેં ઊંડી નામોશી અનુભવી. બધાને મોટરગાડીઓમાં ન લઈ જઈ શકાય એ હું સમજી શકું છું. આ પહેલાં મને જેલની મોટર-લારીમાં લઈ જવામાં આવતો હતો. અને આ વખતે પણ અમને અમારા સાથીઓ જોડે લઈ જવાં જોઈતાં હતાં. આ બનાવ વર્ણવવામાં મારો હેતુ સરકારને એ જાણ કરવાનો છે કે, બદલાયેલા સંજોગો તેમ જ બદલાયેલી મારી માનસિક સ્થિતિમાં, જે ખાસ હકો હું આજ સુધી કમને પણ સ્વીકારતો હતો તે હવે પછી હું સ્વીકારી શકું એમ નથી. મારી શારીરિક જરૂરિયાત માટે સરકાર જ્યાં સુધી ખાસ ખોરાક આપવાનું મંજૂર રાખે ત્યાં સુધી તે લેવા સિવાય, મારા સાથીઓને ન

મળતા હોય એવા કોઈ પણ ખાસ હકો કે સુખસગવડો આ વખતે હું સ્વીકારવા માગતો નથી.

બીજી એક બાબત તરફ પણ મારે તમારું લક્ષ ખેંચવું જોઈએ. મારા લોકોને મેં જણાવ્યું છે કે, આ વખતે આપણી રીત કારાવાસ નોતરવાની નથી; આ વખતે આપણે વધારે ઊંચી કોટીનાં બલિદાનને માટે તૈયાર થવાનું છે. અને તેથી જેમને પસંદ પડે તેઓ શાંતિપૂર્વક ધરપકડનો સામનો કરે. આથી અમારી સાથેના એક જુવાને આવી જાતનો સામનો કર્યો. તેથી તેને જેલના ખટારામાં બળજબરીથી હડસેલી દેવામાં આવ્યો. આ બીના જ પૂરતી કઢંગી હતી. પરંતુ, ધીરજ ખોઈ બેઠેલા એક અંગ્રેજ સારજંટે તેની સાથે ઉદ્ધત વર્તાવ દાખવ્યો અને જાણે તે એક લાકડાનો ટુકડો જ હોય એ રીતે બળજબરીથી તેને ખટારામાં ધકેલી દીધો. એ દુઃખદ દૃશ્ય હતું. મારા અભિપ્રાય મુજબ સારજંટનું વર્તન સુધારણાને પાત્ર છે. આવા દેખાવો વિનાયે લડત સારી પેઠે કડવાશભરી બની છે.

આ કામચલાઉ જેલ મારી સાથે પકડાયેલા બધાને સમાવી શકે એટલી મોટી છે. એ લોકોમાં સરદાર પટેલ અને તેમની દીકરી પણ છે. તેમની દીકરી તેમની સારવાર કરે છે તેમ જ તેમને માટે ખોરાક પણ તૈયાર કરે છે. ગઈ વખતે સરદારના કારાવાસ દરમ્યાન તેમનાં આંતરડાં સાવ કથળ્યાં હતાં તે હજી સુધર્યાં નથી. એથી કરીને તેમને માટે મને ઘણી જ ચિંતા રહે છે. તેમના છુટકારા પછી તેમના ખોરાક વગેરેનું ઘટતું નિયમન હું પોતે જ કરતો આવ્યો છું. તેમને તથા તેમનાં પુત્રીને મારી સાથે રાખવામાં આવે એવી મારી વિનંતિ છે. બીજા કેદીઓની બાબતમાં એમ કરવા માટે સરદાર તથા તેમની પુત્રીની બાબતમાં છે એટલાં સબળ કારણો નથી તોયે તેમને પણ એ જ રીતે મારી સાથે જ રાખવા જોઈએ. હું જણાવું છું કે, એક જ ધ્યેયને માટે પકડવામાં આવેલા સહકાર્યકર્તાઓને એકબીજાથી અળગા પાડવા એ વાજબી નથી, સિવાય કે તેઓ ભયંકર ગુનેગારો હોય.

સુપરિન્ટેન્ડન્ટે મને જણાવ્યું છે કે મને છાપાંઓ આપવામાં નહિ આવે. મારા એક સાથી કેદીએ ગાડીમાં મને રવિવારનું 'ઇવનિંગ ન્યૂસ' છાપું આપ્યું હતું. આ કટોકટીને પહોંચી વળવા માટે અખત્યાર કરેલી પોતાની નીતિનું સમર્થન કરતો હિન્દી સરકારનો ઠરાવ એમાં છે. એ ઠરાવમાં કેટલીક હડહડતી ખોટી બાબતો રજૂ કરવામાં આવી છે. એમને સુધારવાની તક મને મળવી જોઈએ. જેલ બહાર શું બની રહ્યું છે એની જાણ થયા વિના આ અને એવી બીજી બાબતો હું ન કરી શકું.

આ પત્રમાં ઉઠાવવામાં આવેલા મુદ્દાઓ અંગે ત્વરિત નિર્ણયની હું અપેક્ષા રાખી શકું ખરો?

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

૨

ન. એસ, ડી. ૫-૨-૩
હોમ ડિપાર્ટમેન્ટ (રાજકીય)
બોમ્બે કૅસલ, ૧૪ ઑગસ્ટ, ૧૯૪૨

મુંબઈ સરકારના હોમ ડિપાર્ટમેન્ટના સેક્રેટરી તરફથી,
શ્રી. મો૦ ક૦ ગાંધીને,
આગાખાન મહેલ, યરવડા

**સાહેબ,**

૧૦મી તારીખના નામદાર ગવર્નર ઉપરના તમારા પત્રની બાબતમાં મને તમને એમ જણાવવાનું ફરમાવવામાં આવ્યું છે કે, તમારી અટકાયતની મર્યાદાઓની બાબતમાં અત્યારે કોઈ પણ પ્રકારનો ફેરફાર કરવાનો ઇરાદો રાખવામાં આવતો નથી. અને તેથી શ્રી. વલ્લભભાઈ પટેલ તથા તેમની દીકરીને નામદાર આગાખાનના મહેલમાં અટકાયતમાં રાખવાની તમારી વિનંતિ મંજૂર રાખી શકાય એમ નથી. વળી અત્યારે તમને છાપાંઓ આપવાનો પણ ઇરાદો નથી.

લિ. તમારો
**જે૦ એમ૦ સ્લેડન**
મુંબઈ સરકારના હોમ ડિપાર્ટમેન્ટના સેક્રેટરી

## ૩

અટકાયતી કેદીઓએ લખવાના તથા આવેલા પત્રો મેળવવાને લગતા નિયમો.

(તા. ૨૬-૮-'૪૨ને રોજ સાડા નવ વાગ્યે સુપરિન્ટેન્ડન્ટે જણાવ્યા.)

અટકાયતી કેદીઓને માત્ર તેમના કુટુંબનાં માણસોને જ કાગળો લખવાની તથા તેમના તરફથી આવેલા પત્રો મેળવવાની છૂટ આપવામાં આવે છે.

એ પત્રોમાં કેવળ અંગત અને કૌટુંબિક બાબતોનો જ સમાવેશ થવો જોઈએ.

તેમને ક્યાં આગળ અટકમાં રાખવામાં આવ્યા છે એ હકીકત ખુલ્લી પાડે એવું કશુંયે એ પત્રોમાં ન હોવું જોઈએ તથા તેમના કુટુંબના માણસો ઉપર પત્રો લખતી વખતે તેમણે તેમને જણાવવું કે, તેમની ઉપર મોકલવાના કાગળો ઉપર "c/o મુંબઈ સરકારના હોમ ડિપાર્ટમેન્ટના સેક્રેટરી" એવું સરનામું તેમણે કરવું.

શ્રી. મો. ક. ગાંધી જોવા ઇચ્છતા હોય એવાં છાપાંઓ, વાજબી સંખ્યામાં — તેમની ધરપકડના સમયથી માંડીને તેમના પાછલા અંકો સહિત — તેમને આપવાની છૂટ આપવાનું ઠરાવવામાં આવ્યું છે. છાપાંની યાદી તેમના પાસેથી મેળવવી અને તરત જ સરકાર ઉપર રવાના કરવી.

## ૪

મુંબઈ સરકારના હો૰ ડિ૰ ના સેક્રેટરીને,

**સાહેબ,**

અટકાયતી કેદીઓએ લખવાના કાગળોને અંગે સરકારના હુકમોની બાબતમાં જણાવવાનું કે, છેલ્લાં પાંત્રીસ વરસથી કૌટુંબિક જીવન ગાળવાનું છોડીને, જેઓ વત્તાઓછા પ્રમાણમાં મારા જેવા વિચારો ધરાવે છે એવા સાથીઓના સહવાસમાં જેને આશ્રમજીવન તરીકે ઓળખાવવામાં આવે છે એવું જીવન હું જીવી રહ્યો છું,

એની સરકારને જાણ હોય એમ લાગતું નથી. જેમને હું હમણાં જ ખોઈ બેઠો છું અને જેમનો જોટો મળી શકે એમ નથી એવા મહાદેવ દેસાઈ એમાંના એક સાથી હતા. તેમનાં પત્ની તથા તેમનો એકનો એક દીકરો વરસો થયાં મારી સાથે રહીને આશ્રમજીવન ગાળી રહ્યાં છે. જો હું આ વિધવાને તેમ જ તેના પુત્ર કે આશ્રમમાં રહેતાં સ્વર્ગસ્થનાં બીજાં કુટુંબીજનોને ન લખી શકતો હોઉં, તો પછી બીજા કોઈને લખવામાં મને રસ નથી. મારું લખાણ હું અંગત કે કૌટુંબિક બાબતોમાં પણ મર્યાદિત ન કરી શકું. જો મને પત્ર લખવાની છૂટ આપવામાં આવે જ તો સ્વર્ગસ્થને સોંપેલી અનેક બાબતો વિષે મારે સૂચના આપવી જ રહી. એને રાજકારણ જોડે કશો સંબંધ નથી. રાજકારણ એ તો મારી પ્રવૃત્તિઓનો સૌથી ગૌણ ભાગ છે. ચરખાસંઘ અને એવાં બીજાં મંડળોને હું દોરવણી આપું છું. ખુદ સેવાગ્રામ આશ્રમની પોતાની પણ, જેને સામાજિક, કેળવણીવિષયક અને માનવદયાની કહી શકાય, એવી અનેક પ્રવૃત્તિઓ છે. એ બધી પ્રવૃત્તિઓ અંગેના કાગળો મને મળવા જોઈએ તથા એમને અંગે મારે પત્રો લખવા જોઈએ. સદ્ગત ઍન્ડ્રૂઝ સ્મારક ફાળો પણ પડ્યો છે. એને અંગેની એક મોટી રકમ મારી પાસે પડેલી છે. એ રકમના વિનિયોગ માટે પણ મારે સૂચનાઓ આપવી રહી. એના સંબંધમાં શાંતિનિકેતનના વ્યવસ્થાપકો જોડે મારે પત્રવહેવાર કરવો જોઈએ. મારી ધરપકડ વખતે મારાં પત્નીની સોબત ઉપરાંત શ્રી. પ્યારેલાલ નાયરની સોબત આપવાનું મને જણાવવામાં આવ્યું હતું, તે પ્યારેલાલ નાયરને પણ હજી અહીં મોકલવામાં આવ્યા નથી. એ મહાદેવ દેસાઈની સાથે મારા મંત્રી હતા. તેઓ ક્યાં છે એ વિષે મેં આઈ. જી. પી.ને પૂછ્યું છે. તેમને વિષે તથા, પોતાની આંતરડાંની પીડાના નિવારણને અર્થે જેઓ મારી દેખરેખ નીચે હતા તે સરદાર વલ્લભભાઈ વિષે પણ હું કશીયે ખબર મેળવી શકતો નથી. તેમના સ્વાસ્થ્ય તથા સુખસમાચારની બાબતમાં હું પત્રવહેવાર ન કરી શકું તો હું ફરીથી જણાવું છું કે, મને આપવામાં આવેલી છૂટનો મારે મન કશોયે અર્થ નથી.

આ પત્રમાં જણાવ્યા મુજબના પત્રવ્યવહારની સગવડ સરકાર મને ન આપી શકે તોયે તે મારી મુશ્કેલી સમજશે એવી હું આશા રાખું છું.

અટકાયતી છાવણી,
૨૭–૮–'૪૨

તમારો
મો૦ ક૦ ગાંધી

## ૫

નં. એસ. ડી. ૫-૧૦૧૧
હોમ ડિપાર્ટમેન્ટ (રાજકીય)
બૉમ્બે કૅસલ, ૨૨ સપ્ટેમ્બર, ૧૯૪૨

મુંબઈ સરકારના હો૦ ડિ૦ ના સેક્રેટરી તરફથી
શ્રી. મો૦ ક૦ ગાંધીને

**સાહેબ,**

૨૭ ઑગસ્ટ ૧૯૪૨ના તમારા પત્રના જવાબમાં જણાવવાનું કે, સેવાગ્રામના જે આશ્રમવાસીઓ જોડે કેવળ અંગત અને કૌટુંબિક બાબતો અંગે તમે પત્રવ્યવહાર કરવા ઇચ્છતા હો, તેમના નામની યાદી મોકલવાની તમને વિનંતી કરવાનું મને ફરમાવવામાં આવ્યું છે. સંપૂર્ણપણે અંગત અને કૌટુંબિક સિવાયની કેટલીક બાબતો અંગે તમને પત્રો લખવા દેવા જોઈએ તેમ જ એ અંગેના બહારથી આવેલા પત્રો તમને મળવા જોઈએ એવી તમારી બીજી માગણી વિષે તમને સરકારનો નિર્ણય જણાવવાનો કે, તમારા પત્રવ્યવહારનું ક્ષેત્ર આ રીતે વધારવું એ તમને અટકાયતમાં રાખવાના હેતુઓ સાથે બંધ બેસશે નહિ.

લિ. તમારો
**જે૦ એમ૦ સ્લેડન**
મુંબઈ સરકારના હો૦ ડિ૦ ના સેક્રેટરી

## ૬

મુંબઈ સરકારના હો૦ ડિ૦ ના સેક્રેટરી, મુંબઈ

**સાહેબ,**

૨૨મી સપ્ટેમ્બરના તમારા પત્રની બાબતમાં તમને જણાવવાનું કે, ૨૭ ઑગસ્ટ ૧૯૪૨ના મારા પત્રમાં મેં જણાવેલી બિનરાજકીય બાબતોનો પણ મારા પત્રોમાં હું ઉલ્લેખ ન કરી શકું એમ હોવાથી સરકારે મને આપેલા હકોનો હું ઉપયોગ કરી શકું એમ નથી.

અટકાયતી છાવણી,
૨૫–૯–'૪૨

લિ. તમારો
મો૦ ક૦ ગાંધી

# ખંડ ૩

## ૭

**ચિમનલાલ**

આશ્રમ, સેવાગ્રામ, વર્ધા

મહાદેવ એકાએક ગુજરી ગયા. આગળથી એનું કશુંયે સૂચન મળ્યું નહોતું. ગઈ રાત્રે એ સારી રીતે ઊંઘ્યા હતા. નાસ્તો કર્યો. મારી સાથે ફર્યા. સુશીલા તથા જેલના દાક્તરોએ તેમનાથી બનતું બધું કર્યું. પણ ઈશ્વરની ઇચ્છા જુદી જ હતી. મેં અને સુશીલાએ એમના દેહને સ્નાન કરાવ્યું. ફૂલોથી ઢંકાયેલો એમનો દેહ શાંતિથી પડ્યો છે. પાસે ધૂપ બળે છે અને હું તથા સુશીલા ગીતાનો પાઠ કરી રહ્યાં છીએ. મહાદેવ તો એક યોગી અને દેશભક્તનું અવસાન પામ્યા. દુર્ગા, બાબલો તથા સુશીલાને કહેજો કે, શોકની મનાઈ છે. આવા ઉમદા મૃત્યુની પાછળ તો કેવળ આનંદ જ હોય. મારી સામે જ એમને અગ્નિદાહ દેવાય છે. એમના અવશેષો રાખીશ. દુર્ગાને આશ્રમમાં રહેવાની સલાહ આપજો. પણ એને તેનાં સંબંધીઓને ત્યાં જવું હોય તો ભલે જાય. હું આશા રાખું છું કે બાબલો હિંમત રાખશે અને મહાદેવની જગ્યા યોગ્ય રીતે પૂરવાને માટે તૈયાર થશે. પ્રેમપૂર્વક

૧૫-૮-'૪૨ — બાપુ

## ૮

મુંબઈ સરકારના હો૦ ડિ૦ ના સેક્રેટરી, મુંબઈ

**સાહેબ,**

ગઈ કાલે ખા૦ બ૦ કટેલીએ સદ્ગત મહાદેવ દેસાઈનાં પત્ની તથા પુત્રના પત્રો મને આપ્યા. એ પત્રો આપતી વખતે ખાન બહાદુરે મને જણાવ્યું કે, મારા 'પત્રો' રવાના કરવામાં થયેલી ઢીલની બાબતમાં તેમણે ખુલાસો કરવો જોઈએ. પરંતુ તે કશોયે ખુલાસો આપી ન શક્યા. એટલું જ નહિ, આ હદ બહારની ઢીલ માટે ખેદ દર્શાવવાનો વિવેક સરખો ન બતાવાયો. સ્વજનના વિયોગ-દુઃખથી શોકાતુર બનેલાં પત્ની અને પુત્રની લાગણી પરત્વે મુંબઈના સેક્રેટરિયેટમાં બેપરવાઈ વર્તતી જણાય છે.

આ પત્રો ઉપરથી મને એમ જણાય છે કે, દેખીતી રીતે જ જે તાર હતો તથા એક્સપ્રેસ તાર તરીકે મોકલવાની વિનંતી સાથે

આઈ. જી. પી.ને જે આપવામાં આવ્યો હતો તેને એક પત્ર તરીકે ટપાલમાં રવાના કરવામાં આવ્યો હતો. તાર મારફતે રવાના કરવાના સંદેશાને ટપાલમાં કેમ રવાના કરવામાં આવ્યો એ વિષે મને જણાવવામાં આવે એમ ઇચ્છું છું. તા. ૨૭–૮–'૪૨ના મારા પત્રનો કશો જવાબ મને મળ્યો નથી એની હું સરકારને યાદ આપું છું. સદ્ગત મહાદેવ દેસાઈનાં વિધવા અને તેમના પુત્ર એ પત્રની બાબતમાં દષ્ટાંતો છે. મારા તથા મારાં પત્નીના પત્રોથી તેમને શાતા વળે એ વિષે લવલેશ શંકા નથી. પરંતુ મનાઈહુકમને કારણે અમે તેમને પત્ર ન લખી શકીએ.

અટકાયતી છાવણી
૧૯ સપ્ટેમ્બર '૪૨

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**
( અટકાયતી કેદી )

૯

નં. એસ. ડી. ૫/–૧૦૮૪
હોમ ડિપાર્ટમેન્ટ (રાજકીય)
બૉમ્બે કૅસલ, ૨૪ સપ્ટેમ્બર, ૧૯૪૨

મુંબઈ સરકારના હો૦ ડિ૦ ના સેક્રેટરી તરફથી
શ્રી. મો૦ ક૦ ગાંધીને

**સાહેબ,**

તા. ૧૯મીના તમારા પત્રની બાબતમાં મને એમ જણાવવાને ફરમાવવામાં આવ્યું છે કે, સદ્ગત મહાદેવ દેસાઈનાં વિધવાને તમારો સંદેશો પહોંચાડવામાં થયેલી ઢીલ ગેરસમજને કારણે થવા પામી હતી. એને માટે દિલગીરી દર્શાવવામાં આવે છે. હિંદી સરકારે સ્વર્ગસ્થની વિધવા આગળ એ માટે દિલગીરી વ્યક્ત કરી છે. આ ખબર છાપાંઓમાં પ્રગટ થઈ ચૂકી છે.

તમારા પત્રવહેવારને અંગે મજકૂર પત્રમાં તમે ઉપસ્થિત કરેલા બીજા મુદ્દાની બાબતમાં હું મારા ૨૨મી સપ્ટેમ્બર, ૧૯૪૨ના નં. એસ. ડી. ૯/–૧૦૧૧ મારા પત્ર તરફ તમારું લક્ષ ખેંચું છું.

લિ. તમારો
**જે૦ એમ૦ સ્લેડન**
મુંબઈ સરકારના હો૦ ડિ૦ના સેક્રેટરી

## ૧૦

મુંબઈ સરકારના હો૦ ડિ૦ના સેક્રેટરી, મુંબઈ

**સાહેબ,**

આ સાથે તા. ૨૪મીના 'બૉમ્બે ક્રૉનિકલ'માંથી એક કાપલી બીડું છું. મજકૂર કાપલીમાંના લખાણના લેખકે વ્યક્ત કરેલો ભય વાજબી છે કે કેમ, અને વાજબી હોય તો તે કેટલા પ્રમાણમાં, એ વિષે મને માહિતી આપવામાં આવશે તો હું આભારી થઈશ.

અટકાયતી છાવણી
૨૬–૧૦–'૪૨

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૧૧

નં. ૧૦ સાથે બીડેલી કાપલી

'બૉમ્બે ક્રૉનિકલ' ઑક્ટોબર ૨૮, ૧૯૪૨ — પાનું ચોથું

**સરકાર અને 'નવજીવન મુદ્રણાલય'**

'બૉમ્બે ક્રૉનિકલ'ના તંત્રીને

**સાહેબ,**

'હરિજન' તથા તેની સાથેનાં મહાત્મા ગાંધીનાં બીજાં અઠવાડિકોનું પ્રકાશન બંધ કરવાને માટે દરોડો પાડીને સરકારે નવજીવન કાર્યાલયનાં બધાંયે પ્રકાશનો વગેરે સહિત, 'નવજીવન મુદ્રણાલય'નો કબજો લીધો. પરંતુ થોડા વખત પછી પ્રકાશન ઇત્યાદિ તેણે પાછાં સોંપ્યાં. નવજીવન મુદ્રણાલય તથા કાર્યાલય ઉપર પાડવામાં આવેલો દરોડો, તેનો લેવાયેલો કબજો તથા થોડા વખત પછી પ્રકાશનો વગેરે પાછાં સોંપવામાં આવ્યાં તે વિષે છાપાંઓમાં વખતોવખત તૂટક તૂટક અને અધૂરા હેવાલો પ્રગટ થયા છે. એથી કરીને એ બનાવોના સમગ્ર ક્રમનો ટૂંક હેવાલ જાહેર પ્રજા સમક્ષ મૂકવો જરૂરી છે.

પૂ૦ ગાંધીજી તથા સ્વ. મહાદેવભાઈ દેસાઈની ૯મી ઑગસ્ટ ૧૯૪૨ના દિને થયેલી ધરપકડ પછી શ્રી. કિશોરલાલ મશરૂવાળાના તંત્રીપણા નીચે 'હરિજન' પ્રગટ થતું હતું.

'હરિજન'નો એક અંક પ્રગટ થયા પછી ૧૯૪૨ના ઑગસ્ટની ૨૧મી તારીખે પોલીસોએ "નવજીવન મુદ્રણાલય" ઉપર દરોડો

પાડયો અને છાપખાનું તથા તેની બીજી સાધનસામગ્રી તેમ જ કંપોઝ કરેલા ફરમાઓ, ગેલીઓ તથા તા. ૨૩ મીએ પ્રગટ કરવાના 'હરિજન'ના અંકની કેટલીક છાપેલી નકલોનો કબજો લીધો. એ જ દિવસે રાત્રે તથા બીજે દિવસે છાપવાનાં યંત્રોના મહત્ત્વના ભાગો તે કાઢી ગયા તથા 'હરિજન' તેમ જ તેની સાથેનાં અઠવાડિકોના જૂના નવા બધાયે અંકો, અને ૧૯૩૩થી ૧૯૪૨ની સાલ સુધીની તેમની પુસ્તકાકારે બાંધેલી બધીયે ફાઈલો તેઓ ઉપાડી ગયા. લાયબ્રેરીનાં પુસ્તકો, કેટલીક હસ્તપ્રતો, સામાન્ય સામયિકો, ફાઈલો, ટાઈપરાઈટર, સાઇક્લોસ્ટાઇલ મશીન, તથા કેરોસીનના ડબ્બા વગેરે સુધ્ધાં ઉપાડી જવામાં આવ્યાં. પ્રકાશન ખાતાના તથા પુસ્તક-બાંધણી ખાતાનાં બધાંયે મકાનો તેમ જ છાપવાના કાગળોની વખારોને પણ સીલ મારવામાં આવી.

છાપાં બંધ કરી દેવાનો સરકાર હુકમ કરે કે તરત જ બધાંયે અઠવાડિકો બંધ કરવાની સૂચના ગાંધીજીએ 'નવજીવન કાર્યાલય'ના વ્યવસ્થાપકને આપી દીધી છે એ મતલબના તા. ૧૯–૭–'૪૨ના 'હરિજન'ના અંકમાં પ્રગટ થયેલા તેઓશ્રીના જાહેર નિવેદનને લક્ષમાં રાખીને વ્યવસ્થાપકે એ સૂચનાઓનો સંપૂર્ણપણે અમલ કર્યો હોત. પરંતુ સરકારે તો ઉપર પ્રમાણે વર્તવાનું જ ઉચિત ધાર્યું. કબજો લેવાના મૂળ હુકમમાં બધાંયે પ્રકાશનો તથા પુસ્તકાલય વગેરેનો કબજો લેવાનું વાજબી ઠરાવે એવું કશું જ નથી. પરંતુ સરકારે તો બધાંયે ખાતાંને સીલ માર્યાં અને તેમને પોલીસ તથા લશ્કરી પહેરા નીચે મૂકી દીધાં.

લગભગ એક માસ સુધી આમ ચાલ્યું. ૧૯૪૨ના સપ્ટેમ્બરની ૨૫મી તારીખે એકાએક વ્યવસ્થાપક કોણ છે એની સીટી મૅજિસ્ટ્રેટે તપાસ કરાવી અને તેમને પોતાની સમક્ષ બોલાવ્યા. તેમને મૌખિક જણાવવામાં આવ્યું કે, છાપખાનું, છાપખાનાના કાગળો તથા 'હરિજન'-ની ફાઈલો સિવાય બીજું બધું પાછું સુપરત કરવાનું છે. આથી, બીજે દિવસે સીલ તોડીને પ્રકાશનો સુપરત કરવામાં આવ્યાં. એ જ વખતે છાપવાના બધા કોરા કાગળો, બીબાં તથા છાપકામ અંગેનું બીજું રાચરચીલું ઘાસની પેઠે મોટરલોરીમાં ખડકીને ઉપાડી જવામાં આવ્યું.

તેઓ છાપવાનાં યંત્રો આપવા માગતા હતા, પરંતુ એ યંત્રોના જે મહત્ત્વના ભાગો તેઓ લઈ ગયા હતા તે આપવાની તેમણે ના પાડી. જે કાંઈ આપવામાં આવે તે સ્વીકારી લેવાનું વ્યવસ્થાપકને જણાવવામાં આવ્યું. વધુમાં તેમને એમ પણ જણાવવામાં આવ્યું કે, જેવી હોય તેવી સ્થિતિમાં જો તે ન સ્વીકારી લે તો ચોકીપહેરો ઉઠાવી લેવામાં આવશે અને પછી યંત્રોને માટે તે જવાબદાર રહેશે. કામચલાઉ વ્યવસ્થાપકે જણાવ્યું કે તેના મહત્ત્વના ભાગો વિના યંત્રો ચાલી શકે નહિ, એટલે એવી વેરવિખેર સ્થિતિમાં તેમને મારે શું કામ લેવાં?

પછીથી સીટી મેજિસ્ટ્રેટે ચોકીપહેરો ઉઠાવી લીધો અને, મકાન હવે સરકારના કબજામાં નથી, એવી મતલબની નોટિસ તેના બારણા ઉપર ચોડી. આ પછી સીટી મેજિસ્ટ્રેટે છાપખાનાના કામચલાઉ વ્યવસ્થાપક ઉપર રજિસ્ટર પોસ્ટથી એ મકાનની ચાવીઓ મોકલી આપી, પરંતુ તેમણે તે સ્વીકારવાની ના પાડી.

આ રીતે નવજીવન કાર્યાલય ને તેનાં પ્રકાશનો તથા તેનું પુસ્તકાલય વગેરે પાછું મળ્યું છે. પરંતુ બિલકુલ ચાલી ન શકે એવી વેરવિખેર હાલતમાં છાપવાનું યંત્ર મકાનમાં પડ્યું છે અને નવજીવન કાર્યાલય પાસે તેનો કબજો નથી. લગભગ પચાસ હજારની કિંમતના છાપવાના કાગળો, ટાઈપો, કેટલીક મહત્ત્વની હસ્તપ્રતો, કેરોસીનના ડબ્બા, ટાઈપરાઈટર, સાઈક્લોસ્ટાઈલ મશીન, વીજળીનો પંખો અને આરંભથી છેવટ સુધીની 'હરિજન'ની બધી ફાઈલો ઇત્યાદિ પણ પાછું આપવામાં આવ્યું નથી. એટલું જ નહિ પણ એક સ્થાનિક છાપાએ તેના તા. ૨૮–૯–'૪૨ના અંકમાં જાહેર કર્યું છે કે, બધી જ ફાઈલોનો નાશ કરવામાં આવ્યો છે. હજી સુધી સરકારે એ હેવાલનો ઇન્કાર કર્યો નથી.

"બોમ્બે ક્રોનિકલ"ના શબ્દોમાં કહીએ તો, કોઈ પણ સરકાર આવું જંગલી આચરણ કરે એમ અમે માની શકતા નથી. લાગતા-વળગતા સત્તાવાળાઓ આ બાબતમાં નિવેદન બહાર પાડે તો ઠીક થશે.

અમદાવાદ, લિ. તમારો

તા. ૨૦ ઓક્ટોબર, ૧૯૪૨ કરીમભાઈ વોરા

નવજીવન કાર્યાલય

નં. એસ. ડી. ૩/૨૬૧૩
હોમ ડિપાર્ટમેન્ટ (રાજકીય),
બૉમ્બે કૅસલ, ૫ નવેમ્બર, ૧૯૪૨

મઈ સરકારના હો૦ ડિ૦ના સેક્રેટરી તરફથી .
શ્રી. મો૦ ક૦ ગાંધીને,
હેબ,

તા. ૨૬ ઑક્ટોબરના તમારા મારા ઉપરના પત્રના જવાબમાં ને તમુને એમ જણાવવાને ફરમાવવામાં આવ્યું છે કે, સરકારે મદાવાદના ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટને 'નવજીવન મુદ્રણાલય'માંથી હાથ વામાં આવેલું બધુંય વાંધાભર્યું સાહિત્ય, દા. ત. 'હરિજન' પાની જૂની નકલો, પુસ્તકો, ચોપાનિયાં અને બીજા પરચૂરણ ગળો વગેરેનો નાશ કરવાની અને વાંધાભરી ન હોય એવી બીજી તુઓ તેના માલિકને પાછી સોંપવાની સૂચના કરી હતી.

ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ પાસેથી મેં જાણી લીધું છે કે, ૧૯૩૩ ની લથી માંડીને આજ સુધીની 'હરિજન'ની બધીયે જૂની ફાઈલોનો માં સમાવેશ થાય છે, એવો તેમણે એ હુકમનો અર્થ કર્યો છે. ને એ જૂની ફાઈલોનો નાશ પણ કરવામાં આવ્યો છે.

લિ. તમારો
જે૦ એમ૦ સ્લેડન
મુંબઈ સરકારના હો૦ ડિ૦ના સેક્રેટરી

## ખંડ ૫

### ૧૩

ક્સપ્રેસ
મઈ સરકારના હો૦ ડિ૦ના સેક્રેટરી,

એલ્ફિન્સ્ટન કૉલેજના એક વખતના ફેલો, પ્રો. ભણસાળીએ ૯૨૬ની સાલમાં કૉલેજ છોડી અને સાબરમતી આશ્રમમાં તે જોડાયા. જિંદાં છાપાંમાં એવી ખબરો છે કે, તે ચિમૂરના કહેવાતા ત્યાચારોને અંગે વર્ધાના સેવાગ્રામ આશ્રમ પાસે નિર્જળા ઉપવાસ

કરી રહ્યા છે. તેમના ઉપવાસનું કારણ જાણવા તથા તેમની સ્થિતિ કેવી છે તે જાણવાને માટે સુપરિન્ટેન્ડન્ટ મારફતે તેમની સાથે હું તારથી વાતચીત કરવા માગું છું. મને જણાય કે નૈતિક દૃષ્ટિએ તેમનો ઉપવાસ વાજબી નથી તો હું તેમને ઉપવાસ છોડવાને સમજાવવા માગું છું. માનવતાની ખાતર હું આ વિનંતી કરું છું.

૨૪–૧૧–'૪૨ ગાંધી

## ૧૪

મુંબઈ ઇલાકાના જેલોના ઇન્સ્પેક્ટર જનરલ,

સાહેબ,

પ્રો. ભણસાળી, જેઓ ઉપવાસ કરતા હોવાનું જણાવવામાં આવ્યું છે તેમની બાબતમાં મુંબઈ સરકારના હો૦ ડિ૦ના સેક્રેટરીને તાકીદી તાર કરવા માટેનું લખાણ મેં ગઈ કાલે સવારે આશરે પોણાનવ વાગ્યે મોકલ્યું છે. મદ્રાસના 'હિંદુ' છાપાના હેવાલ મુજબ ગઈ ૧૧મી તારીખથી અને 'બોમ્બે ક્રોનિકલ'ના જણાવવા પ્રમાણે ગયા બુધવારથી પ્રોફેસર ઉપવાસ કરી રહ્યા હોય એમ જણાય છે. એટલે સ્વાભાવિક રીતે જ હું ચિંતાતુર બન્યો છું. આવા દાખલાઓમાં સમય એ સૌથી મહત્ત્વની વસ્તુ છે. એથી કરીને, મારા તારની બાબતમાં તાકીદે જવાબ આપવાને મુંબઈ સરકારને કરેલી મારી વિનંતી તમે ટેલિફોન યા તો તાર દ્વારા તેને પહોંચાડી શકો તો હું તમારો આભારી થઈશ.

લિ. તમારો

૨૫–૧૧–'૪૨ મો૦ ક૦ ગાંધી

## ૧૫

નં. એસ. ડી. ૬/–૨૮૯૧

હોમ ડિપાર્ટમેન્ટ (રાજકીય)

બોમ્બે કૅસલ, ૩૦ નવેમ્બર, ૧૯૪૨

મુંબઈ સરકારના હો૦ ડિ૦ના વધારાના સેક્રેટરી તરફથી

શ્રી. મો૦ ક૦ ગાંધીને

સાહેબ,

પ્રો. ભણસાળીના ઉપવાસને અંગેના તમારા તા. ૨૪મીના તારના સંદેશા બાબતમાં મને એમ જણાવવાને ફરમાવવામાં આવ્યું

છે કે, તેમની સાથે (તાર ટપાલથી) વાતચીત કરવાની તમારી વિનંતી સરકાર મંજૂર કરી શકે એમ નથી.

આમ છતાં પણ માનવતાને ખાતર, જો તમે આ ઉપવાસ છોડી દેવાને તેમને સલાહ આપવાને ચહાતા હો તો આ સરકાર તેમને તમારી સલાહ પહોંચાડવાની ગોઠવણ કરશે.

લિ સેવક

મુંબઈ સરકારના હો૦ ડિ૦ના વધારાના સેક્રેટરીની સહી

## ૧૬

અટકાયતી છાવણી

૪ થી ડિસેમ્બર, '૪૨

સાહેબ,

ગઈ તા. ૩૦મીનો તમારો પત્ર મને ગઈ કાલે એટલે કે ચાલુ માસની ૩જી તારીખે મળ્યો. જેમની જિંદગી જોખમમાં મુકાયેલી જણાય છે એવા એક પ્રિય સાથીના સંબંધમાં તારથી મોકલાયેલા મારા સંદેશાનો જવાબ, મારો સંદેશો મોકલ્યા પછી દશ દિવસ બાદ પત્ર દ્વારા મને મળે એ વસ્તુની હું ઊંડા ખેદપૂર્વક નોંધ લઉં છું.

મારી વિનંતી સરકારે તરછોડી એને માટે હું દિલગીર છું. અમુક સંજોગોમાં ઉપવાસ વાજબી અને જરૂરી હોય છે એમ હું માનતો હોવાથી, પ્રો. ભણસાળી પાસે તેને માટે વાજબી કારણો નથી એ જાણ્યા વિના, તેમને પોતાના ઉપવાસ છોડી દેવાની સલાહ આપવાને હું અસમર્થ છું. છાપાંના હેવાલોને સાચા માનીએ તો તેમના ઉપવાસ માટે વાજબી ભૂમિકા હોય એમ લાગે છે, અને મારે જો એ મારા મિત્રને ગુમાવવા જ જોઈએ એમ હોય, તો સંતોષપૂર્વક મારે તેમ કરવું રહ્યું.

લિ. તમારો

**મો૦ ક૦ ગાંધી**

મુંબઈ સરકારના હો૦ ડિ૦ના વધારાના સેક્રેટરી

# ૨. લૉર્ડ લિનલિથગો તથા હિંદી સરકાર સાથેનો પત્રવહેવાર

## ખંડ ૧

### ૧૭

આગાખાનનો મહેલ,
યરવડા,
૧૪ ઑગસ્ટ, ૧૯૪૨

**પ્રિય લૉર્ડ લિનલિથગો,**

હિંદી સરકારે ઉતાવળ કરી કટોકટી આણવામાં ભૂલ ખાધી છે. આ પગલું વાજબી હતું એમ પુરવાર કરવાને સરકાર તરફથી જે ઠરાવ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તેમાં ઘણી વાતો ખોટા ને વિકૃત રૂપમાં રજૂ કરવામાં આવી છે. તમારા હિંદી 'સાથીઓ'ની સંમતિ તમને મળેલી છે એ હકીકતનો તો માત્ર એટલો જ અર્થ છે કે, હિંદુસ્તાનમાં એવા લોકોની સેવા તમે હમેશાં માગી મેળવી શકો છો. લોકો અને પક્ષો ભલે ગમે તેમ કહે, પણ અંગ્રેજોએ હિંદમાંથી ખસી જવું એવી જે માગણી કરવામાં આવી છે તેને માટે આવા લોકોનો સરકાર સાથેનો સહકાર એક વધુ કારણ પૂરું પાડે છે.

ઓછામાં ઓછું હું સામુદાયિક લડત ઉપાડું ત્યાં લગી તો હિંદી સરકારે રાહ જોવી ઘટતી હતી. મેં જાહેર રીતે કહ્યું છે કે, કોઈ પણ સક્રિય પગલું ભરતા પહેલાં તમને એક કાગળ લખવાનો મારો પૂરેપૂરો વિચાર હતો. એમાં, તમને મહાસભાની માગણી તટસ્થપણે તપાસવાને વિનંતી કરવાની હતી. તમે જાણો છો તેમ, મહાસભાની માગણીની કલ્પનામાં જે જે ત્રૂટી જડી છે તે દરેકને તેણે તરત પૂરી કરી છે. તે જ પ્રમાણે તમે જો મને તક આપી હોત તો હું દરેક મુસીબતનો વિચાર કરીને કંઈક તોડ કાઢી શક્યો હોત. સરકારે એકાએક જે પગલું ભર્યું તે પરથી તો એમ માનવાને કારણ મળે છે કે, મહાસભા જે અતિશય સાવચેતી ને

ધીમાશથી સત્યાગ્રહની દિશામાં આગળ વધતી હતી તેને લીધે જગતનો લોકમત મહાસભા તરફ વળશે — વળવા માંડયો પણ હતો — અને મહાસભાની માગણીને તુચ્છકારવા માટે સરકારે જે કારણો બતાવ્યાં છે તેનું પોકળપણું ખુલ્લું પડી જશે, એવી બીક સરકારને લાગી હોવી જોઈએ. મેં શુક્રવારે તથા મહાસમિતિએ ઠરાવ પસાર કર્યો પછી શનિવારે રાતે આપેલાં મારાં ભાષણોના સત્તાવાર હેવાલની રાહ તો તેમણે જોવી જ ઘટતી હતી. તે હેવાલો પરથી તમે જોઈ શક્યા હોત કે હું ઉતાવળે કામ કરવાનો નહોતો. એ ભાષણોમાં મેં જે વચગાળાની ઝાંખી કરી હતી તેનો લાભ તમારે લેવો જોઈતો હતો, અને મહાસભાની માગણી સંતોષવાના બને એટલા રસ્તા ખોળી વળવા જોઈતા હતા.

સરકારી ઠરાવમાં કહ્યું છે: 'શાણપણનો વિજય પ્રવર્તશે એ આશામાં હિંદી સરકારે ધીરજથી રાહ જોઈ છે, પણ તેની એ આશા એળે ગઈ છે.' હું ધારું છું કે અહીં શાણપણનો અર્થ એ છે કે મહાસભાએ તેની માગણી છોડી દેવી. જે માગણી સર્વ કાળે વાજબી છે તેનો ત્યાગ કરવામાં આવે એવી આશા હિંદુસ્તાનને સ્વાતંત્ર્યની બાંહેધરી આપવાને બંધાયેલી સરકારે શા સારુ રાખવી જોઈએ? એ માગણી તે શું એવો પડકાર છે કે એ માગણી કરનાર પક્ષની જોડે ધીરજથી દલીલ કરવાને બદલે તેની સામે તત્કાળ દમન જ ચલાવ્યે છૂટકો હોય? એ માગણી સ્વીકારવાથી "હિંદુસ્તાન અંધાધૂંધીમાં ડૂબી જાય" એમ કહેવું એ માનવજાતિના ભોળપણ પર બહુ મોટી મદાર બાંધવા જેવી વાત છે. વસ્તુતઃ તો એ માગણીનો અતિ ઉતાવળે અસ્વીકાર કરવાથી પ્રજા અને સરકાર અંધાધૂંધીમાં ડૂબી ગયાં છે. મહાસભા તો હિંદ મિત્રરાજ્યોનો પક્ષ અપનાવે એ માટે પૂરેપૂરો પ્રયત્ન કરી રહી હતી.

વળી સરકારી ઠરાવ કહે છે કે: "ગવર્નર જનરલ અને તેની કાઉન્સિલને છેલ્લા કેટલાક દિવસથી એવી પણ બાતમી મળી રહી છે કે, મહાસભા પક્ષ તરફથી ગેરકાયદેસર અને કેટલીક જગાએ હિંસક પ્રવૃત્તિઓને માટે ભયાનક તૈયારીઓ ચાલી રહી હતી. એ

પ્રવૃત્તિઓના અનેક હેતુઓમાં એવી પણ ધારણા હતી કે અવર-જવરનાં સાધનો અને જાહેર ઉપયોગનાં કામોને ખોટકાવી દેવાં, હડતાલો પડાવવી, સરકારી નોકરોને વફાદારીમાંથી પાડવા, અને સૈન્યભરતી તથા બીજાં બચાવનાં કામોમાં ડખલ કરવી." આ વર્ણનમાં વસ્તુસ્થિતિનું નર્યું વિકૃત રૂપ જ રજૂ કરવામાં આવ્યું છે. હિંસા કરવાનો વિચાર તો મહાસભાએ કોઈ પણ સ્થિતિમાં કદી કર્યો જ નહોતો. અહિંસક લડતમાં શાનો શાનો સમાવેશ થઈ શકે તેની જે વ્યાખ્યા આપેલી હતી તેમાંથી વિપરીત અને સૂક્ષ્મ રીતે એવો અર્થ કાઢવામાં આવ્યો છે કે, કેમ જાણે મહાસભા હિંસાનાં કામો કરવાની તૈયારી ન કરી રહી હોય! એકેએક વસ્તુને મહાસભા મંડળોમાં ખુલ્લંખુલ્લા ચર્ચવામાં આવી હતી, કેમ કે કશું જ કામ ગુપ્તપણે કરવાનું હતું જ નહિ. અને જે નોકરી બ્રિટિશ પ્રજાને નુકસાન પહોંચાડી રહી છે તે છોડી દેવાનું હું તમને કહું તો તેથી મેં તમને તમારી વફાદારીમાંથી પાડ્યા એમ શી રીતે કહી શકાય? આવી ભરમાવનારી કંડિકાઓ મહાસભાના મુખ્ય માણસોની પીઠ પાછળ પ્રસિદ્ધ કરવાને બદલે સરકારે, તેને આ 'તૈયારીઓ'ની ખબર પડી કે તરત જ, એ તૈયારી સાથે સંબંધ ધરાવતા લોકોની પર મુકદ્દમા ચલાવવા ઘટતા હતા. એ યોગ્ય રસ્તો ગણાત. આ ઠરાવમાં પુરાવા વિનાના આરોપો કરીને સરકાર અન્યાયથી વર્ત્યાના આરોપને પાત્ર બની છે.

મહાસભાની આખી હિલચાલ પાછળ ઇરાદો એ હતો કે પ્રજાને એટલો આપભોગ આપવા પ્રેરવી કે સરકારને તેના પર ધ્યાન આપવું જ પડે. મહાસભાની પાછળ લોકમતનું કેટલું બળ છે તે બતાવી આપવાનો એ હિલચાલનો ઇરાદો હતો. જે પ્રજાકીય હિલચાલ અહિંસક હોવા વિષે સ્પષ્ટ જાહેરાત કરવામાં આવી હતી તેને આજની ઘડીએ કચડી નાખવાનો પ્રયત્ન કરવામાં શાણપણ હતું ખરું?

વળી સરકારી ઠરાવમાં એમ પણ કહ્યું છે કે, "મહાસભાને હિંદુસ્તાન આખાની વતી બોલવાનો અધિકાર નથી. છતાં, પોતાનું વર્ચસ્વ જમાવવા માટે અને પોતાની જોહુકમીની નીતિ

અનુસાર, તેના નેતાઓએ હિંદુસ્તાનને સંપૂર્ણ રાષ્ટ્રત્વને પદે પહોંચાડવાના પ્રયત્નોમાં નિરંતર વિઘ્નો નાખ્યાં છે." હિંદુસ્તાનની જૂનામાં જૂની રાષ્ટ્રીય સંસ્થાની સામે આ પ્રકારનો આરોપ મૂકવો એ તેની હડહડતી બદનક્ષી છે. જે સરકારે આઝાદી મેળવવાના એકેએક રાષ્ટ્રીય પ્રયાસમાં અચૂકપણે અંતરાયો નાખ્યા છે અને ગમે તેવી કુટિલ નીતિ વાપરીને મહાસભાને કચડી નાખવાના પ્રયાસો કર્યા છે, — તેણે આ પ્રમાણે કર્યું છે એમ પ્રસિદ્ધ થયેલી તવારીખો પરથી પુરવાર કરી શકાય એમ છે, — તે સરકારના મોંમાં ઉપલાં વચનો શોભતાં નથી.

મહાસભાએ તો એમ પણ કહ્યું હતું કે હિંદુસ્તાનની આઝાદી જાહેર કરવામાં આવે તેની સાથે સાથે, સુસ્થિત કામચલાઉ સરકાર-તંત્ર રચવાની મહાસભાની શક્તિ વિષે જો સરકારને પતીજ ન હોય તો, તેણે એ સરકાર-તંત્ર રચવાનું મુસ્લિમ લીગને કહેવું અને લીગે એવી રીતે રચેલી રાષ્ટ્રીય સરકારનો મહાસભા વફાદારીપૂર્વક સ્વીકાર કરશે. મહાસભાની આ ઑફરનો વિચાર સરખો કરવાની મહેરબાની હિંદુસ્તાન સરકારે બતાવી નથી. મહાસભા જોહુકમીની નીતિને વરેલી છે એવો આરોપ તેના ઉપર મુકાયો છે તે આવી ઑફર સાથે ભાગ્યે જ સુસંગત છે.

હવે સરકારે જે ઑફર કરેલી તેની તપાસમાં ઊતરું. "સરકારની ઑફર એ છે કે, યુદ્ધ બંધ પડે કે તરત જ, હિંદુસ્તાન પોતાની પરિસ્થિતિને માટે જેને સૌથી વિશેષ અનુકૂળ ગણતું હોય એવું રાજ્ય-બંધારણ ઘડશે. તેમ કરવામાં તેને નિર્ણય કરવાની પૂરેપૂરી છૂટ રહેશે, અને તે જે નિર્ણય કરે તે કોઈ એક પક્ષને નહિ પણ સર્વ પક્ષોને ધ્યાનમાં રાખીને કરશે." આ ઑફરમાં કશી ભલીવાર છે ખરી? સર્વ પક્ષો અત્યારે એકમત નથી થયા. અને આઝાદી હાથમાં આવે તે પહેલાં જો તેમને કાર્ય કરવાનું હોય તો યુદ્ધ પછી એકમત થવાની કંઈ વધારે શકયતા છે ખરી? ચોમાસામાં જેમ બિલાડીના ટોપ ઊગી નીકળે છે, તેમ હિંદુસ્તાનમાં નવા નવા પક્ષો ફૂટી નીકળે છે. કેમ કે એ પક્ષો મોઢેથી આઝાદીનું નામ ભલે ઉચ્ચારે, પણ જો તેઓ મહાસભાના અને તેની પ્રવૃત્તિઓના વિરોધી હોય તો, પોતે

પ્રજાના પ્રતિનિધિ છે એમ સાબિત કરી આપે તે વિના જ સરકારે તેમને અગાઉ જેમ વધાવી લીધા છે, તેમ હવે પછીય વધાવી લેશે. નિષ્ફળતા સરકારની ઑફરના મૂળમાં જ રહેલી છે. એટલે જ સહુથી પહેલાં અંગ્રેજી સત્તાએ ખસી જવું એવી માગણી તર્કશુદ્ધ ઠરે છે. અંગ્રેજી સત્તાનો અંત આવે, અને હિંદના રાજકીય દરજ્જામાં ધરમૂળનો ફેરફાર થઈ તે ગુલામ મટી આઝાદ બને, તે પછી જ કામચલાઉ કે કાયમની સાચી પ્રતિનિધિસરકાર રચવાનું શક્ય થશે. એ માગણીના કરનારાઓને જીવતા દાટી દેવાથી એ મડાગાંઠ ઊકલી નથી, પણ ઊલટી વધારે મજબૂત બની છે.

તે પછી સરકારી ઠરાવ કહે છે: "મહાસભા પક્ષે કહ્યું છે કે, હિંદુસ્તાનના કરોડો લોકોને ભવિષ્યને વિષે ચોક્કસ કશી ખબર નથી, અને તેથી, અનેક શહીદ દેશોની દુર્દશા જોતા હોવા છતાં, ચડાઈ કરનારા પરદેશીઓને શરણે જવાને તૈયાર છે. આ મહાન દેશની પ્રજાની લાગણીનું આ સાચું વર્ણન છે એમ હિંદી સરકાર સ્વીકારી શકતી નથી." હું કરોડોને વિષે તો નથી જાણતો, પણ મહાસભાએ કહેલી વાતના ટેકામાં હું મારો પોતાનો પુરાવો આપી શકું એમ છું. મહાસભાએ આપેલો પુરાવો ન માનવાની સરકારને છૂટ છે. કોઈ પણ સામ્રાજ્યવાદી સત્તાને કોઈ કહે કે તેને માથે જોખમ ઝઝૂમે છે, તો એ વચન એ સત્તાને રુચતું નથી. બીજી સામ્રાજ્યવાદી સત્તાઓની જેવી વલે થઈ છે તેવી વલે પોતાની થતી ગ્રેટબ્રિટન ટાળે એમ મહાસભા ઇચ્છે છે; તેથી જ તે બ્રિટનને કહે છે કે 'હિંદુસ્તાનને આઝાદ જાહેર કરીને તમે સ્વેચ્છાએ સામ્રાજ્યવાદ છોડી દો.' આ હિલચાલની પાછળ મહાસભાએ મનમાં અતિશય મિત્રાચારી સિવાય બીજો કશો હેતુ નથી રાખ્યો. મહાસભા સામ્રાજ્યવાદને હણવા માગે છે તેમાં જેટલું હિંદુસ્તાનનું તેટલું જ બ્રિટિશ પ્રજાનું અને માનવજાતિનું હિત સાધવાની ધારણા રહેલી છે. એથી ઊલટું કહેવામાં આવે છે તે છતાં હું ભાર દઈને કહેવા ઇચ્છું છું કે, સમગ્ર હિંદના અને જગતના સ્વાર્થથી નિરાળો એવો, પોતાનો કશો સ્વાર્થ મહાસભાને, નથી.

સરકારી ઠરાવના ઉપસંહારમાંનો નીચેનો ફકરો વાંચવા લાયક

છે: "પણ સરકારને માથે હિંદુસ્તાનનો બચાવ કરવાની, યુદ્ધ કરવાની હિંદની શક્તિ ટકાવી રાખવાની, હિંદના હિતનું રક્ષણ કરવાની, અને ભય કે પક્ષપાત વિના તેની પ્રજાના જુદા જુદા વર્ગોની વચ્ચે સમતોલપણું જાળવવાની જવાબદારી રહેલી છે." આને વિષે હું એટલું જ કહી શકું એમ છું કે, મલાયા, સિંગાપુર અને બ્રહ્મદેશના અનુભવ પછી ઉપરનાં વચનો સત્યની ઠેકડીરૂપ છે. જે પક્ષો ઊભા કરવાને માટે હિંદુસ્તાન સરકાર પોતે જ દેખીતી રીતે જવાબદાર છે તે પક્ષોની વચ્ચે 'સમતોલપણું' જાળવવાનો દાવો એ સરકાર કરે છે એ જોઈને ખેદ થાય છે.

વધુમાં એક વાત: યુદ્ધનો જે જાહેર કરવામાં આવેલો હેતુ છે તેને વિષે સરકારની ને અમારી વચ્ચે એકમતી છે. બહુ જ સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો, એ હેતુ ચીન અને રશિયાની આઝાદીનું રક્ષણ કરવાનો છે. હિંદુસ્તાન સરકાર માને છે કે યુદ્ધમાં જીત મેળવવા માટે હિંદની આઝાદી જરૂરની નથી. મારો મત એથી સાવ ઊલટો છે. મેં જવાહરલાલ નેહરુને મારો માપવાનો ગજ બનાવ્યા છે. એ બે દેશો જોડે એમને અંગત સંસર્ગ હોઈ, ચીન અને રશિયાના ઝઝૂમી રહેલ વિનાશનો વિચાર કરતાં તેમને ઘણું દર્દ થાય છે;— મને થઈ શકે તેના કરતાં વધારે; અને હું તો કહું કે, તમને થઈ શકે તેના કરતાં પણ વધારે. એ દર્દના માર્યા તેમણે સામ્રાજ્યવાદ સાથેનો પોતાનો જૂનો ઝઘડો ભૂલવાનો પણ પ્રયત્ન કર્યો. ફાશીવાદ અને નાઝીવાદની જીતથી મારા કરતાં તેઓ ઘણા વધારે ડરે છે. મેં દિવસોના દિવસો લગી એમની સાથે દલીલો કરી છે. મારા વિચાર સામે તેમણે જે ધગશથી લડત ચલાવી તેનું વર્ણન કરવાને મારી પાસે શબ્દો નથી. પણ નરી હકીકતોના બળ આગળ તે લાચાર બની ગયા. હિંદુસ્તાનની આઝાદી વિના પેલા બીજા બે દેશોની આઝાદી જોખમમાં છે એમ તેમણે સાફ સાફ જોયું ત્યારે નમતું આપ્યું. એવા મિત્ર અને સોબતીને કેદમાં પૂર્યા એ તમે ભૂલ કરી છે.

આમ યુદ્ધના હેતુ વિષે એકમતી હોવા છતાં, સરકાર ઉતાવળે દમન કરીને જ મહાસભાની માગણીનો જવાબ આપવા માગતી હોય

તો પછી, બ્રિટિશ સરકારના મનમાં મિત્રરાજ્યોના હિતનો વિચાર છે તેના કરતાં, સામ્રાજ્યવાદી નીતિના એક અંગ તરીકે હિંદુસ્તાન પરનો કબજો કાયમ રાખવાનો વણઉચ્ચાર્યો નિર્ધાર વધારે છે, એવું અનુમાન જો હું બાંધું, તો સરકારને આશ્ચર્ય ન થવું જોઈએ. એ નિશ્ચયને પરિણામે સરકારે મહાસભાની માગણીને તરછોડી, અને અતિશય ઉતાવળ કરીને દમનસત્ર શરૂ કર્યું.

ઇતિહાસે કદી ન જોયેલો કે જાણેલો એવો એકબીજાનો જે સંહાર ચાલી રહેલો છે તે જ સારી પેઠે ગૂંગળાવનારો છે. પણ એ સંહારની સાથે સાથે સત્યની જે કતલ ચાલી રહી છે, અને જેમાં આ સરકારી ઠરાવમાં ભરેલા ભારોભાર અસત્યથી પૂર્તિ થઈ રહી છે, તે મહાસભાની માગણીનું ભારે સમર્થન કરે છે.

તમને આ કાગળ મોકલવો પડે છે તેનું મને ઊંડું દર્દ થાય છે. પણ તમારું કામ મને ગમે તેટલું નાપસંદ હોય તોયે હું તમારો જેવો મિત્ર હતો તેવો જ આજે પણ કાયમ છું. હું હજુ પણ વિનંતી કરું છું કે, હિંદી સરકારની આખી રાજનીતિનો તમે વિચાર કરો. જે માણસ બ્રિટિશ પ્રજાનો સાચો મિત્ર હોવાનો દાવો કરે છે તેની વિનવણીની અવગણના ન કરશો.

ભગવાન તમને રસ્તો બતાવે!

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

૧૮

વાઇસરૉયનો મહેલ,
નવી દિલ્હી,
૨૨ ઑગસ્ટ, ૧૯૪૨

**પ્રિય મિ. ગાંધી,**

તમારો ૧૪મી ઑગસ્ટનો કાગળ મને એક બે દિવસ ઉપર જ મળ્યો. તે માટે હું તમારો આભાર માનું છું.

તમારા કાગળમાં તમે જે કંઈ કહ્યું છે તે મેં બહુ જ કાળજીપૂર્વક વાંચ્યું છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. તમારા અભિપ્રાયોને મેં પૂરતું વજન આપ્યું છે, પણ પરિણામની દૃષ્ટિએ મને

ધારતી છે કે ગવર્નર-જનરલ ને તેની કાઉન્સિલના ઠરાવ બાબત તમે જે ટીકાઓ કરી છે તેનો, અથવા તો હિંદી સરકારની આખી નીતિનો નવેસર વિચાર થવો જોઈએ એ તમારી વિનંતીનો— એમાંથી એકેનો હું સ્વીકાર કરી શકું તેમ નથી.

લિ. તમારો

મિ. મો. ક. ગાંધીને લિનલિથગો

૧૯

હિંદી સરકારના હો૦ ડિ૦ના સેક્રેટરી,
નવી દિલ્હી

સાહેબ,

મહાસભા જોડે કામ લેવાની આજકાલની સરકારી નીતિને મધ્યસ્થ કારોબારીના હિંદી સભ્યો અને બીજાઓએ એકે અવાજે વધાવી લીધી હોવા છતાં હું ભારપૂર્વક કહેવાની હિંમત કરું છું કે, જો સરકારે ના. વાઇસરૉય ઉપર મેં લખવા ધારેલો કાગળ મળતા સુધી અને તેનું પરિણામ આવતા સુધી રાહ જોઈ હોત તો દેશ ઉપર કશી મોટી આફત ઊતરી પડવાની નહોતી. ઊલટી જે બધી ખાનાખરાબી થયાનું કહેવાય છે તે ખસૂસ ટાળી શકાત.

એની વિરુદ્ધ ગમે એટલું કહેવાયું હોય છતાંયે હું દાવો કરીને કહું છું કે મહાસભાની નીતિ હજુયે સ્પષ્ટપણે અહિંસાની જ છે. મહાસભાના નેતાઓની એકસામટી ધરપકડે લોકોને ગુસ્સાથી ભાન-ભૂલા કરી મૂક્યા જણાય છે. મને તો લાગે છે કે, જે કંઈ ખાના-ખરાબી થઈ છે તેને સારુ મહાસભા નહિ પણ સરકાર જ જવાબ-દાર છે. સરકારને માટે મારી નજરમાં તો યોગ્ય માર્ગ એક જ છે અને તે એ કે, મહાસભાના નેતાઓને છૂટા કરવા, બધાં દમનનાં પગલાં પાછાં ખેંચી લેવાં અને સાંત્વનના માર્ગ શોધવા. હિંસાના ખુલ્લા બનાવો બને તેને પહોંચી વળવા સારુ, જરૂર સરકાર પાસે પૂરતાં સાધનો છે. દમન તો માત્ર કડવાશ અને અસંતોષ જ વધુ ફેલાવી શકે.

મને છાપાં મેળવવાની છૂટ આપવામાં આવી છે તેથી મને લાગે છે કે દેશમાં બની રહેલા દુઃખદ બનાવોની મારા ઉપર કેવી

અસર પડી છે તેની સરકારને જાણ કરવાની મારી ફરજ છે. જો સરકારને લાગે કે એક કેદી તરીકે આવા કાગળો લખવાનો મને કશો હક નથી તો તેમણે મને કહેવાની જ વાર છે; પછી હું તેવી ભૂલ ફરી નહિ કરું.

૨૩–૯–'૪૨

લિ. તમારો
મો૦ ક૦ ગાંધી

## ૨૦

અટકાયતી છાવણી
૧૩ ફેબ્રુઆરી, ૧૯૪૩

સાહેબ,

આજનાં છાપાંઓ ઉપર નજર કરતાં નામદાર વાઇસરોય અને ગાંધીજી વચ્ચેના પ્રગટ થયેલા પત્રવહેવારના પરિશિષ્ટ ૩ નીચે નીચે મુજબની નોંધ ગાંધીજીના જોવામાં આવી: "આ પત્રની વિધિસરની પહોંચ સ્વીકારવામાં આવી હતી." ગાંધીજી મને એમ જણાવવાનું કહે છે કે, એમને એ પત્રની એવી કશી પહોંચ મળી જ નથી. અને મજકૂર નિવેદનનો તેમનો ઇન્કાર પ્રસિદ્ધ કરવામાં આવે એમ તે ઇચ્છે છે.

લિ. તમારો
પ્યારેલાલ

સર રીચર્ડ ટોટેનહામ,
હિંદી સરકારનું હો૦ ડિ૦,
નવી દિલ્હી

## ૨૧

[તા. ૩–૪–'૪૩ને રોજ છાવણીના સુપરિન્ટેન્ડન્ટ દ્વારા નીચેનો સંદેશો પહોંચાડવામાં આવ્યો હતો:]

"મિ. ગાંધીની વતી મિ. પ્યારેલાલે લખેલા તા. ૧૩ ફેબ્રુઆરીના પત્રના સંબંધમાં મિ. ગાંધીને જણાવશો કે, હિંદી સરકારના હોમ ડિપાર્ટમેન્ટના સેક્રેટરીને લખેલા તા. ૨૩–૯–'૪૨ના તેમના પત્રની પહોંચ છાવણીના અમલદાર અધિકારી દ્વારા સંદેશાથી સ્વીકારવામાં આવી હતી, અને સરકાર માને છે કે આ રીતે મોકલાયેલો સંદેશો લેખી પહોંચ જેટલો જ વિધિપૂર્વકનો છે."

( અંગત ) અટકાયતી છાવણી,
ખ્રિસ્તી બેસતા વરસની આગલી સાંજ ૩૧–૧૨–'૪૨

**પ્રિય લૉર્ડ લિનલિથગો,**

આ કાગળને ઘણો અંગત સમજજો. બાઇબલની આજ્ઞા ઉથાપીને મેં તમારી સામે મારા મનમાં સેવેલા ઝઘડા ઉપર કેટલાયે સૂરજ આથમવા દીધા છે. પણ આ જૂનું વરસ આથમે તે અગાઉ તો હવે મારે આટલા દિવસ હૈયામાં તમારી સામે ધૂંધવાઈ રહેલો ઉકળાટ ઠાલવીને હળવો થયે જ છૂટકો. મેં માન્યું હતું કે આપણે મિત્ર હતા, ને હજુયે એ માન્યતાને વળગી રહેવાનું મને ગમે છે. છતાં ૯મી ઑગસ્ટ પછી જે જે કાંઈ બન્યું છે તે મને શંકામાં નાખી દે છે કે, તમે મને હજુયે મિત્ર તરીકે ગણતા હશો કે કેમ. તમારી જોડે જેટલા નિકટ પરિચયમાં હું આવ્યો છું તેટલો કદાચ તમારી ગાદીએ અગાઉ બેસી ગયેલા બીજા કોઈ હાકેમ જોડે નહિ આવ્યો હોઉં.

તમે કરાવેલી મારી ધરપકડ, તે ઉપર તમે કાઢેલી સરકારી યાદી, રાજાજીએ મને મળવાની માગણી કરી ત્યારે તમે તેમને વાળેલો જવાબ તથા તે જવાબના ટેકામાં તમે આપેલાં કારણો, એમરી સાહેબે મારા ઉપર કરેલો હુમલો, અને એવું એવું બીજું ઘણું જેની લાંબી યાદી હું આપી શકું એમ છું, તે બધું એમ બતાવે છે કે, કોઈને કોઈ વખતે તમને મારી પ્રામાણિકતા વિષે શંકા આવી હોવી જોઈએ. મહાસભાવાદીઓનો ઉલ્લેખ એમાં કરેલો છે તે તો ભેગાભેગી છે. હું જ મહાસભાને માથે મઢવામાં આવતા બધા પાપનો કરવૈયો ગણાયો હોઉં એમ લાગે છે. જો હું તમારો મિત્ર નહોતો મટ્યો, તો ઉગ્ર પગલું ભરવા અગાઉ તમે મને કાં બોલાવ્યો નહિ, ને તમારી શંકાઓ મને કહી નહિ, ને જે હકીકતો તમારી પાસે હતી તેના ખરાપણા વિષે તમે તમારી પોતાની ખાતરી ન કરી લીધી?

બીજાઓ જે નજરે મને જોતા હોય તે નજરે મારા પોતા તરફ જોવાની શક્તિ મારામાં સારી રીતે છે. પણ આ દાખલામાં હું સદંતર નિષ્ફળ નીવડ્યો છું. હું જોઉં છું કે, આ સંબંધમાં મારે વિષે સરકારી મંડળોમાં કરાતાં તમામ નિવેદનો સત્યથી ચોખ્ખાં વેગળાં જનારાં છે.

હું એટલે સુધી અકારો થઈ પડયો છું કે એક મરતા મિત્ર જોડે (પ્રોફેસર ભણુસાળી ચિમૂરપ્રકરણ ઉપર ઉપવાસ કરી રહ્યા છે તેની વાત કરી રહ્યો છું) પત્રવહેવાર દ્વારા સંપર્ક સાધવા દેવાનું પણ હું ન કરાવી શકયો!!!

અને સખત ચકાસણીની કાતર તળે કતરાઈને નીકળેલ છાપાં-ઓમાં છપાયેલી ખબરો સિવાય બીજી કશી સામગ્રી મારી આગળ ન હોવા છતાં, મહાસભાવાદી તરીકે જાણીતા એવા કેટલાક લોકોએ કરેલી કહેવાતી હિંસાને મારે વખોડી કાઢવી જોઈએ, એવી આશા રાખવામાં આવી છે. આ બાબતમાં આથી ઘણું વધારે હું લખી શકું એમ છું, પણ મારા દુઃખની કથની મારે લંબાવવી ન જ જોઈએ. મને ખાતરી છે કે મેં એટલું તો કહ્યું છે, જે પરથી વિગતો તમે પૂરી શકશો.

તમે જાણો છો કે સને ૧૯૧૪ના છેવટના ભાગમાં હું દક્ષિણ આફ્રિકાથી હિંદ આવ્યો તે ૧૯૦૬માં મને એની મેળે સાંપડેલું મારું જીવનકાર્ય લઈને. એ કાર્ય હતું માનવ-જાતિમાં વર્તી રહેલ હિંસા અને જૂઠાણાની જગ્યાએ જીવનના એકેએક પ્રદેશમાં સત્ય અને અહિંસાનો પ્રચાર. સત્યા-ગ્રહનો ધર્મ હાર જાણતો નથી. એના સંદેશાનો પ્રચાર કરવાનાં અનેક સાધનોમાં જેલ પણ એક સાધન છે. પણ તેને સુધ્ધાં મર્યાદા છે જ. તમે અહીં મને મહેલમાં રાખ્યો છે, જ્યાં શરીરને સારુ એકેએક યોગ્ય સુખસગવડ મોજૂદ છે. આ સગવડોનો લાભ પણ મેં ખાસી રીતે લીધો છે. કર્તવ્યરૂપે સમજીને લીધો, ભોગરૂપે કદી નહિ. એવી આશાએ લીધો કે, કોક દિવસ સત્તાવાળાઓને સમજ પડશે કે તેમણે નિર્દોષને દંડયા છે. આને સારુ મેં મારે માટે છ મહિનાની અવધ આંકી છે. હવે એ મુદત પૂરી થવા આવી છે; મારી ધીરજનું પણ એમ જ છે. સત્યાગ્રહનો ધર્મ મેં જે રીતે જાણ્યો છે તેમાં આવી કસોટીના સમયને સારુ ઇલાજ પડયો છે. ટૂંકમાં એ આ છે: 'ઉપવાસ વાટે દેહદમન.' સાથે સાથે એ જ સત્યા-ગ્રહધર્મ એને આખરી પગલા સિવાય બીજી કોઈ રીતે લેવાની મના

કરે છે. હું ટાળી શકું તો આવું પગલું લેવા માગતો નથી.

એને ટાળવાનો રસ્તો આ છે. મારી ભૂલ કે ભૂલો વિષે મારી ખાતરી કરાવી આપો, તો હું તે તમામનું પૂરું પ્રાયશ્ચિત્ત કરીશ. કાં આપ મને તમારી પાસે બોલાવો, કાં તમારા મનને પૂરી રીતે સમજનાર અને મારી ભૂલો વિષે મારી ખાતરી કરાવી આપે એવા કોઈને મારી પાસે મોકલો. તમારી ઇચ્છા જ હશે તો રસ્તાની ખોટ નથી.

તાકીદે જવાબ મોકલશો એવી આશા રાખું ?

નવું વરસ આપણ સૌને સારુ શાંતિ આણો.

તમારો સાચો મિત્ર
**મો૦ ક૦ ગાંધી**

## ૨૩

(અંગત)

વાઇસરૉયનો મહેલ,
નવી દિલ્હી,
૧૩ જાનેવારી, ૧૯૪૩

**પ્રિય મિ. ગાંધી,**

૩૧મી ડિસેંબરનો તમારો અંગત કાગળ મને હમણાં જ મળ્યો. તેને સારુ હું આભારી છું. એ કાગળ અંગત છે એ હું પૂરેપૂરું માન્ય રાખું છું. એમાંનું નિખાલસપણું મને ગમ્યું છે. મારો જવાબ પણ તમારા કાગળના જેટલો જ નિખાલસ અને સાવ અંગત હશે; અને એ નિખાલસ તથા અંગત હોય એમ તમે પોતે પણ ઇચ્છશો.

તમારો કાગળ મળ્યાથી મને આનંદ થયો; કેમ કે, આપણો અગાઉનો સંબંધ જોતાં, તમારી સાથે જેટલી સ્પષ્ટતાથી વાત કરવી ઉચિત ગણાય તેટલી સ્પષ્ટતાથી કહું તો, ગયા થોડાક મહિનામાં મને બહુ ઊંડો ખેદ થયેલો છે. એક તો ઑગસ્ટમાં મહાસભાએ સ્વીકારેલી નીતિથી; અને બીજી એ વાતથી કે, એ નીતિને લીધે આખા દેશમાં હિંસા અને ગુના ફાટી નીકળ્યાં છતાં, કેમ કે ફાટી નીકળ્યા વિના ન રહે એ દેખીતું હતું, (અને પરદેશી ચડાઈનું જે જોખમ હિંદ પર ઝઝૂમતું હતું તેને વિષે તો હું કશું કહેતો જ નથી) — આમ છતાં એ હિંસા અને ગુનાને વખોડનારું એક પણ વચન તમારી કે કાર્યવાહક

સમિતિ તરફથી કહેવામાં આવ્યું નહિ. તમે પહેલાં પૂનામાં હતા ત્યારે તમને વર્તમાનપત્રો નહોતાં મળતાં એ હું જાણતો હતો. તેથી એને મેં તમારા મૌનનું કારણ માની લીધું હતું. પછી તમને તથા કાર્યવાહક સમિતિને તમે ઇચ્છો તે વર્તમાનપત્રો મળી શકે એવી ગોઠવણ કરવામાં આવી ત્યારે મેં ખાતરીપૂર્વક માન્યું હતું કે, દેશમાં બનતા બનાવોની જે વિગતો એ વર્તમાનપત્રોમાં આવતી હતી તે વાંચીને જેમ અમને સહુને આઘાત અને દુઃખ થયાં છે તેમ તમને પણ થશે, અને એ બનાવોની તમારી વખોડણીને તમે સાવ સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરવા અને તેને બહોળી જાહેરાત આપવા આતુર થશો. પણ તેમ બન્યું નહિ. તેથી મને ખરેખર નિરાશા ઊપજી છે. અને જ્યારે હું આ ખૂનોનો, પોલીસ અમલદારો જીવતા બાળી મુકાયાનો, રેલગાડીઓ ભંગાયાનો, મિલકતોના નાશનો, જુવાન વિદ્યાર્થીઓને અવળે રસ્તે ચડાવવાનો — જેને લીધે હિંદુસ્તાનની તથા મહાસભાં પક્ષની પ્રતિષ્ઠાને ભારે બટ્ટો લાગ્યો છે — તે બધા બનાવોનો વિચાર કરું છું ત્યારે મારી નિરાશામાં ઉમેરો થાય છે.

હું તમને ખાતરી આપવા ઇચ્છું છું કે વર્તમાનપત્રોના જે હેવાલોનો ઉલ્લેખ તમે કર્યો છે તે ઠીક ઠીક પાયાદાર છે. હું તો એમ જ ઇચ્છું છું કે તે પાયાદાર ન હોત તો રૂડું થાત, કેમ કે એ કહાણી બહુ બૂરી છે. મહાસભાની હિલચાલ પર તથા તે પક્ષ અને તેના અનુયાયીઓ પર તમારો પ્રભાવ કેટલો ભારે છે તે હું બરાબર જાણું છું; અને — ફરી બહુ સ્પષ્ટ વાત કહું છું — તમારે માથે ભારે જવાબદારી નહોતી એમ માની શકાત તો સારું, એમ મને લાગે છે. (અને દુર્ભાગ્યે, શરૂઆતની જવાબદારી નેતાઓને માથે રહે છે; પણ બીજાઓને તો તેનાં ફળ ભોગવવાનાં આવે છે; — કાં તો કાયદો તોડનારા તરીકે તેને અંગે આવતાં પરિણામો સહિત, અથવા તો તેના ભોગ બનનારા તરીકે.

તમારા કાગળનો અર્થ હું એ સમજું છું કે, તમે જે રસ્તે ગયા છો ત્યાંથી પાછા વળવા ઇચ્છો છો, અને ગયા ઓગસ્ટમાં નક્કી કરેલ મહાસભાની નીતિ જોડેનો બધો સંસર્ગ તોડી નાખવા ઇચ્છો

છો. મારો એ અર્થ જો ખરો હોય, તો તમારે મને માત્ર જણાવવાનું જ રહે છે; એટલે હું એ બાબતનો આગળ વિચાર તાબડતોબ કરીશ. અને હું જો તમારો હેતુ ન સમજી શક્યો હોઉં તો કઈ બાબતમાં નથી સમજી શક્યો તે વિના વિલંબે મને જણાવવામાં, અને તમે મારી પાસે શી ચોક્કસ સૂચના મૂકવા માગો છો તે મને કહેવામાં તમારે જરાયે સંકોચ ન રાખવો ઘટે. તમે આટલાં બધાં વરસ પછી મને સારી પેઠે ઓળખતા થયા છો, એટલે એટલું તો માનશો જ કે તમારા તરફથી જે કંઈ સંદેશો મને મળશે તે હંમેશાંના જેટલા જ ધ્યાનપૂર્વક વાંચવાને, તેને પૂરેપૂરું વજન આપવાને, અને એમાંથી તમારી લાગણીઓ ને તમારા હેતુઓ સમજવાનો તીવ્રમાં તીવ્ર આતુરતાપૂર્વક પ્રયત્ન કરવાને હું તત્પર રહીશ.

લિ. તમારો

**લિનલિથગો**

## ૨૪

( અંગત )

અટકાયતી છાવણી
૧૯–૧–'૪૩

**પ્રિય લૉર્ડ લિનલિથગો,**

તમારો તા. ૧૩મીનો કૃપાપત્ર મને કાલે બપોરે ૨–૩૦ વાગ્યે મળ્યો. તમારા તરફથી કશા પત્રની આશા હું લગભગ છોડી બેઠો હતો. આ મારી અધીરાઈ કૃપા કરીને દરગુજર કરશો.

તમારા કાગળથી મને ખુશી ઊપજે છે કે હું તમારી નજરમાં હજુ છેક જ ગબડી નથી ગયો.

૩૧મી ડિસેમ્બરના મારા કાગળમાં મેં તમારી સામે ફરિયાદની વરાળ કાઢી હતી. તમે તમારા કાગળમાં સામી ફેંકી છે. એનો અર્થ એ છે કે, તમે હજુયે માનો છો કે મને કેદ કરવામાં તમે વાજબી હતા, ને જે બધી ભૂલો તમારી દૃષ્ટિએ મારા તરફથી થઈ છે તેનું તમને દુઃખ છે.

મને ધાસ્તી છે કે, મારા કાગળમાંથી જે અનુમાન તમે કાઢો છો તે સાચું નથી. મારો લખેલ એ કાગળ મેં ફરી વાર વાંચી જોયો અને તમે કાઢેલો અર્થ તેમાંથી ગોતવા પ્રયત્ન કર્યો, પણ તેવો

કશો અર્થ તેમાં મને જડ્યો નથી. એમાં મારે કહેવાનું એ હતું કે, જો આપણી વચ્ચેના આ પત્રવહેવારમાંથી કશું ન નીકળે, ને દેશને પોતાના ખપ્પરમાં લઈ રહેલી એવી સર્વવ્યાપી તંગીને લીધે કરોડો લોકોને વેઠવી પડતી હાડમારીઓ સહિત દેશમાં અત્યારે જે કંઈ ચાલી રહ્યું છે, તે બધાના લાચાર સાક્ષી જ બનવાનું હોય, તો મારે ઉપવાસ કરવા છે; અને તે હજીય કરવા હું ઇચ્છું.

વળી મારા કાગળમાંથી તમે જે અર્થ કાઢ્યો છે તે જો મને કબૂલ ન હોય તો મારા તરફથી કશું ચોક્કસ સૂચન તમે માગો છો. આમ હું તો જ કરી શકું જો તમે મને મહાસભાની કારોબારીના સભ્યોની વચ્ચે મૂકો.

મારે હાથે થયેલી ભૂલ કે તેથીયે હીણા કશા વર્તન વિષે તમારી પોતાની જે રીતે ખાતરી થયેલી જણાય છે તેવી જ મારી પણ તે વિષે જો તમે ખાતરી કરાવી આપો, તો તો પછી મારે પોતે શું કરવું તે અંગે મારે કોઈને કશું પૂછવાપણું રહેતું નથી. તેવી સ્થિતિમાં મને મારી ભૂલનો સંપૂર્ણ અને ખુલ્લો એકરાર તેમ જ મારે હાથે થયેલા પાપોનું પૂરું પ્રાયશ્ચિત્ત કર્યે જ છૂટકો. પણ તેવી કશી ભૂલનું મને દર્શન થયું નથી. તમે મારો તા. ૨૩મી સપ્ટેમ્બર ૧૯૪૨નો હિંદી સરકારના (હો૦ ડિ૦ના) સેક્રેટરી ઉપર લખેલો કાગળ વાંચ્યો હતો? એમાં મેં જે લખેલું અને તમારા ઉપરના મારા ૧૪મી ઑગસ્ટે લખેલા કાગળમાં મેં જે લખેલું, તેને હું આજે પણ વળગી રહું છું.

અલબત્ત, ૯મી ઑગસ્ટે જે બનાવો બન્યા છે તે માટે મને ભારે અફસોસ છે. પણ તેનો બધો દોષ સરકારને માથે છે એમ મેં નથી કહ્યું કે? વળી બનેલા બનાવોને વખોડી કાઢવાનું તમે મને કહો છો; પણ જે બનાવો ઉપર હું મારી અસર ન પાડી શકું કે મારા કાબૂમાં ન લઈ શકું ને જેની કેવળ એક જ બાજુ મને કહેવામાં આવે, તેના ઉપર હું શી રીતે કશો અભિપ્રાય દર્શાવી શકું? તમારે તો તમારા ખાતાંના અધિકારીઓ જે કંઈ હેવાલો રજૂ કરે તેનું ખરાપણું પ્રથમદર્શને માનીને જ ચાલવું રહ્યું. પણ મારે પણ તેમ

જ કરવું જોઈએ એમ તમારાથી કેમ કહેવાય? આવા અહેવાલો અગાઉ અનેક પ્રસંગે ભૂલભરેલા સાબિત થયા છે. તેથી જ મેં મારા તા. ૩૧મી ડિસેમ્બરના કાગળમાં તમને વીનવ્યા કે, જે હકીકતોને આધારે તમે પાકી માન્યતા બાંધી છે તેના ખરાપણા વિષે મારી ખાતરી કરાવી આપો. તેવું કશું થયા વગર, જેવા નિવેદનની તમે મારા તરફથી આશા રાખો છો, તેવું નિવેદન કરવાની મારી ધરમૂળની મુશ્કેલી તમે કદાચ સમજી શકશો.

બાકી એટલું તો હું છાપરે ચડીને કહી શકું છું કે, આજે પણ હું જેવો ને તેવો જ અહિંસામાં દૃઢપણે માનનારો છું. તમે કદાચ ન જાણતા હો કે, મહાસભાના કાર્યકરોને હાથે થયેલા કોઈ પણ હિંસાદોષને મેં હમેશાં ખુલ્લી રીતે અને સ્પષ્ટ ભાષામાં વખોડી કાઢ્યા છે; તેવા દોષો બદલ એકથી વધુ વેળા જાહેર પ્રાયશ્ચિત્ત પણ મેં કર્યાં છે. એના દાખલા ટાંકીને અત્યારે હું તમને ન થકવું. મારે કહેવાનો મુદ્દો એટલો જ છે કે, આવે દરેક પ્રસંગે હું છૂટો સ્વતંત્ર માણસ હતો.

એટલે આજના મામલામાં જો કોઈને પાછું વળવાપણું હોય તો તે, હું કહી ચૂક્યો છું તેમ, સરકાર પક્ષે છે. તમારા અભિપ્રાયને પડકાર આપતો આવો અભિપ્રાય રજૂ કરવા બદલ મને ક્ષમા કરજો. મારી તો ખાતરી છે કે, જો તમે તમારા હાથને રોક્યો હોત ને તા. ૮મી ઑગસ્ટની રાત્રે તમારી જોડે મુલાકાત માગવાની જાહેરાત મેં કરી હતી તે જો તમે મને આપી હોત, તો તેનું સારું જ પરિણામ આવ્યું હોત. પણ તેમ થવું નિરધારાયું નહોતું.

અહીંયાં બીજી પણ એક વાતની યાદ તમને આપી દઉં? આજ અગાઉ એવા પ્રસંગો બન્યા છે જેમાં હિંદી સરકારે પોતાની ભૂલો કબૂલ કરી છે. દાખલા તરીકે, પંજાબમાં મરહૂમ જનરલ ડાયરને વખોડી કાઢવામાં આવેલ ત્યારે, સંયુક્ત પ્રાંતમાં કાનપુરની મસ્જિદનો ખૂણો પાછો સોંપવો પડ્યો ત્યારે, અને બંગાળમાં ભાગલાનીતિને રદ કરવી પડી ત્યારે. અગાઉ ઘણા મોટા પ્રમાણમાં પ્રજાને હાથે હિંસા થયેલી તે છતાં આ બધું થઈ શક્યું હતું.

ટૂંકમાં :

(૧) જો મારા એકલા પાસે તમે કશું કરાવવા માગતા હો તો મારી ખાતરી કરાવી આપો કે મારે હાથે ભૂલ થઈ છે. એમ કરો તો હું મારી ભૂલની પૂરી ભરપાઈ કરીશ.

(૨) જો તમે એમ માગતા હો કે મહાસભા વતી હું કશી દરખાસ્ત રજૂ કરું તો તમારે મને મહાસભાની કારોબારીના સભ્યો ભેગો મૂકવો જોઈએ.

કોઈ રીતે પણ અત્યારની મડાગાંઠનો અંત લાવવાનો નિશ્ચય કરો એમ તો હું તમને વીનવું જ છું.

જો મારા લખાણમાં તમને કશું મોઘમ લાગે અગર તો તમારા કાગળનો પૂરેપૂરો જવાબ મેં નથી આપ્યો એમ લાગે, તો કૃપા કરીને જે કંઈ રહી જતું ભાસે તે મને જણાવશો, એટલે તે બાબતમાં તમને સંતોષ આપવા હું ખસૂસ પ્રયત્ન કરીશ.

મનચોરીથી મેં કશું બાકી રાખ્યું નથી.

હું જોઉં છું કે તમારા ઉપરના મારા કાગળો મુંબઈ સરકારની મારફત થઈને મોકલાય છે. આ રીતમાં વખત જાય જ, આ મામલામાં સમય કીમતી હોવાથી કદાચ તમે એવી સૂચના કાઢશો કે મારા કાગળો આ છાવણીના સુપરિન્ટેન્ડન્ટ સીધા તમને મોકલે.

તમારો સાચો મિત્ર

**મો૦ ક૦ ગાંધી**

૨૫

(અંગત)

વાઇસરૉયનો મહેલ, નવી દિલ્હી

૨૫ જાન્યુઆરી, ૧૯૪૩

**પ્રિય મિ. ગાંધી,**

૧૯મી જાન્યુઆરીનો તમારો અંગત કાગળ મને હમણાં જ મળ્યો તેને સારુ હું બહુ આભારી છું. મારે કહેવાની જરૂર નથી કે મેં એ અતિશય કાળજી ને ધ્યાનથી વાંચ્યો છે. પણ મને લાગે છે હું હજુ અંધારામાં જ છું. મેં તમને મારા ગયા કાગળમાં સ્પષ્ટ લખ્યું હતું કે, જે ઘટનાઓ બનવા પામી છે તેને લીધે, અને જે કાંઈ બની રહ્યું છે તેનાથી હું વાકેફ હોવાને લીધે, મારે — ગમે

તેટલી અનિચ્છાએ પણ — માન્યા વિના છૂટકો જ નથી રહ્યો કે, હિંસા અને ગુનાઓવાળી જે દુઃખદ ઘટનાઓએ અને જે ક્રાંતિકારક પ્રવૃત્તિએ ગયા ઓગસ્ટથી આટલું બધું નુકસાન કર્યું છે અને હિંદુસ્તાનની આબરૂને આટલો બધો ધક્કો પહોંચાડયો છે, તેને માટે મહાસભાની હિલચાલ, અને ગયા ઓગસ્ટના નિર્ણયને વખતે તેના નીમેલા અને સર્વસત્તાધારી નેતા તરીકે તમે જ જવાબદાર છો. તમે અહિંસાને વિષે જે કહો છો તે મેં વાંચ્યું. તમે હિંસાને સાફ સાફ શબ્દોમાં વખોડી છે તે જોઈને હું ઘણો રાજી થયો છું. ભૂતકાળમાં તમારા એ જીવનસિદ્ધાંતને તમે જે મહત્ત્વ આપ્યું છે તેની સારી પેઠે મને જાણ છે. પણ આ છેલ્લા મહિનાઓના બનાવો, અને જે બનાવો આજે બની રહ્યા છે તે પણ બતાવે છે કે, તમારા એ સિદ્ધાંતને તમારા કેટલાક અનુયાયીઓનો તો પૂરેપૂરો ટેકો નથી જ મળ્યો; અને મહાસભા અને તેના અનુયાયીઓની હિંસક પ્રવૃત્તિને પરિણામે જેમણે જીવ ગુમાવ્યા છે તેમનાં સગાંઓને, તથા જેમણે માલમતા ગુમાવી છે કે સખત ઈજા વેઠી છે તેમને એમ કહીએ કે, તમે જે સિદ્ધાંતનો ઉપદેશ કર્યો છે તેને તમારા કેટલાક અનુયાયીઓ પૂરો પાળી શક્યા નહિ હોય, એ કાંઈ તે લોકોને જવાબ ન થયો. વળી તમે પોતે 'આખો દોષ' હિંદી સરકારને માથે મૂક્યો છે એવા તમારા સૂચનને પણ, મને બીક છે કે, જવાબરૂપે સ્વીકારી શકું એમ નથી. આ વિષયમાં આપણે હકીકતો જોડે કામ લઈ રહ્યા છીએ અને તેમને ધ્યાનમાં લીધે જ છૂટકો છે. અને મેં મારા ગયા કાગળમાં સ્પષ્ટ લખ્યું હતું તેમ, તમારે જે કંઈ કહેવાનું હોય અથવા તમારે જે કંઈ ચોક્કસ દરખાસ્ત કરવાની હોય, તે તમારી પાસેથી જાણવા હું બહુ આતુર છું એ ખરું; પણ એ વસ્તુસ્થિતિ તો કાયમ રહે છે કે, આ વિષયમાં પોતાના પગલાને વાજબી બતાવવાનો બોજો હિંદુસ્તાન સરકારને માથે નથી, પણ મહાસભાને અને તમારે માથે છે.

એટલે, જો તમે ૯મી ઓગસ્ટના ઠરાવને વિષે તથા તે ઠરાવમાં રહેલી નીતિને વિષે અસંમતિ દર્શાવો છો અથવા તેની સાથેનો

સંબંધ તોડવા માગો છો એમ મને જણાવવાને ઇંતેજાર હો, અને જો તમે ભવિષ્યને વિષે મને ઘટતી ખોળાધરી આપી શકો, તો હું એ બાબત પર વધુ વિચાર ચલાવવાને બહુ તત્પર રહીશ, એ જણાવવાની જરૂર નથી. આ મુદ્દા વિષે પૂરી ચોખવટ કરવી બહુ જરૂરની છે; અને સ્પષ્ટમાં સ્પષ્ટ શબ્દોમાં એની ચોખવટ કરી છે તેનું તમને માઠું નહિ લાગે એ હું જાણું છું.

હું મુંબઈના ગવર્નરને કહીશ કે, તમારા તરફથી આવનારો કોઈ પણ કાગળ તેમની મારફતે મોકલાય એવી ગોઠવણ તેઓ કરે. મને ખાતરી છે કે એમ કરવાથી કાગળ આવતાં થતો વિલંબ ઓછો થશે.

લિ. તમારો
લિનલિથગો

મિ. મો૦ ક૦ ગાંધી

૨૬

આટકાયતી છાવણી
૨૯ જાન્યુઆરી, ૧૯૪૩

પ્રિય લૉર્ડ લિનલિથગો,

મારા તા. ૧૯મીના કાગળનો તાકીદે જવાબ મોકલ્યાને સારુ મારે જિગરથી તમારો આભાર માનવો રહ્યો છે.

હું ઇચ્છું છું કે તમારો કાગળ સ્પષ્ટ છે એ તમારા કથન જોડે હું મળતો થઈ શકું. પણ મને ખાતરી છે કે સ્પષ્ટતાનો અર્થ તમે એટલો જ તો ન કરવા માગો કે તમે એક ચોક્કસ અભિપ્રાયને મક્કમપણે વળગી રહો છો. મેં તમને વીનવ્યા ને છેલ્લા શ્વાસ લગી વીનવતો રહીશ કે, ૯ મી ઑગસ્ટે ને ત્યાર બાદ પ્રજામાં જે હિંસા ફાટી નીકળી તે, મુખ્ય કૉન્ગ્રેસ કાર્યકર્તાઓની એકસામટી ધરપકડ થયા બાદ ફાટી નીકળી હોવા છતાં તેને માટે કૉન્ગ્રેસનો ઑગસ્ટ-ઠરાવ જવાબદાર છે, એ તમારો અભિપ્રાય કઈ રીતે વજૂદવાળો છે એ વિષે મારી ખાતરી કરાવવાનો પ્રયત્ન તો ઓછામાં ઓછો કરી જોવો જોઈએ. જે બધી હિંસા થયાનું કહેવાય છે, તેને સારુ સરકારે શરૂ કરેલું ઉગ્ર અને નાહકનું દમન મુદ્દલ જવાબદાર નથી શું? તમે એ પણ નથી કહેતા કે ઑગસ્ટના ઠરાવનો કયો ભાગ તમારા અભિપ્રાયમાં નઠારો કે દોષભર્યો છે. એ ઠરાવ મહાસભાની અહિંસાની નીતિને

કોઈ રીતે પાછી ખેંચી લેતો નથી. હરકોઈ પ્રકાર કે રૂપવાળા ફાશીવાદ માત્રનો એ ઠરાવમાં ચોખ્ખો વિરોધ છે. જે સંજોગો પેદા થાય તો જ ખરા પરિણામદાયી પાયા ઉપર આખી પ્રજાનો સહકાર શક્ય બને, એવા સંજોગો હેઠળ યુદ્ધ-પ્રયત્નમાં સહકાર આપવાનું એ ઠરાવમાં છે.

આ બધું શું ઠપકાને લાયક છે?

વાંધો ઠરાવની એ કલમ સામે લઈ શકાય ખરો કે જેમાં કરવા ધારેલ સવિનયભંગનો ઉલ્લેખ છે. પણ સવિનયભંગનો ઉચ્ચારમાત્ર વાંધાભર્યો ન ગણાવો જોઈએ. કારણ કે, 'ગાંધી અરવીન કરાર'ને નામે ઓળખાયેલા કરારનામામાં સિદ્ધાંતરૂપે સવિનયભંગનો ગર્ભિત સ્વીકાર આ અગાઉ થઈ ચૂકયો છે. આ વખતના મામલામાં તો એવો સવિનયભંગ પણ જે મુલાકાત માગીને હું તમારી પાસે આવનાર હતો તેનું પરિણામ જણાયા વગર શરૂ કરવાનો નહોતો.

ત્યાર પછી લો ભારતમંત્રી જેવા જવાબદાર હાકેમે મહાસભાને માથે તેમ જ મારે માથે ઓઢાડેલા, વગર સાબિત થયેલા અને મારા અભિપ્રાય પ્રમાણે સાબિત ન થઈ શકે તેવા આરોપો.

હું તો બેધડક કહી શકું એમ છું કે આ મામલામાં સરકારે પોતે કરેલ દમનની કારવાઈઓનું વાજબીપણું નક્કર સાબિતીઓ આપીને પુરવાર કરવું રહ્યું છે, કેવળ 'મેં કહ્યું તે સાચું' એ ન્યાયે નહિ.

પણ તમે મહાસભાવાદીઓ તરીકે ગણાતા શખસોને હાથે થયેલાં ખૂનોના બનાવો મારા મોં પર ફેંકો છો. ખૂનના બનાવોને તો, મને લાગે છે, તમારા જેટલી જ સ્પષ્ટતાથી હું જોઉં છું. મારો એનો જવાબ એ છે કે, સરકારે પોતાના વર્તનથી પ્રજાને પાગલ કરી મૂકી. હું ઉપર કહી ગયો તેમ, એકસામટી ધરપકડોના રૂપમાં સરકારે સિંહના જેવી હિંસા આદરી. એ હિંસા કંઈ એટલા સારુ ઓછી નિંદ્ય નથી ઠરતી કે, એક દાંત પાડવાવાળાનો સામો એક દાંત પાડવાની રજા આપનાર જૂના બાઇબલધર્મને દસ હજારને હિસાબે હંફાવે એવડા વિરાટ પાયા ઉપર ગોઠવીને સરકાર તરફથી

તે આચરવામાં આવી. (પછી એક દાંત પાડવાવાળાની સામે પણ અહિંસા આચરવા કહેનાર ઈશુ ખ્રિસ્તના ધર્મની આજ્ઞાના પાલનની તો વાત ક્યાં કરવી રહી? આ સિવાય બીજી કોઈ રીતે સર્વશક્તિમાન હિંદી સરકારે અખત્યાર કરેલી દમનનીતિનો અર્થ હું બેસાડી શકતો નથી.

દુઃખની આ કથનીમાં, દેશ આખામાં ફેલાઈ ગયેલી અનાજની તંગીના રૂપમાં લાખો કરોડો દરિદ્ર લોકો ઉપર ઊતરેલી આફત અને હાડમારીઓને ઉમેરો. મને એમ લાગ્યા વગર નથી જ રહેતું કે, પ્રજામતને જોરે ચૂંટાયેલી ધારાસભાને જવાબદાર એવી સાચી રાષ્ટ્રીય સરકાર અત્યારે દેશમાં મોજૂદ હોત તો આ બધાં દુઃખો સાવ નહિ તોયે સારી પેઠે તો અવશ્ય ઘટાડી શકાયાં હોત.

એટલે હવે મારી આ વ્યથાનું નિવારણ જો તમારી પાસેથી મને ન જ લાધવાનું હોય તો પછી મારે સત્યાગ્રહીના આખરી ધર્મને આચરીને મારું સાંત્વન મેળવવું રહ્યું, એટલે કે, મારે યથાશક્તિ ઉપવાસ કરવો. તા. ૯મી ફેબ્રુઆરીના વહેલી સવારના નાસ્તા પછી હું ૨૧ દિવસનો ઉપવાસ આદરીશ, જે તા. ૨જી માર્ચની સવારે પૂરો થશે. ઉપવાસો દરમ્યાન મારો હમેશનો શિરસ્તો એ છે કે મીઠું નાંખેલું પાણી હું પીઉં છું. પણ આજકાલ મારું શરીર નર્યું પાણી લઈ શકતું નથી. તેથી તેને પી શકાય તેવું કરવા સારુ આ વખતે 'સિટ્રસ' ફળનો રસ ઉમેરવા માગું છું. કારણ કે મારી ઇચ્છા આમરણ ઉપવાસ કરવાની નથી, પણ ઈશ્વરની ઇચ્છા હશે તો આ અગ્નિપરીક્ષામાંથી પસાર થઈને જીવવાની છે. સરકાર જરૂરી રાહત આપીને અવધિ પહેલાં આ ઉપવાસ પૂરો કરાવી શકે છે.

આ અગાઉના બેની જેમ આ કાગળ પર હું 'અંગત' શબ્દ નથી લખતો. એ કાગળો પણ કોઈ રીતે ખાનગી તો નહોતા જ. કેવળ અંગત વિનવણીરૂપે હતા.

તમારો સાચો મિત્ર
**મો૦ ક૦ ગાંધી**

તા. ક. નીચેનું સરતચૂકથી ઉપરના પત્રમાં મૂકવાનું રહી ગયું હતું: ઑગસ્ટ માસના પોતાના ઠરાવ દ્વારા મહાસભાએ પોતાને

માટે કશું જ માગ્યું નહોતું એ નક્કર હકીકતની દેખીતી રીતે જ સરકારે અવગણના કરી છે અથવા તો તે તરફ તેનું ધ્યાન ગયું નથી. તેની બધીય માગણી સમગ્ર પ્રજાને માટે હતી. તમને એ વાતની જાણ હશે કે, યુદ્ધકાળ દરમ્યાન જરૂરી જણાય તેવી સર્વસંમત ગોઠવણોની મર્યાદામાં રહીને રાષ્ટ્રીય સરકાર સ્થાપવા માટે સરકાર કાયદે-આઝમ ઝીણાને નોતરે એ માટે મહાસભા તૈયાર હતી. હા, એવી સરકાર યોગ્ય રીતે ચૂંટાયેલી ધારાસભાને જવાબદાર હોવી જોઈએ. શ્રી. સરોજિનીદેવી સિવાયના કારોબારી સમિતિના બાકીના સભ્યોથી અળગો પડેલો હોવાથી તેમનું માનસ આજે કેવું છે તેની મને ખબર નથી. પરંતુ તેમનું માનસ બદલાયું હોય એવો સંભવ નથી.

**મો૦ ક૦ ગાંધી**

## ૨૭

વાઇસરૉયનો મહેલ,
નવી દિલ્હી,
૫ ફેબ્રુઆરી, ૧૯૪૩

**પ્રિય મિ. ગાંધી,**

૨૯મી જાન્યુઆરીનો તમારો કાગળ મને હમણાં જ મળ્યો, તેને સારુ હું બહુ આભારી છું. હું તે હમેશની પેઠે બહુ કાળજીપૂર્વક, અને તમારું માનસ કળવાની તથા તમારી દલીલ પૂરેપૂરી સમજવાની આતુરતાપૂર્વક, વાંચી ગયો છું. પણ ગયા ચોમાસાનાં દુઃખદ રમખાણોને માટે મહાસભાની અને તમારી પોતાની જવાબદારી વિષેનો મારો જે અભિપ્રાય છે તે હું બદલી શક્યો નથી.

મારા છેલ્લા કાગળમાં મેં કહ્યું હતું કે, હકીકતોનું જે જ્ઞાન મને છે તે પરથી મારે માન્યા વિના છૂટકો જ નથી રહ્યો કે મહાસભાની હિલચાલ અને ગયા ઑગસ્ટના નિર્ણય વખતે તેણે નીમેલા સર્વસત્તાધારી નેતા તરીકે તમે જ તે તારીખ પછી ફાટી નીકળેલી હિંસા અને ગુનાની પ્રવૃત્તિઓને માટે જવાબદાર છો. તેના જવાબમાં તમે ફરી વાર માગણી કરી છે કે, મારા આ અભિપ્રાયના ખરાખરા વિષે તમારી ખાતરી કરાવવાનો પ્રયત્ન મારે કરવો. એ વિનંતિનો મેં અગાઉ જ સ્વીકાર કર્યો હોત. પણ તમે મનનાં દ્વાર ખુલ્લાં

રાખીને આ માહિતી માગી છે એવું કશું સૂચન તમારા કાગળોમાંથી મને મળતું નથી. એવા સૂચનની અપેક્ષા રાખવાનો મને અધિકાર હોવો જોઈએ. તમારા દરેક કાગળમાં તમે તાજેતરના બનાવોના પ્રસિદ્ધ હેવાલોને વિષે ઊંડો અવિશ્વાસ પ્રગટ કર્યો છે; જોકે એ જ ખબરોને આધારે તમારા છેલ્લા કાગળમાં તમે બધોય દોષ હિંદી સરકારને માથે નાખતાં અચકાયા નથી. એ જ કાગળમાં તમે એમ પણ લખ્યું છે કે, હું જે સરકારી હેવાલો પર આધાર રાખું છું તેની સચ્ચાઈ તમે સ્વીકારશો જ એવી અપેક્ષા હું ન રાખી શકું. આથી મને સ્પષ્ટ સમજાતું નથી કે, મારા તરફથી તમને કોઈ પણ વાતની ખાતરી કરાવવાની અપેક્ષા, કે ઇચ્છા પણ, તમે કેવી રીતે રાખો છો. પણ ખરું જોતાં, મહાસભાના ૮મી ઑગસ્ટના ઠરાવે પોતાની માગણીઓના ટેકામાં 'સામુદાયિક લડત' જાહેર કરી, તમને પોતાના નેતા નીમ્યા, અને જો હિલચાલના નેતૃત્વમાં દખલ આવે તો પોતપોતાની મતિ અનુસાર વર્તવાની સર્વ મહાસભાવાદીઓને સત્તા આપી, ત્યારથી હિંસા, ભાંગફોડ, અને ખુનામરકીનાં જે દુઃખદ કૃત્યો થયાં છે, તેમને માટે મહાસભા અને તેના નેતાઓને જવાબદાર ગણવાને સારુ પોતાની પાસે જે કારણો છે, તે હિંદુસ્તાન સરકારે છૂપાં રાખ્યાં નથી. જે સંસ્થા આવા શબ્દોવાળો ઠરાવ પસાર કરે તેને તે પછી બનેલા બનાવોની જવાબદારી વિષે ઇનકાર જવાનો હક ભાગ્યે જ રહે છે. એવો પુરાવો પણ છે કે, તમે અને તમારા મિત્રો તમારી આ નીતિમાંથી હિંસા ફાટી નીકળશે એવી અપેક્ષા રાખતા જ હતા, તેના તરફ આંખ આડા કાન કરવાને તૈયાર હતા, અને જે હિંસા પાછળથી થવા પામી તે મહાસભાના નેતાઓની ધરપકડ પહેલાં લાંબા વખત પર પાકે પાયે ગોઠવાયેલી યોજનાનું એક અંગ હતી. મહાસભા સામેના આરોપની સામાન્ય રૂપરેખા ગઈ તા. ૧૫મી સપ્ટેમ્બરે ગૃહમંત્રીએ ધારાસભામાં આપેલા તેમના ભાષણમાં જાહેર રીતે આપેલી છે; અને તમને વધારે માહિતી જોઈતી હોય તો તમે એ ભાષણમાંથી જોઈ લેશો. તમે જોયેલાં છાપાંના હેવાલો પૂરતા ન હોય, તો આ સાથે

હું એ આખા ભાષણની એક નકલ મોકલી આપું છું. વધારામાં મારે એટલું જ કહેવાની જરૂર રહે છે કે, તે વખતે જે નિર્ણય અમે બાંધ્યા હતા તેને ત્યાર પછી જાણમાં આવેલા ઢગલાબંધ પુરાવા પરથી ટેકો જ મળ્યો છે. મારી પાસે એવી પુષ્કળ માહિતી છે કે ભાંગફોડની પ્રવૃત્તિ મહાસમિતિને (ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટીને) નામે ઠેર ઠેર મોકલવામાં આવેલી ગુપ્ત સૂચનાઓ અનુસાર ચાલેલી છે; જાણીતા મહાસભાવાદીઓએ હિંસા અને ખૂનનાં કામોની આ યોજના કરી છે ને તેમાં છૂટથી ભાગ લીધો છે; અને અત્યારે પણ મહાસભાનું એક છૂપું તંત્ર મોજૂદ છે. તેમાં બીજાઓની સાથે કારોબારી સમિતિના એક સભ્યની પત્ની પણ આગળ પડતો ભાગ ભજવી રહી છે, અને જેનાથી દેશ આખાને સૂગ ચડી રહી છે તે બૉંબના અત્યાચારો ને બીજાં ખુનામરકીનાં કામોની યોજના કરવામાં એ તંત્ર સક્રિયપણે રોકાયેલું છે. આ બધી માહિતીને આધારે અમે પગલાં નથી ભરતા કે તેને જાહેરમાં નથી મૂકતા, તેનું કારણ એ છે કે, એને માટે સમય હજુ પાક્યો નથી. પણ તમે ખાતરી રાખજો કે મહાસભાએ તેની સામેના આરોપોનો જવાબ વહેલો કે મોડો આપવો જ પડવાનો છે, અને ત્યારે તમારે ને તમારા સાથીઓએ જગતની સમક્ષ, તમારાથી બની શકે તો, તમારું વર્તન શુદ્ધ હતું એ પુરવાર કરવું પડશે. અને એ દરમ્યાન જો તમે પોતે હમણાં લેવા ધારતા દેખાઓ છો એવા કોઈ પગલાથી છટકી જવાનો સહેલો રસ્તો શોધવા પ્રયત્ન કરશો, તો તમારે જ વાંકે એનો ચુકાદો તમારી સામે જશે.

તમે કહ્યું છે કે, ૫મી માર્ચ ૧૯૩૧ના દિલ્હીના કરારમાં, જેને તમે 'ગાંધી-અરવિન કરાર' કહો છો તેમાં, ગર્ભિત રીતે સવિનયભંગની છૂટ આપવામાં આવેલી છે. તમારું આ વાક્ય વાંચતાં મને કંઈક આશ્ચર્ય થયું. હું એ દસ્તાવેજ ફરી જોઈ ગયો છું. એનો પાયો એ હતો કે, સવિનયભંગ 'અસરકારક રીતે બંધ કરવામાં આવશે' અને સરકાર કેટલાંક 'જવાબરૂપ પગલાં' ભરશે. એવા દસ્તાવેજમાં સવિનયભંગની હસ્તીની નોંધ લેવાય એ

સ્વાભાવિક હતું. પણ હું એવું કશું જોતો નથી કે જેના પરથી એમ સૂચવાય કે સવિનયભંગ કોઈ પણ સંજોગોમાં વાજબી છે એમ સ્વીકારવામાં આવ્યું હતું. અને મારી સરકાર એમ માનતી નથી એ વાત હું જેટલી સ્પષ્ટ કરું તેટલી ઓછી છે.

તમે જે દૃષ્ટિબિન્દુ રજૂ કરો છો તેને સ્વીકારવાનું પરિણામ તો એ આવે કે, શાંતિ ને સુવ્યવસ્થા જાળવવાની જવાબદારી જેને માથે છે તે દેશની સત્તાધીશ સરકારે ઉત્પાત મચાવનારી ને ક્રાંતિકારી હિલચાલો, જેને તમે પોતે 'ખુલ્લો બળવો' એ નામ આપ્યું છે, તેને બેખટકે ચાલવા દેવી; હિંસા માટેની, અવરજવરના વહેવારોમાં ખલેલ નાખવાની, નિર્દોષ માણસો પર હુમલા કરવાની, પોલીસ અમલદારો ને બીજાનાં ખૂન કરવાની તૈયારીઓ અટકાવ્યા વિના થવા દેવી. મારી સરકાર પર ને મારા પર એવો આક્ષેપ થઈ રહ્યો છે કે, તમારી સામે અને મહાસભાના નેતાઓની સામે અમારે સખત પગલાં વહેલાં લેવાં જોઈતાં હતાં. પણ તમે જે માર્ગ લેવા ધાર્યો હતો તેમાંથી પાછા ફરવાની એકેએક બનતી તક તમને તથા મહાસભાના તંત્રને આપવાને હું અને મારી સરકાર બધો વખત આતુર રહ્યાં છીએ. 'કરેંગે યા મરેંગે'ની તમારી છેવટની સલાહને કોરે રાખીએ તોપણ ગયા જૂન અને જુલાઈનાં તમારાં નિવેદનો, કારોબારી સમિતિનો ૧૪મી જુલાઈનો મૂળ ઠરાવ, 'વાટાઘાટને માટે જરા પણ અવકાશ નથી, આ તો ખુલ્લો બળવો છે' એમ તે જ દિવસે તમે કરેલી જાહેરાત, એ બધું ગંભીર અને અર્થભર્યું છે. છતાં સરકારને હિંદુસ્તાનની પ્રજા પ્રત્યેની પોતાની જવાબદારી અદા કરવી હોય તો મહાસભાના વલણને વધારે વખત સાંખી શકાય એમ નથી, એવું મહાસમિતિના ઠરાવ પરથી સ્પષ્ટ સમજાય ત્યાં સુધી રાહ જોવાનું જ ધીરજથી અમે ઠરાવ્યું, કે જે ધીરજ કદાચ અસ્થાને હતી.

અંતમાં હું કહેવા ઇચ્છું છું કે, તમે જે નિર્ણય કરવા ધારો છો એમ કહો છો તે નિર્ણયને, તમારી તબિયત તથા તમારી ઉમ્મર જોતાં હું ઘણો દુઃખદ લેખું છું. હું આશા રાખું છું ને

પ્રાર્થના કરું છું કે તમે હજુ પણ ડહાપણની સલાહ માનશો. પણ ઉપવાસ આદરવો કે નહિ ને તેને અંગે રહેલાં જોખમો ખેડવાં કે નહિ એનો નિર્ણય તમારે એકલાએ જ કરવો રહ્યો, અને તેને માટેની તથા તેનાં પરિણામોની બધી જવાબદારી તમારા એકલાને જ શિરે રહેશે, એ ચોખ્ખી વાત છે. હું ખરા દિલથી વિશ્વાસ રાખું છું કે, મેં જે કહ્યું છે તેનો વિચાર કરીને તમે તમારા એ ઠરાવનો ફરી વિચાર કરશો, અને એમ કરવાના તમારા નિર્ણયને હું વધાવી લઈશ. તમને જાણીબૂજીને તમારી જિંદગીને જોખમમાં નાંખતા જોવાને હું પોતે સ્વાભાવિક રીતે નારાજ છું એટલા જ માટે નહિ, પણ એનું બીજું પણ એક કારણ છે તે એ કે રાજદ્વારી હેતુઓને માટે ઉપવાસનો ઉપયોગ કરવો એને હું રાજદ્વારી (હિંસા) જાસાનો જ એક પ્રકાર લેખું છું. તેને માટે નૈતિક દૃષ્ટિએ કશું વાજબી કારણ હોઈ શકે જ નહિ; અને તમારો પોતાનો પણ એવો અભિપ્રાય છે એમ હું તમારાં અગાઉનાં લખાણો પરથી સમજ્યો છું.

લિ. તમારો

મિ. મો૦ ક૦ ગાંધી

**લિનલિથગો**

## ૨૮

વાઇસરૉયનો મહેલ,
નવી દિલ્હી
૫ ફેબ્રુઆરી, ૧૯૪૩

**પ્રિય મિ. ગાંધી,**

નામદાર વાઇસરૉય ઉપરના ૨૮મી જાન્યુઆરીના પત્રમાં તમે જણાવ્યું છે કે, આગળના બે પત્રોની પેઠે એ પત્ર ઉપર 'અંગત' એવું લખ્યું નથી પરંતુ એ આગલા બે પત્રો કોઈ રીતે ખાનગી નહોતા, અને કેવળ અંગત વિનવણીરૂપે હતા. નામદાર વાઇસરૉયે 'અંગત' શબ્દનો તેનો સામાન્ય રૂઢ અર્થ જ કર્યો હતો — બેશક તમે પણ એવી જ અપેક્ષા રાખી હશે, — અને એ રીતે તેમણે જવાબરૂપે લખેલા પત્રો ઉપર તેમણે પણ એ શબ્દ અંકિત કર્યો હતો. તમે કહો છો તે જોતાં તે એમ માને છે કે, તેમના ઉપર 'અંગત' એવું લખવામાં આવ્યું હોવા છતાં તમારા એ પત્રો અને તેના તેમણે

આપેલા જવાબો તેઓ પ્રસિદ્ધ કરે એમાં તમને કશો વાંધો નહિ હોય. કૃપા કરીને એ વિષે તમારો મત જણાવશો.

લિ. તમારો
ગિ. લેથવેઈટ

મિ. મો૦ ક૦ ગાંધી

## ૨૯

અટકાયતી છાવણી
૭ ફેબ્રુઆરી, ૧૯૪૩

**પ્રિય સર ગિલબર્ટ,**

આટલા બધા વખત પછી તમારી સહી જોઈને હું રાજી થયો. મારા એ અંગત કાગળો ખાનગી નથી એમ જણાવતી વખતે તમે સમજ્યા તે જ કહેવાનો મારો આશય હતો. પરંતુ એનો અર્થ એ પણ હતો કે, મને લાગેવળગે ત્યાં સુધી તે ખાનગી નહોતા તે છતાં અંગત હોવાને કારણે નામદાર વાઇસરૉય તેમને એવા ગણવા માગતા હોય તો એમ કરવાને તેઓ મુખત્યાર છે. વળી એથી કરીને એમના જવાબરૂપે તેમણે લખેલા બે પત્રોને પણ એવા જ ગણવાને તેઓ મુખત્યાર છે. જો એમ હોય તો, ચાર પત્રોની પ્રસિદ્ધિ રોકવાનું થાય. મને લાગેવળગે છે ત્યાં સુધી તો, અલબત્ત, મારી વિનંતિ એ છે કે, ગયા ઑગસ્ટ માસની ૧૪મી તારીખના મારા પત્રથી માંડીને — હિંદી સરકારના હોમ ડિપાર્ટમેન્ટના સેક્રેટરીને મેં લખેલા પત્રો સુધ્ધાં — બધોય પત્રવહેવાર પ્રસિદ્ધ કરવો જોઈએ.

લિ. તમારો
મો૦ ક૦ ગાંધી

## ૩૦

અટકાયતી છાવણી,
૭ ફેબ્રુઆરી, ૧૯૪૩

**પ્રિય લૉર્ડ લિનલિથગો,**

તા. ૫ મી ફેબ્રુઆરીના તમારા લાંબા જવાબને સારુ તમારો આભાર માનવો જોઈએ.

તમારો છેલ્લો મુદ્દો — ૯મીએ શરૂ થતા મારા ઉપવાસનો — હું પહેલો લઉં છું. એક સત્યાગ્રહીની દૃષ્ટિએ જોઉં તો તમારો

કાગળ એવા ઉપવાસને સારુ ચોખ્ખું નોતરું આપનારો છે. અલબત્ત, એવા ઉપવાસની જવાબદારી તેમ જ તેનાં પરિણામોની પણ જવાબદારી સંપૂર્ણપણે મારી જ હશે. આ બાબતમાં તમે તમારી કલમમાંથી જે વાક્ય સરી જવા દીધું છે તેને સારુ હું તૈયાર નહોતો. બીજા પૅરેગ્રાફને છેડે મારા ઉપવાસના પગલાને તમે 'સહેલાઈથી છટકવાનો માર્ગ શોધવાના પ્રયત્ન' તરીકે વર્ણવ્યું છે. તમારા જેવી વ્યક્તિ એક મિત્ર તરીકે આવા હલકટ અને હિચકારા હેતુનું મારે વિષે આરોપણ કરે એ મારી સમજ બહારની વાત છે. વળી તમે મારા એ પગલાને 'રાજદ્વારી જાસાના એક પ્રકાર' તરીકે પણ ઓળખાવ્યું છે. ને ટેકામાં આ વિષય ઉપરનાં મારાં પાછલાં લખાણોનો હવાલો આપ્યો છે. મારાં લખાણોને આજે પણ હું વળગી રહું છું. મારો દાવો છે કે એ લખાણોમાં જે ઉપવાસનું પગલું આજની સ્થિતિમાં લેવાનું હું ઠરાવી રહ્યો છું તેની જોડે બંધ ન બેસે એવું કશું નથી. એ લખાણો તમે પોતે વાંચ્યાં હશે કે કેમ, કોણ જાણે.

જરૂર મારો દાવો છે કે, મારી ભૂલ વિષે મારી ખાતરી કરાવી આપો એમ તમને કહ્યું ત્યારે હું મારા દિલનાં બારણાં વાસીને નહોતો બેઠો પ્રગટ થયેલા હેવાલોની બાબતમાં 'સારી પેઠે અણવિશ્વાસ' હોવો એ કંઈ મારું દિલ ખુલ્લું હોવાની સાથે કોઈ રીતે અસંગત નથી.

તમે કહો છો કે, 'આ નીતિનું પરિણામ હિંસામાં આવશે' એવી મારી — મારા મિત્રોને ઘડી વાર હું બાજુએ રાખું છું.— અપેક્ષા હતી જ, અને હું 'તે પ્રત્યે આંખ મીંચવા તૈયાર હતો', અને 'જે હિંસા ફાટી નીકળી તે મહાસભાના નેતાઓની ધરપકડો અગાઉ કંઈ દહાડાથી કરી રાખેલ ગોઠવણીના એક ભાગરૂપે હતી.' આવા ગંભીર આરોપના સમર્થનમાં મેં કશો પુરાવો જોયો નથી. તમે કબૂલ કરો છો કે એવો જે કંઈ પુરાવો છે તેનો અમુક ભાગ હજી બહાર પાડવામાં આવ્યો નથી. ગૃહમંત્રીના જે ભાષણની નકલ તમે મને મોકલવાની કૃપા કરી છે તે ફરિયાદી પક્ષના વકીલના

પ્રાથમિક ભાષણ જેવી છે. તેથી વધુ કશું એમાં નથી. એમાં મહાસભાવાદીઓ સામે વગર પુરાવે કરેલા આરોપો છે. ભભૂકી ઊઠેલા પ્રજાક્ષોભનાં રોમાંચકારી વર્ણનો એમાં છે. પણ મજકૂર બનાવો બન્યા ત્યારે તે શા કારણે બન્યા એ તે કહેતા નથી. તમે માણસોને, સ્ત્રીપુરુષ સૌને, વગર તપાસે ને વગર તેમનો બચાવ સાંભળ્યે દંડ્યાં છે. શેને આધારે તમે તેમને ગુનેગાર ગણો છો, એનો પુરાવો હું તમારી પાસે માગું તો જરૂર તેમાં કશું અજૂગતું તો નથી જ. તમે તમારા કાગળમાં જે કંઈ કહ્યું છે તે ખાતરી કરાવે એવું નથી. પુરાવા અંગ્રેજી કાયદાશાસ્ત્રના ધારાને સંતોષે એવા જોઈએ.

જો મહાસભાની કારોબારીના કોઈ સભ્યની સ્ત્રી બૉમ્બના અત્યાચારો અને બીજી ત્રાસવાદી પ્રવૃત્તિઓ ગોઠવવામાં પ્રત્યક્ષપણે રોકાયેલી હોય તો તેના પર કાયદાની અદાલતમાં કામ ચલાવવું જોઈએ અને તે ગુનેગાર પુરવાર થાય તો ભલે તેને સજા થાય. જે બાનુને વિષે તમે તમારા કાગળમાં ઉલ્લેખ કર્યો છે તેણે તેના ઉપર આરોપ કરવામાં આવ્યો છે તેવાં કૃત્યો જો કદી કર્યાં હોય તોપણ તે ૯મી ઑગસ્ટે થયેલી એકસામટી ધરપકડો — જેને મેં સિંહના જેવી વિકરાળ હિંસા તરીકે ઓળખાવવાની ધૃષ્ટતા કરી છે — પછી જ કર્યાં હોઈ શકે.

તમે જણાવો છો કે, મહાસભાની સામેના આરોપો પ્રગટ કરવા સારુ હજી સમય પાક્યો નથી. નિષ્પક્ષ અદાલત સમક્ષ મુકાતાં એ આરોપો બિનપાયાદાર ઠરે એ શક્યતા કદી તમારી કલ્પનામાં આવી છે ખરી? અગર તો એવો સમય પાકે તે પહેલાં આરોપિત વ્યક્તિઓમાંના કેટલાક મરી ખૂટ્યા હોય અથવા તો કેટલોક પુરાવો જે જીવતા લોકો આજે રજૂ કરી શકે તેવો હોય તે તે વખતે ન મળી શકે એવો બન્યો હોય, એ તમે કદી વિચાર્યું છે?

હું ફરી કહું છું કે, તા. ૫મી માર્ચ ૧૯૩૧ને રોજ હિંદી સરકારને પક્ષે વાઇસરૉય અને મહાસભાપક્ષે હું એમ અમો બે વચ્ચે થયેલા કરારનામામાં ગર્ભિતપણે સવિનયભંગનો સિદ્ધાંત સ્વીકારાયો છે. તમે જાણતા હશો કે તે વખતે એ કરારનામાનો વિચાર પણ

ઉદ્ભવ્યો તે અગાઉ જ મુખ્ય મહાસભાવાદીઓને છોડી દેવામાં આવ્યા હતા. એ કરારનામાની રૂએ મહાસભાવાદીઓને અમુક નુકસાનભરપાઈ પણ કરવામાં આવી હતી. સરકાર અમુક શરતો પૂરી કરશે એ શરતે જ સવિનયભંગ રોકવામાં આવ્યો હતો. આ એકલી વસ્તુ પણ મારા અભિપ્રાય મુજબ સરકારપક્ષે એના વાજબીપણાના સ્વીકારરૂપ હતી,— અલબત ચોક્કસ સંજોગોમાં. તેથી સવિનયભંગને તમારી સરકાર 'કોઈ પણ સંજોગોમાં વાજબી લેખી ન જ શકે' એ તમારો આગ્રહ કંઈક વિચિત્ર જણાય છે. બ્રિટિશ સરકારે 'પૅસિવ રેઝિસ્ટન્સ' (નિઃશસ્ત્ર પ્રતિકાર)ને નામે આ વાજબીપણું સ્વીકાર્યું છે એ તેની પ્રથા તરફ તમે આંખ મીંચો છો.

છેવટમાં તમે મારા કાગળોમાં જે અર્થ વાંચો છો તે મારા પોકારીને કરેલા એકરારથી તદ્દન ઊલટો છે. કારણ કે, નિર્ભેળ અહિંસાને લગતા મારા એકરારની બાબતમાં તમારા આ વખતના કાગળમાં તમારું એમ કહેવું છે, કે 'મારી દૃષ્ટિનો સ્વીકાર કરવો એનો અર્થ તો એ થાય કે દેશની સત્તાધીશ સરકાર કે જેના ઉપર શાંતિ ને સુવ્યવસ્થા જાળવવાનો ભાર છે તેણે હિંસાની તૈયારીઓ, અવર-જવરના વહેવારનાં સાધનોમાં ખલેલ, નિર્દોષ લોકો પર હુમલા, પોલીસ અમલદારો અને બીજાઓની હત્યાની પ્રવૃત્તિઓને વગર રોકયે ચાલવા દેવી.' આવી વસ્તુઓને કાયદેસર ગણવાનું હું તમને કહી શકું એવો તમે મને માન્યો હોય તો હું આપનો કોઈ અજબ નમૂનાનો મિત્ર ગણાઉં.'

મારા ઉપર આરોપવામાં આવેલા એકેએક અભિપ્રાયો અને કથનોનો પૂરો જવાબ વાળવાનો પ્રયત્ન મેં નથી કર્યો. એવા જવાબને સારુ આ સ્થાન કે પ્રસંગ નથી. મેં માત્ર એવી જ બાબતો વીણી લીધી છે કે જેનો મારી નજરે તત્કાળ જવાબ આપ્યે છૂટકો હતો. મેં મારે માટે વિચારેલી અગ્નિપરીક્ષાથી છૂટવા તમે હવે એકે છટકબારી મારે સારુ રહેવા દીધી નથી. એ પરીક્ષામાં તા ૯મીથી હું ચોખ્ખામાં ચોખ્ખા દિલથી ઊતરું છું. આવા ઉપવાસને તમે "રાજદ્વારી જાસાના એક પ્રકાર" તરીકે ઓળખાવ્યો હોવા છતાં

મારા અંતરાત્માને સારુ તો આ ઉપવાસ, જે ન્યાય હું તમારી પાસેથી ન મેળવી શક્યો, તે ન્યાયને માટે કિરતારની ઊંચામાં ઊંચી અદાલત આગળ અપીલરૂપે છે. જો આ અગ્નિપરીક્ષામાંથી હું નહિ બચું તો એ કિરતારના ન્યાયસિંહાસન આગળ મારી નિર્દોષતાના ભારોભાર વિશ્વાસપૂર્વક ઊજળે માથે હું ઊભીશ. અને એક સર્વશક્તિમાન સરકારના પ્રતિનિધિ તરીકે તમે અને જેણે જિંદગીમાં પોતાના દેશની અને તે વાટે માનવજાતિની સેવા કરવાનો પ્રયત્ન કર્યો હતો એવા એક અદના માણસ તરીકે હું, એવા આપણા બે વચ્ચેનો ન્યાય ભવિષ્યની પ્રજા તોળશે.

મારો છેલ્લો કાગળ સમયની ઉતાવળમાં લખાયો હતો તેથી તેમાંનો એક મુદ્દાનો ફકરો તાજા કલમ તરીકે છેડે મૂકવો પડેલો. હવે તે કાગળની પ્યારેલાલે — જેમણે મહાદેવની જગા લીધી છે,— ટાઈપ કરેલી સાફ નકલ આ સાથે બીડું છું. આ સાફ નકલમાં મજકૂર તાજા કલમવાળા ફકરાને તેની યોગ્ય જગાએ મૂકેલો તમે જોશો, જ્યાં અસલમાં તે મુકાવો જોઈતો હતો.

તમારો સાચો મિત્ર

સાથે એક પત્ર બીડચો છે. — મો૦ ક૦ ગાંધી

## ૩૧

(૩૦મા પત્ર સાથે મોકલેલો પત્ર)

અટકાયતી છાવણી
૨૯ જાન્યુઆરી, ૧૯૪૩

**પ્રિય લૉર્ડ લિનલિથગો,**

તા. ૧૯મીના મારા કાગળનો તાકીદે જવાબ મોકલ્યાને સારુ મારે જિગરથી તમારો આભાર માનવો રહ્યો છે.

હું ઇચ્છું છું કે તમારો કાગળ સ્પષ્ટ છે એ તમારા કથન જોડે હું મળતો થઈ શકું. પણ મને ખાતરી છે કે સ્પષ્ટતાનો અર્થ તમે એટલો જ તો ન કરવા માગો કે તમે એક ચોક્કસ અભિપ્રાયને મક્કમપણે વળગી રહો છો. મેં તમને વીનવ્યા ને છેલ્લા શ્વાસ લગી વીનવતો રહીશ કે ૯ મી ઑગસ્ટે ને ત્યાર બાદ પ્રજામાં જે હિંસા ફાટી નીકળી તે, મુખ્ય કૉંગ્રેસ કાર્યકર્તાઓની એકસામટી ધરપકડ

થયા બાદ ફાટી નીકળી હોવા છતાં, તેને માટે કૉન્ગ્રેસનો ઑગસ્ટ-ઠરાવ જવાબદાર છે, એ તમારો અભિપ્રાય કઈ રીતે વજૂદવાળો છે એ વિષે મારી ખાતરી કરાવવાનો પ્રયત્ન તો ઓછામાં ઓછો કરી જોવો જોઈએ. જે બધી હિંસા થયાનું કહેવાય છે, તેને સારુ સરકારે શરૂ કરેલું ઉગ્ર અને નાહકનું દમન મુદ્દલ જવાબદાર નથી શું? તમે એ પણ નથી કહેતા કે ઑગસ્ટના ઠરાવનો કયો ભાગ તમારા અભિપ્રાયમાં નઠારો કે દોષભર્યો છે. એ ઠરાવ મહાસભાની અહિંસાની નીતિને કોઈ રીતે પાછી ખેંચી લેતો નથી. હરકોઈ પ્રકાર કે રૂપવાળા ફાશીવાદ માત્રનો એ ઠરાવમાં ચોખ્ખો વિરોધ છે. જે સંજોગો પેદા થાય તો જ ખરા પરિણામદાયી પાયા ઉપર આખી પ્રજાનો સહકાર શક્ય બને, એવા સંજોગો હેઠળ યુદ્ધ-પ્રયત્નમાં સહકાર આપવાનું એ ઠરાવમાં છે.

ઑગસ્ટ માસના પોતાના ઠરાવ દ્વારા મહાસભાએ પોતાને માટે કશું જ માગ્યું નહોતું એ નક્કર હકીકતની દેખીતી રીતે જ સરકારે અવગણના કરી છે અથવા તો તે તરફ તેનું ધ્યાન ગયું નથી. તેની બધીય માગણી સમગ્ર પ્રજાને માટે હતી. તમને એ વાતની જાણ હશે કે, યુદ્ધકાળ દરમ્યાન જરૂરી જણાય તેવી સર્વસંમત ગોઠવણોની મર્યાદામાં રહીને રાષ્ટ્રીય સરકાર સ્થાપવા માટે સરકાર કાયદે-આઝમ ઝીણાને નોતરે એ માટે મહાસભા તૈયાર હતી. હા, એવી સરકાર યોગ્ય રીતે ચૂંટાયેલી ધારાસભાને જવાબદાર હોવી જોઈએ. શ્રી. સરોજિનીદેવી સિવાયના કારોબારી સમિતિના બાકીના સભ્યોથી અળગો પડેલો હોવાથી તેમનું માનસ આજે કેવું છે તેની મને ખબર નથી. પરંતુ તેમનું માનસ બદલાયું હોય એવો સંભવ નથી.

આ બધું શું ટપકાને લાયક છે?

વાંધો ઠરાવની એ કલમ સામે લઈ શકાય ખરો કે જેમાં કરવા ધારેલ સવિનયભંગનો ઉલ્લેખ છે. પણ સવિનયભંગનો ઉચ્ચારમાત્ર વાંધાભર્યો ન ગણાવો જોઈએ. કારણ કે, 'ગાંધી અરવીન કરાર'ને નામે ઓળખાયેલા કરારનામામાં સિદ્ધાંતરૂપે સવિનયભંગનો ગર્ભિત સ્વીકાર આ અગાઉ થઈ ચૂક્યો છે. આ વખતના મામલામાં તો એવો

સવિનયભંગ પણ, જે મુલાકાત માગીને હું તમારી પાસે આવનાર હતો, તેનું પરિણામ જણાયા વગર શરૂ કરવાનો નહોતો.

ત્યાર પછી લૉ ભારતમંત્રી જેવા જવાબદાર હાકેમે મહાસભાને માથે તેમ જ મારે માથે ઓઢાડેલા, વગર સાબિત થયેલા અને મારા અભિપ્રાય પ્રમાણે સાબિત ન થઈ શકે તેવા આરોપો.

હું તો બેધડક કહી શકું એમ છું કે, આ મામલામાં સરકારે પોતે કરેલ દમનની કારવાઈઓનું વાજબીપણું નક્કર સાબિતીઓ આપીને પુરવાર કરવું રહ્યું છે, કેવળ 'મેં કહ્યું તે સાચું' એ ન્યાયે નહિ.

પણ તમે મહાસભાવાદીઓ તરીકે ગણાતા શખસોને હાથે થયેલાં ખૂનોના બનાવો મારા મોં પર ફેંકો છો. ખૂનના બનાવોને તો, મને લાગે છે, તમારા જેટલી જ સ્પષ્ટતાથી હું જોઉં છું. મારો એનો જવાબ એ છે કે, સરકારે પોતાના વર્તનથી પ્રજાને પાગલ કરી મૂકી. હું ઉપર કહી ગયો તે એકસામટી ધરપકડોના રૂપમાં સરકારે સિંહના જેવી હિંસા આદરી. એ હિંસા કંઈ એટલા સારુ ઓછી નિંદ્ય નથી ઠરતી કે, એક દાંત પાડવાવાળાનો સામો એક દાંત પાડવાની રજા આપનાર જૂના બાઇબલધર્મને દસ હજારને હિસાબે હંફાવે એવડા વિરાટ પાયા ઉપર ગોઠવીને સરકાર તરફથી તે આચરવામાં આવી. (પછી એક દાંત પાડવાવાળાની સામે પણ અહિંસા આચરવા કહેનાર ઈશુ ખ્રિસ્તના ધર્મની આજ્ઞાના પાલનની તો વાત ક્યાં કરવી રહી?) આ સિવાય બીજી કોઈ રીતે સર્વશક્તિમાન હિંદી સરકારે અખત્યાર કરેલી દમનનીતિનો અર્થ હું બેસાડી શકતો નથી.

દુઃખની આ કથનીમાં, દેશ આખામાં ફેલાઈ ગયેલી અનાજની તંગીના રૂપમાં લાખો કરોડો દરિદ્ર લોકો ઉપર ઊતરેલી આફત અને હાડમારીઓને ઉમેરો. મને એમ લાગ્યા વગર નથી જ રહેતું કે, પ્રજામતને જોરે ચૂંટાયેલી ધારાસભાને જવાબદાર એવી સાચી રાષ્ટ્રીય સરકાર અત્યારે દેશમાં મોજૂદ હોત તો આ બધાં દુઃખો સાવ નહિ તોયે સારી પેઠે તો અવશ્ય ઘટાડી શકાયાં હોત.

એટલે હવે મારી આ વ્યથાનું નિવારણ જો તમારી પાસેથી મને ન જ લાધવાનું હોય તો પછી મારે સત્યાગ્રહીના આખરી ધર્મને આચરીને મારું સાંત્વન મેળવવું રહ્યું, એટલે કે, મારે યથાશક્તિ ઉપવાસ કરવો. તા. ૯મી ફેબ્રુઆરીના વહેલી સવારના નાસ્તા પછી હું ૨૧ દિવસનો ઉપવાસ આદરીશ, જે તા. ૨ જી માર્ચની સવારે પૂરો થશે. ઉપવાસો દરમ્યાન મારો હમેશનો શિરસ્તો એ છે કે મીઠું નાંખેલું પાણી હું પીઉં છું. પણ આજકાલ મારું શરીર નર્યું પાણી લઈ શકતું નથી. તેથી તેને પી શકાય તેવું કરવા સારુ આ વખતે 'સિટ્રસ' ફળનો રસ ઉમેરવા માગું છું. કારણ કે મારી ઇચ્છા આમરણ ઉપવાસ કરવાની નથી, પણ ઈશ્વરની ઇચ્છા હશે તો આ અગ્નિપરીક્ષામાંથી પસાર થઈને જીવવાની છે. સરકાર જરૂરી રાહત આપીને અવધિ પહેલાં આ ઉપવાસ પૂરો કરાવી શકે છે.

આ અગાઉના બેની જેમ આ કાગળ પર હું 'અંગત' શબ્દ નથી લખતો. એ કાગળો પણ કોઈ રીતે ખાનગી તો નહોતા જ. કેવળ અંગત વિનવણીરૂપે હતા.

તમારો સાચો મિત્ર
**મો૦ ક૦ ગાંધી**

## ૩૨

(ખાનગી)

(ટપાલ દ્વારા મળ્યો)

હોમ ડિપાર્ટમેન્ટ, નવી દિલ્હી,
૭ ફેબ્રુઆરી, ૧૯૪૩

**પ્રિય મિ. ગાંધી**

૧. અમુક સંજોગોમાં તમે એકવીસ દિવસના ઉપવાસ આદરવાનું ધારો છો એમ તમે ના. વાઇસરોયને જણાવેલું. તેમણે હિંદી સરકારને એ સમાચારથી વાકેફ કરી છે. એ પરિસ્થિતિનો સરકારે કાળજીપૂર્વક વિચાર કરી જોયો છે, અને એ વિચારણાને અંતે ઘડાયેલા નિર્ણયોનો સમાવેશ આ પત્રની સાથે બીડેલા નિવેદનમાં કરવામાં આવ્યો છે. જો તમે તમારા હાલના ઇરાદાને વળગી રહેશો તો સરકારનો એવો વિચાર છે કે યોગ્ય સમયે એ નિવેદન વર્તમાનપત્રોમાં પ્રગટ કરવું.

૨. એ નિવેદન પરથી તમે જોશો કે તમે ઉપવાસ આદરો એ હિંદી સરકારને ઘણી નગમતી વાત છે. તમને એમ જણાવવાની મને સૂચના કરવામાં આવી છે કે, તમારા ઇરાદાને વળગી રહેવાનો જો તમારો આગ્રહ હોય તો ઉપવાસના આરંભ-દિનથી, ઉપવાસના હેતુ અને સમય પૂરતા, તમને મુક્ત કરવાની સરકારની ઇચ્છા છે. નિવેદનમાં આ વાત સ્પષ્ટ કરવામાં આવી છે. ઉપવાસ દરમ્યાન તમે ચાહો ત્યાં જાઓ એમાં કંઈ જ વાંધો નહિ હોય, જો કે હિંદી સરકારને વિશ્વાસ છે કે ના. આગાખાનના મહેલથી બીજે તમારી રહેવાની વ્યવસ્થા તમે કરી શકશો.

૩. તમને કોઈ પણ કારણે એમ લાગે કે આ સગવડનો લાભ તમે નહિ લઈ શકો — અને તમને એવું લાગે તો સરકારને એથી ભારે ખેદ થશે — તો જે નિવેદનની નકલ તમને મોકલી છે તેમાં, અલબત્ત, પ્રગટ કરતા પહેલાં, ઘટતા સુધારાવધારા કરી લેવામાં આવશે. પણ હિંદુસ્તાન સરકારની જે ચિંતા અને આશાનું પૂરેપૂરા ગાંભીર્યથી હું પુનરુચ્ચારણ કરું એવી તેની ઇચ્છા છે, તે અનુસાર મારે તમને એ કહેવાનું છે કે, જે મુદ્દાઓનું મહત્ત્વ હિંદુસ્તાન સરકારને સમજાયું છે તેટલું જ તમને પણ સમજાશે ને તમે ઘડી રાખેલો તમારો હાલનો વિચાર પડતો મૂકશો. જો એવું થશે તો તો કોઈ પણ પ્રકારના નિવેદનને પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ જ ઊભો નહિ થાય.

તા. ક.— ૮ ફેબ્રુઆરી

બાબત અતિશય તાકીદની હોવાથી તમને આજે તેની જાણ કરવા માટે આ પત્રનું વસ્તુ સરકારના સેક્રેટરીને તારથી જણાવવામાં આવ્યું હતું.

લિ. તમારો
**રીચર્ડ ટોટનહામ**

## ૩૩

[પ્રકટ કરવા ધારેલી સરકારી યાદીની આગળથી મોકલવામાં આવેલી નકલ]

### નિવેદન

મિ. ગાંધીએ નામદાર વાઇસરૉયને જણાવ્યું છે કે તેઓ ૯મી ફેબ્રુઆરીથી ત્રણ અઠવાડિયાંનો ઉપવાસ કરવા ધારે છે. એ શક્તિ

પ્રમાણેનો ઉપવાસ હશે અને એ દરમ્યાન મિ. ગાંધી પાણી પી શકાય એવું કરવા માટે તેમાં સિટ્રસ ફળોનો રસ ઉમેરવા ધારે છે. કેમ કે તેમની ઇચ્છા આમરણ ઉપવાસ કરવાની નહિ પણ એ અગ્નિ-પરીક્ષામાંથી જીવતા પાર ઊતરવાની છે. રાજકીય હેતુ સાધવા માટે ઉપવાસના હથિયારનો પ્રયોગ કરવામાં આવે એ માટે સરકારને ખેદ થાય છે. એને માટે કોઈ પણ વાજબી કારણ ન હોઈ શકે એમ તેને લાગે છે. વળી ભૂતકાળમાં મિ. ગાંધીએ પોતે જ કબૂલ કરેલું છે કે, એમાં બળજબરીનો અંશ રહેલો છે. મિ. ગાંધી આ પ્રસંગે આવું હથિયાર ઉગામવાનું જરૂરી માને તથા તેમણે અને મહાસભા પક્ષના તેમના સાથીઓએ શરૂ કરેલી ચળવળના સંબંધમાં સરકારે જે કંઈ કહ્યું કે કર્યું હોય તેમાં એનું વાજબીપણું શોધે એ માટે હિંદી સરકાર પોતાનો ખેદ વ્યક્ત કરે છે. ઉપવાસને કારણે હિંદી સરકાર પોતાની નીતિમાંથી ચલિત થવાનો ઇરાદો રાખતી નથી, તથા મિ. ગાંધીના સ્વાસ્થ્ય ઉપર એની જે કંઈ અસર થવા પામે તેને માટે તે જવાબદાર નથી. તે મિ. ગાંધીને ઉપવાસ કરતા રોકી ન શકે. જો તે ઉપવાસ કરવાનું નક્કી કરે તો પોતાને જોખમે અને પોતાની ગોઠવણ નીચે તેમણે તેમ કરવું જોઈએ. એથી કરીને સરકારે ઉપવાસના હેતુ અને સમય પૂરતા તેમને તથા તેમની સાથે રહેવા માગતા હોય એવા તેમની જોડે રહેતા તેમની મંડળીના સભ્યોને છોડવાનું નક્કી કર્યું છે.

ગયા ઑગસ્ટ માસમાં શરૂ કરવામાં આવેલી હિલચાલના આરંભ અને તેના વિકાસ તથા તેને પહોંચી વળવા માટે સરકારને લેવાં પડેલાં પગલાંની બાબતમાં યોગ્ય સમયે હિંદી સરકાર સંપૂર્ણ નિવેદન બહાર પાડવા ધારે છે. પરંતુ તેને લાગે છે કે છેલ્લા થોડા માસમાં બનેલા બનાવોનું ટૂંકું અવલોકન કરવા માટે આ યોગ્ય અવસર છે.

મિ. ગાંધીએ વાઇસરૉય સાથેના પોતાના પત્રવહેવારમાં તેમણે તથા મહાસભાપક્ષે કરેલી "હિંદ ખાલી કરો"ની માગણીમાંથી નીપજેલાં પરિણામો માટેની બધીયે જવાબદારીનો સદંતર ઇન્કાર કર્યો છે. તેમનો આ રદિયો તપાસમાં ટકી શકે એમ નથી.

ચળવળ શરૂ કરવામાં આવી તે પહેલાંના મિ. ગાંધીના પોતાના

નિવેદનમાં ચાલુ વ્યવસ્થાના બદલામાં અરાજક યા અંધાધૂંધીની કલ્પના કરવામાં આવી હતી તથા એમાં લડતને "જે દરમ્યાન પોતે ગમે તેવું ભારે જોખમ ખેડવાને પણ અચકાશે નહિ એવી આખરી ફેંસલાની લડત" તરીકે વર્ણવવામાં આવી હતી.

વાઇસરૉયને મળવા માટેની તેમની ઑફરને વારંવાર આગળ કરવામાં આવતી હોવાથી એ બતાવી આપવું જરૂરી છે કે, કારોબારી સમિતિનો ઠરાવ પસાર થયા પછી ૧૪ મી જુલાઈએ છાપાવાળાઓને આપેલી મુલાકાતમાં મિ. ગાંધીએ જણાવ્યું હતું કે, હવે કશું પાછું ખેંચવા માટે કે વાટાઘાટો માટે દરખાસ્તમાં બિલકુલ અવકાશ રહ્યો નથી; એક વધુ તકનો પ્રશ્ન હવે રહેતો જ નથી; આ તો ખુલ્લો બળવો છે અને એ બની શકે એટલો ઝડપી અને ટૂંકો હશે. તેમનો છેવટનો સંદેશો હતો: "કરેંગે યા મરેંગે." મિ. ગાંધી સાથે જેઓ નિકટપણે સંકળાયેલા છે તેમનાં ભાષણો તો વળી એથીયે વધારે સ્પષ્ટ હતાં. અસાધારણ બારીક અને સંકડામણના કાળમાં તથા જ્યારે હિંદ ઉપર જપાનના આક્રમણનું ગંભીર જોખમ ઝઝૂમી રહ્યું હતું તે વખતે કાયદેસર સ્થપાયેલી સરકાર સામે, તેમ જ જે દ્વારા દેશનો જીવનવ્યવહાર ચાલતો હતો તે સંસ્થાઓ અને વ્યવહારનાં લોકોપયોગી સાધનો સામે હુમલો કરવામાં, મહાસભાના આગેવાન મંડળનો આશય શો હતો, એનું સ્પષ્ટ સૂચન એ ભાષણોમાંથી મળે છે.

મહાસભાની જુદી જુદી સંસ્થાઓ તરફથી બહાર પાડવામાં આવેલી પત્રિકાઓમાં સરકારના વહીવટી તંત્રને કેવી રીતે સ્થગિત કરી નાખવું એ માટેની ચોક્કસ સૂચનાઓ આપવામાં આવી હતી. દેશના દરેક ભાગમાં ઠેકઠેકાણે એ પત્રિકાઓ છૂટથી ફેલાતી જોવામાં આવી હતી, અને પુરાવા પ્રમાણે એ બધીનો બિનસત્તાવાર તરીકે અસ્વીકાર થઈ શકે એમ નથી. આંધ્ર પ્રાંતિક સમિતિનો તા. ૨૯મી જુલાઈનો પરિપત્ર આનું એક ઉદાહરણ છે. આ સંબંધમાં એ હકીકત નોંધપાત્ર છે કે, દેશભરમાં એકબીજાથી દૂર દૂરના પ્રદેશોમાં રેલવેઓ અને વ્યવહારનાં બીજાં સાધનો ઉપર હુમલો કરવામાં વિશિષ્ટ પ્રકારનાં ઓજારોની તથા ઊંચા પ્રકારના યાંત્રિક જ્ઞાનની જેમાં જરૂર

પડે એવી એકસરખી રીત અખત્યાર કરવામાં આવી હતી. રેલવે સ્ટેશનો ઉપર ગાડીની આવજાનું નિયમન કરવા માટેના 'કન્ટ્રોલ રૂમો' તથા ટેબ્લેટ આપવાનાં યંત્રો ઉપર ખાસ લક્ષ આપવામાં આવ્યું હતું. અને તાર તથા ટેલિફોનની લાઈનો તેમ જ તેનાં સાધનોનો જે રીતે નાશ કરવામાં આવ્યો છે તે ઉપરથી એના સંચાલનનું સંગીન જ્ઞાન તથા એને માટે કાળજીપૂર્વક તૈયાર કરવામાં આવેલી યોજના જણાઈ આવતાં હતાં. બળવાખોર પ્રવૃત્તિઓનાં આ પ્રદર્શનો મહાસભાનાં શિક્ષણનાં પરિણામરૂપ નહિ પણ મી. ગાંધી અને મહાસભાના બીજા નેતાઓની ધરપકડ સામે ભભૂકી ઊઠેલા પ્રજાકીય રોષનાં પ્રદર્શન તરીકે લેખવામાં આવે, તો પ્રશ્ન એ ઊઠે છે કે, આ હિંસાખોર અને ઊથલાવી પાડનારી પ્રવૃત્તિએમાં કામે લાગેલાં આ હજારો માણસો પ્રજાના કયા વર્ગનાં હતાં? એને માટે મહાસભાવાદીઓ જવાબદાર નથી એવો દાવો જો કરવામાં આવે તો બિનમહાસભાવાદી તત્ત્વો ઉપર એનો દોષ મૂકવો એ, હળવા શબ્દોમાં કહીએ તો, ભારે અજાયબીની વાત કહેવાય.

વાસ્તવમાં દેશને એમ માનવાનું કહેવામાં આવે છે કે, મહાસભાને વફાદાર લોકો તો દાખલો બેસાડે એવી અહિંસક રીતે વર્ત્યા હતા, અને નેતાઓની ધરપકડ સામે રોષ પ્રકટ કરનારા તો મહાસભાની બહારના લોકો હતા, કે જેઓ તેમની ચળવળને અનુસરનારા નથી. આ દલીલનો વધારે સીધો જવાબ તો એ હકીકતમાંથી મળી રહે છે કે, મહાસભાવાદીઓ હિંસાને માટે ઉશ્કેરણી કરતા અથવા તો જેને પરિણામે ગંભીર અવ્યવસ્થા ઊભી થવા પામી એવી મહાસભાની પ્રવૃત્તિઓ આગળ ધપાવવાના કામમાં રોકાયેલા અનેક વાર મળી આવ્યા છે.

મહાસભા પક્ષની બહારનાં રાજકીય પક્ષો તથા મંડળો એ બાબતમાં ભ્રમમાં નથી એ વસ્તુ, પ્રસ્તુત ચળવળ સાથે તેમને કશાયે લેવાદેવા નથી એમ તેમણે અસંદિગ્ધપણે જાહેર કર્યું તથા તેમાંથી ઉદ્ભવેલી હિંસાને તેમણે વખોડી કાઢી, તે ઉપરથી જોઈ શકાય છે. ખાસ કરીને મુસ્લિમ લીગે મહાસભા પક્ષે આદરેલી નીતિના ઇરાદાઓ

તથા તેના સ્વરૂપને એક કરતાં વધુ પ્રસંગે ઉઘાડાં પાડયાં છે. ગયા ઑગસ્ટ માસની છેક ૨૦મી તારીખે લીગની કારોબારી સમિતિએ એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો — એ પછી અનેક વાર એની પુનરુક્તિ કરવામાં આવી છે — કે, "હિંદ ખાલી કરો"ના સૂત્રનો ખરો અર્થ દેશની સરકારનો સર્વોપરી કાબૂ મહાસભાના હાથમાં આવે એ છે, તથા સામુદાયિક સવિનય ભંગની ચળવળને પરિણામે અવ્યવસ્થા અને અંધેર વર્તવા પામ્યાં છે તેમ જ મોટા પ્રમાણમાં જાનમાલની ખુવારી થઈ છે. દેશના રાજકીય જીવનનાં બીજાં તત્ત્વોએ પણ પોતાનો એવો જ અભિપ્રાય દર્શાવ્યો છે. અને મહાસભાવાદીઓ જો એમ કહેવા માગતા હોય કે, ચળવળને પરિણામે ફાટી નીકળેલી હિંસા તેમના કાર્યક્રમ કે નીતિના ભાગરૂપ નહોતી, તો જબરદસ્ત પુરાવાઓની સામે તેઓ એમ કરી રહ્યા છે.

વાઇસરૉય ઉપરના પોતાના પત્રમાં મિ. ગાંધીએ એ જવાબદારી હિંદી સરકાર ઉપર ઓઢાડવા પ્રયત્ન કર્યો છે. હિંદી સરકાર એ સૂચનનો ભારપૂર્વક ઇન્કાર કરે છે. જ્યારે પ્રજાની એકત્ર શક્તિ દુશ્મનને હાંકી કાઢવાના તથા હિંદની, સામ્રાજ્યની અને જગતની સ્વતંત્રતા માટે સખત ફટકો મારવાના અતિ મહત્ત્વના કાર્યમાં કામે લગાડવામાં આવી હોત તે સમયે એમ કહેવું કે દેશના સામાન્ય જીવન-વ્યવહારને ગંભીરપણે અસ્તવ્યસ્ત કરી મૂકનાર — સાથે સાથે ખોરાકની પરિસ્થિતિ પણ વધુ તીવ્ર બનાવનાર — છેલ્લા થોડા માસની હિંસા માટે સરકાર જ જવાબદાર છે એ સાવ બેહૂદું છે.

## ૩૪

હોમ ડિપાર્ટમેન્ટ, નવી દિલ્હી,
૮ ફેબ્રુઆરી, ૧૯૪૩

પ્રિય સર રીચર્ડ

તમારા પત્રનો ખૂબ કાળજીથી મેં અભ્યાસ કર્યો છે. મને જણાવતાં દિલગીરી થાય છે કે ના. વાઇસરૉય ને મારી વચ્ચે ચાલેલા પત્રવ્યવહારમાં એવું કશું નથી કે જેને લીધે ઉપવાસ કરવાનો મારો નિર્ણય પાછો ખેંચી લેવાનું મને મન થાય. કયા સંજોગોમાં હું મારા

નિર્ણયને પડતો મૂકું કે મોકૂફ રાખી શકું તે મેં ના. વાઇસરૉયને મારા પત્રોમાં સમજાવ્યું છે.

મારી પોતાની સગવડ ખાતર જો મને કામચલાઉ મુક્તિ મળતી હોય તો મારે એની જરૂર નથી. એક નજરકેદી કે કેદી તરીકે પૂરા સંતોષથી હું ઉપવાસ કરીશ. પણ જો સરકાર પોતાની સગવડ ખાતર મને મુક્ત કરવા ચાહતી હોય, તો હું સખેદ જણાવીશ કે, મને તો સરકારને સગવડ કરી આપવાનું ઘણું મન હોવા છતાં હું સરકારને અનુકૂળ થઈ શકું એમ નથી. પણ હું આટલું કહી શકું કે કેદી તરીકે, માનવીને માટે શક્ય હોય તેટલે અંશે, સરકારને અગવડરૂપ થવાનું એકેએક કારણ હું ટાળીશ. માત્ર ઉપવાસને જ કારણે તો જે અગવડ ઊભી થવાની છે તે પૂરતો હું નિરુપાય છું. જે ઉપવાસ મેં કરવા ધાર્યો છે તે હું છૂટો હોઉં તો પણ કરવો એવી મારી ધારણા નથી. આજ અગાઉ બન્યું છે તેમ હવે પછી પણ કદાચ એવા સંજોગો ઊભા થાય કે જેમાં મારે જેલ બહાર સ્વતંત્ર સ્થિતિમાંયે ઉપવાસ કરવાનો પ્રસંગ આવે. એટલે, જો મને છોડી મૂકવામાં આવશે તો ના. વાઇસરૉય સાથેના મારા પત્રવહેવારમાં જણાવેલા કારણ મુજબ ઉપવાસ નહિ થાય. પછી તો મારે પરિસ્થિતિનો નવેસરથી વિચાર કરવો પડશે ને શું કરવું તેનો નિર્ણય કરવો પડશે. ખોટા બહાના હેઠળ છૂટવાની મારી મુદ્દલ ઇચ્છા નથી. મારી વિરુદ્ધ ઘણું કહેવાઈ ચૂક્યું છે, છતાં જે એક જ વસ્તુ જીવનને મારે માટે જીવવા યોગ્ય બનાવે છે તે સત્ય અને અહિંસાના વ્રતનો દ્રોહ મારે હાથે અંતઘડી લગી નહિ થાય એવી હું આશા સેવું છું. મારા પોતાના આત્મસંતોષને ખાતર પણ હું આ કહું છું; અત્યારની જેમ જ્યારે બહારનો અંધકાર મને ઘેરી વળે છે ત્યારે મારી શ્રદ્ધાનું જાહેર પુનરુચ્ચારણ કરવાથી મને ઠીક લાગે છે.

આ પત્રની બાબત વિષે સરકાર પાસે ઉતાવળે નિર્ણય કરાવવા હું ઇચ્છતો નથી. મેં સાંભળ્યું કે તમારો પત્ર ટેલિફોન ઉપર લખાવવામાં આવ્યો હતો. એટલે સરકારને પૂરતો સમય આપવા માટે, જરૂર પડ્યે એક દિવસ વધુ (બુધવાર ૧૦મી સુધી) હું ઉપવાસ મોકૂફ રાખીશ.

જે નિવેદનને સરકાર પ્રસિદ્ધિ આપવા માગે છે, ને જેની એક નકલ પહોંચાડીને તમે મને આભારી કર્યો છે, તેના સંબંધમાં તો મારે કંઈ અભિપ્રાય આપવાનો હોઈ શકે જ નહિ; પણ જો હું અભિપ્રાય આપી શકું તો તો મારે કહેવું જોઈએ કે, એથી મને અન્યાય થાય છે. યોગ્ય રસ્તો તો એ છે કે, આખો પત્રવ્યવહાર પ્રગટ કરવો ને પ્રજાને સ્વતંત્રપણે મત બાંધવા દેવો.

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

૩૫

(ખાનગી)

હોમ ડિપાર્ટમેન્ટ, હિંદી સરકાર
નવી દિલ્હી
૯ ફેબ્રુઆરી, ૧૯૪૩

**પ્રિય મિ. ગાંધી,**

તા. ૮ ફેબ્રુઆરી ૧૯૪૩ ના તમારા પત્રની પહોંચ સ્વીકારવાનું મને કહેવામાં આવ્યું છે. એ પત્ર ગવર્નર-જનરલ અને તેમની કાઉન્સિલ સમક્ષ રજૂ કરવામાં આવ્યો છે. હિંદી સરકારે નિર્ણયની ભારે ખેદપૂર્વક નોંધ લીધી છે. સરકારનો નિર્ણય તો હજુયે જેમનો તેમ છે; એટલે કે તમને ઉપવાસના હેતુ અને સમય પૂરતા મુક્ત કરવાને સરકાર તૈયાર છે. પણ એનો લાભ તમે જો ઉઠાવવા ન ચાહતા હો ને અટકાયતમાં રહીને જ ઉપવાસ કરવાના હો, તો તમારે પોતાને હિસાબે ને જોખમે તમે તેમ કરશો તે જાણશો. તેવી સ્થિતિમાં સારવાર માટે તમારા પોતાના દાક્તર રાખવાની ને ઉપવાસ દરમ્યાન સરકારની પરવાનગીથી મિત્રોને મુલાકાત આપવાની તમને છૂટ રહેશે. આ સંજોગોમાં સરકાર જે નિવેદન વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરશે તેના મુસદ્દામાં ઘટતા ફેરફાર કરી લેવામાં આવશે.

લિ. તમારો
**રીચર્ડ ટોટનહામ**

મિ. મો૦ ક૦ ગાંધી

(તા. ૯–૨–'૪૩ને રોજ ટેલિફોનથી મળ્યો.

**ઈર્સ્કીન,**

મુંબઈના ગવર્નરના મંત્રી

તા. ૧૦-૨-'૪૩ને રોજ સાંજે ૬-૫ વાગ્યે મળી.

નીચે હિંદી સરકારની આખી યાદી આપવામાં આવી છે.

મિ. ગાંધીએ નામદાર વાઇસરૉયને જણાવ્યું છે કે, તેઓ ૧૦મી ફેબ્રુઆરીથી ત્રણ અઠવાડિયાંનો ઉપવાસ કરવા ધારે છે. એ શક્તિ પ્રમાણેનો ઉપવાસ હશે અને એ દરમ્યાન મિ. ગાંધી પાણી પી શકાય એવું કરવા માટે તેમાં સિટ્રસ ફળોનો રસ ઉમેરવા ધારે છે, કેમ કે તેમની ઇચ્છા આમરણ ઉપવાસ કરવાની નહિ પણ એ અગ્નિપરીક્ષામાંથી જીવતા પાર ઊતરવાની છે. રાજકીય હેતુ સાધવા માટે ઉપવાસના હથિયારનો પ્રયોગ કરવામાં આવે એ માટે સરકારને ખેદ થાય છે. એને માટે કોઈ પણ વાજબી કારણ ન હોઈ શકે એમ તેને લાગે છે. વળી ભૂતકાળમાં મિ. ગાંધીએ પોતે જ કબૂલ કરેલું છે કે એમાં બળજબરીનો અંશ રહેલો છે. મિ. ગાંધી આ પ્રસંગે આવું હથિયાર ઉગામવાનું જરૂરી માને તથા તેમણે અને મહાસભા પક્ષના તેમના સાથીઓએ શરૂ કરેલી ચળવળના સંબંધમાં સરકારે જે કંઈ કહ્યું કે કર્યું હોય તેમાં એનું વાજબીપણું શોધે છે એ માટે હિંદી સરકાર પોતાનો ખેદ વ્યક્ત કરે છે. ઉપવાસને કારણે હિંદી સરકાર પોતાની નીતિમાંથી ચલિત થવાનો ઇરાદો રાખતી નથી તથા મિ. ગાંધીના સ્વાસ્થ્ય ઉપર એની જે કંઈ અસર થવા પામે તેને માટે તે જવાબદાર નથી. તે મિ. ગાંધીને ઉપવાસ કરતા રોકી ન શકે. પરંતુ, સરકારની એવી ઇચ્છા હતી કે, જો તેઓ ઉપવાસ કરવાનું નક્કી કરે તો એક સ્વતંત્ર માણસ તરીકે અને પોતાની ગોઠવણ હેઠળ તેમણે એ કરવું જોઈએ, કે જેથી કોઈ પણ ઉપવાસ કે તેનાં પરિણામોની જવાબદારી માત્ર તેમની જ છે, એ સ્પષ્ટ જણાઈ આવે. તેથી, તેમણે સરકારને જણાવેલા તે ઉપવાસના હેતુ અને સમય પૂરતા તેમને તથા તેમની સાથે રહેવા માગતા હોય એવા તેમની જોડે રહેતા તેમની મંડળીના સભ્યોને છોડવામાં આવશે એવી મિ. ગાંધીને ખબર આપવામાં આવી. એના જવાબમાં, તેમને છોડી મૂકવામાં આવે તો તેમણે કરવા ધારેલો ઉપવાસ જતો કરવા

પોતે તૈયાર છે અને એમ ન થાય તો અટકાયતમાં પોતે ઉપવાસ કરશે, એમ મિ. ગાંધીએ જણાવ્યું. બીજા શબ્દોમાં કહીએ તો, તેમનો બિનશરતી છુટકારો જ તેમને ઉપવાસ કરતા રોકી શકે, એ હવે સ્પષ્ટ થાય છે. હિંદી સરકાર એમ કરવા તૈયાર નથી. તેની સ્થિતિ જેની તે જ રહે છે: એટલે કે, ઉપવાસના હેતુ અને સમય પૂરતા મિ. ગાંધીને મુક્ત કરવા તે તૈયાર છે. મિ. ગાંધી આ હકીકતનો લાભ લેવા તૈયાર ન હોય અને અટકાયત દરમ્યાન તે ઉપવાસ કરે તો તેઓ કેવળ તેમની પોતાની જ જવાબદારી ઉપર અને પોતાને જ જોખમે તેમ કરે છે. એ સંજોગોમાં ઉપવાસના સમય દરમ્યાન સારવાર માટે પોતાના દાક્તરો બોલાવવાની તથા સરકારની પરવાનગી લઈને આવનારા મિત્રોની મુલાકાત લેવાની તેમને છૂટ રહેશે.

ગયા ઑગસ્ટ માસમાં શરૂ કરવામાં આવેલી હિલચાલના આરંભ અને તેના વિકાસ તથા તેને પહોંચી વળવા માટે સરકારને લેવા પડેલાં પગલાંની બાબતમાં યોગ્ય સમયે હિંદી સરકાર સંપૂર્ણ નિવેદન બહાર પાડવા ધારે છે. પરંતુ તેને લાગે છે કે, છેલ્લા થોડા માસમાં બનેલા બનાવોનું ટૂંકુ અવલોકન કરવા માટે આ યોગ્ય અવસર છે.

મિ. ગાંધીએ વાઇસરૉય સાથેના પોતાના પત્રવહેવારમાં તેમણે તથા મહાસભા પક્ષે કરેલી "હિંદ ખાલી કરો"ની માગણીમાંથી નીપજેલાં પરિણામો માટેની બધીયે જવાબદારીનો સદંતર ઇન્કાર કર્યો છે. તેમનો આ રદિયો તપાસમાં ટકી શકે એમ નથી. ચળવળ શરૂ કરવામાં આવી તે પહેલાંના મિ. ગાંધીના પોતાના નિવેદનમાં ચાલુ વ્યવસ્થાના બદલામાં અરાજક યા અંધાધૂંધીની કલ્પના કરવામાં આવી હતી તથા એમાં લડતને "જે દરમ્યાન પોતે ગમે તેવું ભારે જોખમ ખેડવાને પણ અચકાશે નહિ એવી આખરી ફેંસલાની લડત" તરીકે વર્ણવવામાં આવી હતી. વાઇસરૉયને મળવા માટેની તેમની ઑફરને વારંવાર આગળ કરવામાં આવતી હોવાથી એ બતાવી આપવું જરૂરી છે કે, કારોબારીનો ઠરાવ પસાર થયા પછી ૧૪મી જુલાઈએ છાપાંવાળાઓને આપેલી મુલાકાતમાં

મિ. ગાંધીએ જણાવ્યું હતું કે, હવે કશું પાછું ખેંચવા માટે કે વાટાઘાટ માટે દરખાસ્તમાં બિલકુલ અવકાશ રહ્યો નથી; એક વધુ તકનો પ્રશ્ન હવે રહેતો જ નથી; આ તો ખુલ્લો બળવો છે અને એ બની શકે એટલો ઝડપી અને ટૂંકો હશે. તેમનો છેવટનો સંદેશો હતોઃ "કરેંગે યા મરેંગે." મિ. ગાંધી સાથે જેઓ નિકટપણે સંકળાયેલા છે તેમનાં ભાષણો તો વળી એથીયે વધારે સ્પષ્ટ હતાં. અસાધારણ બારીક અને સંકડામણના કાળમાં તથા જ્યારે હિંદ ઉપર જપાનના આક્રમણનું ગંભીર જોખમ ઝઝૂમી રહ્યું હતું તે વખતે કાયદેસર સ્થપાયેલી સરકાર સામે, તેમ જ જે દ્વારા દેશનો જીવનવ્યવહાર ચાલતો હતો તે સંસ્થાઓ તથા લોકોપયોગી વ્યવહારનાં સાધનો સામે હુમલો કરવામાં, — જે સફળ થાત તો મિત્રપ્રજાઓના ધ્યેયને ગંભીર હાનિ પહોંચી હોત, — મહાસભાના આગેવાન મંડળનો આશય શો હતો, એનું સ્પષ્ટ સૂચન એ ભાષણોમાંથી મળે છે.

મહાસભાની જુદી જુદી સંસ્થાઓ તરફથી બહાર પાડવામાં આવેલી પત્રિકાઓમાં સરકારના વહીવટી તંત્રને કેવી રીતે સ્થગિત કરી નાખવું એ માટેની ચોક્કસ સૂચનાઓ આપવામાં આવી હતી. દેશના હરેક ભાગમાં ઠેકઠેકાણે એ પત્રિકાઓ છૂટથી ફેલાતી જોવામાં આવી હતી, અને પુરાવા પ્રમાણે એ બધીનો બિનસત્તાવાર તરીકે અસ્વીકાર કરી શકાય એમ નથી. આંધ્ર પ્રાંતિક સમિતિનો તા. ૨૯મી જુલાઈનો પરિપત્ર આનું એક ઉદાહરણ છે. આ સંબંધમાં એ હકીકત નોંધપાત્ર છે કે, દેશભરમાં એકબીજાથી દૂર દૂરના પ્રદેશોમાં રેલવે અને વ્યવહારનાં બીજાં સાધનો ઉપર હુમલો કરવામાં વિશિષ્ટ પ્રકારનાં ઓજારોની તથા ઊંચા પ્રકારના યાંત્રિક જ્ઞાનની જેમાં જરૂર પડે એવી એકસરખી રીત અખત્યાર કરવામાં આવી હતી. રેલવે સ્ટેશનો ઉપર ગાડીની આવજાનું નિયમન કરવા માટેની 'કંટ્રોલ રૂમો' તથા ટેબ્લેટ આપવાનાં યંત્રો ઉપર ખાસ લક્ષ આપવામાં આવ્યું હતું. અને તાર તથા ટેલિફોનની લાઈનનો તેમ જ તેનાં સાધનોનો જે રીતે નાશ કરવામાં આવ્યો છે તે ઉપરથી એના સંચાલનનું સંગીન જ્ઞાન તથા એને માટે કાળજીપૂર્વક તૈયાર કરવામાં આવેલી યોજના

જણાઈ આવતાં હતાં. બળવાખોર પ્રવૃત્તિઓનાં આ પ્રદર્શનો મહાસભાનાં શિક્ષણનાં પરિણામરૂપ નહિ પણ મિ. ગાંધી અને મહાસભાના બીજા નેતાઓની ધરપકડ સામે ભભૂકી ઊઠેલા પ્રજાકીય રોષનાં પ્રદર્શન તરીકે લેખવામાં આવે, તો પ્રશ્ન એ ઊઠે છે કે, આ હિંસાખોર અને ઊથલાવી પાડનારી પ્રવૃત્તિઓમાં કામે લાગેલાં આ હજારો માણસો પ્રજાના કયા વર્ગનાં હતાં? એને માટે મહાસભાવાદીઓ જવાબદાર નથી એવો દાવો જો કરવામાં આવે તો બિનમહાસભાવાદી તત્ત્વો ઉપર એનો દોષ મૂકવો એ, હળવા શબ્દોમાં કહીએ તો, ભારે અજાયબીની:વાત કહેવાય. વાસ્તવમાં દેશને એમ માનવાનું કહેવામાં આવે છે કે, મહાસભાને વફાદાર લોકો તો દાખલો બેસાડે એવી અહિંસક રીતે વર્ત્યાં હતા, અને નેતાઓની ધરપકડ સામે રોષ પ્રકટ કરનારાઓ તો મહાસભાની બહારના લોકો હતા, કે જેઓ તેમની ચળવળને અનુસરનારા નથી. આ દલીલનો વધારે સીધો જવાબ તો એ હકીકતમાંથી મળી રહે છે કે, મહાસભાવાદીઓ હિંસાને માટે ઉશ્કેરણી કરતા અથવા તો જેને પરિણામે ગંભીર અવ્યવસ્થા ઊભી થવા પામી એવી મહાસભાની પ્રવૃત્તિઓ આગળ ધપાવવાના કામમાં રોકાયેલા અનેક વાર મળી આવ્યા છે.

મહાસભા પક્ષની બહારના રાજકીય પક્ષો તથા મંડળો એ બાબતમાં ભ્રમમાં નથી એ વસ્તુ, પ્રસ્તુત ચળવળ સાથે તેમને કશાયે લેવાદેવા નથી, એમ તેમણે અસંદિગ્ધ રીતે જાહેર કર્યું તથા તેમાંથી ઉદ્‌ભવેલી હિંસાને તેમણે વખોડી કાઢી તે ઉપરથી જોઈ શકાય છે. ખાસ કરીને મુસ્લિમ લીગે મહાસભા પક્ષે આદરેલી નીતિના ઇરાદાઓ તથા તેના સ્વરૂપને એક કરતાં વધુ પ્રસંગે ઉઘાડાં પાડ્યાં છે. ગયા ઑગસ્ટ માસની છેક ૨૦મી તારીખે લીગની કારોબારી સમિતિએ અભિપ્રાય વ્યક્ત કર્યો હતો—એ પછી અનેક વાર એની પુનરુક્તિ કરવામાં આવી છે—કે, "હિંદ ખાલી કરો"ના સૂત્રનો ખરો અર્થ દેશની સરકારનો સર્વોપરી કાબૂ મહાસભાના હાથમાં આવે એ છે, તથા સામુદાયિક સવિનયભંગની ચળવળને પરિણામે અવ્યવસ્થા અને અંધેર વર્તવા પામ્યાં છે તેમ જ જાનમાલની મોટા પ્રમાણમાં

ખુવારી થઈ છે. દેશના રાજકીય જીવનનાં બીજાં તત્ત્વોએ પણ પોતાનો એવો જ અભિપ્રાય દર્શાવ્યો છે. અને મહાસભાવાદીઓ જો એમ કહેવા માગતા હોય કે ચળવળને પરિણામે ફાટી નીકળેલી હિંસા તેમના કાર્યક્રમ કે નીતિના ભાગરૂપ નહોતી, તો જબરદસ્ત પુરાવાઓની સામે તેઓ એમ કરી રહ્યા છે.

વાઇસરૉય ઉપરના પોતાના પત્રમાં મિ. ગાંધીએ એ જવાબદારી હિંદી સરકાર ઉપર ઓઢાડવા પ્રયત્ન કર્યો છે. હિંદી સરકાર એ સૂચનનો ભારપૂર્વક ઇન્કાર કરે છે. જ્યારે પ્રજાની એકત્ર શક્તિ દુશ્મનને હાંકી કાઢવાના તથા હિંદની, સામ્રાજ્યની અને જગતની સ્વતંત્રતા માટે સખત ફટકો મારવાના અતિ મહત્ત્વના કાર્યમાં કામે લગાડવામાં આવી હોત તે સમયે એમ કહેવું કે, દેશના સામાન્ય જીવનવ્યવહારને ગંભીરપણે અસ્તવ્યસ્ત કરી મૂકનાર — સાથે સાથે ખોરાકની પરિસ્થિતિને પણ વધુ તીવ્ર બનાવનાર — છેલ્લા થોડા માસની હિંસા માટે સરકાર જ જવાબદાર છે, એ સાવ બેહૂદું છે.

## ૩૭

અટકાયતી છાવણી
૨૭–૯–૪૩

**પ્રિય લૉર્ડ લિનલિથગો,**

તમે હિંદ છોડીને જાઓ છો તે વખતે બે શબ્દો હું તમને કહેવા ઇચ્છું છું.

આજ સુધીમાં જે ઊંચા હોદ્દેદારોના પરિચયમાં આવવાનો મને લાભ મળ્યો છે તેમાંથી મારે માટે આટલી બધી ઊંડી દિલગીરીના કારણરૂપ તમારા જેટલા બીજા કોઈ નથી બન્યા. તમે અસત્યને નભાવી લીધું છે અને તે પણ જેને તમે એક વખત પોતાનો મિત્ર ગણતા હતા તેની બાબતમાં — એવો તમારે વિષે વિચાર કરતાં મેં ઊંડું દુઃખ અનુભવ્યું છે. તમારા હૃદયમાં પ્રભુ વસે અને તમારા જેવા એક મહાન પ્રજાના પ્રતિનિધિ ગંભીર ભૂલ કરવાને દોરવાયા હતા એવી તમને કોક દિવસ પ્રતીતિ થાય, એવી હું આશા રાખું છું અને એ માટે ઈશ્વરની પ્રાર્થના કરું છું. સર્વ શુભેચ્છા પૂર્વક,

હજી પણ તમારો મિત્ર એવો,
**મો૦ ક૦ ગાંધી**

૩૮

(અંગત)

વાઇસરૉયની છાવણી, હિંદ
(સીમલા) ૭ ઑક્ટોબર, ૧૯૪૩

**પ્રિય મિ. ગાંધી,**

૨૭ મી સપ્ટેમ્બરનો તમારો પત્ર મળ્યો. મારાં કાર્યો તથા વચનોને અંગે તમે વર્ણવી તેવી લાગણી તમને થઈ એ માટે ખરેખર મને દિલગીરી થાય છે, પરંતુ મારાથી બની શકે એટલી હળવી રીતે મારે એ તમને સ્પષ્ટતાથી જણાવવું જોઈએ કે, પ્રસ્તુત ઘટનાઓ અંગેનું તમારું મંતવ્ય હું બિલકુલ સ્વીકારી શકું એમ નથી. કાલ અને ચિંતનના આપણને સુધારવાના ગુણની બાબતમાં હું જણાવીશ કે, દેખીથી રીતે જ તેમનું કાર્ય સર્વવ્યાપી હોય છે અને કોઈ પણ માણસે તેનો અનાદર કરવો જોઈએ નહિ, એ ડહાપણની વાત છે.

લિ. તમારો
**લિનલિથગો**

મિ. મો૦ ક૦ ગાંધી

(તા. ૧૫-૧૦-૧૯૪૩ને રોજ મળ્યો.)

# ૩. ઉપવાસ દરમિયાનનો પત્રવહેવાર

## ૩૯

આટકાયતી છાવણી
ફેબ્રુઆરી ૧૨, ૧૯૪૩

**પ્રિય કર્નલ ભંડારી,**

મારે મારી કંઈ પણ ઇચ્છા જણાવવાની હોય તો તેની સરકારને તાકીદે જાણ કરવા માટે તેણે તમને સૂચના કરી છે એમ તમે મને જણાવ્યું છે. મિત્રોની મુલાકાતોનું નિયમન કરવા અંગેની સરકારની સૂચનાઓની એક નકલ પણ તમે મને આપી છે. મુલાકાતોને અંગે મારે જે જણાવવાનું છે તે આ છે:

૧. એ અંગે નિર્ણય કરવાનું મારા ઉપર છોડવું એ વાજબી નથી. મારી હાલની માનસિક સ્થિતિમાં એવી મુલાકાતો અંગે મારો પોતાનો કશોયે નિર્ણય નથી. એથી કરીને મને મુલાકાતો મળે એવું

સરકાર ઇચ્છતી હોય તો તેણે જાહેર કરવું જોઈએ કે, કોઈ પણ પ્રજાજનની મારી મુલાકાત લેવાની ખાસ ઇચ્છા હશે તેને તે તેમ કરવાની પરવાનગી આપશે. તેમનાં નામોની મંજૂરી મારી પાસે લેવાની જરૂર નથી. કેમ કે, મારી મુલાકાત લેવાની ઇચ્છા સેવતા કોઈ પણ મિત્રને હું હરગિજ નાસીપાસ નહિ કરું. મારાં સંતાનો તથા બીજાં સગાંસંબંધીઓ તેમ જ મારા આશ્રમવાસીઓ અને મારી અનેક પ્રવૃત્તિઓમાંથી એક યા વધારે પ્રવૃત્તિ દ્વારા મારા નિકટના સંસર્ગમાં આવેલા બીજા મિત્રો મને મળવા ચાહે એવો ઘણો સંભવ રહે છે. દાખલા તરીકે, રાજાજી કે જેમણે કોમી પ્રશ્નને અંગે મારી મુલાકાત માટે સરકારની પરવાનગી માગી જ છે, તેઓ એ કે બીજી કોઈ બાબત માટે મને મળવા ચાહે તો તેમને મળતાં મને ઘણો આનંદ થાય. પરંતુ તેમની બાબતમાંયે હું પોતે તેમનું નામ સરકારને સૂચવવાની પહેલ નહિ કરું.

૨. મારી સાથેની તેમની ચર્ચાઓની બાબતોને અંગે કશાંયે બંધન વિના મુલાકાતીઓને મને મળવા દેવામાં આવે તો પછી જો એ ચર્ચાઓ પ્રસિદ્ધ ન થઈ શકે તો એ ચર્ચાઓનો હેતુ ઘણે મોટે અંશે માર્યો જાય. અતિશય સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાંયે જે જપાન સહિત ફાશિસ્ટ સત્તાઓને મદદરૂપ નીવડે એવી બાબતોની ચર્ચાનો તો, બહારના કશાયે દબાણ વિના, કોઈ પણ સંજોગોમાં હું પોતે જ બેશક નિષેધ કરીશ. ચર્ચાઓ થઈ શકે એવી મુલાકાતો થવા દેવાની હોય તો પછી, દેખીતી રીતે જ, સરકારને કરવાની મેં સૂચવેલી જાહેરાત તરત જ થવી જોઈએ, કે જેથી કરીને એવી મુલાકાતો ઉપવાસની પ્રારંભિક દશામાં થઈ શકે.

૩. આશ્રમમાં જેઓ મારી સેવા શુશ્રૂષા કરતા હતા તેમ જ મારા આગળના ઉપવાસો દરમ્યાન જેઓ મારી સારવાર કરતા હતા તે સૌ મારી સારવારમાં ભાગ લેવા માટે મારી સાથે રહેવાને ચાહે એ સંભવિત છે. જો એમની એવી ઇચ્છા હોય તો તેમને મારી સાથે રહેવા દેવા જોઈએ. આ બાબતમાં જાહેર નિવેદન કરવાની મુશ્કેલી હું સમજી શકું છું. મારી આ સૂચના જો સરકારને માન્ય હોય

તો તેણે સ્વ. શેઠ જમનાલાલજીનાં વિધવા શ્રીમતી જાનકીદેવીને લખી જણાવવું કે, મારા ઉપવાસ દરમ્યાન મારી સારવાર કરવામાં જેમને ભાગ લેવો હોય એવી વ્યક્તિઓનાં નામો તેઓ (શ્રીમતી જાનકીદેવી) સરકારને મોકલી આપશે તો તેમને તેમ કરવાની પરવાનગી આપવામાં આવશે. આગળ ઉપર જેમણે મારી સારવાર કરી છે તે સૌને તે ઓળખે છે.

આ ઉપરાંત વળી બીજી બે બાબતો રહે છે. મુંબઈના માજી મેયર અને લાંબા સમય ઉપર અવસાન પામેલાં મારાં એક બહેનના દૌહિત્ર શ્રી. મથુરાદાસ ત્રિકમજીની તબિયત વિષે વિગતે ખબરો જાણવા આ બધા મહિનાઓ દરમ્યાન હું અતિશય ઇંતેજાર રહ્યો છું. સરકાર એમની ખબરો મેળવવાની કાં તો મને છૂટ આપે અથવા તો શ્રી. મથુરાદાસ ત્રિકમજીને પોતાની ખબરો મને લખી મોકલવાની પરવાનગી આપે. જો તેઓ પોતે લખી શકે એવી સ્થિતિમાં ન હોય તો તેમના વતી પૂરેપૂરી ખબરો લખી મોકલવાની બીજા કોઈને પરવાનગી આપવી જોઈએ. મારી ધરપકડ થઈ તે વેળા તેમના જીવવાની આશા લગભગ છોડી દેવામાં આવી હતી. પરંતુ છાપાંઓમાં મારા વાંચવામાં આવ્યું કે તેમના ઉપર સફળતાપૂર્વક શસ્ત્રક્રિયા કરવામાં આવી છે.

બીજી બાબત મને આજે મળેલા 'બોમ્બે ક્રૉનિકલ'માં આવેલી ખબરને અંગે છે. તે એ કે, પ્રો. ભણસાળીએ બીજો ઉપવાસ આદર્યો છે. આ વખતે તેમણે મારી સહાનુભૂતિમાં ઉપવાસ આદર્યો છે. તેમની જિંદગી બચાવવા માટે નીચે મુજબનો સંદેશો એક્સપ્રેસ તાર યા તો ટેલિફોન, બેમાંથી જે રીત વધારે ઝડપી હોય તે દ્વારા તેમને સરકાર પહોંચાડે એમ હું ઇચ્છું છું:

"સહાનુભૂતિ માટેના તમારા ઉપવાસ વિષે હમણાં જ વાંચ્યું. ચિમૂરને અંગેનો ઘણો લાંબો ઉપવાસ તમે હમણાં જ પૂરો કર્યો. એ કામને તમે તમારી પોતાની ખાસ ફરજ બનાવી લીધી છે. એથી ફરીને, તમારું શરીર વિના વિલંબે ત્વરાથી બાંધીને સ્વેચ્છાએ વહોરેલી ફરજને તમારે પાર પાડવી જોઈએ. મને તમે ઈશ્વરના હાથમાં સોંપો. પ્રાણઘાતક નીવડે એવા ઉપવાસમાંથી તમે હમણાં જ ઊઠયા ન હોત અને તમે એક

ખાસ ફરજની જવાબદારી તમારે માથે ઓઢી ન હોત તો હું વચ્ચે પડયો ન હોત."

સરકાર જો મારી આ વિનંતિ માન્ય રાખે તો આ સંદેશો કશાયે ફેરફાર વિના તે મોકલે અને એ જો ધાર્યું પરિણામ લાવનાર ન નીવડે તો મને તેમની સાથે પત્રવહેવાર કરવા દેવાની પરવાનગી આપે, એમ હું ઇચ્છું છું.

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૪૦

## મુલાકાતો અંગે

૧. નિર્ણય કરવાનું સંપૂર્ણપણે મિ. ગાંધીના ઉપર છોડવામાં આવે છે.

૨. ચર્ચાના વિષયો પરત્વે કોઈ પણ પ્રકારનાં બંધનો કે મર્યાદાઓ નથી.

૩. મુલાકાતો દરમ્યાન સરકારી અધિકારી હાજર રહેશે.

૪. ચર્ચાઓની પ્રસિદ્ધિ ઉપર બંધી છે.

(૧૯૪૩ના ફેબ્રુઆરીની બારમી તારીખે બપોરે ૧-૧૦ વાગ્યે ઉપરનું લખાણ કર્નલ ભંડારીએ પોતે ગાંધીજીને આપ્યું હતું.)

## ૪૧

૧૪ ફેબ્રુઆરી, ૧૯૪૩ ના પત્રમાંથી, ૧૬ ફેબ્રુઆરી ૧૯૪૩ ને રોજ કર્નલ ભંડારીએ નીચેના મુદ્દાઓ જણાવ્યા હતા.

પૅરેગ્રાફ ૧. મુલાકાતોની બાબતમાં મિ. ગાંધીનો પોતાનો કશો નિર્ણય ન હોય તો એ બાબતમાં સરકારનીયે કશી ઇચ્છા નથી, એ પણ એટલું જ સાચું છે. આથી તેને જણાવતાં ખેદ થાય છે કે, ફેબ્રુઆરીની ૧૦મી તારીખે તેણે બહાર પાડેલી સરકારી યાદીમાં જે જાહેર કરવામાં આવ્યું છે તે ઉપરાંત બીજી કશી જાહેરાત યા જાહેર નિવેદન કરવાની સ્થિતિમાં તે નથી. ફેબ્રુઆરી ૧૦મીની સરકારી યાદીમાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, ઉપવાસના સમય દરમ્યાન તેઓ સરકારની પરવાનગીથી મિત્રોની મુલાકાત લઈ શકશે. સરકાર પોતાના મૂળ નિર્ણયને વળગી રહે છે કે, તેમના મિત્ર તરીકે જેઓ

મુલાકાતની માગણી કરે તેમનાં નામોની—કોઈ ખાસ વ્યક્તિની બાબતમાં સરકારને વાંધો હોય તે બાદ કરતાં—તે તેમને જાણ કરશે અને તેમને જેમ ઠીક લાગે તેમ કરવાનું તેમના અને તેમના સલાહકાર યા તો સલાહકારોની ઉપર છોડવામાં આવશે.

પૅરેગ્રાફ ૨. એ પૅરેગ્રાફમાં આપવામાં આવેલી ખાતરીની નોંધ લેતાં સરકારને હર્ષ થાય છે અને થયેલી મુલાકાતોનો કોઈ પણ હેવાલ તેની ચોક્કસ પરવાનગી વિના પ્રસિદ્ધ થવો ન જોઈએ એવા પોતાના મૂળ નિર્ણયને તેને વળગી રહેવું પડશે, એમ સખેદ જણાવવું પડે છે.

પૅરેગ્રાફ ૩—જેલોના ઇન્સ્પેક્ટર જનરલને એમ લાગે કે એક યા બે વધારે બરદાસીઓની જરૂર છે તો તેનો ખસૂસ સહાનુભૂતિપૂર્વક વિચાર કરવામાં આવશે.

પૅરેગ્રાફ ૫ અને ૬ — હિંદી સરકારને જણાવતાં ખેદ થાય છે કે, પ્રોફેસર ભણસાળી ઉપર મોકલવાના મિ. ગાંધીના સંદેશામાં કરવામાં આવેલો ચિમૂરનો ઉલ્લેખ તથા એ પરત્વેનું તેમનું આંદોલન તેમણે ચાલુ રાખવું એવું એ સંદેશામાંથી ફલિત થતું સૂચન, કશાયે ફેરફાર વિના એ સંદેશો એવો ને એવો જ પહોંચાડવાના કાર્યને સરકાર માટે અશક્ય કરી મૂકે છે. આમ છતાં, તેમના આગલા ઉપવાસમાંથી તેઓ હજી હમણાં જ ઊઠ્યા છે એ જોતાં પ્રો. ભણસાળી પોતાનો ઉપવાસ છોડી દે એમ મિ. ગાંધી ઇચ્છે છે એવી ખબર તેમને પહોંચાડવા સરકાર તૈયાર છે; અથવા તો મિ. ગાંધીના પોતાના હાથના જ બીજા સંદેશા ઉપર વિચાર ચલાવવા પણ સરકાર તૈયાર છે.

ચોથા પૅરેગ્રાફમાં ઉલ્લેખવામાં આવેલી મિ. મથુરાદાસ ત્રિકમજીની તબિયતની બાબતમાં મુંબઈ સરકાર તપાસ ચલાવી રહી છે અને એ બાબતમાં કશી ખબર મળે કે તરત જ તે મિ. ગાંધીને પહોંચાડવામાં આવશે. દરમ્યાન મિ. મથુરાદાસ ત્રિકમજીને પણ જણાવવામાં આવે છે કે, તેઓ અંગત અને કૌટુંબિક બાબતો વિષે મિ. ગાંધીને પત્રો લખી શકે છે.

આગાખાન મહેલ, (Note: as printed below)

અટકાયતી છાવણી,
૨૪ ફેબ્રુઆરી, ૧૯૪૩

**પ્રિય કર્નલ ભંડારી,**

મુલાકાતો અંગેની સરકારની સૂચનાઓ અંગેની સમજમાં મારી અને ખા. બ. કટેલીની વચ્ચે મતભેદ હોય એમ લાગે છે. જે પત્રો અને સૂચનાઓ તમે મને વાંચી સંભળાવી તે ઉપરથી હું એવું સમજ્યો છું કે, જેમને મારી મુલાકાત લેવાની પરવાનગી આપવામાં આવી હોય તેમના ઉપર ચર્ચાના પ્રકારને અંગે તેમ જ તે કેટલો સમય ચાલે તે અંગે કશું બંધન કે મર્યાદા નથી. હા, જરૂર હોય તો સરકારનો પ્રતિનિધિ એ વખતે હાજર રહે. ચર્ચા ચલાવવાને હું અશક્ત બનું ત્યારે હું શ્રી. પ્યારેલાલને તે પૂરી કરવાનું સોંપું છું. વળી સ્વાભાવિક રીતે જ, જેઓ મારી સાથે નિકટના સંબંધથી સંકળાયેલા છે તે મુલાકાતીઓને મારી પત્ની પણ મળે છે અને તેમની જોડે વાત કરે છે. હું પોતે તો બહુ ઓછી વાત કરી શકું છું. વળી ગણીગાંઠી મિનિટો સુધી જ દાક્તરો તે ચાલવા દે છે. ખાન બહાદુરની સૂચના એવી છે કે, વાત મુલાકાતીઓ અને મારી વચ્ચે જ મર્યાદિત રહેવી જોઈએ. જો પરિસ્થિતિ આવી જ હોય તો તે નિરાશાજનક છે. આ રીતે આર. ડી. બિરલા આવ્યા તથા શ્રી. કમલનયન બજાજ આવ્યા. જે ટ્રસ્ટોની હું વ્યવસ્થા કરતો આવ્યો હતો તે વિષે તેઓ સઘળું જાણે છે. સ્વાભાવિક રીતે જ, તેમની મુલાકાતનો લાભ લઈ ને શ્રી. પ્યારેલાલને એ બાબતમાં તેમની જોડે વાત કરવા મેં જણાવ્યું અને તે તેમની જોડે એ ટ્રસ્ટો વિષે વાતો કરી રહ્યા હતા. ખાન બહાદુરને એક અતિ નાજુક ફરજ બજાવવી પડી. તેમણે તે કડકાઈથી પણ એ સંજોગોમાં બની શકે એટલાં વિવેક અને વિનય પૂર્વક બજાવી. ખાન બહાદુર એમ પણ જણાવે છે કે, મુલાકાતીઓને કોઈ પણ પ્રકારની નોંધો લેવા ન દેવી તથા કાગળો લેવા ન દેવા એવી તેમને કડક સૂચના છે. ઉપવાસના બાકી રહેલા દિવસો અને ઉપવાસની નબળાઈમાંથી સાજો થાઉં ત્યાં સુધી જો બની શકે તો આવા વિક્ષેપોમાંથી હું મુક્ત રહેવા માગું છું. એથી કરીને ખાન બહાદુર

તથા હું બંને પરસ્પર સમજી શકીએ એવી સ્પષ્ટ સૂચનાઓ હું માગું છું. એના ગુણદોષોમાં ઊતરવાની મારી ઇચ્છા નથી.

મારા પુત્ર શ્રી. દેવદાસ ગાંધીને તેમની ઇચ્છા હોય ત્યાં સુધી મહેલમાં રહેવાની છૂટ છે. પરવાનગીના સમય દરમ્યાન, તેમને લાગે કે વાત કરી શકાય એમ છે ત્યારે ગમે તે વખતે તે વાત કરે છે. સ્વાભાવિક રીતે જ, એવે દરેક પ્રસંગે ખાન બહાદુર હાજર ન જ રહી શકે. મારી અને હિંદી સરકાર વચ્ચે થયેલો બધો પત્રવહેવાર તેમને બતાવવાને મેં શ્રી. પ્યારેલાલને કહ્યું છે. આવા પત્રવહેવારની નકલો તેને આપવાનો પણ મારો ઇરાદો છે. પરંતુ સરકારની સૂચના આવતાં સુધી, ખાન બહાદુરની મનાઈને કારણે મારા પુત્રને મેં કોઈ પણ નકલ ન લેવાને જણાવ્યું છે.

લિ. તમારો

**મો૦ ક૦ ગાંધી**

## ૪૩

ગાંધીજીના ૨૪ ફેબ્રુઆરી ૧૯૪૩ના પત્રના જવાબમાં કર્નલ ભંડારીએ પહોંચાડેલો તા. ૨૬ ફેબ્રુઆરીનો હુકમ.

૨. બધીયે મુલાકાતો દરમ્યાન સરકારી અધિકારી હાજર રહે એવો સરકારનો હમેશાં ઇરાદો રહ્યો છે......તેમના પિતાની સ્થિતિ ધ્યાનમાં લઈને દેવદાસ ગાંધીની મુલાકાતો પરત્વે સરકારે આ બાબતમાં હજી સુધી એવો આગ્રહ રાખ્યો નથી. પરંતુ હવે તેમની તબિયત સુધરતી જાય છે એ જોતાં સરકાર ઇચ્છે છે કે, તેમને દિવસમાં બે કે ત્રણ વખત મુલાકાત આપવી અને એ મુલાકાતોને બીજી મુલાકાતોના જેવી જ શરતો લાગુ પાડવામાં આવે.

૩. મિ. ગાંધી મિત્રોની મુલાકાત લઈ શકે એવો સરકારે મંજૂર કરેલી ગોઠવણનો હેતુ હતો. મુલાકાત દરમ્યાન બીજા અટકાયતીઓ હાજર હોય તથા તેઓ વાતચીતમાં ભાગ લે એમાં સરકારને વાંધો નથી. પરંતુ જ્યારે મિ. ગાંધી મુલાકાત બંધ કરે અથવા તે ચાલુ રાખવાને અશક્ત બને ત્યારે એ મુલાકાત પૂરી થયેલી ગણાવી જોઈએ અને એ પ્રસંગે બીજા અટકાયતીઓ સાથે વધારે વાતચીત કરવાની છૂટ નથી.

૪. પોતાના મિ. ગાંધી સાથેના પત્રવહેવારની નકલો અટકાયતની છાવણીની બહાર જવા દેવી જોઈએ એમ સરકારને લાગતું નથી.

૪૪

અટકાયતી છાવણી,
૨ જી માર્ચ, ૧૯૪૩

પ્રિય કર્નલ ભંડારી,

ગઈ કાલે, મારા મૌનના દિવસે, તમે મને જણાવ્યું કે, આવતી કાલે મારા ઉપવાસનાં પારણાં વખતે બહારથી આવનારાઓની સંખ્યા મર્યાદિત કરીને મારા બે પુત્રોના પ્રવેશ પૂરતી જ સરકારે છૂટ રાખી છે. આ છૂટ માટે હું આભારી હોવા છતાં એનો લાભ લેવાને હું અસમર્થ છું. કેમ કે, સરકાર જાણે જ છે કે, મારા પોતાના પુત્રો અને બીજાઓ જેઓ મને તેમના જેટલા જ પ્રિય છે તેમની વચ્ચે હું કશોયે ભેદ કરતો નથી. ત્રણ કે ચાર દિવસ ઉપર મેં તમને જણાવ્યું હતું કે, ઉપવાસનાં પારણાં વખતે સરકાર કોઈ બહારનાઓને હાજર રહેવાની પરવાનગી આપે તો તેણે હાલ જેઓ પૂનામાં હાજર છે અને મારા ઉપવાસ દરમ્યાન જેમને મારી મુલાકાતની છૂટ આપવામાં આવી હતી — એવા લગભગ પચાસ જણ હશે — તેમને હાજર રહેવાની છૂટ આપવી જોઈએ. હું જોઉં છું કે એ તો બનવાનું નહોતું.

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી.**

૪૫

અટકાયતી છાવણી
તા. ૧૨–૩–'૪૩

પ્રિય કર્નલ ભંડારી,

આજે સવારે થયેલી વાતચીતના સંબંધમાં નીચે જણાવેલી હકીકતો અમે તમારા ધ્યાન ઉપર લાવવા ઇચ્છીએ છીએ.

શ્રીમતી કસ્તુરબા ગાંધી સસણીના (bronchitis) દર્દથી લાંબા વખતથી પીડાય છે અને એ દરદ તેમનામાં ઘર કરી બેઠું

છે. તેમની નાની શ્વાસનળીઓ (bronchi) સુજી ગઈ છે. કેટલાક સમયથી તેઓ ગળાના સોજાથી (anginal) થતી પીડાની પણ ફરિયાદ કરે છે. કેટલીક વાર એમને હૃદયની પીડા થઈ આવે છે અને તેના ધબકારા અતિશય ઝડપી થઈ જાય છે. તે એટલે સુધી કે, મિનિટે ૧૮૦ના વેગથી તે થાય છે. તમે જોયું હશે કે ઘણી વાર, ખાસ કરીને સવારમાં, તેમનું મોં તથા આંખનાં પોપચાં ફૂલી જાય છે. તેમની શારીરિક નબળાઈ તેમની માનસિક સ્થિતિ ઉપર અસર કરી રહી છે. જોકે ગાંધીજીની સોબત ઘણે અંશે તેને હળવી કરે છે. આ બધું ધ્યાનમાં લેતાં અમે એવા અભિપ્રાય ઉપર આવ્યા છીએ કે, આખો વખત તેમની સાથે રહીને તેમની બરદાસ કરે એવો બરદાસી તેમને આપવો જોઈએ. તેમની જ ભાષા બોલનાર અને તેમની અંગત ઓળખાણવાળું માણસ એ કાર્યમાં વધુ સફળ નીવડે એવો સંભવ છે.

ગાંધીજીની બાબતમાં અમારો એવો અભિપ્રાય છે કે, લગભગ એક માસ સુધી તેમની કાળજીભરી સારવાર અને સંભાળની જરૂર પડશે. એટલા વખત સુધી કનુ ગાંધીને અહીં રહેવા દેવામાં આવે તો તે ઉત્તમ થશે, કેમ કે ગાંધીજી માટે તેમને ભક્તિ છે અને તેમની જરૂરિયાતો આગળથી કળી જવાને તે કેળવાયેલા છે. સરકારને બાધ ન હોય તો, તેમની જરૂર હોય ત્યાં સુધી તે અહીં રોકાવાને ઉત્સુક છે.

લિ. તમારા
**એમ. ડી. ડી. ગીલ્ડર**
**સુશીલા નાયર**

## ૪૬

અટકાયતી છાવણી
તા. ૧૩–૩–'૪૩

**પ્રિય કર્નલ ભંડારી,**

ઉપવાસને કારણે આવેલી અશક્તિમાંથી ફરી પાછી અસલની સ્થિતિ પ્રાપ્ત કરું તે કાળ દરમ્યાન—દાક્તરોના મત પ્રમાણે એ સમય એક માસથી વધુ નહિ લંબાય— કનુ ગાંધી મારી પાસે રહે તે અંગે આજે સવારે થયેલી વાતચીતના સંબંધમાં મારે તમને

જણાવવાનું છે કે, એ કાળ દરમ્યાન સરકાર તેને મારી પાસે રહેવાની પરવાનગી ન આપે તો મારે તેની સેવા વિના જ ચલાવી લેવું રહ્યું, પછી ભલે તે ગમે એટલી કીમતી કેમ ન હોય. હું જાણું છું કે હું કેદી છું અને એને માટે હું પોતે જ જવાબદાર છું પરંતુ મારી અસહાય સ્થિતિના કાળ દરમ્યાન પણ, મને લાગે છે કે, એ હકીકતની કઠે એવી યાદ આપ્યા કરવાનો વર્તાવ, મારે કબૂલ કરવું જોઈએ કે, મને પસંદ નથી. પરંતુ એક કેદી પણ, જેના સ્વીકારથી માનભંગ થતો હોય એવી સગવડો નકારવાનો અધિકાર ભોગવી શકે છે. કનુ ગાંધીને બદલે બીજા કોઈને અહીં મૂકવાનું કહેણ મને એવું જ માનભંગ કરનારું લાગે છે.

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૪૭

અટકાયતી છાવણી
તા. ૧૩–૩–'૪૩

**પ્રિય કર્નલ ભંડારી,**

તમને યાદ હશે કે, ગાંધીજીએ ઉપવાસ શરૂ કર્યા તે પછી અને જ્યારે અમને સ્પષ્ટપણે લાગ્યું કે તેમના કેસની સારવાર માટે શ્રી. મહેતાની મદદ જરૂરી છે, ત્યારે તેમની સેવાની અમે માગણી કરી હતી. ગાંધીજીના આગલા ઉપવાસોમાં તેમણે ઉપયોગી સેવા આપી હતી અને ગાંધીજીને તેમનામાં સંપૂર્ણ વિશ્વાસ છે.

ગાંધીજીના ઉપવાસના છેવટના ભાગમાં તેઓ ઠીક ઠીક સ્વાસ્થ્ય પ્રાપ્ત કરે ત્યાં સુધીને માટે તેમની સેવા મેળવવા માટે અમે તમને વિનંતી કરી હતી. એથી આજે સવારે તમે અમને જણાવ્યું કે તેમની સેવા તા. ૧૭મીથી બંધ થશે ત્યારે અમને નવાઈ લાગી. આમ છતાંયે અમે અમારો મત નોંધીએ છીએ કે ઉપવાસની નબળાઈમાંથી પાછા બેઠા થવાનો સમય હજી પૂરો થયો નથી. અમારી સાથે તમે પણ નિહાળ્યું છે કે, ગાંધીજી હજીયે પથારીવશ છે અને પોતે પોતાની મેળે હાલીચાલી શકવાની સ્થિતિમાં નથી. આથી, અમારો એવો અભિપ્રાય છે કે,

કંઈ નહિ તો ચાલુ માસના અંત સુધી તો શ્રી. મહેતાની સેવા ચાલુ રહેવી જ જોઈએ. તમે અમારો અભિપ્રાય તત્કાળ સરકારના ધ્યાન ઉપર લાવશો એવી અમે આશા રાખીએ છીએ.

લિ. તમારા
એમ. ડી. ડી. ગીલ્ડર
સુશીલા નાયર

## ૪૮

અટકાયતી છાવણી
૨૦–૩–'૪૩

**પ્રિય કર્નલ ભંડારી,**

આજે સવારે શ્રી. મહેતાની સેવા અંગેની ગાંધીજી સાથેની વાતચીત દરમ્યાન તમે એવું જણાવ્યું હતું કે, ઘણુંખરું હું તેમનું સ્થાન લઈ શકું એમ છું, એટલે તેમની હાજરી વિના હવે ચલાવી શકાય એમ તમે ધારો છો. મને લાગે છે કે, તમારી એ ધારણા બરોબર નથી. એ ખરું છે કે, કેટલાંક વરસો થયાં હું ગાંધીજીની સેવા કરતો આવ્યો છું અને સામાન્ય સંજોગોમાં તેમને માલિસ પણ કરું છું. પરંતુ મેં કદીયે માલિસના નિષ્ણાત તરીકેની તાલીમ લીધી નથી. તેમના પૂરા સાજા થવાના કાળ દરમ્યાન રોજબરોજ ગાંધીજીને જે સારવાર આપવાની જરૂર પડે છે તે માટે જરૂરી જ્ઞાન તેમ જ અનુભવ શ્રી. મહેતા જેટલાં મારી પાસે નથી. તમને ઘણું કરીને ખબર હશે કે ૧૯૩૩ની સાલના ગાંધીજીના ૨૧ દિવસના ઉપવાસનો શ્રી. મહેતાને અનુભવ છે. તે વખતે તેઓ તેમની સેવામાં હતા, જ્યારે હું નાસિક સેન્ટ્રલ જેલમાં કેદી હતો. એ વખતે માલિસ વગેરે સારવાર ત્રણ માસ સુધી ચાલુ રાખવી પડી હતી. આ હકીકતો તરફ તેમ જ ગાંધીજીની તબિયતની આજની સ્થિતિ પરત્વે મારી મર્યાદાઓ તરફ સત્તાવાળાઓનું ધ્યાન ખેંચવું જરૂરી છે એમ મને લાગતું હોવાથી હું આ લખી રહ્યો છું.

લિ. તમારો
પ્યારેલાલ

# ૪. ઉપવાસ પછીનો પત્રવહેવાર

## ખંડ ૧

### ૪૯

અટકાયતી છાવણી
૧૮ ફેબ્રુઆરી, ૧૯૪૩,

**પ્રિય સર રીચર્ડ ટૉટનહામ,**

તમારા પરિચયમાં આવવાનો લાભ મને મળ્યો નથી. છેલ્લાં વીસ વરસથી સ્વ. મહાદેવ દેસાઈ સાથે ગાંધીજીના મંત્રી તરીકે હું કામ કરતો આવ્યો છું. ગાંધીજીના ઉપવાસને અંગે હિંદી સરકારે તા. ૧૦ ફેબ્રુઆરી ૧૯૪૩ના રોજ બહાર પાડેલી યાદીના સંબંધમાં આ પત્ર લખવાનું ઉપસ્થિત થાય છે. શ્રી. મહાદેવ દેસાઈનો તમને અંગત પરિચય હતો. જો તે આજે જીવતા હોત તો પોતાની ચોક્કસ અને અટલ યાદદાસ્તથી એ દસ્તવેજમાં ગાંધીજી સામે રજૂ કરવામાં આવેલા જુદા જુદા આરોપો અને ગર્ભિત અક્ષેપોનું ખાતરી કરાવી આપે એવું સચોટ ખંડન તેમણે મોકલ્યું હોત. તેમની ગેરહાજરીમાં એ ફરજ મારા ઉપર આવી પડી છે. સદ્દગત મહાદેવ દેસાઈને સ્થાને હું એક મામૂલી આદમી છું. પરંતુ એ આરોપોના ખંડનમાં હું મારી પોતાની સાક્ષી ન નોંધું, પછી ભલેને એની કિંમત ચાહે તે હો, તો હું મારી ફરજ ચૂક્યો ગણાઉં એમ મને લાગે છે

સરકારી યાદીમાંથી હું નીચેનો ઉતારો લઉં છું:

"ચળવળ શરૂ કરવામાં આવી તે પહેલાંના મિ. ગાંધીના પોતાના નિવેદનમાં ચાલુ વ્યવસ્થાના બદલામાં અરાજક યા અંધાધૂંધીની કલ્પના કરવામાં આવી હતી અને એ લડતને આખરી ફેંસલા સુધીની લડત તરીકે ઓળખાવવામાં આવી હતી, તથા જણાવવામાં આવ્યું હતું કે, એ દરમ્યાન પોતે ગમે તેવું ભારે જોખમ ખેડવા પણ અચકાશે નહિ. વાઇસરૉયને મળવાની તેમની ઑફરને વારંવાર આગળ કરવામાં આવતી હોવાથી એ બતાવવું જરૂરી છે કે, કારોબારી સમિતિનો ઠરાવ પસાર થયા પછી ગયા જુલાઈ માસની ૧૪મી તારીખે પત્રકારોને આપેલી મુલાકાતમાં મિ. ગાંધીએ જણાવ્યું હતું કે, હવે કશું પાછું ખેંચવા માટે કે વાટાઘાટો માટે દરખાસ્તમાં બિલકુલ અવકાશ રહ્યો નથી, હવે એક વધુ તક આપવાનો સવાલ જ નથી. આ તો

ખુલ્લો બળવો છે અને તે બની શકે એટલો ટૂંકો અને ઝડપી હશે. તેમનો છેલ્લો સંદેશો હતો : 'કરેંગે યા મરેંગે' "

સરકાર આમાંથી પ્રજા પાસે જે દેખીતું અનુમાન કરાવવા માગે છે તે એ છે કે, ઉપાડવા ધારેલી સવિનયભંગની લડતની બાબતમાં ગાંધીજીએ અહિંસાના પોતાના જીવનસિદ્ધાંતને ખરેખાત તિલાંજલી આપી હતી, તથા એના સંચાલનમાં હિંસાના પ્રયોગને તેમણે મંજૂરી આપી હતી અને તેને નભાવી લેવા તૈયાર હતા. ઉપર ટાંકવામાં આવેલા ઉતારામાં ગાંધીજીનાં વક્તવ્યોને તેમના અહિંસક પૂર્વાપર સંબંધોથી વિખૂટાં પાડીને હિંસક ભૂમિકા ઉપર રજૂ કરવામાં આવ્યાં છે. 'કરેંગે યા મરેંગે'નો તેમનો છેલ્લો સંદેશો જ લો. પ્રસ્તુત ઉક્તિ કે જે 'કરો અને મારો'થી સાવ ઊલટી જ છે, તે તેમણે મહાસમિતિ આગળના પોતાના છેવટના હિંદુસ્તાનીમાં આપેલા ભાષણમાં વાપરી હતી. વાસ્તવમાં તેમનું એ ભાષણ આગલે દિવસે તેમણે હિંદુસ્તાનીમાં આપેલા ભાષણના અનુસંધાનરૂપે હતું. એમના ભાષણના આગળના આખાયે ભાગમાં અહિંસા ઉપરની પોતાની શ્રદ્ધાનું તેમણે જુસ્સાદાર વાણીમાં સમર્થન કર્યું હતું તથા તેનું પાલન કરવા માટે પ્રજાને આગ્રહ કર્યો હતો. એ બે શબ્દોમાં તેમણે પોતાના ભાષણનો સાર આપી દીધો, જેમનો અર્થ એ હતો કે, "આપણે આપણી ફરજનું પાલન કરીએ અને એમ કરતાં જરૂર પડે તો મરણને ભેટીએ." એ ભાષણનો સંપૂર્ણ હેવાલ છાપામાં પ્રસિદ્ધ કરવા દેવામાં આવ્યો છે કે કેમ તેની મને ખબર નથી. અહિંસાની એની અચૂક ભૂમિકાનું ઉદાહરણ આપવા માટે મારી યાદદાસ્તમાંથી તારવેલા થોડાક ઉતારા હું નીચે આપું છું:

"૧૯૨૦ ની સાલમાં હતો તે જ ગાંધી હું આજે પણ છું. અહિંસાને હું તે વખતે જેટલું મહત્ત્વ આપતો હતો તેટલું જ મહત્ત્વ આજે પણ આપું છું. એટલે જે કોઈને અહિંસામાં શ્રદ્ધા ન હોય તે આ ઠરાવની તરફેણમાં પોતાનો મત ન આપે."

"હાલની લડતનાં મૂળ અહિંસામાં રહેલાં છે. આજની કટોકટીને વખતે, જ્યારે આખીયે દુનિયા હિંસાની જ્વાળામાં જળી રહી છે અને તેમાંથી મુક્ત થવાને ઝંખી રહી છે ત્યારે, મને જે વિશિષ્ટ પ્રકારની શક્તિ

ઈશ્વરે બક્ષી છે તેનો ઉપયોગ કરવામાં જો હું ચૂકું તો તે મને માફ નહિ કરે."

"આ ઠરાવમાં અંગ્રેજો માટે ધિક્કાર રહેલો નથી. જો પ્રજા ગાંડી બને અને અંગ્રેજો સામે હિંસા આચરે તો એના સાક્ષી બનવાને તે મને જીવતો નહિ ભાળે અને એની જવાબદારી એ અત્યાચારો કરનારાઓ ઉપર રહેશે."

ગાંધીજીના મોંમાંથી બહાર પડતાંવેંત એમનાં આ વચનો શ્રી. મહાદેવ દેસાઈ તથા મેં નોંધી લીધાં હતાં. એ ભાષણોની નોંધો મારી પાસે અહીં નથી, પરંતુ એ નોંધો ક્યાંક મોજૂદ છે. પરંતુ શ્રી. મહાદેવ દેસાઈના પોતાના અક્ષરમાં એ ભાષણોનો સાર અથવા દોહન અહીં મારી પાસે છે. અહીં આવ્યા પછી ગાંધીજીના ઉપયોગ માટે તેમણે એ સારાંશ તૈયાર કર્યો હતો, અને તેમના મૃત્યુ બાદ એ તેમના કાગળોમાંથી મળી આવ્યો હતો.

મારા કથનના વિશેષ સમર્થન માટે ગયા ઑગસ્ટની ૯મી તારીખે સવારમાં, બિરલા હાઉસ આગળ પોતાની ધરપકડ વખતે ગાંધીજીએ મને આપેલી તેમની છેલ્લી સૂચનાઓનો અહીં ઉલ્લેખ કરું છું. તેમના શબ્દો આ હતા: "સ્વાતંત્ર્યનો પ્રત્યેક અહિંસક સૈનિક કાગળની કે વસ્ત્રની કાપલી ઉપર 'કરેંગે યા મરેંગે'નું સૂત્ર લખીને પોતાના કપડા ઉપર ચોંટાડે, કે જેથી કરીને સત્યાગ્રહ કરતાં તેનું મરણ થાય એ પ્રસંગમાં, જેઓ અહિંસામાં ન માનતા હોય એમનાથી, તેને એ નિશાનીની સહાયથી નિરાળો પાડી શકાય." એ સવારે ગાંધીજીને મળવા માટે પ્રતિનિધિત્વ ધરાવતા કૂડીબંધ મહાસભાના કાર્યકર્તાઓ મોટરલારીઓમાં ભરાઈને બિરલા હાઉસ આગળ આવ્યા હતા. આગલે દિવસે સાંજે પસાર થયેલા મહાસમિતિના ઠરાવના સંબંધમાં પોતાની શી ઇચ્છા છે તે ગાંધીજી તેમને સમજાવવાના હતા. ગાંધીજીની ગેરહાજરીમાં મેં તેમને તેમનો વિદાય વેળાનો સંદેશો આપ્યો. મેં ગાંધીજી પાસેથી તેમનું વલણ જેવું જાણ્યું હતું તેવું મેં તેમને સમજાવ્યું કે, સવિનય ભંગ શરૂ કરવામાં આવે એ પ્રસંગમાં અહિંસાને વળગી રહીને જેટલી હદ સુધી જઈ શકાય તેટલી હદ સુધી આગળ જવાને દરેક વ્યક્તિ સ્વતંત્ર છે,

અને એ વસ્તુઓના સાક્ષી બનીને તેઓ તેમની વચ્ચે જીવતા નહિ રહે: એક, કાયરતાથી લડત છોડી દેવામાં આવે તે અને બીજી, ભાન ભૂલીને હિંસા અને ખૂનામરકી કરવામાં આવે તે.

વાઇસરૉયને મળવાની ગાંધીજીની "ઑફર"ની બાબતમાં જણાવવાનું કે, તેમણે એ દરખાસ્ત મહાસમિતિમાં આપેલા પોતાના છેવટના ભાષણમાં કરી હતી. કારોબારી સમિતિની વર્ધામાં મળેલી બેઠકનો ઠરાવ પસાર થયા પછી ૧૪મી જુલાઈએ પત્રકારો સાથેની પોતાની મુલાકાતમાં, હવે કશું પાછું ખેંચવા માટે કે વાટાઘાટો માટે દરખાસ્તમાં બિલકુલ અવકાશ રહ્યો નથી, એવું ગાંધીજીએ કહ્યું હતું, એમ જણાવીને સરકારી યાદી એ ઑફર વિશ્વાસપાત્ર ન હોવાનું બતાવવાનો પ્રયત્ન કરે છે. છાપાંઓના પ્રતિનિધિઓને તેમણે આપેલી નીચે ઉતારું છું તે મુલાકાતો અને ત્યાર પછી મહા-સમિતિ સમક્ષ તેમણે કરેલી જુસ્સાદાર જાહેરાત કે, પોતે વાઇસરૉયની મુલાકાત માગવાના છે અને એનું પરિણામ જણાતા પહેલાં સવિનય ભંગ શરૂ કરવાના નથી,— આના અનુસંધાનમાં આ વસ્તુ સમજવી જોઈએ. આ મુલાકાતોના સુધારેલા હેવાલની નકલ મારી પાસે ન હોવાથી 'સ્ટેટ્સમૅન'માં પ્રગટ થયેલો હેવાલ આપીને જ મારે સંતોષ માનવો રહ્યો. એમાં કેટલીક દેખીતી જ છપાઈની ભૂલો રહી જવા પામી છે.

સ્ટેટ્સમૅન ૭-૮-'૪૨

'મિ. ગાંધી જોડેની પ્રશ્નોત્તરી'

મુંબઈ, ઑગસ્ટ ૬

"આજે એકલા એસોશિયેટેડ પ્રેસને જ આપેલી મુલાકાતમાં મહાસભાની કારોબારી સમિતિના નવા ઠરાવના સંબંધમાં મિ. ગાંધીએ સંખ્યાબંધ સવાલોના જવાબો આપ્યા હતા.

"સ. — ઠરાવનો અર્થ શાંતિ કે લડત છે? ઠરાવનો અર્થ લડતની જાહેરાત છે અને એના છેવટના ત્રણ પેરાઓ એનો ખરેખરો ક્રિયાત્મક ભાગ છે એવી માન્યતા ખાસ કરીને પરદેશી પત્રકારોમાં પ્રવર્તે છે. ભાર ઠરાવના પહેલા ભાગ ઉપર છે કે તેના છેવટના ભાગ ઉપર છે?

"જ.— ચાલુ કે કલ્પેલી કોઈ પણ અહિંસક લડતમાં હમેશાં શાંતિ ઉપર જ ભાર હોય છે.

"સ.— કામચલાઉ સરકાર તાત્કાલિક સ્થપાય એમ તમે વિચારો છો? અને એમ હોય તો તે કેવી રીતે અસ્તિત્વમાં આવે એમ તમે ધારો છો? મહાસમિતિ એ ઠરાવને મંજૂર રાખે અને સામુદાયિક લડતનો આરંભ કરવામાં આવે તે વચ્ચે અમુક સમયનો ગાળો રહેશે એમ તમે માનો છો ખરા?

"જ.— બ્રિટિશરોની સંપૂર્ણ ભલી લાગણીથી જો સ્વતંત્રતા આવે તો લગભગ તેની સાથે સાથે જ કામચલાઉ સરકારની સ્થાપના થવાની હું અપેક્ષા રાખું છું. એ સરકાર હાલ તુરત, આવશ્યકતાની દૃષ્ટિએ પણ, અહિંસાના પાયા ઉપર રચાયેલી હશે, એટલે દેશવ્યાપી વિશ્વાસ તે ધરાવશે અને બધાયે પક્ષો સ્વેચ્છાપૂર્વક અને છૂટથી તેમાં જોડાશે.

"સ.— સામુદાયિક લડતનો આરંભ થાય તે પહેલાં મહાસભા અને બ્રિટિશ સરકાર વચ્ચે વાટાઘાટો થવા પામે એવું તમે ધારો છો ખરા?"

"જ.— મહાસભાનો ઠરાવ પસાર થાય અને લડત ઊપડે તે વચ્ચે ગાળો રહે એમ મેં અવશ્ય કલ્પ્યું છે. મારી રીત પ્રમાણે હું જે કરવાને ધારું છું તેને કોઈ પણ રીતે વાટાઘાટો કહી શકાય કે કેમ તે હું નથી જાણતો પરંતુ વાઇસરૉય સાહેબ ઉપર અવશ્ય એક પત્ર મોકલવામાં આવશે. એ પત્ર પડકારરૂપે કે લડતના આહ્વાનરૂપે નહિ પણ તકરાર ટાળવાની ખરા દિલની વિનવણીરૂપે હશે. જો એનો અનુકૂળ જવાબ મળશે તો મારો પત્ર વાટાઘાટોના પાયા અથવા ભૂમિકારૂપ થશે.

"સ.— મહાસમિતિની 'છેલ્લી ઘડીની અપીલ'નો બ્રિટિશ સરકાર અને મિત્રરાજ્યો તરફથી જવાબ મળે તે માટે તમે વધારેમાં વધારે કેટલા સમય સુધી થોભવા તૈયાર છો?

"જ. — હિંદમાંથી ચાલ્યા જવાની કે ખસી જવાની તાત્કાલિક માગણી જે હેતુથી કરવામાં આવી છે તેમાં લાંબા ગાળાને

માટે અવકાશ રહેતો નથી. એનું સીધું સાદું કારણ એ છે કે, કંઈક બનવા પામશે એ અપેક્ષાએ અમુક ગાળો વિચારવામાં આવે તે દરમ્યાન કંઈ યુદ્ધ મોકૂફ રહેવાનું નથી. ખુદ કારોબારી સમિતિ પોતે જ સ્વતંત્ર હિંદનો સમગ્ર મત યુદ્ધપ્રયાસની તરફેણમાં વાળવાને ખરા જિગરની આતુર છે — એમ કરવાને તે અધીરી બનેલી છે. અને હિંદભરમાં જે ભયંકર અનિશ્ચિતતાની લાગણી પેદા થવા પામી છે તે ધ્યાનમાં લેતાં, આપણા કાબૂ બહારના સંજોગોને કારણે અનિવાર્યપણે લંબાય તેના કરતાં એક દિવસ પણ વધારે એ અનિશ્ચિતતાની લાગણી ચાલુ રહેવા દેવી, એ મહાસભા તેમ જ બ્રિટિશ સત્તા ઉભયને માટે ખોટું છે."

'સ્ટેટ્સમૅન' તા. ૯-૭-૧૯૪૨

'ન્યૂસ ક્રૉનિકલ'ને મિ. ગાંધીનો જવાબ

૮ ઑગસ્ટ, મુંબઈ

"'ન્યૂસ ક્રૉનિકલ'ના અગ્રલેખનો જવાબ આપતાં મિ. ગાંધીએ આજે જણાવ્યું હતું કે,

"આજે સાંજે જો ઠરાવ પસાર થાય તો એ કરુણ નાટકનો હું નાયક બનીશ. એથી કરીને કોઈ પણ જવાબદાર અંગ્રેજ મને બ્રિટિશરોના દ્વેષી તરીકે અને ધરીસત્તાઓને મનાવી લેવાની દેખીતી હિમાયત કરનાર તરીકે ગુનેગાર ગણે એ વસ્તુ ભયંકર છે. છેવટનાં વરસોમાં બીજા કોઈ પણ અંગ્રેજે બ્રિટિશરોના દ્વેષી હોવાનો આરોપ મારા પર મૂક્યો નથી. એ ગમે તેમ હો, મારા પર મૂકવામાં આવેલા તહોમતનો હું ભારપૂર્વક ઇન્કાર કરું છું. બ્રિટિશ પ્રજા માટે મને મારી પોતાની પ્રજા જેટલો જ પ્રેમ છે. એમાં કશી વિશેષતા હોય એમ મને નથી લાગતું, કેમ કે એક પણ અપવાદ સિવાય આખીયે માનવજાત માટે મને એકસરખો પ્રેમ છે. એ સામા પાસેથી કશાની અપેક્ષા નથી રાખતો. આ ધરતી ઉપર મને કોઈની સામે દુશ્મનાવટ નથી. એ મારો જીવનસિદ્ધાંત છે.

* * *

"એના ઘડનારાઓ જે કાંઈ મુશ્કેલી કળી શક્યા તેનો તોડ ઠરાવમાં કાઢવામાં આવ્યો છે. દરેક વાજબી ટીકાનો તેમણે ખુલાસો કર્યો છે, અને મહાસભા વતી હું કહી શકું છું કે કોઈ પણ વાજબી મુશ્કેલી ઉપર વિચાર કરવાને અને તેનો તોડ કાઢવાને માટે કોઈ પણ વખતે તે તત્પર રહેશે. હિંદનું સ્વાતંત્ર્ય તાત્કાલિક માન્ય રાખવામાં શી મુશ્કેલી રહેલી છે એની ચર્ચા મહાસભાની કારોબારી સમિતિ સાથે કરવાની તસ્દી કોઈ પણ જવાબદાર વ્યક્તિએ લીધી નથી. યુદ્ધ ચાલુ રહે ત્યાં સુધી મિત્રસૈન્યો પોતાની લશ્કરી પ્રવૃત્તિ ચાલુ રાખે એ બાબતને મળેલી મહાસભાની સંમતિ, અમે કળી શક્યા એવી મારી પણ મુશ્કેલીનો પૂરતો જવાબ છે.

"હિંદની સ્વતંત્રતા માન્ય કરવામાં બ્રિટન કે મિત્રરાજ્યો કશુંયે જોખમ ખેડતાં નથી. જોખમ તો હિંદને પક્ષે રહેલું છે, પરંતુ મહાસભા એની જવાબદારી ઓઢવા તૈયાર છે. યુદ્ધના સંચાલનને લાગેવળગે છે ત્યાં સુધી બ્રિટન કશુંયે જોખમ ખેડતું નથી એટલું જ નહિ, પણ ન્યાયનું આ એક જ કૃત્ય કરવા થકી તે ૪૦ કરોડની વસ્તીવાળો એક સાથી તથા એ ન્યાયકૃત્ય કરવાના ભાનમાંથી પેદા થતું સામર્થ્ય પ્રાપ્ત કરે છે."

'હવે બની શકે એટલા ટૂંકા અને ઝડપી થનારા ખુલ્લા બળવા'ની વાત લઈએ. સત્યાગ્રહના સંબંધમાં લશ્કરી પરિભાષા વાપરવાની ગાંધીજીએ ફેશન પાડી છે એ તો સૌ કોઈ જાણે છે. એથી કરીને લડતને એમણે અહિંસક 'બળવા' તરીકે વર્ણવી છે. પોતાને વિષે તેમણે વારંવાર 'બળવાખોર' તરીકે ઉલ્લેખ કર્યો છે અને મહાસભા પણ છડેચોક 'બળવાખોર સંસ્થા' હોવાનો તેમણે ઉલ્લેખ કરેલો છે. 'બની શકે એટલા ટૂંકા અને ઝડપી'ના અર્થની બાબતમાં, પણ ઉપર જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે છાપાંની કાપલીઓમાંના નીચેના ઉતારા તરફ હું તમારું ધ્યાન ખેંચું છું.

સ. કેટલી ત્વરાથી તમે જીત મેળવી શકશો એમ તમે માનો છો? અને એટલી ત્વરા માટે સંપૂર્ણ સામુદાયિક હડતાલ જરૂરી નથી?

"૪. લોકો માને કે ન માને પણ મારે કબૂલ કરવું જોઈએ કે, કોઈ પણ અહિંસક સમારંભમાં ઈશ્વર એ નિર્ણાયક વસ્તુ હોય છે. મારામાં જે કંઈ સામર્થ્ય છે તે મારું પોતાનું નથી. એનો જરાયે જરા અંશ સત્યનારાયણ અથવા સત્યરૂપી ઈશ્વર પાસેથી આવે છે. એ ઉપર આકાશમાં વાદળાંઓમાં નથી રહેતો, મારા અણુયે અણુમાં તે વસેલો છે. એથી કરીને, દાખલા તરીકે, જનરલ વેવલના જેટલી ચોકસાઈથી બોલવું મારે માટે મુશ્કેલ છે. તે એમ માને અને તેમણે એમ માનવું પણ રહ્યું કે, તેમની ગોઠવણી અને ગણતરીઓ એવી હોવી જોઈએ તેમ જ તે એવી કરી શકાય કે જેમને ઈશ્વર યા સત્ય — અથવા માનવી કલ્પનાને પસંદ એવું ગમે તે બીજું નામ એ શક્તિને આપો — જેવી અજ્ઞાત અને ઇંદ્રિયાતીત શક્તિ ફેરવી શકે નહિ.

"પરંતુ તમારું એ કહેવું સાચું છે કે, ઝડપી અંત માટે સામુદાયિક હડતાલ આવશ્યક છે. એ વસ્તુ મારી કલ્પનાની બહાર નથી. પરંતુ સામુદાયિક લડત દુશ્મનાવટની ભાવનાથી પ્રેરાઈને નહિ, પણ ગાઢ મિત્રતાની ભાવનાથી પ્રેરાઈને વિચારવામાં આવી છે, એવી મેં અનેક વાર કરેલી જાહેરાત લક્ષમાં લઈને દરેક પગલું ભરીશ, તેમાં શક્ય એટલી સાવચેતીથી હું આગળ વધીશ. સામુદાયિક હડતાલ અનિવાર્ય થઈ પડે તો એ પગલું ભરતાં હું અચકાવાનો નથી."

(સ્ટેટ્સમૅન, ઑગસ્ટ ૭, '૪૨, 'મિ. ગાંધી જોડેની પ્રશ્નોત્તરી.')

* * *

"......હિંદનો હાર્દિક સહકાર પ્રાપ્ત કર્યા વિના બ્રિટન પોતાની નાજુક પરિસ્થિતિમાંથી નીકળી શકે એમ નથી, એમ અમને અહીં લાગે છે. તે આજે જ સ્વતંત્ર છે એવી પ્રજાને પ્રતીતિ થયા વિના એવો સહકાર અશક્ય છે. અને લાંબા કાળ સુધી પરદેશીઓની ધૂંસરી નીચે રહ્યા પછી પ્રાપ્ત કરેલી સ્વતંત્રતાને ટકાવી રાખવા માટે તેણે ત્વરાથી કાર્ય કરવું જોઈએ. તેનામાં શક્તિનો સંચાર કરવા માટે

અસલ વસ્તુની જરૂરિયાત જ જ્યાં અનિવાર્ય બની ગઈ છે ત્યાં વચનો દ્વારા કોઈ પણ માણસ સમગ્ર માનવસમૂહની પ્રકૃતિ બદલી શકે એમ નથી." (સ્ટેટ્સમૅન ઑગસ્ટ ૯–'૪૨.)

ઉપરનાં વચનો ધ્યાનમાં લેતાં, "આ લડત આખરી ફેંસલાની છે અને એમાં તે ગમે તેવું જોખમ ખેડતાં પણ અચકાવાના નથી," એ વાક્યમાં સરકારી યાદીમાં જે દુષ્ટ અર્થ આરોપવામાં આવ્યો છે તે જતો રહે છે.

"ચળવળના નેતાઓને ઉપાડી લેવામાં આવે એ પ્રસંગે બધાયે મહાસભાવાદીઓ પોતપોતાને યોગ્ય લાગે તેમ કરવાને મુખત્યાર છે," એવા ગાંધીજીના કથનનો સંપૂર્ણપણે અવળો અર્થ કરવામાં આવ્યો છે. ભૂતકાળના અનુભવોએ બતાવી આપ્યું છે કે, તરેહ તરેહના લોકો પોતે આગેવાનો બની બેસે છે અને પ્રજાને અવળે રસ્તે દોરે છે. આથી સાવચેતી રાખીને ગાંધીજીએ પોતાને યોગ્ય લાગે તેમ વર્તવાને પ્રત્યેક વ્યક્તિ ઉપર છોડયું હતું. બેશક અહિંસાને લક્ષમાં રાખીને તેણે વર્તવાનું હતું.

લિ. તમારો
**પ્યારેલાલ**

સર રીચર્ડ ટૉટનહામ,
હિંદી સરકારનું હોમ ડિપાર્ટમેન્ટ
નવી દિલ્હી

## ૫૦

હોમ ડિપાર્ટમેન્ટ
**નવી દિલ્હી, ૨૪–૨–'૪૩**

**પ્રિય મિ. પ્યારેલાલ,**

તા. ૧૮મી ફેબ્રુઆરીએ સર રીચર્ડ ટૉટનહામ ઉપર લખેલા પત્રની પહોંચ સ્વીકારવાનું મને જણાવવામાં આવ્યું છે.

લિ. તમારો
**એસ. જે. એલ. ઑલીવર**

મિ. પ્યારેલાલ,
અટકાયતની છાવણી,
પૂના

## ખંડ ૨

### ૫૧

અટકાયતી છાવણી,
૨૧ મે, ૧૯૪૩

**પ્રિય સર રેજિનાલ્ડ મૅક્સવેલ,**

મારા ઉપવાસને અંગે સભામોકૂફીની દરખાસ્તના સંબંધમાં ૧૫મી ફેબ્રુઆરીએ ધારાસભામાં તમે આપેલું ભાષણ મેં ચાલુ માસની છેક ૧૦મી તારીખે જ વાંચ્યું. એ વાંચતાંવેંત મને લાગ્યું કે એનો જવાબ આપવો જોઈએ. એ ભાષણ મેં જલદી વાંચ્યું હોત તો ઠીક થાત.

હું જોઉં છું કે, તમે ગુસ્સે થયા છો અથવા કંઈ નહિ તો ભાષણ કરતી વખતે તો ગુસ્સામાં હતા જ. તમે કરેલી કેટલીક દેખીતી અચોકસાઈઓ હું બીજી કોઈ રીતે સમજી શકું એમ નથી. આ પત્ર એ બતાવી આપવાના પ્રયાસરૂપે છે. આ પત્ર તમને એક અધિકારી તરીકે નહિ પણ એક માણસ બીજા માણસ ઉપર લખે તે રીતે લખાયો છે. મને પહેલો વિચાર એ આવ્યો કે, તમારા ભાષણમાં હકીકતોને ઇરાદાપૂર્વક વિકૃત કરવામાં આવી છે. પરંતુ મારો એ વિચાર મેં તરત જ બદલ્યો. જ્યાં સુધી તમારી ભાષાનો અનુકૂળ અર્થ કરવો શક્ય હોય ત્યાં સુધી પ્રતિકૂળ અર્થ છોડી દેવો જોઈએ. તેથી મારે એમ માનવું જોઈએ કે મને જે વિકૃત લાગ્યું તે ઇરાદાપૂર્વક કરવામાં આવ્યું નહોતું.

તમે કહ્યું છે કે, "જે પત્રવહેવાર ઉપવાસમાં પરિણમ્યો તે મોજૂદ છે અને કોઈ પણ તેનો પોતાની ઇચ્છા અનુસાર અર્થ ઘટાવી શકે છે." આમ છતાં તમે તમારા શ્રોતાઓને તરત જ જણાવ્યું છે કે, "નીચે જણાવેલી હકીકતોના અનુસંધાનમાં કદાચ એ વાંચી શકાય." તમે તેમની ઇચ્છા કે પસંદગીને માટે અવકાશ રાખ્યો છે ખરો ?

હવે હું તમારી 'હકીકતો' એક પછી એક લઉં છું :

૧. "મહાસભા પક્ષે ૮મી ઑગસ્ટનો પોતાનો ઠરાવ પસાર

કર્યો ત્યારે આ દેશ ઉપર જપાનનો હુમલો સંભવે છે એમ માનવામાં આવતું હતું."

તમે આથી એવો અર્થ સૂચવ્યો લાગે છે કે, મહાસભા એમ માનતી હતી અને તેની એ માન્યતા નિષ્કારણ હતી. હકીકત એમ છે કે, સરકારે એ વિચાર ચલાવ્યો, અને હાસ્યાસ્પદ લાગતા હતા એવા કાર્ય દ્વારા તેના ઉપર ભાર મૂક્યો.

૨. "હિંદમાંથી બ્રિટિશ સરકાર ખસી જાય એવી માગણી દ્વારા અને તેની સામે પોતાનો ખુલ્લો વિરોધ ઠેકવીને જો જપાનનો હુમલો સફળ નીવડે તો મહાસભા પક્ષે પોતાને માટે કંઈક લાભ મેળવવાનું ધાર્યું હોય એમ માની શકાય."

આ હકીકત નહિ પણ તમારો અભિપ્રાય છે અને તે હકીકતથી સાવ ઊલટો જ છે. મહાસભાવાદીઓએ જપાનીઓની સફળતા દ્વારા લાભ મેળવવાની કદીયે આશા કે ઇચ્છા સેવી નથી. એથી ઊલટું તેઓ તેથી ડરતા હતા અને એ ડરે જ તેમનામાં બ્રિટિશ હકૂમતના તાત્કાલિક અંત માટેની ઇચ્છા પેદા કરી. ૧૯૪૨ ના ઑગસ્ટની ૮મી તારીખનો મહાસમિતિનો ઠરાવ તેમ જ મારાં લખાણો ઉપરથી એ વસ્તુ દીવા જેવી સ્પષ્ટ દેખાય છે.

૩. "આજે, છ માસ બાદ, જપાનનો ભય — કંઈ નહિ તો હાલ તુરત પૂરતો તો—પાછો હઠ્યો છે. અને એ દિશામાંથી હાલ તો કશી તાત્કાલિક આશા રહી નથી."

આ પણ તમારો અભિપ્રાય જ છે. મારો અભિપ્રાય એવો છે કે, જપાનનો ભય પાછો હઠ્યો નથી, હજી તે હિંદ ઉપર તાકી રહ્યો છે. "એ દિશામાંથી હાલ તો કશી તાત્કાલિક આશા રહી નથી" એ તમારું મહેણું તમારે પાછું ખેંચવું જોઈએ. સિવાય કે આગલા પૅરેગ્રાફમાં ઉલ્લેખેલો ઠરાવ અને મારાં લખાણો છળ યા ધોકાબાજી છે એમ તમે માનતા હો અને તે પુરવાર કરો.

૪. "મહાસભાએ આરંભેલી ચળવળને પૂરેપૂરી રીતે હાર આપવામાં આવી છે."

મારે આ કથનનો વિરોધ કરવો જોઈએ. સત્યાગ્રહ કદી હારને જાણતો જ નથી. સખતમાં સખત ફટકાઓમાં જ એ ફાલેફૂલે છે. પરંતુ મારે આવી રીતે સમાધાન નથી મેળવવું. બ્રિટિશ સરકારે હિંદમાં સ્થાપેલી નિશાળોમાં હું ભણ્યો છું કે, "સ્વતંત્રતાની લડત એક વખત આરંભાઈ કે પછી, ઘાયલ પિતા તરફથી તેના પુત્રને એમ પેઢી દર પેઢી તેનો વારસો આપવામાં આવે છે." પુરુષાર્થમાં શિથિલતા ન આવે ત્યાં સુધી ધ્યેય સુધી ક્યારે પહોંચાશે એ વસ્તુનું ઝાઝું મહત્ત્વ નથી હોતું. ૬૦ વરસ ઉપર મહાસભાથી સ્થાપના થઈ, ત્યારથી અરુણોદય થયો છે. ૧૯૧૯ના એપ્રિલની ૬ઠ્ઠી તારીખે હિંદવ્યાપી સત્યાગ્રહ શરૂ થયો ત્યારે હિંદના એક છેડાથી બીજા છેડા સુધી આપોઆપ જાગૃતિ આવી. કેટલાક મહાસભાવાદીઓએ અપેક્ષા રાખી હતી તે રીતે ચળવળનો તાત્કાલિક હેતુ બર નથી આવ્યો એ હકીકત ઉપરથી ચાહો તો બેશક તમે સમાધાન લઈ શકો. પરંતુ એ કંઈ 'પૂરેપૂરી રીતે' અને કોઈ પણ 'હાર'ની કસોટી નથી. હમેશાં સમજપૂર્વકનો નયે હોય એવા પ્રજાકીય ઊભરાને સત્તાના ભયાનક પ્રદર્શન દ્વારા દાબી દેવામાં આવે તે ઉપરથી પ્રજાવ્યાપી ચળવળને હાર આપ્યાનું અનુમાન કાઢવું એ, જે કદી હાર સ્વીકારતી જ નથી એવી પ્રજાના એક સભ્યને છાજતું નથી.

૫. "માટે હવે પોતાની અસલ સ્થિતિ પ્રાપ્ત કરવાનો અને બની શકે તો ગુમાવેલી ઇજ્જત પાછી મેળવવાનો કોન્ગ્રેસ પક્ષનો ઇરાદો છે."

સાચે જ, તમારો આ અભિપ્રાય તમારા પોતાના અનુભવ દ્વારા જ સુધરવો જોઈએ. મારી પેઠે તમે પણ જાણો છો કે, તેને દાબી દેવાના પ્રત્યેક પ્રયાસથી મહાસભાની પ્રતિષ્ઠા અને તેની લોકપ્રિયતામાં વધારો જ થતો ગયો છે. તેને દાબી દેવાનો આ છેલ્લો પ્રયાસ એથી ઊલટું પરિણામ લાવનારો નીવડે એવો સંભવ નથી. એટલે "ગુમાવેલી ઇજ્જત" અને "અસલ સ્થિતિ પ્રાપ્ત કરવાનો" સવાલ ઊઠતો જ નથી.

૬. "આ રીતે હવે તેઓ પોતાના નિર્ણયનાં આવેલાં

પારણામોની જવાબદારીનો ઇન્કાર કરવાની ચિંતામાં પડ્યા છે. વાઇસરૉય સાથેના પોતાના પત્રવહેવારમાં મિ. ગાંધીએ આ મુદ્દો ઉપાડ્યો છે. કસૂતર હકીકતોનો હવે તે પુરવાર નથી થઈ એ રીતે ઇન્કાર કરવામાં આવે છે."

અહીં 'તેઓ'નો અર્થ 'હું' એમ જ થઈ શકે. કેમ કે, તમારા આખાયે ભાષણ દરમ્યાન હુમલાનું લક્ષ્ય હું જ હતો. 'હવે' નો અર્થ મારા ઉપવાસને વખતે એવો થાય. હું તમને યાદ આપું છું કે, ગયા ઑગસ્ટની ૧૪ મી તારીખે નામદાર વાઇસરૉય સાહેબને પત્ર લખ્યો તે વખતે જ મેં જવાબદારીનો ઇન્કાર કર્યો હતો. એ જ પત્રમાં મેં એ જવાબદારી સરકાર ઉપર નાખી છે કે જેણે ૯ મી ઑગસ્ટે એકસામટી ધરપકડો કરીને તે ભાન ભૂલે ત્યાં સુધી પ્રજાને ઉશ્કેરી હતી. જ્યારે એની જવાબદારી સરકારને માથે છે એ સ્થિતિમાં "કસૂતર હકીકતો" મારે માટે કસૂતર રહેતી નથી. અને જેને તમે હકીકતો તરીકે જણાવો છો તે હજી પુરવાર થયા નથી એવા કેવળ એકતરફી આરોપો જ છે.

૭. "મિ. ગાંધી પોતાની સ્થિતિ આમ રજૂ કરે છે: 'હું ખરેખર, નિશ્ચિંતપણે કહી શકું છું કે, સરકારે જ પોતાના કૃત્યનું વાજબીપણું નક્કર પુરાવાઓથી સાબિત કરવાનું છે.'

કોની આગળ તેણે પોતાના કૃત્યનું વાજબીપણું સાબિત કરવાનું છે?

સરદાર સન્તસિંહ: નિષ્પક્ષ તપાસ સમિતિ આગળ."

સરદાર સન્તસિંહનો જવાબ યોગ્ય જવાબ નહોતો કે? વચ્ચે તમે સવાલ ન ઉઠાવ્યો હોત તો કેટલું સારું થાત? કેમ કે, આ પહેલાં, દા. ત. જલિયાંવાલા બાગના હત્યાકાંડ પછી, તપાસ સમિતિઓ નીમીને હિંદી સરકારને પોતાનાં કાર્યોનું વાજબીપણું પુરવાર કરવાની ફરજ પડી નહોતી કે?

૮. પરંતુ તમે આગળ ચલાવો છો કે, "મિ. ગાંધી અન્યત્ર પોતાના પત્રોમાં આ વસ્તુ સ્પષ્ટ કરે છે. તેઓ જણાવે છે: 'હું

ખોટો હતો એની મને ખાતરી કરાવી આપે તો હું મારી ભૂલ સંપૂર્ણપણે સુધારી લઈશ.' આમ નહિ થાય તો એને બદલે તે આ માગણી કરે છે: 'મહાસભા વતી હું કંઈ દરખાસ્તો રજૂ કરું એમ તમે ઇચ્છતા હો તો તમારે મને કારોબારી સમિતિના સભ્યોની સાથે મૂકવો જોઈએ.' તેમણે ઉપવાસ કરવાનું વિચાર્યું ત્યારે, સમજી શકાય છે ત્યાં સુધી, તેમની આ માગણીઓ હતી. બીજી કોઈ નક્કર માગણી કરવામાં આવી નથી."

અહીં મને એવડો અન્યાય કરવામાં આવ્યો છે. જેમને હું મારા મિત્ર તરીકે લેખતો હતો એવી એક વ્યક્તિને મારા પત્રો લખાયા હતા એ હકીકત તરફ તમે દુર્લક્ષ કર્યું છે. વળી વાઇસરૉય સાહેબે પોતાના પત્રમાં મને સ્પષ્ટ દરખાસ્તો કરવાનું જણાવ્યું હતું એ હકીકત તરફ પણ તમે દુર્લક્ષ કર્યું છે. આ બે હકીકતો જો તમે લક્ષમાં રાખી હોત તો મને કર્યો છે એવો અન્યાય તમે ન કર્યો હોત. પણ હું તમારા તહોમતનામાના નવમા મુદ્દા ઉપર આવું એટલે મારા કહેવાનો ભાવાર્થ શો છે એ તમને સ્પષ્ટ થશે.

૯. "પરંતુ હવે નવો પ્રકાશ ઉદ્ભવે છે. એનાં પરિણામો માટે પોતાની કશીયે જવાબદારી નથી એ સ્પષ્ટ કરવાને ખાતર, સરકારે તેમની કોઈ પણ માગણી મંજૂર કર્યા વિના, મિ. ગાંધીને જણાવ્યું કે, ઉપવાસના હેતુ અને સમય પૂરતા તે તેમને છોડી દેશે. આના જવાબમાં મિ. ગાંધીએ જણાવ્યું કે, તેમને છોડી મૂકવામાં આવે તો તરત જ તેઓ ઉપવાસ છોડી દેશે. વળી, તેમણે જણાવ્યું કે, માત્ર કેદી તરીકે જ તેઓ ઉપવાસ કરવા વિચારતા હતા. આમ, જો તેમને છોડી મૂકવામાં આવે તો, જે હેતુસર તેમણે ઉપવાસ કરવાનું જાહેર કર્યું હતું તે પાર ન પડવા છતાં ગૌણ બની જાત. સ્વતંત્ર વ્યક્તિ તરીકે તેઓ ન તો આ વસ્તુઓની માગણી કરે અને ન તો ઉપવાસ કરે. જો આ રીતે એને સમજવામાં આવે તો તેમના ઉપવાસનો અર્થ છુટકારાની માગણી કરતાં વિશેષ નહિ રહે."

જેમાં મને છોડી મૂકવાની દરખાસ્ત કરવામાં આવી હતી તે પત્રની સાથે સરકારે બહાર પાડવા ધારેલી પોતાની યાદીના

ખરડાની એક નકલ મારા ઉપર બીડવામાં આવી હતી. એ યાદીમાં નહોતું કે, "એનાં પરિણામો માટે તેમની કશીયે જવાબદારી નથી એ સ્પષ્ટ કરવાને ખાતર" એ દરખાસ્ત કરવામાં આવી હતી. આ અપમાનસૂચક વાક્ય જો મેં જોયું હોત તો મેં સીધી સાદી ના જ પાડી હોત. પરંતુ અજાણપણે હું એ દરખાસ્તને સારા અર્થમાં સમજ્યો અને તેના મારા જવાબમાં હું તે કેમ સ્વીકારી શકતો નથી એના રદિયા આપ્યા. અને સરકાર કોઈ પણ રીતે ગેર-રસ્તે ન દોરવાય એટલા માટે, મારી હમેશની રીત પ્રમાણે, ઉપવાસ –કેવી રીતે વિચારાયો હતો અને સ્વતંત્ર માણસ તરીકે હું તે કેમ ન આદરી શકું તે મેં તેને જણાવ્યું. સરકારની સગવડ ખાતર, મારી મર્યાદા બહાર જઈને મારા ઉપવાસનો આરંભ એક દિવસ મેં મુલતવી સુધ્ધાં રાખ્યો. એ દરખાસ્ત લાવનાર મિ. ઈરવીને તથા સરકારી યાદીના ખરડાએ મારા એ વિવેકની કદર કરી હતી. સુધારેલી સરકારી યાદી બહાર પાડવામાં આવી તે વખતે મારો આ જવાબ જાહેર પ્રજાની જાણ બહાર કેમ રાખવામાં આવ્યો અને એને બદલે હકીકતો અને પુરાવાઓથી વેગળો અર્થ કેમ ઘટાડવામાં આવ્યો? મારો પત્ર એ નક્કર દસ્તાવેજ નહોતો કે?

હવે બીજા અન્યાયને વિષે. તમે કહો છો કે, જો મને છોડી મૂકવામાં આવ્યો હોત તો જેને માટે મેં ઉપવાસ જાહેર કર્યો હતો તે હેતુ ગૌણ બની જાત, અને મફતનું એવું પણ સૂચવો છો કે, સ્વતંત્ર માણસ તરીકે હું ન તો આ વસ્તુની માગણી કરું કે ન તો ઉપવાસ કરું. સ્વતંત્ર માણસ તરીકે, મહાસભાવાદીઓ અને મારી સામે મૂકવામાં આવેલા આરોપોની નિષ્પક્ષ જાહેર તપાસ માટે હું ચળવળ કરી શકત અને મેં તે કરી હોત; કેદમાં પૂરવામાં આવેલા મહાસભાવાદીઓને મળવાની પરવાનગી માટે પણ મેં માગણી કરી હોત. ધારો કે, મારી ચળવળ સરકાર ઉપર કશી પણ અસર કરવામાં નિષ્ફળ નીવડી હોત તો એ સંજોગોમાં હું ઉપવાસ કરત. તમે અતિશય ચીડને વશ થયા ન હોત તો મારા પત્ર ઉપરથી આ બધું સ્પષ્ટપણે જોઈ શક્યા હોત અને મારી

ભૂતકાળની કારકીર્દિમાંથી તમને એનું સમર્થન મળ્યું હોત. એને બદલે એમાંથી તમે એવો અર્થ કાઢયો છે કે જેને માટે, અર્થ કરવાના સીધા સાદા નિયમો અનુસાર તમને અધિકાર નહોતો. વળી સ્વતંત્ર માણસ તરીકે, મહાસભાવાદીઓ તેમ જ બિનમહાસભાવાદીઓએ કરેલા કહેવાતા વિનાશની વાતોની તપાસ કરવાની મને તક મળત. અને જો મને માલૂમ પડત કે, તેમણે નિરંકુશપણે અને બેપરવાઈથી ખૂનામરકી કરી છે તો એ પરિસ્થિતિમાં પણ પહેલાંની પેઠે મેં ઉપવાસ કર્યા હોત. આ રીતે તમારે જોવું જોઈએ કે, મને છોડવામાં આવત તો નામદાર વાઇસરોય ઉપરના પત્રમાં મેં કરેલી માગણીઓ ગૌણ બની જાત નહિ, કેમ કે ઉપવાસ કરવા કરતાં બીજી રીતે તેને માટે દબાણ કરી શકાત; તથા ઉપવાસને છુટકારા માટેની ઇચ્છા સાથે લવલેશ પણ સંબંધ નહોતો. વળી જેલ એ સત્યાગ્રહીને માટે કદીયે કઠનારી વસ્તુ નથી હોતી. એને માટે તો કેદખાનું એ સ્વતંત્રતાનું દ્વાર છે.

૧૦. "મહાસભાની કારોબારી સમિતિના કેટલાયે ઠરાવો હું તેમની સામે ટાંકી શકું એમ છું. . . ૧૯૩૯ના ઑગસ્ટની ૧૯મી તારીખના 'હરિજન'માં મિ. ગાંધીએ પોતે જ આ સવાલ ઉપાડયો છે. તેમાં તે જણાવે છે કે, 'ઉપવાસ તો ખરેખર પ્લેગ સમાન થઈ પડયો છે.'"

તમે ટાંકેલાં મારાં મંતવ્યોમાં લેશમાત્ર પણ ફેરફાર થયો નથી. એ ઉતારાઓ તમે કશાયે આવેશ વિના વાંચ્યા હોત તો મારા પત્રનો તમે જે અર્થ કર્યો છે તે કરતા તમે અટકત.

૧૧. "રાજકોટના ઉપવાસ પછી ૧૯૩૯ના ઑગસ્ટની ૧૯મી તારીખના 'હરિજન'માં ઉપવાસની નીતિમત્તા વિષે ગાંધીને કાંઈ કહેવાનું છે : 'હવે હું જોઉં છું કે, તે હિંસાથી દૂષિત હતો.' વળી તે જણાવે છે, 'આ રીત અહિંસાની કે હૃદયપરિવર્તન કરવાની નહોતી.'"

મને જણાવતાં ખેદ થાય છે કે, મારો લેખ સમજવામાં તમે ભીંત ભૂલ્યા છો. સદ્ભાગ્યે આનંદ હિંગોરાણીએ મારાં લખાણોનો

કરેલો 'ટુ ધ પ્રિન્સિઝ ઍન્ડ ધેર પીપલ' નામનો સંગ્રહ મારી પાસે અહીં છે. જેનો તમે ઉલ્લેખ કર્યો છે તે 'હરિજન'ના લેખમાંથી હું ઉતારો આપું છું: "મારા ઉપવાસના અંતમાં મેં જણાવ્યું હતું કે, આગલા કોઈ પણ ઉપવાસ કરતાં એ વધારે સફળ થયો છે. હવે હું જોઉં છું કે એ હિંસાથી દૂષિત હતો. ઉપવાસ આદરતાં, પોતે આપેલું વચન પળાવવા માટે ઠાકોર સાહેબને સમજાવવાને અર્થે સર્વોપરી સત્તા તત્કાળ વચ્ચે પડે એવું મેં ઇચ્છયું હતું. આ કંઈ અહિંસા કે હૃદયપરિવર્તન કરવાની રીત નહોતી; એ તો હિંસા યા બળજબરીની રીત હતી. તે શુદ્ધ હોવા માટે મારો ઉપવાસ કેવળ ઠાકોર સાહેબને ઉદ્દેશીને જ હોવો જોઈતો હતો અને તેમનું હૃદય ન પિગળાવી શકું તો મરીને મારે સંતોષ માનવો જોઈતો હતો. . ." તેમના પૂર્વાપર સંબંધથી વિખૂટાં પાડીને મારાં છૂટાંછવાયાં વાક્યોને તમે ખોટી રીતે લાગુ પાડયાં છે એમ તમે જોઈ શકશો એવી હું આશા રાખું છું. તે આરંભથી જ ખરાબ હતો એટલા માટે નહિ, પણ સર્વોપરી સત્તા વચ્ચે પડે એવું મેં ઇચ્છયું એટલા માટે મારા ઉપવાસને મેં 'દૂષિત' તરીકે વર્ણવ્યો છે. મારા લેખોથી અજ્ઞાત હોવાનું શ્રેય મેં તમને આપ્યું છે. તમે તે વાંચો એમ હું ઇચ્છું છું. તમે એ વાંચો કે ન વાંચો પણ તમે કરેલી ભૂલ સુધારો એવી હું અપેક્ષા રાખી શકું ખરો? રાજકોટનો બનાવ મારે માટે તો મારી જિંદગીનો એક સૌથી સુખદ પ્રસંગ છે. એમાં ઈશ્વરે મને મારી ભૂલ કબૂલ કરવાની તથા લવાદી ફેંસલાના ફળનો ત્યાગ કરીને મારી આત્મશુદ્ધિ કરવાની મને હિંમત આપી છે. એ આત્મશુદ્ધિથી હું વધારે સબળ થયો છું.

૧૨. "કેવળ કંઈક ઐહિક હેતુ સાધવા માટે વિરોધીની સામે તેની માનવતાની લાગણી, તેની ખાનદાની અને તેની દયાનો લાભ લેવો અથવા તો જનતાની લાગણી ઉપર અસર કરવાને માટે પોતાની જિંદગી જેવા એક પવિત્ર ટ્રસ્ટ સાથે રમત કરવી એ, શિષ્ટતાના પશ્ચિમના ખ્યાલોની દૃષ્ટિએ જોતાં મારે મન તો ખચીત સુરુચિનો ભંગ કરનારું છે, એમ મારે કબૂલ કરવું જોઈએ."

જે વિષે તમે મારા કરતાં અનેક ગણા સુપરિચિત છો એ બાબતમાં મારે અતિશય સાવચેતીથી વાત કરવી જોઈએ. પરંતુ સદ્ગત મૅકસ્વીનીના ઐતિહાસિક ઉપવાસની હું તમને યાદ આપીશ. બ્રિટિશ સરકારે તેને તુરંગમાં મરવા દીધો હતો એ હકીકત હું જાણું છું. પરંતુ આયર્લૅન્ડની પ્રજાએ તેને એક વીર પુરુષ અને શહીદ તરીકે વધાવી લીધો છે. 'યુ હેવ લીવ્ડ થ્રુ ઑલ ધિસ' નામના પોતાના પુસ્તકમાં એડવર્ડ થૉમસન જણાવે છે કે, સદ્ગત મિ. એસ્કવીથે બ્રિટિશ સરકારના એ કૃત્યને 'મોટામાં મોટી ભૂલ' તરીકે વર્ણવ્યું હતું. વળી લેખક ઉમેરે છે કે, "જ્યારે આખીયે દુનિયા તેના તરફ પ્રશંસા અને સહાનુભૂતિની ઊંડી લાગણીથી નિહાળી રહી હતી તથા બ્રિટનનાં અસંખ્ય સ્ત્રીપુરુષો નમૂનેદાર બેવકૂફ ન બનવાને પોતાની સરકારને આજીજી કરી રહ્યાં હતાં ત્યારે તેને રીબી રીબીને મરવા દેવામાં આવ્યો હતો." અને વિરોધીની સામે તેની માનવતાની લાગણી, તેની ખાનદાની તથા તેની દયાનો લાભ લેવો (જો એ શબ્દ રાખવો જોઈએ તો) એ શું શિષ્ટતાના પશ્ચિમના ખ્યાલોની દૃષ્ટિએ જોતાં સુરુચિનો ભંગ કરનારું છે? જાહેર રીતે કે ગુપ્તતાથી વિરોધીનો જાન લેવો, અથવા તેનામાં સારી લાગણીઓ હોવાનું તેને શ્રેય આપવું અને ઉપવાસ કે એવા જ કોઈ બીજા ઉપાયથી તેમને જાગ્રત કરવી, એ બેમાં વધારે સારું શું છે? વળી ઉપવાસ કે આત્મવિક્ષેપનની બીજી કોઈ રીતથી પોતાની જિંદગી સાથે રમત રમવી, અથવા વિરોધી તેમ જ તેનાં આશ્રિતોનો સંહાર કરવાના પ્રયત્નમાં તેને રોકીને તેની સાથે રમત રમવી, એ બેમાં વધારે સારું શું છે?

૧૩. "તેમના કહેવાનો સાર આ છે. તમે કહો છો કે સરકાર ખરી છે અને મહાસભા ખોટી છે. હું કહું છું કે, મહાસભા ખરી છે અને સરકાર ખોટી છે. પુરવાર કરવાની જવાબદારી હું તમારા ઉપર નાખું છું. એક માત્ર મને જ ખાતરી કરી આપવાની છે. તમે ખોટા છો એમ કાં તો તમારે કબૂલ કરવું અથવા તમારી બુદ્ધિ મને સોંપી દો અને મને પોતાને ન્યાય તોલનારો એકમાત્ર લવાદ બનાવો. . . . મિ. ગાંધીની આ માગણી મને તો વર્તમાન

લડાઈની જવાબદારી કોની છે એ નક્કી કરવા માટે હિટલરને લવાદ નીમવાનું મિત્રરાજ્યોને કહેવા બરાબર લાગે છે. પોતાના જ મુકદ્દમાનો ન્યાય તોલવા માટે તહોમતદારને ન્યાયાસન ઉપર બેસાડવાની પ્રથા આ દેશમાં સામાન્ય રીતે પ્રચલિત નથી."

વાઇસરૉય સાહેબ ઉપરના મારા પત્રોની આ અણુછાજતી વિકૃતિ છે. મારા કહેવાની મતલબ આ હતી; "તમે મને પોતાને તમારા મિત્ર તરીકે માનવા દીધો છે. મારા હકો આમળ કરીને હું મુકદ્દમાની માગણી નથી કરતો. હું ખોટો હોવાનું તમે મારા ઉપર તહોમત મૂકો છો. મારો દાવો એવો છે કે, સરકાર ખોટી છે. તમે તમારી સરકારની ભૂલ કબૂલ કરતા નથી, એટલે મેં ક્યાં ભૂલ કરી છે એ મને જણાવવાની તમારી ફરજ છે. મેં શી ભૂલ કરી છે એ વિષે હું કશું જ જાણતો નથી. જો તમે મને મારા ગુનાની ખાતરી કરી આપો તો હું મારી ભૂલ સંપૂર્ણપણે સુધારી લઈશ." મારી એક સીધી સાદી વિનંતિને મચડીને તમે મારી સામે ધરી છે અને પોતાનો જ ન્યાય તોલવાને નીમવામાં આવેલા કાલ્પનિક હિટલર સાથે મારી સરખામણી કરી છે. મારા પોતાના જ પત્રોનો મારો અર્થ તમે ન સ્વીકારો તો પરસ્પરવિરોધી અર્થની સમીક્ષા કરવાનું કોઈ તટસ્થ ન્યાયાધીશને સોંપો એમ હું ન કહી શકું ? હમેશાં ખરા હોનાર વરુ અને હમેશાં ખોટા હોનાર ઘેટાના બચ્ચાની કથાની યાદ આપું તો તે સરખામણી વાંધાભરી ખરી ?

૧૪. "મિ. ગાંધી ખુલ્લા બળવાના નેતા છે. . . . એથી કરીને, તે જ્યાં સુધી છડેચોક બળવાખોર રહે ત્યાં સુધી તેમણે એ હક્ક — પોતાનું કહેવાનું સાંભળવામાં આવે તે હક્ક — ગુમાવ્યો છે. તેમની પોતાની પદ્ધતિ સફળ નીવડે તે સિવાય બીજી રીતે સક્રિય બનવાનો તે દાવો ન કરી શકે. જેનો તેઓ ઇન્કાર કરી રહ્યા છે તે કાયદાના રક્ષણ નીચે તેઓ જાહેરજીવનમાં ભાગ ન લઈ શકે. તે નાગરિક હોય અને છતાં રૈયત ન હોય એમ ન બની શકે."

તમે એક મૂળભૂત વસ્તુ ચૂકયા છો એ બાદ કરતાં, ખુલ્લા બળવાના નેતા તરીકે મને વર્ણવવામાં તમે સાચા છો. બળવાના સંબંધમાં

'ચીવટપૂર્વક અહિંસક' એ મૂળભૂત વસ્તુનો ઉલ્લેખ કરવાનું તમે ચૂકયા છો. આ ચૂક બાઇબલની નિષેધવાચક આજ્ઞાઓમાંથી 'નકાર' ઉડાવી દઈને ખુનામરકી અને ચોરી વગેરેના સમર્થનમાં તેમને ટાંકવા બરાબર છે. ચાહો તો તમે એ શબ્દોને ઉડાવી દો અથવા તમને ગમે તે રીતે તેને તમે સમજાવો. પરંતુ કોઈ વ્યક્તિનું કથન ટાંકતી વખતે તેની ભાષામાંથી કશું બાદ ન કરવું જોઈએ; ખાસ કરીને વસ્તુનું આખું સ્વરૂપ જ બદલી નાખે એવું તો ન જ બાદ કરવું જોઈએ. ઘણાયે પ્રસંગોએ મેં મને ખુલ્લા બળવાખોર તરીકે ઓળખાવ્યો છે. બીજી ગોળમેજી પરિષદને પ્રસંગે મેં લંડનની મુલાકાત લીધી તે દરમ્યાન પણ મેં પોતાને ખુલ્લા બળવાખોર તરીકે જાહેર કર્યો હતો. પરંતુ મારી સામે જે શાપ તમે જાહેર કર્યો છે તે પહેલાં કદીયે જાહેર કરવામાં આવ્યો નહોતો. જોકે હું સામુદાયિક સવિનય ભંગની ચળવળને દોરવણી આપી રહ્યો હતો, છતાંયે સ્વ. લૉર્ડ રીડિંગ ગોળમેજી પરિષદ ભરવા ઇચ્છતા હતા અને જેમાં મારી હાજરીની અપેક્ષા રાખવામાં આવી હતી એ સમય કદાચ તમને યાદ આવશે. મને તેમાં બોલાવવામાં નહોતો આવ્યો કેમ કે અલીભાઈઓ જેઓ તે વખતે કેદમાં હતા તેમને છોડવા જોઈએ, એવો મેં આગ્રહ રાખ્યો હતો. બાલ્યાવસ્થામાં બ્રિટનનો ઇતિહાસ મને શીખવવામાં આવ્યો હતો તેમાં સરકાર સામે બળવો કરનારા વાટ ટાયલર અને જૉન હૅમ્પડનને વીર પુરુષો તરીકે લેખવામાં આવ્યા હતા. બહુ જ આધુનિક કાળમાં, તેમના હાથ હજી તો લોહીથી ખરડાયેલા હતા તે જ વખતે આયર્લૅન્ડના બળવાખોરો જોડે બ્રિટિશ સરકારે વાટાઘાટો ચલાવી હતી. મારો બળવો નિર્દોષ છે અને હિંસા સાથે મારે કશીયે લેવાદેવા નહોતી, છતાંયે હું કેમ અછૂત બની ગયો છું?

તમે એક વિચિત્ર પ્રકારનો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો છે એવો મારો દાવો સાચો હોવા છતાંયે, "તેમની પોતાની પદ્ધતિ સફળ નીવડે તે સિવાય બીજી રીતે સક્રિય બનવાનો દાવો તે ન કરી શકે" એમ કહેતી વખતે તમે એક સંપૂર્ણ નિવેદન કર્યું છે એમ હું કબૂલ કરું છું. સત્ય અને અહિંસા ઉપર મારી પદ્ધતિનું મંડાણ

હોવાથી જેટલા પ્રમાણમાં તેનો અમલ કરવામાં આવે તેટલા પ્રમાણમાં તે હમેશાં સફળ થાય છે. એથી કરીને, માત્ર મારી પદ્ધતિની સફળતા દ્વારા જ તથા તેનાં મૂળભૂત તત્ત્વો 'જેટલા પ્રમાણમાં સાચી રીતે મારા પોતાનામાં હું વ્યક્ત કરતો હોઉં તેટલા પ્રમાણમાં જ હું હમેશાં સક્રિય હોઉં છું.

હું સત્યાગ્રહી બનું છું તે જ પળે હું રૈયત મટી જાઉં છું, પરંતુ હું કદીયે નાગરિક મટતો નથી. નાગરિક સ્વેચ્છાપૂર્વક કાયદાનું પાલન કરે છે, પરંતુ બળજબરીને વશ થઈને કે તેના ભંગ માટે નક્કી કરવામાં આવેલી શિક્ષાના ડરથી કદીયે તે કાયદાને તાબે થતો નથી. તેને જરૂરી જણાય ત્યારે તે તેનો ભંગ કરે છે અને તેને માટેની શિક્ષા તે વધાવી લે છે. એ વસ્તુ તેની તીક્ષ્ણ ધારને બૂઠી કરી દે છે અથવા તેમાં ગર્ભિતપણે રહેલી મનાતી નામોશીનું નિવારણ કરે છે.

૧૫. "પ્રસિદ્ધ થયેલા કેટલાક પત્રવહેવારમાં વાઇસરોયની મુલાકાત માગવાના પોતાના ઇરાદાને મિ. ગાંધીએ બહુ મોટું સ્વરૂપ આપી દીધું છે. પરંતુ મહાસભાનો ઠરાવ તથા 'કરેંગે યા મરેંગે' એ મિ. ગાંધીના શબ્દો તો હજી કાયમ જ હતા. તેમના ઉપવાસને અંગેની સરકારની યાદીમાં, કશું પાછું ખેંચવા માટે કે વાટાઘાટ માટે દરખાસ્તમાં હવે અવકાશ રહ્યો નથી, એવા ૧૪મી જુલાઈએ કરેલા મિ. ગાંધીના નિવેદનની પ્રજાને યાદ આપવામાં આવી છે. ફરીથી હું મિ. ગાંધીના શબ્દો ટાંકીશ. ... 'આ ઘડીથી આગળ ઉપર તમારામાંના દરેક જણે પોતાને સ્વતંત્ર સ્ત્રી કે પુરુષ તરીકે ગણવાનું છે તથા તમે સ્વતંત્ર હો અને આ સામ્રાજ્યની એડી નીચે હવે રહ્યાં નથી એવી રીતે વર્તવાનું છે.' હવે આ શબ્દો સાંભળો. 'મારી પાસેથી તમે સમજી લો કે વાઇસરોય સાથે હું પ્રધાનમંડળ કે એવી બીજી બાબતોનો સોદો કરવાનો નથી.' 'આપણે કરીશું કે મરીશું.' 'આપણે કાં તો હિંદને સ્વતંત્ર કરીશું કે એમ કરવાના પ્રયત્નમાં ખપી જઈશું.' 'આ તો ખુલ્લો બળવો છે.'"

સૌથી પહેલાં, ૧૪મી જુલાઈએ મેં કરેલા અને ૧૯મી જુલાઈના 'હરિજન'માં પ્રગટ થયેલા મારા નિવેદનમાંથી તમે ટાંકેલા

ઉતારામાં હું એક મહત્ત્વનો સુધારો કરીશ. તમે મને એમ કહેતો ટાંક્યો છે કે, 'કશું પાછું ખેંચવા માટે કે વાટાઘાટ માટે દરખાસ્તમાં હવે અવકાશ રહ્યો નથી.' ખરો ઉતારો આ પ્રમાણે છે. "'ચાલ્યા જાઓ'ની દરખાસ્તમાં વાટાઘાટ માટે હવે અવકાશ રહ્યો નથી." તમે કબૂલ કરશો કે તફાવત મહત્ત્વનો છે. ભૂલ ભરેલા ઉતારાની વાત જવા દઈએ તોયે, 'હરિજન'નાં લગભગ ત્રણ કૉલમ રોકે એટલા લાંબા મારા નિવેદનમાંથી મારા અર્થને વધારે સ્પષ્ટ કરતી તથા જે સાવચેતીથી હું કાર્ય કરી રહ્યો હતો તે બતાવતી બધીયે વસ્તુ તમે છોડી દીધી છે. એ નિવેદનમાંથી હું થોડાંક વાક્યો ટાંકું છું. "ચાલ્યા જવાને અંગે અંગ્રેજો વાટાઘાટ કરે એ બનવા જોગ છે. જો તેઓ તેમ કરે તો તે તેમને માટે ભારે ઇજ્જતની વાત છે. એ સંજોગોમાં એ ચાલ્યા જવાનો પ્રશ્ન મટી જાય છે. જુદા જુદા પક્ષોનું નામ દીધા વિના હિંદની સ્વતંત્રતા માન્ય કરવાનું ડહાપણ મોડા મોડા પણ અંગ્રેજોને સૂઝે તો બધી વસ્તુ શક્ય છે, પરંતુ જે મુદ્દા ઉપર હું ભાર મૂકવા માગું છું તે તો આ છે." અહીં તમે ખોટી રીતે ટાંકેલું વાક્ય આવે છે, પૅરો પછીથી આ રીતે આગળ ચાલે છે. "કાં તો તેઓ સ્વતંત્રતા માન્ય કરે યા ન કરે. એ માન્ય રાખ્યા પછી ઘણી વસ્તુઓ બની શકે. કેમ કે એ એકમાત્ર કૃત્યથી બ્રિટનના પ્રતિનિધિઓએ આખુંયે દૃશ્ય પલટી નાખ્યું હશે અને અનેક વાર નિષ્ફળ નીવડેલી પ્રજાની આશા સજીવન કરી હશે. એથી કરીને, બ્રિટિશ પ્રજાની વતી જ્યારે એ મહાન કાર્ય કરવામાં આવશે ત્યારે એ દિવસ હિંદના તેમ જ જગતના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે નોંધાશે, અને મેં કહ્યું છે તે પ્રમાણે, યુદ્ધના ભાવિ ઉપર તે મહત્ત્વની અસર કરશે." આ વધારે વિસ્તૃત ઉતારા ઉપરથી તમે જોશો કે, જે કંઈ કરવામાં આવતું હતું તે વિજય નિશ્ચિત કરવાને તથા જપાનના આક્રમણને મારી હઠાવવાને ખાતર કરવામાં આવતું હતું. મારા ડહાપણની તમે ભલે કદર ન કરો, પણ મારી સચ્ચાઈ કે પ્રમાણિકતા વિષે તમારે શંકા ન કરવી ઘટે.

મહાસમિતિ આગળનાં મારાં ભાષણોનો અક્ષરશઃ હેવાલ જોકે

મારી પાસે નથી, પરંતુ સંપૂર્ણ કહી શકાય એવી નોંધો મારી પાસે છે. તમારા ઉતારાઓનું ખરાપણું હું સ્વીકારું છું. જો તમે એટલું લક્ષમાં રાખો કે, એની ભૂમિકામાં હંમેશાં અહિંસા રાખીને એ બધી વસ્તુઓ કહેવામાં આવી હતી, તો પછી પ્રસ્તુત ઉક્તિઓ કોઈ પણ પ્રકારના વાંધારહિત બની જાય છે. 'કરેંગે યા મરેંગે'નો સ્પષ્ટ અર્થ એ છે કે, સૂચનાઓનો અમલ કરીને સૌ પોતપોતાની ફરજ બજાવે અને જરૂર પડે તો એમ કરતાં ખપી જાય.

પોતાને સ્વતંત્ર ગણવાનું પ્રજાને કહેવાની બાબતમાં મારી પાસેની નોંધોમાંથી હું નીચેનો ઉતારો ટાંકું છું: "ખરેખરી લડત આ ઘડીએ જ શરૂ થતી નથી. તમે મારા હાથમાં માત્ર અમુક સત્તા સોંપી છે એટલું જ. મારું પહેલું કાર્ય નામદાર વાઇસરોય સાહેબને મળીને મહાસભાની માગણી સ્વીકારી લેવા માટે તેમને વીનવવાનું હશે. આમાં બે કે ત્રણ અઠવાડિયાં જશે. એ દરમ્યાન તમે શું કરશો? એ હું તમને કહીશ. આપણી પાસે રેંટિયો તો છે જ. અહિંસક લડતમાં એને કાયમનું સ્થાન છે જ. એ વસ્તુ મૌલાના સાહેબને ઠસાવતાં મારે ભારે જહેમત ઉઠાવવી પડી. એનો અમલ કરવા માટે ચૌદવિધ રચનાત્મક કાર્યક્રમ તો પડ્યા જ છે. પરંતુ એ કરતાં વિશેષ તમારે કરવું જોઈએ અને એ વસ્તુ એ કાર્યક્રમમાં પ્રાણ પૂરશે. તમારામાંના દરેક જણે આ ઘડીથી જ પોતાને સ્વતંત્ર સ્ત્રી કે પુરુષ ગણવાનું છે તથા તમે સ્વતંત્ર છો અને આ સામ્રાજ્યની એડી નીચે હવે રહ્યાં નથી એ રીતે વર્તવાનું પણ છે. આ કંઈ ડોળ કરવાપણું નથી. નક્કર સ્વરૂપમાં તે આવે તે પહેલાં સ્વતંત્રતાની ભાવના તમારે કેળવવી જોઈએ. તે પોતાને સ્વતંત્ર ગણતો થાય તે ઘડીએ જ ગુલામની જંજીર તૂટી જાય છે. પછીથી તે પોતાના માલિકને કહેશે કે, 'આજ સુધી હું તમારો ગુલામ હતો, પરંતુ હવે હું એ રહ્યો નથી. જોઈએ તો તમે મારો જાન લો, તમે તેમ ન કરો અને મને બંધનમાંથી મુક્ત કરો તો હું તમારી પાસેથી બીજા કશાની માગણી કરવાનો નથી, કેમ કે હવે પછીથી, ખોરાક અને કપડાં માટે તમારા ઉપર આધાર રાખવાને બદલે હું ઈશ્વર ઉપર આધાર રાખીશ. ઈશ્વરે મને

સ્વતંત્રતા માટેની ભૂખ આપી છે અને તેથી હું મને પોતાને સ્વતંત્ર માણસ લેખું છું.'" 'હિંદ ખાલી કરો'ના સૂત્ર પરત્વેનો તમારો રોષ બાજુએ મૂકીને તમારા અંતરાત્માને જ પૂછો કે, આવા પૂર્વાપર સંબંધમાં મુકાયેલો મજકૂર ઉતારો કોઈ પણ રીતે વાંધાભર્યો છે ખરો? સ્વતંત્રતા માટે તરસતા માણસે કોઈ પણ પરિણામોની પરવા કર્યા વિના પ્રથમ સ્વતંત્રતાની ભાવના કેળવીને પછી એ રીતે વર્તવું ન જોઈએ?

૧૬. "જેને તમે ખાતરી કરાવવા ચાહતા હો તેની પાસે સામુદાયિક બળવાની જાહેરાત કરતા ઠરાવની પિસ્તોલ લઈને જવું એ શાંતિપૂર્વક સમજાવવાની રીત નથી. વાટાઘાટ કરવાનું રહસ્ય એ છે કે ઉભય પક્ષ કોઈ પણ પ્રકારના નિર્ણયથી બંધાઈ ગયેલ ન હોવો જોઈએ તથા એકે પક્ષે બીજા ઉપર બળજબરીનું દબાણ ન કરવું જોઈએ. આ તો કોઈ પણ સંજોગોમાં સાચું છે. તો પછી એક રૈયત અને તેના ઉપર શાસન કરનાર રાજ્ય વચ્ચે તો આ વસ્તુ વધારે પ્રમાણમાં સાચી છે. રૈયત રાજ્ય સાથે સમાનતાના ધોરણથી ન વર્તી શકે અને ખુલ્લેખુલ્લી ધમકી સાથે તો તે તેની આગળ ન જ જઈ શકે."

પ્રથમ તો હું એક ભૂલ સુધારું. ઠરાવે ખુલ્લો બળવો 'જાહેર' નથી કર્યો. તેણે તો, "છેલ્લાં ૨૨ વરસ દરમ્યાન શાંતિમય લડત દ્વારા દેશે જે અહિંસક શક્તિ એકઠી કરી હોય તેનો તે જેથી કરીને શક્ય એટલા વિશાળ પાયા ઉપર ઉપયોગ કરી શકે એવી અહિંસક પદ્ધતિની સામુદાયિક લડત શરૂ કરવાની" કેવળ મંજૂરી આપી છે. સામુદાયિક લડતને મંજૂરી આપતા પૅરામાં "જગતની સ્વતંત્રતાના હિતમાં બ્રિટન તથા મિત્રરાષ્ટ્રોને અપીલ" પણ કરવામાં આવી છે.

ઉભય પક્ષ કોઈ પણ પ્રકારના નિર્ણયથી બંધાઈ ગયેલો હોવો ન જોઈએ તથા એમાંથી એકે પક્ષે "બીજા ઉપર બળજબરીનું દબાણ ન કરવું જોઈએ" એ વાટાઘાટનું રહસ્ય છે એ નિર્વિવાદ છે. જેની વિચારણા ચાલી રહી છે તે દાખલામાં વસ્તુતઃ સ્થિતિ એ છે કે, એક પક્ષ પાસે અપાર બળ પડેલું છે જ્યારે બીજા પાસે એવું બળ લેશમાત્ર પણ નથી. કોઈ પણ પ્રકારના બંધનકર્તા નિર્ણયથી બંધાઈ

ન જવું જોઈએ એ બાબતમાં પણ સ્વતંત્રતાની તાત્કાલિક પ્રાપ્તિ એ સિવાય બીજી કોઈ બાબતમાં મહાસભા બંધાઈ ગયેલી નથી. એ વસ્તુ બાદ કરતાં વાટાઘાટો માટે વિશાળ ક્ષેત્ર પડેલું છે.

હું જાણું છું કે રૈયત અને રાજ્ય વિષેનું તમારું કથન એ "હિંદ ખાલી કરો"ના સૂત્રનો જવાબ છે. કેવળ એ સૂત્ર જ તત્ત્વતઃ ન્યાય્ય છે અને રૈયત-રાજ્યનું તમારું સૂત્ર એટલું બધું જરીપુરાણું બની ગયું છે કે એમાં હવે કશો સાચો અર્થ રહ્યો નથી. હિંદની પરાધીનતા એ મહાસભાને માટે એટલી બધી અસહ્ય નામોશીરૂપ થઈ પડી કે તે તેની સામે ઊઠી છે. સુવ્યવસ્થિત રાજ્ય પ્રજાને આધીન હોય છે. પ્રજા ઉપર આકાશમાંથી એ નથી અવતરતું, પરંતુ પ્રજા તેની કર્તા અને હર્તા છે.

૮મી ઑગસ્ટના ઠરાવમાં ખુલ્લી કે ગુપ્ત કોઈ પણ પ્રકારની ધમકી રહેલી નથી. વાટાઘાટો કઈ મર્યાદાઓમાં રહીને ચલાવાય તેની સીમા તેણે નક્કી કરી છે અને તેની પાછળ રહેલું સામર્થ્ય એ કોઈ પણ પ્રકારની "બળજબરી" એટલે કે હિંસાથી મુક્ત છે. એ સામર્થ્ય તો આત્મબલિદાનનું સામાર્થ્ય છે. મહાસભાએ પોતાની આખીયે બાજી ખુલ્લેખુલ્લી મૂકી દીધી એ હકીકતની કદર કરવાને બદલે, અપ્રમાણિત અનુમાનો કાઢીને તમે આખીયે ચળવળ ઉપર દુષ્ટતાભર્યા અર્થનું આરોપણ કર્યું છે. ગઈ ૮મી ઑગસ્ટ પછી કોઈ પણ મહાસભાવાદીએ કંઈ પણ હિંસા કરી હોય તે સંબંધમાં હું જણાવીશ કે, એ હિંસા પૂરેપૂરી બિનસત્તાવાર હતી. આ વસ્તુ ખુદ ઠરાવ ઉપરથી જ બિલકુલ સ્પષ્ટ જણાય છે. સૂચનાઓ આપવા માટે મને કશોયે વખત ન આપવાનું જ સરકારને ડહાપણભર્યું લાગ્યું. ૮મી ઑગસ્ટની મધરાત પછી મહાસમિતિ પૂરી થઈ. મેં શો ગુનો કર્યો હતો એની મને જાણ કર્યા વિના જ ૯મી તારીખે બરોબર સૂર્યોદય પહેલાં પોલીસ કમિશનર મને ઉપાડી ગયા. એ જ રીતે કારોબારી સમિતિના સભ્યો તથા મુંબઈમાં તે વખતે હાજર હતા તે આગેવાન મહાસભાવાદીઓને પણ ઉપાડી જવામાં આવ્યા. સરકારે હિંસાને નોતરી તથા ચળવળને અહિંસાને માર્ગે તે ચાલવા દેવા માગતી નહોતી એમ હું કહું તે જરાયે વધારે પડતું છે ખરું ?

જે વખતે તમે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો એવા ખુલ્લા બળવાના એક પ્રસંગની હવે હું તમને યાદ આપીશ. સરદાર વલ્લભભાઈ પટેલની આગેવાની નીચેના મશહૂર બારડોલી સત્યાગ્રહનો હું ઉલ્લેખ કરું છું. તે સવિનય ભંગની લડત ચલાવતા હતા. દેખીતી રીતે જ તે એવી કક્ષાએ પહોંચી કે જ્યારે મુંબઈ સરકારને લાગ્યું કે, એ લડતનો શાંતિભર્યો અંત આવવો જોઈએ. તમને યાદ હશે કે નામદાર ગવર્નર અને સરદાર વલ્લભભાઈની મુલાકાતને પરિણામે એક કમિટી નીમવામાં આવી અને તમે તેના એક નામીચા સભ્ય હતા. અને એ કમિટીનો હેવાલ ઘણે મોટે અંશે સત્યાગ્રહીઓની તરફેણમાં આવ્યો હતો. અલબત, ચાહો તો તમે કહી શકો છો કે, બળવાખોર જોડે વાટાઘાટ કરવામાં ગવર્નર સાહેબે ભૂલ કરી હતી તથા કમિટી ઉપર તમારી નિમણૂકનો સ્વીકાર કરવામાં તમે પણ ભૂલ કરી હતી. એથી ઊલટી પરિસ્થિતિનો હવે વિચાર કરો. કમિટી નીમવાને બદલે ગવર્નર સાહેબે કડક હાથે દમન ચલાવ્યું હોત તો શું થાત? લોકો પોતાના મન ઉપરનો કાબૂ ખોઈ બેસત તો એ હિંસા ફાટી નીકળવા માટે સરકાર જવાબદાર ન ગણાત કે?

૧૭. "જેને લીધે હિંદની સુલેહશાંતિમાં આટલો બધો વિક્ષેપ પડ્યો, નિર્દોષ લોકોના જાનમાલનું આટલું બધું નુકસાન થયું, તથા જેણે દેશને ભયંકર જોખમની અણી ઉપર લાવી મૂક્યો, તે તાજેતરના બનાવો માટે સરકાર મિ. ગાંધીને ખસૂસ જોખમદાર ગણે જ છે. હિંસાનાં કૃત્યોમાં તે અંગત રીતે સંડોવાયા હતા એમ હું નથી કહેતો, . . . પરંતુ તેમણે તથા તેમના સાથીઓએ આગળથી કાળજીપૂર્વક તૈયાર કરેલી સુરંગમાં દીવાસળી ચાંપનાર તે પોતે હતા. સમય પાક્યા પહેલાં તેમને એમ કરવાની ફરજ પડી એમાં એમનો દોષ ન હતો, પણ આપણું સુભાગ્ય હતું. આ રીતે તેઓ પોતાના હેતુઓ સાધવાની આશા રાખતા હતા. એ રીત હવે નિષ્ફળ નીવડી છે એટલે તેનો ઇન્કાર કરવાનો પ્રયાસ તેઓ ભલે કરે, પરંતુ એમ છતાંયે જવાબદારી તો તેમની જ છે. . . . મિ. ગાંધી જો તેમનાથી જુદા પડવા માગતા હોત તો કારોબારીના સભ્યો સાથે મસલત

કર્યાં વિના તેઓ પોતાને માટે બોલી શકતા હતા. તો પછી, મહાસભાનો બળવો રદ કર્યા વિના, પોતાની ભૂલ સુધાર્યા વિના, ભવિષ્યને માટેની ખાતરી પણ આપ્યા વિના, જાણે કશું જ બન્યું નથી એ રીતે, દેશના જાહેર જીવનમાં પાછા આવવાનો તથા સરકાર અને સમાજ તેમને સભ્ય નાગરિક તરીકે સ્વીકારી લે એવો દાવો તે કોઈ પણ વખતે કરી શકે ખરા?"

તમે વર્ણવેલા કમનસીબ બનાવોની કોઈ પણ પ્રકારની જવાબદારી હું સ્વીકારતો નથી. એ બનાવોની સંપૂર્ણ જવાબદારી સરકારની હતી એવું ઇતિહાસ નોંધશે એ વિષે મને લવલેશ શંકા નથી. હકીકતમાં જે કદી તૈયાર કરવામાં આવી જ નહોતી તે સુરંગમાં હું દીવાસળી મૂકી શકું એમ હતું જ નહિ. અને જો સુરંગ કદી તૈયાર કરવામાં આવી જ નહોતી તો તેને માટે 'વખત પાકવા પહેલાં'નો સવાલ ઊઠતો જ નથી. પ્રજાને તેમના નેતાઓથી વંચિત કરવી એને તમે 'આપણું સુભાગ્ય' કહો છો. હું એને લાગતાવળગતા સૌને માટે ભારેમાં ભારે દુર્ભાગ્ય લેખું છું. મેં જે કંઈ કર્યું છે અથવા કરવા ધાર્યું હતું એમાંના કશાનો ઇન્કાર કરવા હું ઇચ્છતો નથી. મને કશોયે પશ્ચાત્તાપ થતો નથી, કેમ કે કોઈ પણ વ્યક્તિને કશોયે અન્યાય મેં કર્યો હોય એમ મને લાગતું નથી. મેં અનેક વાર જણાવ્યું છે કે, કોઈ પણ સ્વરૂપની હિંસાને હું ધિક્કારું છું. પરંતુ જેને વિષે મને જાતમાહિતી ન હોય એવી વસ્તુઓ વિષે હું કશોયે અભિપ્રાય ન આપી શકું. હિંસાથી મારી જાતને અળગી કરી શકું તે માટે મહાસભાની કારોબારી સમિતિની સલાહ લેવા માટે મેં કદી પણ પરવાનગી માગી નથી. એ સમિતિ વતી હું કંઈક દરખાસ્ત રજૂ કરું એવી અપેક્ષા મારી પાસેથી રાખવામાં આવતી હોય તો મેં કારોબારી સમિતિના સભ્યોને મળવાની પરવાનગી માગી હતી. શુદ્ધપણે અહિંસક સ્વરૂપના મહાસભાના બળવાને હું રદ કરી ન શકું. એને માટે હું મગરૂર છું. મારે કશી ભૂલ સુધારવાપણું નથી, કેમ કે ગુનાની લાગણી હું અનુભવતો નથી. અને હું મારી જાતને નિર્દોષ લેખતો હોઉં ત્યાં ભવિષ્યની ખાતરી આપવાનો પ્રશ્ન ઊઠી શકતો જ

નથી. દેશના જાહેર જીવનમાં પાછા આવવાનો કે સરકાર તથા સમાજ મને સભ્ય નાગરિક તરીકે સ્વીકારે એવો પ્રશ્ન ઊઠતો જ નથી. કેદી તરીકે રહેવામાં મને પૂરેપૂરું સમાધાન છે. દેશના જાહેર જીવન ઉપર કે સરકાર ઉપર પરાણે મારી જાતને મેં કદી પણ લાદી નથી. હું તો માત્ર હિંદનો એક નમ્ર સેવક છું. એકમાત્ર અંતરાત્માના પ્રમાણપત્રની જ મને જરૂર છે. તમારા શ્રોતાજનોને તમે હકીકતો નહિ પણ ક્રોધના આવેશમાં બંધાયેલા તમારા અભિપ્રાયો આપ્યા છે, એ વસ્તુની તમને પ્રતીતિ થશે એવી આશા હું રાખું છું.

છેવટે, આ પત્ર મેં શા માટે લખ્યો છે? તમારા ગુસ્સાનો ગુસ્સાથી જવાબ વાળવા માટે હરગિજ નહિ. એ પત્ર મેં તમને એ આશાથી લખ્યો છે કે, મારા શબ્દો પાછળ રહેલી સચ્ચાઈ તમે જોઈ શકો. કોઈનું પણ પરિવર્તન કરવામાં, પછી તે કડકમાં કડક સરકારી અધિકારી કેમ ન હોય, હું કદી હાથ ધોઈ નાખતો નથી. જનરલ સ્મટ્સનું પરિવર્તન થયું હતું; અથવા ૧૯૧૪ની સાલમાં તેમની અને મારી વચ્ચે થયેલા સમાધાનની શરતોની રૂએ રાહત આપતા કાયદાનો ખરડો રજૂ કરતાં પોતાના ભાષણમાં તેમણે જાહેર કર્યા પ્રમાણે, કહો કે તે માની ગયા હતા. એ સમાધાને પેદા કરેલી મારી કે હિંદના વસાહતીઓની આશા તેમણે પાર ન પાડી એ એક દુઃખદ કથા છે, પરંતુ પ્રસ્તુત વિષયના સંબંધમાં એ વસ્તુ અપ્રસ્તુત છે. આવાં અનેક સંસ્મરણો હું ટાંકી શકું એમ છું. આવાં પરિવર્તનો કે માની ગયાના દાખલાઓ માટે હું કશાયે શ્રેયનો દાવો નથી કરતો. મારા દ્વારા વ્યક્ત થતાં અને કાર્ય કરી રહેલાં સત્ય અને અહિંસાને જ એ સંપૂર્ણપણે આભારી હતાં. હું એવી માન્યતા અથવા ફિલસૂફીમાં માનું છું કે, તત્ત્વતઃ સમગ્ર જીવન એ એક અને અવિભાજ્ય વસ્તુ છે અને સારી માણસજાત જાણેઅજાણ્યે એ એકત્વનો સાક્ષાત્કાર કરવાની દિશામાં કાર્ય કરી રહી છે. આ માન્યતા માટે જે આપણા ભાવિનો અંતિમ શાસક છે એવા જીવન્ત ઈશ્વરમાં જીવન્ત શ્રદ્ધાની જરૂર હોય છે.

એના વિના એક તરણું સરખું પણ હાલી શકતું નથી. તમારા ભાષણ ઉપરથી એવી આશાને માટે કશું પ્રમાણ મળતું નથી છતાંયે, મારી શ્રદ્ધા તમારું સુધ્ધાં પરિવર્તન કરવાની બાબતમાં હાથ ન ધોઈ નાખવાનું મને સૂચવે છે. તેની એવી ઇચ્છા હશે તો ઈશ્વર મારા કોઈ એક શબ્દમાં તમારા હૃદયને તે સ્પર્શે એવી શક્તિ મૂકશે. હું તો માત્ર પ્રયત્નનો અધિકારી છું, એનું પરિણામ ઈશ્વરને હાથ છે.

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

**નામદાર સર રેજિનાલ્ડ મૅક્સવેલ,**
**હિંદી સરકારના ગૃહમંત્રી,**
**નવી દિલ્હી**

## પર

(અંગત) નવી દિલ્હી,
૧૭ જૂન, ૧૯૩૩

**પ્રિય મિ. ગાંધી,**

૨૧મી મેનો તમારો પત્ર મળ્યો અને ૧૫મી ફેબ્રુઆરીએ મેં ધારાસભા સમક્ષ કરેલા ભાષણ ઉપરની તમારી ટીકાઓ રસપૂર્વક વાંચી. ૮મી ઑગસ્ટનો ઠરાવ તથા તે પછીથી થયેલાં રમખાણોની જવાબદારી અંગે નામદાર વાઇસરૉય ઉપરના પત્રોમાં તમે જે ધોરણ અખત્યાર કર્યું હતું તેને તમે હજી પણ વળગી રહો છો એમ હું જોઉં છું. તમે જાણો છો કે, આ બનાવોને તમે જે અર્થમાં ઘટાવવા માગો છો, તે અર્થ સરકારે કદી પણ સ્વીકાર્યો નથી. જ્યાં સુધી આ મૌલિક મતભેદ કાયમ રહે છે ત્યાં સુધી તમારા પત્રમાં તમે ઉઠાવેલા બીજા મુદ્દાઓના સંબંધમાં લાભકારક થઈ પડે એવી ચર્ચાને માટે પૂરતી સમાન ભૂમિકા નથી, એવા નિર્ણય ઉપર મારે સખેદ આવવું પડે છે.

લિ. તમારો
મિ. મો૦ ક૦ ગાંધી **રેજિનાલ્ડ મૅક્સવેલ**

અટકાયતી છાવણી,
૨૩ જૂન, ૧૯૪૩

**પ્રિય સર રેજિનાલ્ડ મૅક્સવેલ,**

ગયા મે માસની ૨૧મી તારીખે મેં તમને લખેલા પત્રનો તમે તા. ૧૭મીએ આપેલો જવાબ મને તા. ૨૧મીએ મળ્યો, એ માટે હું તમારો આભારી છું.

મારો જવાબ આપણી વચ્ચે રહેલો મૂળભૂત મતભેદ દૂર કરશે એવી આશા મેં રાખી નહોતી, પરંતુ શોધી કાઢવામાં આવેલી ભૂલો કબૂલ કરવામાં તેમ જ તે સુધારવામાં એ મતભેદ આડખીલીરૂપ નહિ નીવડે એવી આશા મેં રાખી હતી, અને એ રાખવાનું હજી પણ મને ગમે. મેં માન્યું હતું અને હજી પણ હું માનું છું કે, ગયા ફેબ્રુઆરીની ૧૫મી તારીખના ધારાસભા સમક્ષના તમારા ભાષણમાં રહેલી કેટલીક ભૂલો મારા પત્રે ખસૂસ બતાવી હતી.

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ખંડ ૩

### ૫૪

અટકાયતી છાવણી
૪થી મે, ૧૯૪૩

**પ્રિય કાયદે આઝમ,**

મારા કારાવાસ પછી થોડા વખત બાદ મારે જોઈતાં હોય એવાં છાપાંઓની યાદીની સરકારે મારી પાસે માગણી કરી ત્યારે મારી યાદીમાં મેં 'ડૉન' પત્રનો સમાવેશ કર્યો હતો. ત્યારથી એ પત્ર મને નિયમિત રીતે મળતું રહ્યું છે એમ કહી શકાય. જ્યારે જ્યારે એ મારી પાસે આવે છે ત્યારે ત્યારે હું એ કાળજીપૂર્વક વાંચું છું. 'ડૉન'ની કટારોમાં પ્રગટ થયા મુજબનો લીગની કાર્યવાહીનો હેવાલ હું વાંચી ગયો છું. તમને પત્ર લખવાનું તમે મને આપેલું આમંત્રણ મેં એમાં જોયું. એને પરિણામે આ પત્ર છે.

તમારું આમંત્રણ હું વધાવી લઉં છું. પત્રો દ્વારા વાત કરવા કરતાં આપણે મોઢામોઢ મળીએ એમ હું સૂચવું છું. પરંતુ હું તમારા હાથમાં છું.

આ પત્ર તમને મોકલવામાં આવશે, અને તમે જો મારી દરખાસ્ત માન્ય રાખો તો સરકાર તમને મને મળવા દેશે, એવી આશા હું રાખું છું.

એક વસ્તુનો હું ઉલ્લેખ કરું તો ઠીક થશે. તમારા આમંત્રણમાં શંકાસૂચક 'જો' હોય એમ જણાય છે. મારા હૃદયનું પરિવર્તન થયું હોય તો જ મારે પત્ર લખવો એમ તમે કહો છો? મનુષ્યના હૃદયની વાત તો એક ઈશ્વર જ જાણે છે. હું જેવો છું તેવો જ તમે મને સ્વીકારો એમ હું ઇચ્છું છું.

કોમી એકતાના મહાન પ્રશ્નનો સર્વમાન્ય ઉકેલ શોધવાના તથા એની સાથે જેમને લેવાદેવા હોય તથા એમાં જેમનું હિત સમાયેલું હોય એ સૌને એ ઉકેલ સ્વીકાર્ય થાય તે માટે એકસાથે કાર્ય કરવાના નિશ્ચયપૂર્વક, આપણે બંને એ પ્રશ્નને કેમ હાથ ન ધરીએ?

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૫૫

હિંદી સરકારના હોમ ડિ૦ના
મંત્રી, નવી દિલ્હી

અટકાયતી છાવણી
૪થી મે, ૧૯૪૩

**સાહેબ,**

આ સાથેનો પત્ર કૃપા કરીને કાયદે આઝમ ઝીણાને પહોંચાડશો?

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૫૬

હોમ ડિપાર્ટમેન્ટ, નવી દિલ્હી
૨૪ મે, ૧૯૪૩

**પ્રિય મિ. ગાંધી,**

જેમાં તમે તેની સાથે બીડેલો તમારો એ જ તારીખનો મિ. ઝીણા ઉપર લખેલો પત્ર તેમના ઉપર મોકલવાની સરકારને વિનંતી કરી છે એ તા. ૪થી મેના તમારા પત્રના જવાબમાં જણાવવાનું કે, તમારો પત્ર મિ. ઝીણા ઉપર ન મોકલી શકાય એવો નિર્ણય સરકારે

કર્યો છે. તમે અટકાયતમાં હો ત્યાં સુધી તમારો પત્રવહેવાર તથા મુલાકાતો ઉપર મુકવામાં આવેલા પ્રતિબંધો — જેની તમને જાણ છે — અનુસાર એ નિર્ણય કરવામાં આવ્યો છે તે હકીકત તથા તેનાં કારણો જણાવતી સરકારી યાદી ટૂંક સમયમાં સરકાર બહાર પાડવા ધારે છે. એની એક નકલ આગળથી આ સાથે હું બીડું છું.

લિ. તમારો

(૨૬–૫–'૪૩ સાંજે સાડા છ વાગ્યે મળ્યો. રી. ટૉટનહામ

# ૫૭

## સરકારી યાદી

મિ. ઝીણાને મળવાની ઇચ્છા દર્શાવતો તેમના ઉપરનો પોતાનો ટૂંકો પત્ર તેમને મોકલી આપવાની વિનંતી મિ. ગાંધીએ હિંદી સરકારને કરી છે.

મિ. ગાંધી સાથેના પત્રવહેવાર તથા મુલાકાતો અંગેની તેની સુવિદિત નીતિ અનુસાર હિંદી સરકારે એવો નિર્ણય કર્યો છે કે, એ પત્ર મોકલી શ [illegible] ા હ અને એ હકીકતની મિ. ગાંધી તથા મિ. ઝીણાને જાણ કરવામાં આવી છે. જેને તેમણે નાકબૂલ કરી નથી અને એ રીતે કટોકટીને સમયે હિંદના યુદ્ધપ્રયાસને જેણે ગંભીર ગૂંચવણમાં નાખી દીધો છે એવી ગેરકાયદેસર સામુદાયિક ચળવળ ચલાવવાને માટે અટકાયતમાં રાખવામાં આવેલી વ્યક્તિને રાજકીય પત્રવહેવાર કરવાની કે કોઈ સાથે સંપર્ક સાધવાની સગવડો આપવા સરકાર તૈયાર નથી. દેશના જાહેરજીવનમાં મિ. ગાંધીને કશા જોખમ વિના ફરી પાછા ભાગ લેવા દઈ શકાય એવી સરકારને ખાતરી કરી આપવાનું કામ તેમનું છે. તેઓ એમ ન કરે ત્યાં સુધી તેમને વેઠવા પડતા અંકુશો તેમણે પોતે જ વહોરી લીધેલા છે.

# ૫૮

અટકાયતી છાવણી
૨૭ મે, ૧૯૪૩

પ્રિય સર રીચર્ડ ટૉટનહામ,

કાયદે આઝમ ઉપરનો મારો પત્ર તેમના ઉપર રવાના કરવાની મારી વિનંતિ નકારતો તા. ૨૪મીનો લખેલો તમારો પત્ર મને ગઈ

કાલે સાંજે મળ્યો. કાયદે આઝમ ઝીણા ઉપરનો મારો પત્ર અને તે પછી તા. ૧૫ મીએ નામદાર લૉર્ડ સેમ્યુઅલને લખેલો પત્ર, એમ બે પત્રો તે તે વ્યક્તિને પહોંચાડવામાં આવ્યા કે કેમ એની કૃપા કરીને તપાસ કરવા માટે ગઈ કાલે જ આ છાવણીના સુપરિન્ટેન્ડન્ટને મેં લખ્યું હતું.

સરકારના નિર્ણય માટે મને ખેદ થાય છે. કેમ કે, કાયદે આઝમ ઉપરનો મારો પત્ર તેમને લખવા માટે તેમણે મને આપેલા જાહેર નિમંત્રણના જવાબમાં લખાયો હતો, અને હું તેમને પત્ર લખું તો તે તેમને પહોંચાડવામાં આવશે એવું હું તેમની ભાષા ઉપરથી સમજ્યો હતો તેથી ખાસ કરીને લખવાને હું પ્રોત્સાહિત થયો હતો. કાયદે આઝમ અને હું મળીએ અથવા કંઈ નહિ તો અમે એકબીજાનો સંપર્ક સાધીએ એ માટે પ્રજા અતિશય ઉત્સુક છે. સામાન્ય રીતે સૌને સ્વીકાર્ય થઈ પડે એવો કોમી કોયડાનો કંઈક ઉકેલ અમે કદાચ યોજી શકીએ એટલા માટે કાયદે આઝમને મળવાને હું હંમેશાં ઉત્સુક રહ્યો છું. એથી કરીને પ્રસ્તુત દાખલામાં અંકુશ મારા કરતાં પ્રજાની ઉપર વધારે મુકાય છે. સરકારે મારા ઉપર જે બંધનો મૂક્યાં છે તેમને એક સત્યાગ્રહી તરીકે હું અંકુશ તરીકે નહિ લેખું. જેઓ એક અર્થમાં મારા સગાંસંબંધીઓ કરતાં મારે મન વધારે છે એવા મારા સાથીઓને પત્ર લખીને તેમની સેવા કરવાની છૂટ મને નથી આપવામાં આવી એટલે મારાં સગાંસંબંધીઓને પણ પત્રો લખવાનો આનંદ મેં જતો કર્યો છે એ વાતની જાણ સરકારને છે.

પ્રકટ કરવા ધારેલી સરકારી યાદીની નકલ કૃપા કરીને તમે આગળથી મોકલી છે તેમાં એક કરતાં વધારે જગ્યાએ સુધારા કરવાની જરૂર છે. કેમ કે હાલ તે જેવી છે તેની સાથે હકીકતનો મેળ નથી.

પ્રગટ કરવા ધારેલી યાદીમાં જે નાકબૂલ કરવા વિષેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સંબંધમાં હું જણાવીશ કે, ગયા ઑગસ્ટની ૮મી તારીખે મહાસભાએ જે અહિંસક સામુદાયિક ચળવળ શરૂ કરવા માટે મને સત્તા આપી હતી તે હું સંપૂર્ણપણે વાજબી અને પ્રજા તેમ જ સરકારના હિતમાં છે એમ માનું છું એની

સરકારને જાણુ છે. પરંતુ પરિસ્થિતિ તો એવી છે કે, સરકારે એ ચળવળ શરૂ કરવાનો સમય આપ્યો જ નહોતો. એથી કરીને, જે કદી શરૂ કરવામાં જ આવી નહોતી તે ચળવળ 'હિંદના' યુદ્ધ-પ્રયાસને કેવી રીતે ગૂંચવણુમાં નાખી શકે? તો પછી, મહાસભાના આગેવાનોને એકસામટા પકડી લેવાના સરકારના કૃત્ય પ્રત્યેના પ્રજાના રોષને કારણે જો કંઈ ગૂંચવણો પેદા થઈ હોય તો તેની જવાબદારી સંપૂર્ણપણે સરકારની છે. તેને મંજૂરી આપતો ઠરાવ સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે તેમ, રશિયા અને ચીનના ધ્યેય સહિત મિત્રરાજ્યોના ધ્યેયને પક્ષે હિંદવ્યાપી પ્રયાસ આદરવાને ખાતર સામુદાયિક ચળવળને મંજૂરી આપવામાં આવી હતી. ગયા ઑગસ્ટ માસમાં તેઓ ભારે ભયમાં હતાં અને મારા અભિપ્રાય મુજબ હજી પણ તેઓ એમાંથી મુક્ત થયાં નથી. હિંદમાં જે કંઈ યુદ્ધપ્રયાસ થાય છે તે બધો હિંદનો નહિ પણ પરદેશી સરકારનો યુદ્ધપ્રયાસ છે એમ હું કહું તેથી સરકારને ઝાટકો નહિ લાગે એમ હું ઇચ્છું છું. હું જણાવું છું કે, ઑગસ્ટના ઠરાવમાં રજૂ કરવામાં આવ્યા મુજબની મહાસભાની વિનંતિ સરકારે માન્ય રાખી હોત તો માનવસ્વતંત્રતા મેળવવા માટેનું તથા દુનિયાને ફાસીવાદ, નાઝી-વાદ, જપાનવાદ તથા સામ્રાજ્યવાદના જોખમમાંથી મુક્ત કરવા માટેનું યુદ્ધ જીતવા માટે અજોડ સામુદાયિક યુદ્ધપ્રયાસ થવા પામત.

સરકારી યાદી હકીકત સાથે સુસંગત થાય એટલા માટે પહેલા પૅરેગ્રાફમાં હું નીચે મુજબનો ફેરફાર સૂચવું છું: "મિ. ઝીણા ઉપરનો" પછી "મિ. ગાંધીને તેમના ઉપર પત્ર લખવાનું તેમણે જાહેર આમંત્રણ આપેલું તેના જવાબમાં પોતે (મિ. ગાંધી) તેમની ઇચ્છા અનુસાર તેમની સાથે પત્રવહેવાર કરવાને કે મળવાને ખુશી છે એમ જણાવતો." એટલું ઉમેરો.

સરકારી યાદીના બાકીના ભાગમાં પણ મારી રજૂઆત મુજબ ઘટતા સુધારા કરવામાં આવશે એવી આશા હું રાખું છું.

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૫૯

અટકાયતી છાવણી,
૨૮ મે, ૧૯૪૩

**પ્રિય સર રીચર્ડ ટૉટનહામ,**

તમારા તા. ૨૪મી તારીખના પત્રનો જવાબ ગઈ કાલે લગભગ એક વાગ્યે મેં સુપરિન્ટેન્ડન્ટને આપ્યો છે. સરકારી યાદી પ્રસિદ્ધ થાય તે પહેલાં તે તમને પહોંચે એટલા ખાતર મેં એ તરત જ લખીને વિના વિલંબે મોકલાવી દીધો હતો. એથી કરીને, બપોર પછી મળેલાં છાપાંમાં સરકારી યાદી તથા લંડનના તેના પ્રત્યાઘાતોનો રૉઇટરનો હેવાલ જોઈને મને આશ્ચર્ય અને દુઃખ થયું. દેખીતી રીતે જ, સરકારી યાદીની નકલ આગળથી મારા ઉપર મોકલવાનો કશો અર્થ જ નહોતો. સરકારી યાદી હકીકતને સુસંગત નથી એટલું જ નહિ પણ તે મને અન્યાય કરનારી છે એમ મને લાગે છે. મને થયેલો અન્યાય થોડે અંશે દૂર કરવાનો એકમાત્ર ઉપાય આપણી વચ્ચેનો પત્રવહેવાર પ્રસિદ્ધ કરવામાં આવે તે છે. તેથી હું તમને તે પ્રસિદ્ધ કરવાની વિનંતી કરું છું.

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૬૦

હોમ ડિપાર્ટમેન્ટ, નવી દિલ્હી,
૪ થી જૂન ૧૯૪૩

**પ્રિય મિ. ગાંધી,**

સર રીચર્ડ ટૉટનહામ ઉપરના તમારા ૨૭ મે, ૧૯૪૩ના પત્રની પહોંચ સ્વીકારવાનું, તથા હિંદી સરકારે એના ઉપર વિચાર ચલાવ્યો છે પણ પ્રસિદ્ધ થઈ ચૂકેલી તેની સરકારી યાદીમાં કશો સુધારો કરવાનું તેને કારણ જણાતું નથી એમ જણાવવાનું મને ફરમાવવામાં આવ્યું છે.

લિ. તમારો
**કૉન્રાન સ્મિથ**

## ૬૧

હોમ ડિપાર્ટમેન્ટ, નવી દિલ્હી,
૭ જૂન, ૧૯૪૩

પ્રિય મિ. ગાંધી,

સર રીચર્ડ ટૉટનહામ ઉપરના તા. ૨૮–૫–૧૯૪૩ના તમારા પત્રના જવાબમાં મને એમ જણાવવાને ફરમાવવામાં આવ્યું છે કે, તમારો પત્ર જનાબ ઝીણાને ન મોકલવા માટેનાં કારણો દર્શાવતી સરકારી યાદીની એક નકલ તમારી અંગત જાણ માટે તમને આગળથી મોકલવામાં આવી હતી, અને સરકારને ખેદ થાય છે કે પ્રસ્તુત પત્રવહેવાર પ્રસિદ્ધ કરવાનું કારણ તેને જણાતું નથી.

લિ. તમારો,
**કૉન્રાન સ્મિથ**

( આ પત્ર તા ૧૧–૬–૪૩ને દિને આવ્યો હતો. )

# ખંડ ૪

## ૬૨

અટકાયતી છાવણી,
૧૫ મે, ૧૯૪૩

પ્રિય લૉર્ડ સેમ્યુઅલ,

તાજેતરમાં ઉમરાવ સભામાં થયેલી ચર્ચા દરમ્યાન તમે કરેલા ભાષણના રૉઇટરે મોકલેલા સારની છાપેલી કાપલી ગયા એપ્રિલ માસના 'હિંદુ' પત્રમાંથી આ સાથે હું બીડું છું. એ સાર સાચો છે એમ માનીને હું આ પત્ર લખવાને પ્રેરાયો છું.

એ હેવાલ વાંચીને મને દુઃખ થયું. મહાસભા અને મારી સામેના સરકારના એકપક્ષી અને ગેરવાજબી નિવેદન સાથે તમે સંપૂર્ણપણે સહમત થયા એથી હું દિંગ થયો છું.

તમે એક ફિલસૂફ અને ઉદારમતવાદી ( લિબરલ ) છો. ફિલસૂફ માનસ એટલે અનાસક્ત માનસ અને ઉદારમતવાદ એટલે માણસો તથા વસ્તુઓને સહાનુભૂતિપૂર્વક સમજવું તે, એમ હું હમેશાં સમજતો આવ્યો છું,

મને લાગે છે તે પ્રમાણે, જે નિર્ણયો ઉપર તમે આવ્યા હોવાનું

જણાવવામાં આવે છે તેને માટે સરકારે જે કહ્યું છે તેમાંથી કશાંયે પ્રમાણ મળતાં નથી.

મારા અભિપ્રાય પ્રમાણે હકીકત સાથે સુસંગત નથી એવા થોડાક મુદ્દા તમારા ભાષણના સારમાંથી હું પસંદ કરું છું:

૧. "મહાસભા પક્ષે ઘણે અંશે લોકશાસનવાદી ફિલસૂફી ફેંકી દીધી છે."

મહાસભા પક્ષે કદીયે "લોકશાસનવાદી ફિલસૂફી ફેંકી દીધી નથી." એની કારકીર્દિ લોકશાસનની દિશામાં કરેલી એકસરખી ઉત્તરોત્તર પ્રગતિ છે. શાંતિમય અને વાજબી સાધનો દ્વારા સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના ધ્યેયમાં માનતો હોય અને ચાર આના ભરે એવો કોઈ પણ માણસ તેનો સભ્ય થઈ શકે છે.

૨. "તે ટોટલિટેરિયેનિઝિમ" એટલે એકહથ્થુ સત્તાવાદ તરફ વળતી હોય એવાં ચિહ્નો તેમાં દૃષ્ટિગોચર થાય છે."

મહાસભાનાં ભૂતપૂર્વ પ્રધાનમંડળો ઉપર મહાસભાની કારોબારી સમિતિનું નિયમન હતું એ હકીકત ઉપરથી તમે આ આક્ષેપ મૂકો છો. સફળ નીવડેલો આમની સભામાંનો પક્ષ એમ જ નથી કરતો કે? મને તો લાગે છે કે, લોકશાહી સંપૂર્ણપણે પ્રૌઢ દશા પ્રાપ્ત કરશે ત્યારે પણ રાજકીય પક્ષો ચૂંટણી કરતા રહેશે અને તેમની વ્યવસ્થાપક સમિતિઓ તેમના સભ્યોનાં કાર્યો તથા નીતિઓનું નિયમન કરતી રહેતી હશે. પક્ષના તંત્રથી સ્વતંત્ર રીતે વ્યક્તિગત મહાસભાવાદીઓએ ચૂંટણીઓ નહોતી કરી. સત્તાવાર રીતે ઉમેદવારો ચૂંટવામાં આવ્યા હતા અને હિંદના આગેવાન નેતાઓએ તેમને મદદ કરી હતી. "ઑક્સફર્ડ પૉકેટ ડિક્શનરી" પ્રમાણે 'ટોટલિટેરિયન' એટલે "પોતાને હરીફ બીજી વફાદારી કે પક્ષો જે ચલાવી ન લે તે પક્ષ." 'ટોટલિટેરિયન સ્ટેટ' એટલે 'જેમાં માત્ર એક જ શાસકપક્ષ હોય એવું રાજ્ય.' પોતાનો કાબૂ જાળવી રાખવાને માટે એની પાસે હિંસાનું પીઠબળ હોવું જોઈએ. જ્યારે મહાસભાનો કોઈ પણ સભ્ય તો મહાસભાના પ્રમુખ કે કારોબારી સમિતિના કોઈ પણ સભ્ય જેટલી જ સ્વતંત્રતા ભોગવે છે. ખુદ મહાસભામાંયે બીજા પક્ષો છે. અને આ ઉપરાંત મહાસભા

હિંસાનો નિષેધ કરે છે. તેના સભ્યો સ્વેચ્છાપૂર્વક તેનાં ધારાધોરણો તથા તેની આજ્ઞાઓનું પાલન કરે છે. મહાસમિતિ કોઈ પણ વખતે કારોબારી સમિતિના સભ્યને સ્થાનભ્રષ્ટ કરીને તેમને બદલે બીજા સભ્યો ચૂંટી શકે છે.

૩. "તેમણે (મહાસભાવાદી પ્રધાનોએ) રાજીનામું આપ્યું તે એટલા માટે (નહિ?) કે, તેમની ધારાસભાઓનો તેમને ટેકો નહોતો. તેમણે રાજીનામું એટલા માટે આપ્યું કે, કાયદાની દૃષ્ટિએ તેઓ તેમને ચૂંટી મોકલનારા મતદારોને જવાબદાર હતા, પણ હકીકતમાં તેઓ મહાસભાની કારોબારી સમિતિને અને તેના 'હાઈ કમાન્ડ'ને જવાબદાર હતા."

પૂરેપૂરી હકીકતો જો તમે જાણતા હોત તો તમે આ ન કહ્યું હોત. મહાસભાની કારોબારી સમિતિ પ્રત્યેની તેમની વાસ્તવિક જવાબદારીને કારણે, તેમને ચૂંટી મોકલનારા મતદારો પ્રત્યેની પ્રધાનોની કાયદેસરની જવાબદારી બિલકુલ ઓછી થતી નહોતી. એનું સીધું સાદું અને વાજબી કારણ એ છે કે, જેને પ્રધાનો જવાબદાર છે તે જ મતદારો પાસેથી કારોબારી સમિતિ પણ પોતાની સત્તા અને પ્રતિષ્ઠા મેળવે છે. મહાસભાની જે પ્રતિષ્ઠા છે તે કેવળ તેની પ્રજાસેવાને આભારી છે. સાચી વાત તો એ છે કે, પોતપોતાની ધારાસભાના પોતાના પક્ષના સભ્યો સાથે મસલત કરીને તેમની સંમતિથી જ પ્રધાનોએ રાજીનામાં આપ્યાં હતાં. પરંતુ એકહથ્થુ સત્તાવાદની સંપૂર્ણપણે પ્રતિનિધિ તો હિંદી સરકાર છે, કે જે હિંદમાં કોઈને પણ જવાબદાર નથી. એકહથ્થુ સત્તાવાદમાં જે તરબોળ થયેલી છે તે જ સરકાર હિંદની એક સૌથી વિશેષ લોકશાસનવાદી સંસ્થા ઉપર એ જ તહોમત મૂકે એ એક કરુણ વિચિત્રતા છે.

૪. "હિંદની કમનસીબી એ છે કે ત્યાં આગળ પક્ષોના ભાગલા બીજા કોઈ પણ દેશ કરતાં બહુ જ ખોટા ધોરણે પડ્યા છે. . . . ધાર્મિક કોમોને ધોરણે એ ભાગલા પડેલા છે."

હિંદમાંના પક્ષો ધાર્મિક કોમોને ધોરણે જુદા પડતા નથી. છેક તેના આરંભકાળથી જ મહાસભા ઇરાદાપૂર્વક એક શુદ્ધ રાજકીય

સંસ્થા રહી છે. અંગ્રેજો તથા ખ્રિસ્તીઓ, પારસીઓ, મુસલમાનો અને હિંદુઓ સહિત બધી કોમના હિંદીઓ એના પ્રમુખ થયા છે. બીજી એવી સંસ્થાઓની વાત જવા દઈએ તોયે હિંદનો વિનીત પક્ષ એ કોમી ધોરણથી સંપૂર્ણપણે પર છે. હિંદમાં ધર્મના ધોરણ ઉપર રચાયેલી કોમી સંસ્થાઓ પણ છે અને એ રાજકાજમાં ભાગ લે છે એ હકીકત નિર્વિવાદ છે. પરંતુ એથી કરીને તમે કરેલું સર્વસ્પર્શી અને નિશ્ચયાત્મક વિધાન ટકી શકે એમ નથી. એ સંસ્થાઓનું અથવા તો દેશના રાજકારણમાં તેઓ જે મોટો ભાગ લઈ રહી છે તેનું મહત્ત્વ કોઈ પણ રીતે હું ઓછું આંકવા ઇચ્છતો નથી. પરંતુ હું એટલું તો ખસૂસ કહીશ કે, એ સંસ્થાઓ હિંદનું રાજકીય માનસ રજૂ કરતી નથી. ઇતિહાસ દ્વારા એ પુરવાર કરી શકાય એમ છે કે, હિંદની રાજકીય-ધાર્મિક સંસ્થાઓ એ પરદેશી સરકારે ઇરાદાપૂર્વક અખત્યાર કરેલી ભાગલા પાડીને રાજ્ય કરવાની નીતિનું પરિણામ છે. બ્રિટિશ સામ્રાજ્યની અસર પુરેપૂરી રદ થશે ત્યારે હિંદમાં ઘણું કરીને બધાયે વર્ગો અને ધર્મોમાંથી આવેલા સભ્યોના બનેલા કેવળ રાજકીય પક્ષો જ હશે.

૫. "મહાસભા બહુ બહુ તો હિંદની અરધી કરતાં કંઈક વધારે વસ્તીના પ્રતિનિધિત્વનો દાવો કરી શકે. પરંતુ એકહથ્થુ સત્તાવાદની ભાવનાથી પ્રેરાઈને હિંદની સમગ્ર વસ્તી માટે બોલવાનો તે દાવો કરે છે."

તેના દફતર ઉપર નોંધાયેલા સભ્યોની સંખ્યા ઉપરથી જો તમે તેના પ્રતિનિધિત્વનું સ્વરૂપ માપવા માગતા હો તો મહાસભા હિંદની અરધી વસ્તીનું પણ પ્રતિનિધિત્વ નથી ધરાવતી. હિંદની લગભગ ૪૦ કરોડ જેટલી મોટી વસ્તીની તુલનામાં મહાસભાના દફતરે નોંધાયેલા સભ્યોની સંખ્યા નજીવી છે. તેના સભ્યો નોંધવાના કાર્યની શરૂઆત છેક ૧૯૨૦ની સાલમાં થઈ. તે પહેલાં મહાસમિતિ ( ઑલ ઇંડિયા કમિટી ) દ્વારા મહાસભાનું પ્રતિનિધિત્વ રજૂ થતું હતું. એ મહાસમિતિના સભ્યો મુખ્યત્વે કરીને જુદી જુદી રાજકીય સંસ્થાઓ દ્વારા ચૂંટાતા હતા. આમ છતાં પણ, મારી જાણ પ્રમાણે, મહાસભા

હંમેશાં હિંદનું માનસ વ્યક્ત કરવાનો દાવો કરતી આવી છે. એમાંથી દેશી રાજાઓને સુધ્ધાં બાદ રાખવામાં નથી આવ્યા. પરદેશીઓની ગુલામીમાં આવી પડેલા દેશનું એક જ રાજકીય ધ્યેય હોઈ શકે અને તે એ કે એ ગુલામી યા પરાધીનતામાંથી મુક્ત થવું. અને મહાસભા સ્વતંત્રતાની એ ભાવના હંમેશાં પ્રધાનપણે દાખવતી આવી છે. એ વસ્તુ ધ્યાનમાં લેતાં સમગ્ર હિંદના પ્રતિનિધિત્વનો એનો દાવો ભાગ્યે જ નકારી શકાય. કેટલાક પક્ષો મહાસભાનો ઇન્કાર કરે છે એટલા ઉપરથી, જે અર્થમાં એ દાવો કરવામાં આવે છે તે લક્ષમાં રાખતાં, એ ઓછો થતો નથી.

૬. "મિ. ગાંધીએ બ્રિટિશ સરકારને હિંદ ખાલી કરવાને જણાવ્યું ત્યારે મહાસભા તેનો હવાલો લેશે એમ તેમણે કહ્યું હતું."

બ્રિટિશ સરકાર હિંદ ખાલી કરે ત્યારે "મહાસભા તેનો હવાલો લેશે" એમ મેં કદીયે કહ્યું નથી. ગયા જાન્યુઆરી માસની ૨૯મી તારીખના નામદાર વાઇસરૉય ઉપરના મારા પત્રમાં મેં આમ કહ્યું હતું, "પોતાના ઑગસ્ટ માસના ઠરાવ દ્વારા મહાસભાએ પોતાને માટે કશી જ માગણી કરી નથી એ અતિ મહત્ત્વની હકીકત પ્રત્યે સરકારે દેખીતી રીતે જ દુર્લક્ષ કર્યું છે અથવા તે તેના ધ્યાન બહાર રહી ગઈ છે. તેની બધીયે માગણી સમગ્ર પ્રજાને માટે હતી. યુદ્ધકાળ માટે જરૂરી લાગે એવી સર્વસંમત ગોઠવણોની મર્યાદામાં રહીને, યોગ્ય રીતે ચૂંટાયેલી ધારાસભાને જવાબદાર હોય એવી સરકાર રચવા માટે સરકાર કાયદે આઝમ ઝીણાને આમંત્રણ આપે એને માટે મહાસભા તૈયાર અને સંમત હતી. શ્રીમતી સરોજિની દેવી સિવાયના કારોબારી સમિતિના સભ્યોથી હું વિખૂટો પડેલો હોવાથી તેમનું આજનું માનસ કેવું છે એની મને ખબર નથી. પરંતુ સમિતિએ પોતાનું માનસ બદલ્યું હોય એવો સંભવ નથી."

૭. "હિંદુસ્તાનમાં મહાસભાએ કર્યું તેમ આ દેશ અથવા કૅનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યૂ ઝીલેન્ડ, દક્ષિણ આફ્રિકા અથવા યુનાઇટેડ સ્ટેટ્સ વગેરે દેશો કાર્ય કરતા અટક્યા હોત તો . . . સર્વત્ર સ્વતંત્રતાનું ધ્યેય કદાચ ડૂબવા પામત . . . માનવજાતિનું ધ્યેય તજી દઈને

હિંદમાં કીર્તિ નથી મેળવવાની એ વસ્તુ હિંદના આગેવાનો સમજતા નથી એ અફસોસની વાત છે."

ઇંગ્લંડ અને યુનાઇટેડ સ્ટેટ્સ જેવા સંપૂર્ણપણે સ્વતંત્ર દેશની તો વાત જ શી, પણ કૅનેડા અને બીજાં સંસ્થાનો જેવા લગભગ સ્વતંત્ર દેશો જોડે તમે હિંદની સરખામણી કેવી રીતે કરી શકો? તમે ઉલ્લેખેલા દેશો જે સ્વતંત્રતા ભોગવે છે તેનો એક અંશમાત્ર પણ હિંદ પાસે છે ખરો? હિંદને તો હજી પોતાની સ્વતંત્રતા હાંસલ કરવાની છે. ધારો કે મિત્રસત્તાઓ હારી જાય અને એમ પણ ધારો કે લશ્કરી જરૂરિયાતને કારણે મિત્રસત્તાનાં સૈન્યને હિંદમાંથી ખસેડવાં પડે,— જોકે એમ હું ઇચ્છતો નથી,— તો તમે જેમનો ઉલ્લેખ કર્યો છે તે દેશો કદાચ તેમની સ્વતંત્રતા ગુમાવે. પરંતુ એ વખતે પણ જો અરક્ષિત દશામાં હોય તો ગરીબ બિચારા હિંદને તો પોતાનો ધણી બદલવાની ફરજ પડે. અવળચંડાઈને કારણે મહાસભા કાર્ય કરતી અટકી નથી. તમારા જ શબ્દો વાપરું તો, કાયદેસરની અથવા વાસ્તવિક સ્વતંત્રતા આજે જ પ્રાપ્ત કર્યા વિના મહાસભા કે બીજી કોઈ પણ સંસ્થા મિત્રરાજ્યોના ધ્યેયને માટે સામુદાયિક ઉત્સાહ પેદા કરી શકે એમ નથી. ભવિષ્યમાં આવનારી સ્વતંત્રતાના કેવળ વચનો એ ચમત્કાર કરી શકે એમ નથી. "માનવજાતિના ધ્યેય" માટે લડવાનો કે તેના પ્રતિનિધિ બનવાનો બોજો હિંદે ઉઠાવવાનો હોય તો સ્વતંત્રતાની પ્રભા તેની પાસે અત્યારે જ હોવી જોઈએ એ હકીકતની પ્રતીતિમાંથી 'હિંદ ખાલી કરો'નો પોકાર ઊઠ્યો છે. ભવિષ્યમાં કોઈક દિવસે સૂર્યના તડકાની ગરમી મળશે એવા વચનથી ટાઢે ઠરી જતા માણસને ગરમી મળી છે ખરી?

મારી અસર તળે મહાસભા જે કંઈ કરે કે કહે તેના તરફ રાજકરનારી સત્તા શંકાશીલતાથી જ જુએ છે એ અફસોસની વાત છે. મારી અસર ભારે અનિષ્ટ છે એવું તેણે એકાએક શોધી કાઢ્યું છે. વસ્તુસ્થિતિ સ્પષ્ટપણે સમજવા માટે મહાસભા તથા મહાસભાવાદીઓ જોડેનો મારો સંબંધ તમે જાણો એ જરૂરી છે. મહાસભા

સાથેનો સઘળો ઔપચારિક સંબંધ તોડવાના મારા પ્રયાસમાં હું ૧૯૩૫ની સાલમાં સફળ થયો. કારોબારી સમિતિના સભ્યો અને મારી વચ્ચેનો સંબંધ કંઈ મોળો પડ્યો નહોતો. મહાસભા સાથે હું કાયદેસર રીતે જોડાયેલો હોઉં ત્યાં સુધી હું જકડાયેલો છું અને કારોબારી સમિતિના સભ્યોની પણ એવી જ સ્થિતિ છે એમ મને લાગતું હતું. મારા અહિંસાના ખ્યાલને કારણે વખતોવખત જરૂરી થઈ પડતા ઉત્તરોત્તર વધતા જતા અંકુશો વધારેપડતા વસમા થતા જણાતા હતા. એથી કરીને મને લાગ્યું કે મારી અસર કેવળ નૈતિક જ હોવી જોઈએ. મને કોઈ પણ રાજકીય મહત્ત્વાકાંક્ષા નહોતી. મારી વ્યાખ્યા મુજબના અને લગભગ આખી જિંદગી જેનો મેં અમલ કર્યો છે તે સત્ય અને અહિંસાની જરૂરિયાતને મારું રાજ-કારણ સહાયક છે. અને તેથી કરીને, મહાસભાના ચાર આનાના સભ્ય સુધ્ધાં મટી જવા સુધીનો તેની સાથેનો કાયદેસરનો સંબંધ તોડવાની મારા સાથી સભ્યોએ મને છૂટ આપી. જેમાં અહિંસાને અમલમાં મૂકવાની જરૂર ઊભી થતી હોય એવી તથા કોમી એકતાને લગતી બાબતોમાં તેના સભ્યોને મારી સલાહમસલતની જરૂર પડે તો જ મારે કારોબારી સમિતિની બેઠકમાં હાજરી આપવી એવી અમારી વચ્ચે સમજૂતી થઈ હતી. ત્યારથી મહાસભાના રોજ-બરોજના કાર્યથી હું સંપૂર્ણપણે છૂટો થઈ ગયો છું; એથી કરીને કારોબારી સમિતિની ઘણી બેઠકો મારા વિના જ થઈ છે. ઘણી વાર તેમની કાર્ય-વાહીના હેવાલ છાપામાં પ્રસિદ્ધ થયા પછી જ મેં જોયા છે. કારોબારીના સભ્યો સ્વતંત્ર વિચાર ધરાવનારી વ્યક્તિઓ છે. ઘણી વાર તો તેઓ મારી સાથે લંબાણથી ચર્ચામાં ઊતર્યા પછી જ નવી ઊભી થયેલી પરિસ્થિતિમાંથી ઉદ્ભવતા પ્રશ્નોને લાગુ પાડવાની અહિંસાના અર્થ પરત્વે મારી સલાહ સ્વીકારે છે. એથી કરીને, હું તેમના ઉપર બુદ્ધિ માન્ય રાખે તેના કરતાં વધારે અસર ધરાવું એમ કહેવું એ તેમને અને મને અન્યાય કરનારું છે. પ્રજા સારી રીતે જાણે છે કે, ઠેઠ હમણાં સુધી કારોબારી સમિતિના મોટા ભાગના સભ્યોએ મહત્ત્વની બાબતોમાં મારી સલાહ ફેંકી દીધી છે.

૮. "તેઓ માત્ર કાર્ય કરતા અટકયા છે એટલું જ નહિ પણ મહાસભાએ એવા સૂત્રનો પોકાર કર્યો છે કે, નાણાં અને માણસ દ્વારા બ્રિટનના યુદ્ધપ્રયાસને મદદ કરવી એ ખોટું છે અને અહિંસક સામનાથી યુદ્ધમાત્રનો વિરોધ કરવો એ જ એક વાજબી કર્તવ્ય છે. અહિંસાને નામે તેમણે એક એવી લડત ઉપાડી છે કે જે અનેક ઠેકાણે ભારે હિંસક નીવડી છે અને એ રમખાણોમાં હિંદી મહાસભાના આગેવાનોનો હાથ હતો એનો સ્પષ્ટ પુરાવો સરકારી 'શ્વેતપત્ર' પૂરો પાડે છે."

કાલ્પનિક વાતો દ્વારા ઇંગ્લંડની જનતાની આંખે કેટલી હદ સુધી ઊંધા પાટા બંધાવવામાં આવ્યા છે તે આ આરોપ બતાવી આપે છે. રમખાણો વિષેના હિંદી સરકારના ચોપાનિયામાં કથનોને તેમના પૂર્વાપર સંબંધથી છૂટાં પાડીને અને તે એકીવખતે કરવામાં આવ્યાં હોય અથવા તેના તે જ પૂર્વાપર સંબંધમાં કરવામાં આવ્યાં હોય એવી રીતે ગોઠવી તેમને એકસાથે મૂકી એમ કરવામાં આવ્યું છે. હિંદની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની બાબતને લાગેવળગે છે ત્યાં સુધી મહાસભા અહિંસાની બાબતમાં બંધાઈ ચૂકી છે. એ ધ્યેયપ્રાપ્તિને અર્થે અહિંસાને અમલમાં મૂકવાને, પછી તે અમલ ગમે તેટલો અપૂર્ણ કેમ ન હોય, છેલ્લાં વીસ વરસથી તે મથતી આવી છે, અને મને લાગે છે કે એમાં તે ઘણે અંશે સફળ થઈ છે. પરંતુ અહિંસા દ્વારા યુદ્ધનો સામનો કરવાનો ડોળ તેણે કદીયે નથી કર્યો. તેણે એ દાવો કર્યો હોત અને એ રીતે તેણે તેનો અમલ કર્યો હોત તો હિંદુસ્તાનની સિકલ બદલાઈ જાત અને સંગઠિત અહિંસાથી સંગઠિત હિંસાનો સફળતાપૂર્વક સામનો કર્યાનો ચમત્કાર દુનિયાને જોવા મળત. પરંતુ માનવસ્વભાવ સંપૂર્ણ અહિંસાને માટે જેટલી જોઈએ તેટલી ઉચ્ચ કક્ષાએ ક્યાંયે પહોંચ્યો નથી. ૮મી ઑગસ્ટ પછી થયેલાં રમખાણો મહાસભાના કોઈ પણ કાર્યને પરિણામે થવા પામ્યાં નહોતાં. હિંદભરમાં મહાસભાના નેતાઓની ધરપકડ કરવાના ઉશ્કેરણી કરનારા સરકારના કાર્યને એ સંપૂર્ણપણે આભારી હતાં, અને તે પણ એવે વખતે કે જે માનસિક દૃષ્ટિએ જોતાં બિલકુલ ખોટો હતો. બહુ બહુ તો

એટલું કહી શકાય કે, મહાસભાવાદીઓ તેમ જ બીજાઓ, કોઈ પણ પ્રકારની ઉશ્કેરણીને વશ ન થાય એટલે સુધી, અહિંસાની ઉચ્ચ કક્ષાએ નહોતા પહોંચ્યા.

"આ શ્વેતપત્ર સારા પત્રકારિત્વનો નમૂનો ભલે હોય, પણ તે એટલો સારો સરકારી દસ્તાવેજ નથી," એમ તમે કબૂલ કરેલું હોવા છતાં એને આધારે તમે આવા સર્વસ્પર્શી નિર્ણય ઉપર આવ્યા, એ જોઈને મને આશ્ચર્ય થાય છે. શ્વેતપત્રે જેનો ઉલ્લેખ કર્યો છે તે જ ભાષણો જો તમે વાંચો તો, ગયા ઑગસ્ટની ૯મી તારીખે અને તે પછી તેણે કરેલી કમનસીબ ધરપકડો માટે, અથવા તો તેમના કારાવાસ પછી એ આગેવાનો ઉપર કોઈ પણ કાયદાની અદાલતમાં જેની તપાસ નથી કરવામાં આવી એવાં તેણે મૂકેલાં તહોમતો માટે, હિંદી સરકાર પાસે લેશમાત્ર પણ વાજબી કારણ નહોતું એમ બતાવી આપવા માટે તમને તેમાંથી પૂરતી સામગ્રી મળી રહેશે.

૯. "ઉપવાસ દ્વારા દયા અને સહાનુભૂતિ જેવી સર્વોત્તમ માનવી લાગણીઓ ઉપર જાસા જેવો અત્યાચાર કરીને મિ. ગાંધીએ રાજકીય ઝઘડાને અંગે એક બિલકુલ ગેરવાજબી રીતથી આપણો સામનો કર્યો છે. તે તેમણે છોડી દીધો એ એક જ ઉપવાસને અંગેની તેમને યશ આપનારી વસ્તુ છે."

મારા ઉપવાસનું વર્ણન કરવા તમે કડક શબ્દ વાપર્યો છે. નામદાર વાઇસરૉય સાહેબે પણ એ જ શબ્દ વાપરવાનું ઉચિત ધાર્યું છે. તમારી પાસે કદાચ અજાણ હોવાનું બહાનું છે ખરું, પરંતુ તેમની પાસે એ બહાનું નહોતું; કારણ કે તેમની આગળ તો મારા પત્રો પડેલા હતા. હું તમને એટલું જ કહી શકું કે ઉપવાસ એ સત્યાગ્રહનું મહત્ત્વનું અંગ છે. તે સત્યાગ્રહીનું અંતિમ હથિયાર છે. પોતાને અન્યાય થયો છે એવી સમજથી માણસ પોતાના દેહનું દમન કરે એ જાસા જેવો અત્યાચાર શા માટે હોય? કદાચ તમને ખબર નહિ હોય કે, પોતાના પ્રત્યેના અન્યાયોને દૂર કરવા માટે સત્યાગ્રહી કેદીઓએ આફ્રિકામાં ઉપવાસ કર્યા હતા; હિંદમાં પણ તેમણે એમ કર્યું છે. મારા એક ઉપવાસથી તો તમે

માહિતગાર છો કેમ કે મારા ધારવા પ્રમાણે તે વખતે તમે પ્રધાન-મંડળના એક સભ્ય હતા. જેને પરિણામે નામદાર શહેનશાહની સરકારનો નિર્ણય ફેરવવો પડયો હતો તે ઉપવાસનો હું ઉલ્લેખ કરું છું. જો એ નિર્ણય કાયમ રહ્યો હોત તો અસ્પૃશ્યતાનો શાપ એણે ચાલુ રાખ્યો હોત. એમાં થયેલા ફેરફારે એ મહાન આપત્તિને અટકાવી છે.

મારો ઉપવાસ શરૂ થયા પછી તેની જાહેરાત કરવાને હિંદી સરકારે બહાર પાડેલી સરકારી યાદીએ, છુટકારો મેળવવા માટે મેં એ ઉપવાસ આદર્યો હતો, એવો આરોપ મારા ઉપર મૂક્યો છે. એ બિલકુલ ખોટો આરોપ છે. સરકારના પત્રના જવાબમાં મેં જે પત્ર લખ્યો હતો તેની વિકૃતિ ઉપર એ રચાયેલો હતો. સરકારી યાદી બહાર પાડવામાં આવી તે વખતે ૮મી ફેબ્રુઆરીએ લખાયેલા પત્રને દાબી રાખવામાં આવ્યો હતો. એ પ્રશ્નનો અભ્યાસ કરવા જો તમે ઇચ્છતા હો તો છાપાંઓમાં પ્રસિદ્ધ થયેલાં નીચે જણાવેલાં લખાણો વાંચી જવાને હું તમને ભલામણ કરું છું:

નામદાર વાઇસરૉયને મારો પત્ર, ખ્રિસ્તી બેસતા વરસની આગલી સાંજ, ૧૯૪૨

નામદાર વાઇસરૉયનો જવાબ, ૧૩ જાન્યુઆરી, ૧૯૪૩
મારો પત્ર, ૧૯ જાન્યુઆરી, ૧૯૪૩
નામદાર વાઇસરૉયનો જવાબ, ૨૫ જાન્યુઆરી, ૧૯૪૩
મારો પત્ર, ૨૯ જાન્યુઆરી, ૧૯૪૩
નામદાર વાઇસરૉયનો જવાબ, ૫ ફેબ્રુઆરી, ૧૯૪૩
મારો પત્ર, ૭ ફેબ્રુઆરી, ૧૯૪૩
સર રીચર્ડ ટૉટનહામનો પત્ર, ૭ ફેબ્રુઆરી, ૧૯૪૩
મારો જવાબ, ૮ ફેબ્રુઆરી. ૧૯૪૩

અને જે માની લીધેલા કૃત્ય માટે તમે મને શાબાશી આપો છો તે ઉપવાસ મેં છોડી દીધો હતો એવી છાપ તમારા ઉપર ક્યાંથી પડી એની મને ખબર નથી. જો એ રીતે તમે એમ માનતા હો કે

મેં તેની મુકરર કરેલી મુદત પહેલાં ઉપવાસ છોડી દીધો હતો તો એ રીતે ઉપવાસ છોડવાના કૃત્યને હું મારે માટે નામોશીરૂપ ગણું. વાસ્તવમાં ઉપવાસ એને માટે મુકરર કરેલે દિવસે છોડવામાં આવ્યો હતો અને એને માટે હું કોઈ પણ પ્રકારની શાબાશીની અપેક્ષા રાખી શકું નહિ.

૧૦. "મહાસભા પક્ષે સમાધાન પર આવવાની સહેજ પણ સાચી ઇચ્છા હોત તો જે મુદ્દાઓ ઉપર વાટાઘાટો પડી ભાંગી તે મુદ્દાઓ ઉપર તે પડી ન ભાંગત એમ હું (લૉર્ડ સેમ્યુઅલ) માનું છું."

જેમણે લાંબી વાટાઘાટો ચલાવી હતી તે મહાસભાના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદ અને પંડિત નેહરુનાં નિવેદનો એ વસ્તુ બિલકુલ સ્પષ્ટપણે જણાવે છે કે, કોઈ પણ પ્રમાણિક માણસ સમાધાન માટેની એથી વધારે સાચી કે વિશેષ પ્રમાણમાં ઇચ્છા બતાવી શક્યો ન હોત, એમ મને લાગે છે. આ સંબંધમાં એ યાદ રાખવું ઠીક થઈ પડશે કે, પંડિત નેહરુ સર સ્ટ્રેફર્ડ ક્રિપ્સના નિકટના અંગત મિત્ર હતા અને મને ખાતરી છે કે હજી પણ તેમની મૈત્રી કાયમ છે. તેમના આમંત્રણને માન આપીને પંડિતજી અલ્લાહાબાદથી આવ્યા હતા. એથી કરીને તેઓ વાટાઘાટોને સફળ બનાવવા માટે એક પણ પ્રયાસ કરવો બાકી રાખે એમ નહોતું. એ વાટાઘાટો પડી ભાગ્યાનો ઇતિહાસ લખાવો હજી બાકી છે. જ્યારે એ લખાશે ત્યારે જણાશે કે એ ભાંગી પડ્યાનું કારણ મહાસભાથી બીજે ક્યાંક પડેલું હતું.

મારા પત્રથી તમે કંટાળ્યા નહિ હો એવી આશા હું રાખું છું. સત્ય ઉપર અસત્યના ઘણા થરો ચડેલા છે. એમ નહિ હોય તો, એક મહાન સંસ્થાને ન્યાય આપવાને ખાતર, સત્યના ધ્યેયને ખાતર કે જે માનવતાનું જ ધ્યેય છે, વર્તમાન ઝઘડાની નિષ્પક્ષ તપાસ થવી જ જોઈએ.

નામદાર લૉર્ડ સેમ્યુઅલ,
ઉમરાવ સભા, લંડન

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૬૩

હોમ ડિપાર્ટમેન્ટ
નવી દિલ્હી, ૨૬ મે, ૧૯૪૩

પ્રિય મિ. ગાંધી,

૧૫ મી મેના તમારા પત્રની — જેની સાથે નામદાર લૉર્ડ સેમ્યુઅલ માટેનો પત્ર બીડવામાં આવ્યો હતો — પહોંચ સ્વીકારવાનું મને ફરમાવવામાં આવ્યું છે. મારે તમને જણાવવાનું કે, બીજા સંબંધમાં તમને જણાવવામાં આવ્યાં છે તે કારણોસર તમારો પત્ર પહોંચાડી શકાય એમ નથી એવો નિર્ણય હિંદી સરકારે કર્યો છે.

લિ. તમારો
**રીચર્ડ ટૉટનહામ**

## ૬૪

અટકાયતી છાવણી
૧ લી જૂન, ૧૯૪૩

પ્રિય સર રીચર્ડ ટૉટનહામ,

નામદાર લૉર્ડ સેમ્યુઅલ ઉપરના મારા પત્રની બાબતમાં સરકારનો નિર્ણય જણાવતો તમારો ગયા માસની ૨૬મી તારીખનો પત્ર મળ્યો. મારે માત્ર એટલું જ જણાવવાનું છે કે, એ રાજકીય સ્વરૂપનો પત્ર નથી. પણ જાણેઅજાણે એમણે ખોટી રજૂઆતો કરી છે તે તથા એને લીધે મને અન્યાય થયો છે તે દર્શાવી આપતી, ઉમરાવ સભાના એક સભ્ય આગળ કરેલી ફરિયાદ એ છે. પોતાની બાબતમાં કરવામાં આવેલી હાનિકારક ખોટી રજૂઆતો સુધારવાના, એક ગુનેગાર કેદીને પણ હોય છે એવા સામાન્ય હક ઉપર પણ સરકારનો નિર્ણય પ્રતિબંધ સમાન છે. વળી, કાયદે આઝમ ઝીણા ઉપરના મારા પત્ર અંગેનો નિર્ણય નામદાર લૉર્ડ સેમ્યુઅલ ઉપરના મારા આ પત્રને બિલકુલ લાગુ પડી શકે એમ નથી. એથી કરીને એ નિર્ણય ઉપર ફરીથી વિચારણા ચલાવવામાં આવે એવી મારી વિનંતિ છે.

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

હોમ ડિપાર્ટમેન્ટ
નવી દિલ્હી, ૭ જૂન, ૧૯૪૩

**પ્રિય મિ. ગાંધી,**

લૉર્ડ સેમ્યુઅલ ઉપરના તમારા પત્રને અંગેના સરકારના નિર્ણયની બાબતમાં તમે ૧ લી જૂન, ૧૯૪૩ ને રોજ સર રીચર્ડ ટૉટનહામ ઉપર લખેલા પત્રની પહોંચ સ્વીકારવાનું, તથા સરકારને અફસોસ થાય છે કે તે પોતાનો એ નિર્ણય ફેરવી શકે એમ નથી એમ જણાવવાનું મને ફરમાવવામાં આવ્યું છે.

લિ. તમારો
**કૉન્રાન સ્મિથ**

# ખંડ ૫

## ૬૬

હિંદી સરકારના હોમ ખાતાના વધારાના મંત્રી,
નવી દિલ્હી

અટકાયતી છાવણી
૧૬ જુલાઈ, ૧૯૪૩

**સાહેબ,**

રોજિંદાં છાપાં ઉપરથી હું જોઉં છું કે, મહાસમિતિનો ૮ મા ઑગસ્ટનો ઠરાવ પાછો ખેંચી લેવાનું નામદાર વાઇસરૉયને મેં લખ્યું છે એવી સતત અફવા સર્વત્ર ફેલાઈ રહી છે. હું એ પણ જોઉં છું કે, એ અફવાને આધારે કલ્પનાના અનેક ઘોડાઓ દોડાવવામાં આવે છે. મારી એવી સૂચના છે કે, સરકારે એ અફવાનો ઇન્કાર કરતી જાહેરાત કરવી જોઈએ. કેમ કે, એ ઠરાવ પાછો ખેંચવાની મને સત્તા નથી તેમ જ એમ કરવાની મને ઇચ્છા પણ નથી. જેમાં હિંદની તાત્કાલિક સ્વતંત્રતાનો સમાવેશ થઈ જાય છે એવા માનવી સ્વતંત્રતાના ધ્યેયમાં મહાસભાને જો કંઈ અસરકારક ફાળો આપવો હોત તો મહાસમિતિએ જે પસાર કર્યો તે જ એક ઠરાવ તે કરી શકે એમ હતી, એવો મારો અંગત મત છે.

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

૬૭

[ તા. ૨-૮-'૪૩ ને રોજ મળ્યો.]

હિંદી સરકારના વધારાના સેક્રેટરી
સર રીચર્ડ ટૉટનહામ,
સી. એસ. આઈ., સી. આઈ. ઈ.,
આઈ. સી. એસ. તરફથી

હિંદી સરકાર, હો૦ ડિ૦
નવી દિલ્હી, ૨૯ જુલાઈ, ૧૯૪૩

મિ. મો૦ ક૦ ગાંધીને

**સાહેબ,**

૧૬ મી જુલાઈના તમારા પત્રના જવાબમાં તમને એમ જણાવવાને મને ફરમાવવામાં આવ્યું છે કે, તમે જેનો ઉલ્લેખ કર્યો છે તે અફવાનો ઇન્કાર કરતું નિવેદન કરવાનું હિંદી સરકારને જરૂરી લાગતું નથી.

લિ. **રીચર્ડ ટૉટનહામ**
હિંદી સરકારના વધારાના સેક્રેટરી

# ૫. મહાસભા ઉપરના સરકારના તહોમતનામા અંગેનો પત્રવહેવાર

૬૮

અટકાયતી છાવણી
૫ માર્ચ, ૧૯૪૩

**પ્રિય સર રીચર્ડ ટૉટનહામ,**

મહાસભા તથા ગાંધીજી ઉપર મૂકવામાં આવેલા આરોપોના સમર્થનમાં જે પુરાવા હોય તેનો અમુક ભાગ જેમાં આપવામાં આવ્યો છે તેવા, હોમ ડિપાર્ટમેન્ટે બહાર પાડેલા ચોપાનિયાની એક નકલ તેમને આપવામાં આવશે કે કેમ, એની તપાસ કરવાનું ગાંધીજીએ મને જણાવ્યું છે.

લિ. તમારો
**પ્યારેલાલ**

સર રીચર્ડ ટૉટનહામ,
હિંદી સરકારના હો૦ ડિ૦ના વધારાના સેક્રેટરી,
નવી દિલ્હી

અટકાયતી છાવણી
૨૩ માર્ચ, ૧૯૪૩

**પ્રિય સર રીચર્ડ ટૉટનહામ,**

ચાલુ માસની ૫મી તારીખના તમારા ઉપરના મારા પત્રના સંબંધમાં હું તમને યાદ આપું કે, મહાસભા તથા ગાંધીજી સામે મૂકવામાં આવેલા આરોપોના સમર્થનમાં જે પુરાવાઓ હોય તેનો અમુક ભાગ જેમાં આપવામાં આવ્યો છે તેવા હોમ ડિપાર્ટમેન્ટે બહાર પાડેલા ચોપાનિયાની એક નકલ ગાંધીજીને આપવામાં આવશે કે કેમ એ વિષે હજી મને કશો જવાબ મળ્યો નથી.

લિ. તમારો
**પ્યારેલાલ**

સર રીચર્ડ ટૉટનહામ,
હિંદી સરકારના હો૦ ડિ૦ના વધારાના સેક્રેટરી,
નવી દિલ્હી

૭૦

**ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા હોમ ડિપાર્ટમેન્ટ**

નવી દિલ્હી, ૧૯ માર્ચ, '૪૩

**સાહેબ,**

થોડા જ દિવસ ઉપર મને મળેલા તમારા પત્ર ઉપરથી હું એવું સમજું છું કે, હિંદી સરકારે બહાર પાડેલી "૧૯૪૨-૪૩નાં તોફાનો માટે મહાસભાની જવાબદારી" નામના પુસ્તકની એક નકલ તેમને મળે એમ મિ. ગાંધી ઇચ્છે છે. જો એમ હોય તો એ અમે તેમને ખુશીથી આપીશું એવું જણાવવાનું મને ફરમાવવામાં આવ્યું છે.

લિ. તમારો
**રીચર્ડ ટૉટનહામ**

મિ. પ્યારેલાલ,
અટકાયતી છાવણી,
પૂના

૭૧

અટકાયતી છાવણી
૨૬ માર્ચ, ૧૯૪૩

સાહેબ,

ચાલુ માસની ૧૯મી તારીખના તમારા પત્રના સંબંધમાં જણાવવાનું કે, ૫મી માર્ચના મારા પત્રનો તમે કરેલો અર્થ બરાબર છે અને "૧૯૪૨-'૪૩નાં તોફાનો માટે મહાસભાની જવાબદારી" એ નામની પુસ્તિકાની એક નકલ તેમને આપવામાં આવશે તો ગાંધીજી તે માટે તમારા આભારી થશે.

લિ. તમારો
પ્યારેલાલ

સર રીચર્ડ ટૉટનહામ,
હિંદી સરકારના હોમ ડિપાર્ટમેન્ટના સેક્રેટરી,
નવી દિલ્હી

૭૨

ડી. ઓ. નં. ૧૯/૯/૪૩
હિંદી સરકારનું હોમ ડિપાર્ટમેન્ટ,
નવી દિલ્હી, ૫ એપ્રિલ, ૧૯૪૩

સાહેબ,

૨૬મી માર્ચના તમારા પત્રના સંબંધમાં જણાવવાનું કે, મિ. ગાંધીએ કરેલી વિનંતી અનુસાર આની સાથે "૧૯૪૨-'૪૩નાં તોફાનો માટે મહાસભાની જવાબદારી" નામની પુસ્તિકા બીડવાનું મને ફરમાવવામાં આવ્યું છે.

લિ. તમારો
રીચર્ડ ટૉટનહામ

મિ. પ્યારેલાલ,
અટકાયતી છાવણી,
પૂના

"૧૯૪૨-૪૩નાં તોફાનો માટે મહાસભાની જવાબદારી"
· એ સરકારી પ્રકાશનનો

# ગાંધીજીએ આપેલો જવાબ

(પરિશિષ્ટો સહિત)

નોંધ — પરિશિષ્ટો જવાબનાં અંગભૂત ગણવાં એવી વિનંતી છે
મો૦ ક૦ ગાં
જુલાઈ ૧૫, ૧૯

હોમ ડિપાર્ટમેન્ટના વધારાના મંત્રી પ્રત્યે,
સાહેબ,

"૧૯૪૨-૪૩નાં તોફાનો માટે મહાસભાની જવાબદારી" ન
નામના હિંદી સરકારના પ્રકાશનની નકલ મેં ગઈ માર્ચની ૫મીએ
માગી હતી એના જવાબમાં ૧૩ મા એપ્રિલે મને એક નકલ મળ
એમાં રાતી શાહીએ કરેલા કેટલાક સુધારા છે, એમાંના કેટલાક આં
ચડે એવા છે.

૨. મહાસભાની તથા મારી ઉપર જે આરોપ એ પ્રકાશનમ
કરેલા છે તેના આધારરૂપે એમાં છાપેલી સામગ્રી જ સરકારે લીધી
અને પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે જેને જાહેર પ્રજા આગળ મૂકે
નથી એવા પુરાવાને આધારરૂપે લીધો નથી, એમ હું માની લઉં છું

૩. પ્રસ્તાવના ટૂંકી છે અને તેની નીચે હોમ ડિપાર્ટમેન્ટ
વધારાના મંત્રી સર રી. ટૉટનહામની સહી છે. એની તારીખ ગ
ફેબ્રુઆરીની ૧૩મી, એટલે મારા છેલ્લા ઉપવાસ શરૂ થયા પછી ત્ર
દિવસની છે. તારીખ અશુભસૂચક છે. મારી સામે તાકેલા લખાણ
બહાર પાડવા સારુ મારો ઉપવાસકાળ કેમ પસંદ કરવામાં આવ્યો?

૪. પ્રસ્તાવના આમ શરૂ થાય છે:

"કેટલેક ઠેકાણેથી સરકાર આગળ માગણી આવી છે તેના ઉત્તર
સરકારે હવે એક સિંહાવલોકન તૈયાર કર્યું છે. જેમાં, ૧૯૪૨ના ઑગસ્ટ
૮ મીએ અખિલ ભારત મહાસભા સમિતિએ સામુદાયિક હિલચા
મંજૂરી આપ્યા પછી થયેલાં તોફાનો માટે શ્રી. ગાંધી અને મહાસભા
મહાજનની જવાબદારીને લગતી કેટલીક હકીકત......એકત્ર કરી છે."

અહીં સ્પષ્ટ ચૂક થયેલી છે. "મહાસભા સમિતિએ સામુદાયિક લચાલને મંજૂરી આપ્યા પછી" નહિ પણ સરકારે કરેલી ધરપકડો ઠી તોફાન થયાં. 'માગણીઓ', મારી જાણમાં, આખા દેશમાં ખ્ય મહાસભાવાદીઓની એકસામટી ધરપકડો પછી તરત જ થવા ડી હતી. સરકાર જાણે છે તે પ્રમાણે, નામદાર વાઇસરૉયને મેં મેલા કાગળો, જેમાંનો છેલ્લો ૧૯૪૩ના ફેબ્રુઆરીની ૭મીએ લખેલો ા, તેમાં મારી કહેવાતી તકસીરની સાબિતી મેં માગી હતી. જ્યારે એ પ્રશ્ન ઉપાડ્યો ત્યારે હવે રજૂ કરેલો પુરાવો મને આપી ાત. મારી માગણીનો સ્વીકાર થયો હોત તો એક લાભ જરૂર તઃ મારા ઉપર કરેલા આરોપોના જવાબમાં મારું વક્તવ્ય સાંભળવાનું ્યું હોત. એ વિધિથી જ ઉપવાસ આદરવામાં વિલંબ થાત અને સરકારે મારી સાથે ધીરજથી કામ લીધું હોત તો કદાચ વાસ બંધ પણ રહ્યા હોત.

૫. પ્રસ્તાવનામાં નીચલું વાક્ય આવે છે: "આ અવલોકનમાં ાીવેલી લગભગ બધી હકીકત જાહેર પ્રજાની જાણમાં છે અથવા વી જોઈએ." એટલે, જાહેર પ્રજાને નિસ્બત છે ત્યાં સુધી તો, વાસકાળમાં લખાણ બહાર પાડવું પડે એવી કાંઈ ઉતાવળ હતી હે. આ વિચારશ્રેણી ઉપરથી હું એવા અનુમાન ઉપર આવ્યો છું ડૉક્ટરોના અભિપ્રાય પ્રમાણે જે લગભગ ચોક્સ બનવાનું હતું મારા મૃત્યુની ધારણાથી એને બહાર પાડવામાં આવ્યું. મારા ાગલા લાંબા ઉપવાસોમાં પણ એવી બીક રહેતી. મને આશા છે મારું અનુમાન તદ્દન ખોટું હોય અને જે લખાણ છેવટે મહા- મા તથા મારા ઉપરનું તહોમતનામું છે તેના પ્રકાશનને માટે જે મત એણે પસંદ કર્યો તે પસંદ કરવા માટે સરકાર આગળ યોગ્ય રણ હોય. એવું અનુમાન કાગળે ચઢાવવા માટે હું ક્ષમાર્થી છું, સાચું હોય તો સરકારની અપકીર્તિ થાય. મને પડેલી શંકા મ્મા કરું અને મારી પ્રત્યેના સરકારના વર્તન વિષેના મારા ર્ણય ઉપર એની છાયા પડવા દઉં તે કરતાં શંકા ઠલવી નાંખીને સરકાર પ્રત્યે ન્યાયી થાઉં છું એમ મને લાગે છે.

૬. હું હવે તહોમતનામા ઉપર આવું છું. ફરિયાદીના વકીલે રજૂ કરેલા કેસ જેવું તે લાગે છે. ચાલુ પ્રસંગમાં એ વકીલ પોલીસનો સિપાઈ પણ છે તથા જેલર પણ છે. એ એના શિકારને પહેલાં પકડે છે અને બોલતા બંધ કરે છે અને પછી એની ગેરહાજરીમાં કેસ રજૂ કરે છે.

૭. મેં તે ફરી ફરીને વાંચ્યું છે. 'હરિજન'ના અંકો મારા સાથીઓ આગળ અનાયાસે હતા તે મેં વાંચ્યા છે અને હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે, તહોમતનામામાં અનુમાનો તથા આક્ષેપો ભર્યાં છે તેના આધારરૂપ મારાં લખાણોમાં તથા મારાં કૃત્યોમાં કાંઈ નથી. તહોમતનામાના લેખકે જેવો મને જોયો છે એવો મારાં લખાણોમાં મને જોવાની મારી ઇચ્છા છતાં મને એમાં સંપૂર્ણ નિષ્ફળતા મળી છે.

૮. તહોમતનામાનો આરંભ જ એક ખોટા નિરૂપણથી થાય છે. કહે છે કે "હિંદુસ્તાનના બચાવમાં મદદ કરવા હિંદુસ્તાનમાં પરદેશી સૈનિકના પ્રવેશ" વિષે મેં ખેદ દર્શાવ્યો. જેને આધારે આ આરોપ મૂક્યો છે તે 'હરિજન'ના લેખમાં મેં એમ માનવાની ના પાડી છે કે પરદેશી સૈનિકને આણીને હિંદુસ્તાનને બચાવવાનું હતું. જો હિંદુસ્તાનનો બચાવ જ કરવાની દાનત હોય તો કેળવાયેલા હિંદી સૈનિકોને હિંદુસ્તાન બહાર શુંકામ મોકલવા જોઈએ અને તેને બદલે પરદેશી સૈનિકો આણવા જોઈએ? મહાસભા જે હિંદુસ્તાનના સ્વાતંત્ર્યને માટે જ જન્મેલી તથા જીવતી સંસ્થા છે તેને શુંકામ છૂંદવી જોઈએ? એપ્રિલની ૧૯મીએ મેં તે લેખ લખ્યો તે દિવસ કરતાં પણ વધારે સ્પષ્ટતાથી હું આજ જોઉં છું કે હિંદુસ્તાન બચાવાતું નથી, અને જેમ છે તેમ સ્થિતિ ચાલ્યા કરે તો લડાઈને અંતે હિંદુસ્તાન આજ કરતાં વધારે ઊંડું બૂડશે, અને સ્વાતંત્ર્ય શબ્દ જ એને વિસારે પડશે. લેખકે ઉલ્લેખેલા 'હરિજન'ના લેખમાંથી પ્રસ્તુત ભાગ હું અહીં ઉતારું છું :

"મારે કબૂલ કરવું જોઈએ કે હું આ બનાવનો વિચાર કરતાં સ્વસ્થ રહી શકતો નથી. હિંદુસ્તાનની કરોડોની વસ્તીમાંથી સૈનિકોની બેહદ

સંખ્યા કેળવી ન શકાય? તેઓ જગતના કોઈ પણ સૈનિકો જેટલા જ શૂરા લડવૈયા ન બની શકે? તો પછી પરદેશીને શું કામ આણવા? અમેરિકાની મદદનો અર્થ આપણે જાણીએ છીએ. એને પરિણામે અંતે બ્રિટિશ ઉપરાંત અમેરિકનનો અમલ ન જ સ્થપાય તોયે તેની લાગવગ તો જામશે જ. મિત્રરાજ્યોની તલવારના સંભવિત વિજય માટે આપણે એ આકરી કિંમત આપવી પડે. હિંદના કહેવાતા સંરક્ષણની આ બધી તૈયારીમાંથી હિંદની સ્વતંત્રતાને દેખા દેતી હું જોઈ શકતો નથી. એ તૈયારી ચોખ્ખી બ્રિટિશ સામ્રાજ્યના સંરક્ષણને માટે છે; પછી ભલે એ વાતનો ગમે એટલો ઇન્કાર કરવામાં આવે." ('હરિજન,' એપ્રિલ ૨૬મી, ૧૯૪૨, પા. ૧૨૮)·

[ પરિશિષ્ટ ૧ (૨૦) જુઓ ]

૯. તહોમતનામાનો બીજો પરિચ્છેદ આ સાર્થક વાક્યથી શરૂ થાય છે:

"એમ સૂચવવામાં આવશે કે, શ્રી. ગાંધીએ બ્રિટિશ લોકો હિંદુસ્તાનમાંથી નીકળી જાય એમ પહેલું પ્રતિપાદન કરવા માંડયું ત્યારથી તે ૭મી ઑગસ્ટે મુંબઈમાં અખિલ ભારત મહાસભા સમિતિની બેઠક થઈ ત્યાં સુધીના ગાળામાં, મહાસભાના મહાજન અને પછીથી મહાસભાનું આખું તંત્ર હિંદુસ્તાનને આખરે બ્રિટિશ રાજ્યથી મુક્ત કરવાને યોજાયેલી સામુદાયિક હિલચાલને માટે વિચારપૂર્વક ભૂમિકા તૈયાર કરતાં હતાં."

"સૂચવવામાં આવશે" આ શબ્દો પ્રત્યે હું ધ્યાન ખેંચું છું. જે હિલચાલ ઉઘાડી અને છતી છે એને વિષે સૂચન ઉપર કોઈ વાત શું કામ છોડવી જોઈએ? જેનો ઇન્કાર કરવાની કોઈએ પરવા કરી નથી અને જેનું મહાસભાવાદીઓને અભિમાન પણ છે એવી સાદામાં સાદી ચીજો વિષે પાર વિનાનો આડંબર કરવામાં આવ્યો છે. તહોમતનામામાં સૂચવ્યા પ્રમાણે "બ્રિટિશ લોકો હિંદુસ્તાનમાંથી નીકળી જાય એમ મેં પહેલું પ્રતિપાદન" કરવા માંડયું તે પછી નહિ પણ ઠેઠ ૧૯૨૦ની સાલથી મહાસભાના આખા તંત્રે "હિંદુસ્તાનને આખરે બ્રિટિશ રાજ્યથી મુક્ત કરવા માટે યોજાયેલી ભૂમિકા વિચારપૂર્વક તૈયાર કરી છે." તે વર્ષથી માંડીને સામુદાયિક હિલચાલ માટેનો પ્રયત્ન કદી પણ ઢીલો કર્યો નથી. મહાસભાના નેતાઓનાં સંખ્યાબંધ ભાષણો અને મહાસભાના ઠરાવો ઉપરથી આ સિદ્ધ થઈ શકે એમ છે. જુવાન અને અધીરા મહાસભાવાદીઓ તથા મોટેરા

માણસોએ પણ સામુદાયિક હિલચાલ વહેલી કરવાનો મારી આગળ આગ્રહ કરતાં કેટલીક વાર આંચકો ખાધો નથી. પણ મને સૂઝ વધારે, એટલે હું હંમેશાં એમના ઉત્સાહ પર અંકુશ મૂકતો, અને મારે કૃતજ્ઞતાપૂર્વક કબૂલ કરવું જોઈએ કે તેઓ ખુશીથી અંકુશ ખમી રહેતા. આ લાંબા વખતને બ્રિટિશ લોકો હિંદમાંથી ચાલ્યા જાય એ વાતના મારા પ્રતિપાદન તથા મહાસભા સમિતિની બેઠક વચ્ચેના ગાળાના રૂપમાં સંકોચી નાંખવો તે તદ્દન ખોટું તથા ભ્રામક છે. ૧૯૪૨ના એપ્રિલની ૨૬મી પછી કોઈ જાતની ખાસ ભૂમિકા તૈયાર કર્યાનું હું જાણતો નથી.

૧૦. એ જ પરિચ્છેદમાં પછી કહે છે કે, "હિલચાલના પ્રકારની પરીક્ષાની આવશ્યક પ્રસ્તાવના તરીકે હિલચાલના સાચા હેતુ સ્પષ્ટ સમજવા જોઈએ." જ્યાં બધું પત્રબદ્ધ કરેલું છે ત્યાં હેતુ શું કામ ખોળવા જોઈએ? જરા પણ અચકાયા વિના હું કહી શકું છું કે મારા હેતુઓ હંમેશાં સ્પષ્ટ હોય છે. હિંદુસ્તાનમાંથી બ્રિટિશ સત્તા તરત નીકળી જાય એવી માગણી મેં કેમ કરી તેની ચર્ચા મેં જાહેર રીતે લગભગ સૂત્રશેષ લગી કરી છે.

૧૧. તહોમતનામાને બીજે પાને ૧૯૪૨ના મેની ૧૦મી તારીખના "એક આવશ્યક વસ્તુ" એ મથાળાવાળા મારા લેખમાંથી એક વાકયખંડ લીધો છે અને હું આ "પરમ કાર્ય"માં મારી બધી "શક્તિ" ખરચીશ એમ કહેતો મને દર્શાવેલો છે. સંદર્ભમાંથી વાક્યખંડને માત્ર છૂટો પાડીને એને ગહન બનાવી દીધો છે. "પરમ કાર્ય" આ શબ્દો એક અંગ્રેજ મિત્રને ઉદ્દેશીને કરેલી દલીલમાં આવે છે, અને એનાં આગલાં પાછલાં વાક્યો વચ્ચે જો તે વંચાય તો તેમાં ગહન કે વાંધા ભરેલું કાંઈ રહેતું નથી, સિવાય કે બ્રિટિશ લોકો નીકળી જાય એ કલ્પના જ વાંધા ભરેલી ગણવામાં આવે. એ દલીલમાંથી પ્રસ્તુત વિભાગ આ નીચે આપ્યા છે:

"આથી મને ખાતરી થઈ છે કે, લડાઈ પૂરી થાય પછી નહિ પણ તે દરમ્યાન જ અંગ્રેજો અને હિંદીઓએ એકબીજાથી તદ્દન નોખા પડવાની વાતને માની લેવાનો સમય આવી પહોંચ્યો છે. તેમાં અને તેમાં જ

બંનેની અને એમ કહું તો જગતની સલામતી રહેલી છે. નરી આંખે હું જોઉં છું કે અણબનાવ વધતો જાય છે. અંગ્રેજ સરકારનું એકેએક પગલું પોતાના સ્વાર્થ અને પોતાની સલામતીની દૃષ્ટિએ લેવાય છે એવું માનવામાં આવે છે, અને મને લાગે છે કે વાજબી રીતે મનાય છે. બંનેના ભેળા અને સામાન્ય હિત જેવી કોઈ ચીજ નથી......જાતિમદ દુર્ગુણ નહિ પણ સદ્‌ગુણમાં ખપે છે. હિંદુસ્તાનમાં જ એવું છે એમ નથી પણ આફ્રિકા, બ્રહ્મદેશ અને સિલોનમાં પણ એ જ દશા છે. જાતિમદનું પ્રતિપાદન કર્યા વિના આ દેશોને કબજે રાખી શકાત જ નહિ.

"આ એક તીવ્ર રોગ છે અને તેનો ઇલાજ પણ તીવ્ર લેવો જોઈએ. આ ઇલાજ મેં બતાવ્યો છે તે એ કે, ઓછામાં-ઓછું હિંદુસ્તાનમાંથી અને ખરું જોતાં સઘળા ગેરયુરોપિયન મુલકોમાંથી અંગ્રેજો તરત સંપૂર્ણ અને વ્યવસ્થિત રીતે નીકળી જાય. અંગ્રેજોનું તે બહાદુરમાં બહાદુર તથા શુદ્ધતમ કાર્ય થશે. એને લીધે એક ક્ષણમાં મિત્રરાજ્યોનો પક્ષ પૂર્ણ નૈતિક પાયા ઉપર મુકાશે, અને લડતી પ્રજાઓ વચ્ચે માનભરી સુલેહ થઈ જાય એમ પણ બને. અને સામ્રાજ્યવાદનો આવો શુદ્ધ અંત ફાસીવાદ તથા નાઝીવાદનોયે અંત લાવે. મેં સૂચવેલા પગલાથી ફાસીવાદ તથા નાઝીવાદની ધાર અવશ્ય બુઠ્ઠી થઈ જાય, કારણ એ તો સામ્રાજ્યવાદનાં જ બચ્ચાં છે.

"પત્રલેખક સૂચવે છે એવી જાતની હિંદુસ્તાનના રાષ્ટ્રીય પક્ષની મદદથી બ્રિટનનું દુઃખ ટાળી શકાય એમ નથી. એ કામ માટે એનામાં ઉત્સાહ રેડી શકાય એમ હોય તોયે તે માટે એ સાધનસંપન્ન નથી. અને હિંદના રાષ્ટ્રીય પક્ષનો ઉત્સાહ વધે એવું છે જ શું? જેમ સૂર્ય આકાશમાં ન હોય ત્યારે તેની ગરમીની હૂંફ માણસને ન લાગી શકે તેમ સ્વતંત્રતાનો સૂર્ય હિંદુસ્તાનમાં ન ઊગે ત્યાં સુધી તેનો પ્રતાપ ન અનુભવી શકાય. આપણામાંના ઘણા હિંદુસ્તાનની સંપૂર્ણ સ્વતંત્રતાની કલ્પના શાન્તિ અને સ્વસ્થતાપૂર્વક કરી જ શકતા નથી. સ્વતંત્રતાનો પ્રતાપ પ્રગટે તે પહેલાં એના પહેલા અનુભવથી આંચકો પણ લાગે. એ આંચકાની જરૂર છે. હિંદુસ્તાન એ એક મહાન પ્રજા છે. આંચકો લાગ્યા પછી તે કેવી રીતે વર્તશે અને કેવાં પરિણામ નિપજાવશે તે કહી શકાતું નથી.

"આથી મને લાગે છે કે મારે મારી બધી શક્તિ એ પરમ કાર્યની સિદ્ધિને અર્થે ખરચવી જોઈએ. પત્ર લખનાર બ્રિટને હિંદુસ્તાન પ્રત્યે કરેલા અન્યાયનો સ્વીકાર કરે છે. હું એમને સૂચવું છું કે, બ્રિટનની સફળતા માટે પહેલી શરત આ અન્યાય તરત જ દૂર કરવો એ છે. એ પગલું

વિજય પહેલાં જ લેવાવું જોઈએ, વિજય પછી નહિ. હિંદુસ્તાનમાં અંગ્રેજો-ની હાજરી એ જપાનને હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરવાનું નોતરું છે. તેઓ ચાલ્યા જાય તો ચઢાઈની લાલચ દૂર થઈ જાય. પણ માનો કે લાલચ દૂર ન થઈ; તો પણ આઝાદ હિંદુસ્તાન એ ચઢાઈને વધારે સારી રીતે પહોંચી વળી શકશે. ભેગ વિનાનો અસહકાર તે વેળા પૂર જોસથી ચાલશે."

('હરિજન', મે ૧૦, ૧૯૪૨, પા. ૧૪૮)

આ લાંબા ઉતારામાં 'પરમ કાર્ય' એ વાક્યખંડ યોગ્ય સ્થાને આવે છે. એમાં અંગ્રેજોના માત્ર પ્રયાણની જ વાત નથી. પણ તેની પહેલાં અથવા તેના પછી જે કાંઈ આવે તે બધાનો એમાં સમાવેશ થાય છે. એક માણસની નહિ, પણ સેંકડોની શક્તિને યોગ્ય એવું એ કાર્ય છે. અંગ્રેજ મિત્રના કાગળનો જવાબ મેં આવી રીતે શરૂ કરેલો હતો:

"જે મને લાગ્યું અને લડાઈ જાહેર થયા પછી લૉર્ડ લિનલિથગો સાથે થયેલી પહેલી મુલાકાતથી મારા મન ઉપર જે છાપ પડી તેને નોંધતાં એમને મેં લખેલા કાગળમાં જે મેં કહ્યું તે હું ફરીને કહું એટલું જ બની શકે. એમાં મેં જે કહ્યું છે તેમાંથી મારે કાંઈ ઘટાડવાનું કે કશા માટે પસ્તાવાનું નથી. જેવો તે વખતે હું અંગ્રેજોનો મિત્ર હતો તેવો જ આજેય છું. મારા હૃદયમાં તેમના પ્રત્યે લેશમાત્ર દ્વેષ નથી. પણ તેમના મહાન ગુણો મેં જેમ જોયા છે તેમ તેમના અવગુણો પ્રત્યે મેં કદી આંખ મીંચી નથી." ('હરિજન', મે ૧૦, ૧૯૪૨, પા. ૧૪૮)

મારાં લખાણ વાંચવા અને પૂરેપૂરાં સમજવા માટે આ પશ્ચાદ્-ભૂમિ હંમેશાં સમજવાની જરૂર છે. આ આખી હિલચાલ હિંદ તથા ઇંગ્લંડના પરસ્પર લાભને માટે કલ્પેલી છે. દુર્ભાગ્યે લેખકે આ પશ્ચાદ્ભૂમિથી અજાણ રહીને રંગેલાં ચશ્માંથી મારાં લખાણ વાંચ્યાં છે અને એના સંદર્ભમાંથી વાક્યો તથા વાક્યખંડો તોડી એમને પોતાના પૂર્વગ્રહને અનુકૂળ એવો સાજ સજાવ્યો છે. આમ એણે "તેઓ ચાલ્યા જાય તો ચઢાઈની લાલચ દૂર થાય" આ વાક્યના સાંધા તોડ્યા છે અને જે વાક્ય એના પછી તરત આવે છે ને જે મેં ઉપલા ઉતારામાં ફરીને મૂક્યું છે તે વાક્ય ઉડાડી દીધું છે. ઉપલા લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે તેમ, ભેગ વિનાના અસહકારમાં અહીં ફક્ત જપાનીઓની જ વાત છે.

૧૨. બીજા પાના ઉપર છેલ્લો પરિચ્છેદ આમ શરૂ થાય છે:

"તેના શરૂઆતના તબક્કામાં શ્રી. ગાંધીની 'અંગ્રેજ નીકળી જાય' એ હિલચાલનો એવો અર્થ હતો અને બીજા ઘણા પણ એવો અર્થ કરતા હતા કે अंग्रेज (નાગરીમાં મેં મૂક્યું છે) તથા અંગ્રેજોનું અને મિત્રરાજ્યોનું બધું લશ્કર દેશની બહાર જ નીકળી જાય."

"અંગ્રેજ ચાલ્યા જાય" આ હિલચાલનો એવો અર્થ હતો કે અંગ્રેજ હિંદુસ્તાનની બહાર નીકળી જાય એ અભિપ્રાયના આધારભૂત બને એવું કાંઈ મારા લખાણોમાં હોય તો તે મેં તથા મારી સાથેના મિત્રોએ ગોત્યું છે પણ જડ્યું નથી. એટલું સાચું છે કે ઉપર ઉતારેલા ૨૬મી એપ્રિલના 'હરિજન'ના લેખમાંનું એક વાક્ય ઉપર ઉપરથી વાંચતાં એવો અર્થ નીકળી શકે. એક અંગ્રેજ મિત્રે તે પ્રત્યે મારું ધ્યાન ખેંચ્યું કે તરત જ મેં મેની ૨૪મીના 'હરિજન'માં નીચે પ્રમાણે લખ્યું:

"અંગ્રેજોએ હિંદુસ્તાનમાંથી ખસી જવું જોઈએ એવી મારી માગણીથી કેટલાકના મનમાં ગેરસમજ ઊભી થયેલી જણાય છે. એક અંગ્રેજ સજ્જન લખે છે કે, તે હિંદ અને તેની પ્રજાને ચાહે છે અને તેથી તે રાજીખુશીથી હિંદુસ્તાન છોડવા ઇચ્છશે નહિ. એને મારી અહિંસાની પદ્ધતિ પણ ગમે છે. સાફ છે કે એક ખાનગી વ્યક્તિ અને એક સત્તાધારી વ્યક્તિ વચ્ચે રહેલા ભેદને એ સમજી શક્યા નથી. હિંદુસ્તાનને અંગ્રેજ જનતા સાથે કજિયો નથી. મારે સેંકડો અંગ્રેજ મિત્રો છે. ઍંડ્રુઝની મિત્રતા અંગ્રેજો સાથે મને મિત્રભાવે બાંધવા બસ હતી."

તહોમતનામું લખતી વખતે મારા અભિપ્રાયોની આ સ્પષ્ટ જાહેરાત એમની આગળ હોવા છતાં લેખક એમ કેમ કહી શક્યા કે, અંગ્રેજી સત્તા નહિ પણ અંગ્રેજ જ ખસી જાય એવો મારો આશય હતો? અને 'ઘણા લોકો મારા લખાણનો એવો અર્થ કરતા હતા' એમ હું જાણતો નથી. આ વચનના આધારરૂપે એમણે કાંઈ ટાંક્યું નથી.

૧૩. એ જ પરિચ્છેદમાં આગળ ચાલતાં લેખક કહે છે:

"જૂનની ૧૪મી જેટલે મોડે પણ તેમની યોજનાને અર્થે તે એમ માની લે છે કે 'સંયુક્ત અમેરિકન અને બ્રિટિશ લશ્કરોના સેનાપતિએ નિર્ણય કર્યો છે કે ભંડારભૂમિ તરીકે હિંદુસ્તાન નકામું છે.'".

"તેમની યોજનાને અર્થે" આટલું અહીં મફતનું ઘુસાડેલું છે.

કેટલાક પત્રકારો સાથેની મુલાકાતમાંથી એ ઉતારો લીધેલો છે. પ્રશ્નોની પરંપરાના જવાબ હું આપતો હતો. એક તબક્કે મેં આમ સામો પ્રશ્ન કર્યો કે, "જેમ બ્રહ્મદેશમાંથી હઠવું પડયું તેમ, હું સૂચના કરું છું માટે નહિ પણ યુદ્ધદૃષ્ટિએ અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હઠવું પડે તો શું થાય? તો હિંદુસ્તાન શું કરે?" તેઓએ જવાબ આપ્યો: "એ જ તો તમારી પાસેથી જાણવા અમે આવ્યા છીએ. તમે જ અમને કહો." મેં ઉત્તર વાળ્યો: "ઠીક, અહીં મારી અહિંસા આવે છે, કારણ અમારી આગળ હથિયાર નથી. ધારો કે મિત્રરાજ્યોનો સેનાપતિ એવો નિર્ણય કરે કે, હિંદુસ્તાનમાંથી જપાનનો મુકાબલો કરવાને બદલે બીજે ક્યાંકથી કરવો યોગ્ય છે અને લશ્કરને ત્યાં ખસેડે તો અમે શું કરીએ? અમે તો અમારી પાસે જે સાધન હોય તેનાથી જ બચાવ કરીએ ને? અમારી પાસે ન મળે લશ્કર, લશ્કરી સાધન કે તાલીમ, એટલે અમારે અહિંસાનું જ અવલંબન કરવું રહ્યું." આ ઉતારા ઉપરથી સ્પષ્ટ છે કે હું કોઈ યોજનાનું વિવરણ કરતો નહોતો. મુલાકાતીઓ અને મારી વચ્ચે કબૂલ થયેલી કલ્પનાના પાયા ઉપરની શકયતાઓ વિષે હું ફક્ત દલીલ કરતો હતો.

૧૪. લેખક પછી કહે છે:

"અંગ્રેજ ચાલ્યા જાય તો હિંદુસ્તાનની ચઢાઈ કરવાનું જપાનને કારણ રહે નહિ. આ વસ્તુના પ્રાધાન્યથી, શ્રી. ગાંધીના અસલ ઇરાદાનું આ સાચું નિરૂપણ છે એ માન્યતાને વધુ બળ મળે છે; કારણ મિત્ર-રાજ્યોનાં લશ્કર હજી હિંદુસ્તાનમાં હોય તો લાલચ કેમ દૂર થાય?"

મેં હમણાં જ બતાવ્યું છે કે અંગ્રેજમાત્ર ચાલ્યા જાય એમ મેં કદાપિ કલ્પેલું નહોતું, મિત્રોનું તથા બ્રિટિશ લશ્કર ખસી જાય એમ પહેલાંપ્રથમ મેં જરૂર કલ્પેલું હતું. એટલે એ નિરૂપણનો નહિ પણ હકીકતનો પ્રશ્ન છે. પણ જે સીધું છે તેને આડું દેખાડવા એ વાકયનો દુરુપયોગ કરેલો છે.

૧૫. પછી લેખક કહે છે:

"એ જ વખતે તેમણે સ્પષ્ટ કર્યું કે અંગ્રેજ જાય પછી હિંદી લશ્કરનું વિસર્જન કરવામાં આવશે."

મેં એવું કાંઈ સ્પષ્ટ કર્યું નહોતું. અંગ્રેજ ખસી ગયા પછીની

શક્યતાઓની જ હું મુલાકાતીઓ સાથે ચર્ચા કરતો હતો. હિંદી લશ્કર બ્રિટિશ સરકારની સૃષ્ટિ હોવાને કારણે મેં માની લીધું કે, એ સત્તા ખસી જાય ત્યારે લશ્કર એની જાણે વીખરાઈ જાય, સિવાય કે એ ગયા પછી અધિકાર ભોગવતી સરકાર સંધિ કરીને એને રાખી લે. કરાર પ્રમાણે અને સમાધાનીથી જો પ્રયાણ થાય તો કાંઈ મુશ્કેલી ન આવે. એ વિષયને લગતી મુલાકાતમાંથી પ્રસ્તુત ભાગ હું પરિશિષ્ટમાં આપું છું. [પરિશિષ્ટ ૧ (૧૯) જુઓ.]

૧૬. એ જ પરિચ્છેદમાંથી હું નીચલું લઉં છું :–

"આ વિરોધના વધતા જતા બળ આગળ નમી જઈને, અને વળી, પછી બતાવાશે તે પ્રમાણે, કારોબારી સમિતિના સભ્યોના અંદર અંદરના મતભેદનો સમન્વય કરવાના સંભવિત આશયથી શ્રી. ગાંધીએ પોતાની અસલ દરખાસ્તોમાં રહી ગયેલું 'છિદ્ર' જોયું. જો પોતાનું ચાલે તો હિંદી રાષ્ટ્રીય સરકારની રચના થાય ત્યારે તે ચોકસ શરતે હિંદની ભૂમિ ઉપર મિત્રપ્રજાઓનું અસ્તિત્વ બરદાસ્ત કરે, પણ બીજી કાંઈ મદદ આપવા ન દે — આમ ૧૪મી જૂનના 'હરિજન'માં સહેજ ગર્ભિત લખાણ કર્યું અને તે પછીના અઠવાડિયાનાં 'હરિજન'માં એક અમેરિકન પત્રકાર આગળ કરેલી વધારે નિશ્ચિત વાતને માટે રસ્તો તૈયાર કર્યો. એ પત્રકારે પૂછ્યું, 'જો પૂરી સ્વતંત્રતા મળી જાય તો હિંદુસ્તાનમાં રહીને મિત્રરાજ્યોનાં લશ્કર યુદ્ધ ચલાવી શકે એવો સંભવ તમને દેખાય છે ખરો ?' તો તેમણે કહ્યું: 'મને તો દેખાય છે. તે પછી જ તમે હિંદુસ્તાનમાં સાચો સહકાર જોશો'. આગળ ચાલતાં તેમણે કહ્યું કે, મિત્રરાજ્યોનું લશ્કર તદ્દન હિંદુસ્તાન બહાર નીકળી જાય એવી પોતાની ધારણા નથી અને હિંદુસ્તાન સંપૂર્ણ રીતે સ્વતંત્ર થાય તો પછી લશ્કર નીકળી જાય એવો આગ્રહ પોતે રાખી શકે નહિ."

મારે મન આ તે કૂંચીરૂપ વિચાર છે જેનાથી લેખકનું મન ખુલ્લું પડી જાય છે. મારી ભાષામાંથી જે દેખાઈ આવે છે તેના કરતાં બીજા હેતુ શોધ્યા કરવા ઉપર તે ચણાયેલું છે. પરદેશી કે હિંદી છાપાવાળા અથવા મહાસભાવાદીઓના વિરોધથી હું દોરાયેલો હોઉં તો એમ કહેતાં હું અચકાત નહિ. આ એક સુપ્રસિદ્ધ વાત છે કે, વિરોધથી મારું મન કે મારું દિલ માની જાય તો જેમ હું ઝટપટ નમી જાઉં છું એ જ પ્રમાણે જેનાથી મારું મન ન માને તે

વિરોધની સામા પડવાની મારામાં શક્તિ છે. પણ શુદ્ધ હકીકત આ છે કે, જ્યારે મેં અંગ્રેજ વિદાય થાય એ મન્ત્ર દેશને આપેલો ત્યારે મારા મનમાં એક અને એક જ વિચાર વસેલો હતો કે, જો હિંદુસ્તાનને તથા મિત્રરાજ્યોના પક્ષને પણ બચાવી લેવાં હોય અને જો લડાઈમાં ફક્ત અસરકારક જ નહિ પણ કદાચ નિર્ણાયક ભાગ હિંદુસ્તાનને ભજવવો હોય તો આ ઘડીએ હિંદુસ્તાન પૂર્ણ રીતે સ્વતંત્ર બનવું જોઈએ. 'છિદ્ર' આ હતું; જોકે બ્રિટિશ સરકાર હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય જાહેર કરવા રાજી હોય તો પણ પોતાના તથા ચીનના બચાવ માટે પોતાનું લશ્કર હિંદુસ્તાનમાં રાખવાને તે ઇચ્છે. એ સ્થિતિમાં હું શું કરું? આ મુશ્કેલી મને શ્રી. લુઈ ફિશરે બતાવી એ વાત તો હવે સુવિદિત છે. એ સેવાગ્રામ આવ્યા હતા અને લગભગ એક અઠવાડિયું મારી સાથે રહ્યા હતા. અમારી વચ્ચેની ચર્ચાઓને પરિણામે મારે જેના જવાબ આપવાના હતા એવા અમુક પ્રશ્ન એમણે તૈયાર કર્યા. એમના બીજા સવાલના જવાબને લેખક 'સહેજ ગર્ભિત' વચન તરીકે વર્ણવે છે, જેણે "તે પછીના અઠવાડિયાના 'હરિજન'માં આવેલી વધારે નિશ્ચિત" વાત માટે રસ્તો તૈયાર કર્યો. પ્રશ્નોત્તરવાળો આખો લેખ હું નીચે આપું છું. તે ૧૯૪૨ના જૂનની ૭મીએ લખેલો હતો અને જૂનની ૧૪મીના 'હરિજન'માં ૧૮૮ મે પાને છપાયો હતો.

### મહત્ત્વના પ્રશ્નો

"મારી નવી સૂચનાના ગર્ભમાં રહેલી બાબતો વિષે એક મિત્ર મારી જોડે ચર્ચા કરતા હતા. ચર્ચા સ્વાભાવિક રીતે અવ્યવસ્થિત હતી. મેં તેમને પ્રશ્નો ઘડી આપવા કહ્યું, જેના જવાબ હું 'હરિજન' દ્વારા આપું. તેમણે હા પાડી અને નીચલા પ્રશ્ન મને આપ્યા :

૧. પ્ર. આપ અંગ્રેજ સરકારને હિંદુસ્તાનમાંથી તરત વિદાય થવા કહો છો. તે પછી હિંદીઓ રાષ્ટ્રીય સરકાર સ્થાપશે અને તેમાં ક્યાં ફળો કે પક્ષો જોડાશે?

ઉ. મારી સૂચના એકપક્ષી છે, એટલે કે, હિંદીઓ શું કરશે કે નહિ કરે તેની ચિંતા કર્યા વિના અંગ્રેજ સરકારને અમલ કરવા માટે છે. તેમના જવાથી થોડોક વખત અવ્યવસ્થા થાય એમ પણ મેં માની લીધું

છે. પણ જો તેઓ વ્યવસ્થિત રીતે જાય તો સંભવ છે કે તેમના જવા બાદ હાલના નેતાઓ ભેગા થઈ એક કામચલાઉ સરકાર સ્થાપી દેશે. પણ બીજી સ્થિતિ પણ ઊભી થઈ શકે. જેને રાષ્ટ્રની કાંઈ પરવા નથી, જે માત્ર પોતાનું જ સંભાળવામાં સમજે છે, એવા બધા સમાજના તોફાની વગેરેને ભેગા કરી, ક્યાંક અને કોઈ પણ રીતે પોતાની સત્તા જમાવવા નીકળી પડશે. મને આશા છે કે બ્રિટિશ સત્તાની સંપૂર્ણ પ્રમાણિક અને આખરી વિદાયને પરિણામે ડાહ્યા નેતાઓ પોતાની જવાબદારી સમજશે, ક્ષણવાર પોતાના મતભેદ ભૂલશે, અને બ્રિટિશ સત્તાએ પાછળ મૂકેલી સામગ્રીમાંથી કામચલાઉ રાજ્યતંત્ર ઊભું કરશે. કયા પક્ષો કે વ્યક્તિઓને રાજ્યતંત્રમાં લેવા અને કયાને છોડવા એ ઠરાવનારી કોઈ સત્તા ન હોવાથી, માત્ર સંયમ જ તેમનો માર્ગદર્શક થશે. એમ થાય તો ઘણું કરીને મહાસભા, લીગ અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓ કામે ચડશે, અને કામચલાઉ રાષ્ટ્રીય રાજ્યતંત્ર રચવાની બાબતમાં તેઓ કાચી સમજૂતી ઉપર આવશે. આ બધું અવશ્ય અટકળરૂપ જ છે.

૨. પ્ર. એવી રાષ્ટ્રીય સરકાર મિત્રપ્રજાઓને જપાન તથા ધરી-રાજ્યો સામે પોતાના મોરચા ગોઠવવા માટે હિંદુસ્તાનની ભૂમિનો ઉપયોગ કરવા દેશે?

ઉ. રાષ્ટ્રીય સરકારની રચના થાય અને તે હું ધારું છું તેવી હોય તો તેનું સૌથી પહેલું કામ આક્રમણ કરનારાં રાજ્યો સામે પરસ્પર રક્ષણનો કરાર મિત્રપ્રજાઓ સાથે કરવાનો હશે. કારણ આટલું તો બધાયને સંમત છે કે હિંદુસ્તાન કોઈ પણ ફાસિસ્ટ સત્તા સાથે કશો સંબંધ રાખશે નહિ અને મિત્રરાજ્યોને મદદ કરવા નૈતિક દૃષ્ટિએ બંધાયેલું હશે.

૩. પ્ર. એવી હિંદી રાષ્ટ્રીય સરકાર ફાસિસ્ટ રાષ્ટ્રોની સામેની હાલની લડાઈમાં મિત્રપ્રજાઓને બીજી કેવા પ્રકારની મદદ કરવા તૈયાર થશે?

ઉ. કાલ્પનિક રાષ્ટ્રીય સરકારને દોરવામાં જો મારો કાંઈ હાથ હોય તો તે ચોક્કસ શરતે હિંદની ભૂમિ ઉપર મિત્રપ્રજાઓના અસ્તિત્વને બરદાસ્ત કરવા ઉપરાંત બીજી કાંઈ મદદ નહિ કરે. કોઈ હિંદીને એના લશ્કરમાં જોડાવું કે એને આર્થિક મદદ કરવી હશે તો કુદરતી રીતે એને કોઈ રોકશે નહિ. એ તો સમજી લેવું જોઈએ કે બ્રિટિશ સત્તા ખસી જવા સાથે હિંદી લશ્કરનું વિસર્જન કરવામાં આવ્યું હશે. વળી જો રાષ્ટ્રીય સરકારની મંત્રણામાં મારો કાંઈ ભાગ હશે તો તેની સર્વ સત્તા, પ્રતિષ્ઠા અને સાધનોનો ઉપયોગ દુનિયામાં સુલેહ સ્થાપવા માટે થશે. પણ એવુંયે

બને કે રાષ્ટ્રીય સરકારની સ્થાપના પછી મારું કોઈ સાંભળે નહિ અને રાષ્ટ્રવાદી હિંદ લડાઈઘેલું બને.

૪ પ્ર. હિંદ અને મિત્રરાજ્યો વચ્ચેના આ સહકારને સંધિનું કે પરસ્પર મદદના કરારનામાનું રૂપ આપી શકાય અથવા આપવું જોઈએ એમ તમે માનો છો ?

ઉ. મને લાગે છે કે આ સવાલ તદ્દન કવખતનો છે. અને ગમે તેમ પણ સંધિ હોય કે કરાર હોય એનાથી કંઈ ફેર પડતો નથી. કાંઈ ફેર હોય તો હું તે દેખતો પણ નથી.

મારા વલણનો હવે હું ઉપસંહાર કરું. એક ચીજ અને એક જ ચીજ મારે મન નક્કર અને ચોકસ છે. જો મિત્રરાજ્યોને પોતાનો વિજય નિશ્ચિત કરવો હોય તો આ મહાન પ્રજાની બિનકુદરતી જમીનદોસ્તી અટકવી જોઈએ. અહીં અનેક રાષ્ટ્રો કે પ્રજાઓનો મુલક છે એ વાત ખોટી છે. આજે મિત્રરાજ્યોનો નૈતિક પાયો નથી. ફાસિસ્ટ કે નાઝી સત્તાઓ અને મિત્રરાષ્ટ્રો વચ્ચે હું કંઈ ફેર જોતો નથી. બધાં ચૂસવાવાળાં છે, બધાં જ પોતાનું કામ પકાવવા આવશ્યક હોય એટલે અંશે ક્રૂરતા આચરે છે. અમેરિકા અને બ્રિટન બહુ મોટાં રાષ્ટ્રો છે, પણ એવી મોટપ આફ્રિકા તથા એશિયાની અવાચક પ્રજાઓની નજરે તરણાંને તોલે છે. બગડી વાત સુધારવાની શક્તિ માત્ર તેમનામાં જ છે. પોતાને હાથે લાગેલો મેલ તેઓ ધોઈ ન નાખે ત્યાં સુધી માનવ સ્વતંત્રતાની મોટી મોટી વાત કરવાનો તેઓને અધિકાર નથી. આ આવશ્યક શુદ્ધિથી તેમનો વિજય નિશ્ચિત બનશે, કારણ કરોડો મૂંગા એશિયા તથા આફ્રિકાવાસીઓની અણદર્શાવેલી છતાં હૃદયમાંથી નીકળતી આશિષ તેમને મળશે. તે પહેલાં નહિ, પણ તે પછી જ, તેઓ દુનિયાની નવરચના કરવા લડે છે, એમ કહી શકાય. આ સત્ય છે, બાકી બધું કલ્પિત છે. પણ એ મનોરાજ્યમાં હું એટલા માટે વિચર્યો કે તેથી કરીને હું મારી શુદ્ધ નિષ્ઠાની ખાતરી આપી શકું, અને મારી સૂચનાનો અર્થ વાસ્તવિક રીતે સમજાવી શકું."

એમાં "વધારે નિશ્ચિત વાત" રૂપે જેને વર્ણવેલું છે તે બીજું કાંઈ નથી પણ અમેરિકાના એસોશિયેટેડ પ્રેસના પ્રતિનિધિ શ્રી. ગ્રોવર નામે એક અમેરિકન પત્રકારને કાંઈ પણ તૈયારી વિના આપેલો જવાબ જ છે. એ મુલાકાત જો ન થઈ હોત તો શ્રી. લુઈ ફિશરને આપેલા જવાબમાં જે આવ્યું હતું એના કરતાં વધારે નિશ્ચિત વચન કાંઈ હોત નહિ. એટલે "પછીના અઠવાડિયાના

હરિજન' વાળી વધારે નિશ્ચિત વાત" માટે મેં "રસ્તો તૈયાર કર્યો"
એવું લેખકનું સૂચન, જો હું એને દ્વેષપ્રેરિત પણ ન કહું તોપણ,
દ્દન નિરાધાર છે. શ્રી. લુઈ ફિશરને મેં આપેલા જવાબોને હું
'સહેજ ગર્ભિત વાત" ગણતો નથી. એક અઠવાડિયું ચાલેલી પૂરી
ચર્ચા પછી ઘડેલા સુવિચારિત પ્રશ્નોના એ સુવિચારિત જવાબ છે.
ારા જવાબો ઉપરથી ઘણું સ્પષ્ટ જણાય છે કે, "હિંદ છોડો"
એ સૂત્રથી આગે કોઈ વાતની યોજના મારી આગળ નહોતી, બીજું
બધું અટકળરૂપ હતું, અને મિત્રરાષ્ટ્રોની મુશ્કેલી મારી આગળ સ્પષ્ટ
કરવામાં આવી કે તરત જ હું નમી પડ્યો. મેં 'છિદ્ર' જોયું અને
એને મને આવડ્યું એવું પૂરી દીધું. લેખકે જે અનુમાન અને આક્ષેપો
ર્યા છે એને માટે, મારે સદ્ભાગ્યે, એ 'નિશ્ચિત વચન'ને લીધે
જરા પણ અવકાશ મારા મત પ્રમાણે રહેતો નથી. એની કાંઈ વ્યાખ્યા
કરવી પડે એમ નથી. એના પ્રસ્તુત ભાગ આ નીચે આપ્યા છે:

### જગત જાણશે

મૂળ પ્રશ્ન ઉપર પાછા આવીને, શ્રી. ગ્રોવરે કહ્યું, "તમે કાંઈક નવી
હિલચાલ આદરવાના છો એને વિષે ઠીક ઠીક તર્કવિતર્ક થાય છે. એનું
સ્વરૂપ કેવું હશે?"

"સરકાર તથા લોકો તરફથી નીકળતા પ્રતિધ્વનિ ઉપર એનો આધાર
. અહીંનો લોકમત કેવો છે તેમ જ બહારની દુનિયા ઉપર એની કેવી
અસર પડે છે તે જાણવાનો હું પ્રયત્ન કરું છું."

"તમે પ્રતિધ્વનિ કહો છો તે તમારી નવી સૂચનાનો જ પ્રતિ-
ધ્વનિ ને?"

"હા," ગાંધીજી બોલ્યા, "અંગ્રેજી રાજ્યનો આજ જ અંત
આવવો જોઈએ એ સૂચનાનો પ્રતિધ્વનિ. તમે ચમકતા તો નથી ને?"

"ના," શ્રી. ગ્રોવરે કહ્યું. "તમે તે માગ્યા કરો છો અને તેને માટે
મહેનત કર્યા કરો છો."

"સાચું. કેટલાંય વર્ષોથી હું તેને માટે મહેનત કરતો રહ્યો છું. પણ
હવે તેણે નિશ્ચિત સ્વરૂપ લીધું છે, અને હું કહું છું કે દુનિયાની શાંતિ માટે
તેમ જ ચીન, રશિયા તથા મિત્રરાજ્યોના હિત માટે આજે જ હિંદુસ્તાનમાં
બ્રિટિશ સત્તાનો અંત આવવો જોઈએ. મિત્રરાજ્યોને તેથી કેવી રીતે
લાભ થાય તે હું તમને સમજાવીશ. પૂર્ણ સ્વતંત્રતાથી હિંદુસ્તાનની શક્તિઓ

મુક્ત થશે, એટલે જગતની ભીડ ભાંગવામાં પોતાનો ફાળો આપવા છૂટી થશે. આજે તો મિત્રરાજ્યો એક પ્રચંડ શબનો ભાર વેંઢારે છે. એક મહાન પ્રજા બ્રિટનના અને એમ પણ કહું કે મિત્રરાજ્યોના પગ આગળ જમીનદોસ્ત થઈને પડી છે, કારણ મિત્રરાજ્યોનો મુખ્ય ભાગીદાર અમેરિકા છે. એ જ પૈસાની જોગવાઈ કરે છે, યંત્રવિજ્ઞાન આપે છે અને પોતાનાં અખૂટ સાધન આપે છે. આમ અમેરિકાને એ પાપનો અંશ લાગે છે."

"જો પૂરી સ્વતંત્રતા મળી જાય તો હિંદુસ્તાનમાં રહીને અમેરિકા તથા મિત્રરાજ્યોનાં લશ્કર યુદ્ધ ચલાવી શકે એવો સંભવ તમને દેખાય છે ખરો?" શ્રી. ગ્રોવરે મુદ્દાનો સવાલ પૂછ્યો.

"મને તો દેખાય છે," ગાંધીજીએ કહ્યું. "તે પછી જ તમે હિંદુસ્તાનમાં સાચો સહકાર જોશો. ત્યાં સુધી તમારો બધો પ્રયત્ન એળે પણ જાય. આજ બ્રિટનને હિંદુસ્તાનની મદદ મળે છે કેમ કે હિંદુસ્તાન તેને તાબે છે. કાલે જે કાંઈ મદદ મળશે તે સ્વતંત્ર ભારતની સાચી મદદ હશે"

"તાબેદાર હિંદ જપાનનો મુકાબલો કરવામાં મિત્રરાજ્યોને વિઘ્ન કરે છે એમ તમે ધારો છો?"

"કરે છે જ."

"મિત્રલશ્કરો અહીંથી યુદ્ધ ચલાવી શકે કે કેમ એમ પૂછવામાં હું એ જ જાણવા ઇચ્છતો હતો કે હિંદમાંથી લશ્કરને સંપૂર્ણપણે ખસેડવામાં આવે એમ તમે ધારો છો કે?"

"એ અનિવાર્ય નથી," ગાંધીજી બોલ્યા.

"આ વિષે ઘણી ગેરસમજ ચાલે છે."

"હું જે લખું છું તે બધાનો તમારે અભ્યાસ કરવો જોઈએ. છેલ્લા 'હરિજન'માં મેં એ આખા સવાલની ચર્ચા કરી છે. હિંદુસ્તાન સંપૂર્ણ રીતે સ્વતંત્ર બને એ શરત માન્ય હોય તો તે ચાલ્યું જ જાય એવી મારી માગણી નથી. મારાથી પછી એવો આગ્રહ કરી શકાય નહિ, કારણ જપાનને હિંદમાં નોતરવાના આરોપનો હું મારી સમસ્ત શક્તિથી વિરોધ કરું છું."

"પણ ધારો કે તમારી સૂચના નકારવામાં આવે, તો પછી ત્યાર પછીની તમારી ચાલ શું હશે?"

"તે એવી ચાલ હશે જેને આખું જગત જાણશે. અંગ્રેજ લશ્કરની હાલચાલમાં એ ભલે વિઘ્ન ન કરે, પણ અંગ્રેજોને તેના ઉપર ધ્યાન તો દેવું જ પડશે. મારી સૂચનાને નકારીને પોતાની જીત માટે કે ચીનના રક્ષણ માટે હિંદુસ્તાને ગુલામ જ રહેવું જોઈએ એમ બ્રિટને કહેવું તે ખોટું

ગણાય. એ માનહીન સ્થિતિ હું ન સ્વીકારી શકું. સ્વતંત્ર ભારત ચીનને બચાવવામાં આગળ પડતો ભાગ લેશે. આજે તો હું માનતો નથી કે તે ચીનને કશીયે સાચી મદદ કરી શકે છે. અત્યાર સુધી અમે સરકારને ન મૂંઝવવાની નીતિ રાખી છે અને હજી પણ રાખીશું. પણ બ્રિટિશ સરકાર એ નીતિનો ખોટો લાભ લઈને હિંદુસ્તાન ઉપરની પોતાની પકડ મજબૂત કરવામાં તેનો ઉપયોગ કરે તે અમને ન પોસાય. આજે એ પ્રમાણે બન્યા કરે છે. દાખલા તરીકે, અમારી ન મૂંઝવવાની નીતિનો બદલો એ મળ્યો છે કે હજારો લોકોને એમનાં ઘરબાર છોડી જવા હુકમ મળે છે, ક્યાંય જવાનું એમને ઠેકાણું નથી, ખેડવાને જમીન નથી, જેના ઉપર તે નભી જાય એવાં સાધન નથી. કોઈ સ્વતંત્ર દેશમાં આવું ન બની શકે. હિંદુસ્તાન આવું વર્તન ખમે તે હું સહન કરી શકતો નથી. એનો અર્થ તો થયો વધારે અપમાન અને વધારે ગુલામી, અને આખો દેશ એવી ગુલામી સ્વીકારે તો સ્વતંત્રતાને તો છેલ્લા રામરામ જ કરવા રહ્યા."

## બ્રિટનના વિજયથી હિંદને ફાયદો?

"એટલે મુલકી કારભારમાં એની પકડ ઢીલી થવી જોઈએ એટલું જ તમે માગો છો ને? તો પછી તમે લશ્કરી કામમાં વિઘ્ન નહિ નાંખો ખરું ને?" શ્રી. ગ્રોવરે પૂછ્યું.

"તે તો કોણ જાણે. મારે તો ભેગ વિનાની સ્વતંત્રતા જોઈએ. જો લશ્કરી પ્રવૃત્તિ હિંદુસ્તાન ઉપરનો કબજો મજબૂત કરનારી થાય તો મારે તેનોયે વિરોધ કરવો જોઈએ. મારી સ્વતંત્રતાને ભોગે મદદ કર્યાં કરું એવો હું પરોપકારી નથી. અને હું તમને સમજાવવા તો એમ ઇચ્છું છું કે મડદું જીવતાને કાંઈ મદદ ન કરી શકે. હિંદુસ્તાનની પરતંત્રતા અને હબસી તથા બીજી આફ્રિકન જાતિઓની પરતંત્રતા,—આ બેવડા પાપનો બોજો મિત્રરાજ્યો પોતાને માથે ઉપાડે છે ત્યાં લગી, પોતે નીતિના પક્ષમાં લડે છે, એમ તેઓ કહી શકે નહિ."

મિત્રોની જીત પછી હિંદુસ્તાનની સ્વતંત્રતાનું ચિત્ર શ્રી. ગ્રોવરે દોરવા માંડ્યું અને કહ્યું કે, જીતનો લાભ લઈ શકો ત્યાં લગી ખમવામાં અડચણ કેવી? ગાંધીજીએ છેલ્લી લડાઈના લાભરૂપે મળેલા રૉલેટ ઍક્ટ, લશ્કરી કાયદો (માર્શલ લૉ) અને જલિયાંવાલા બાગની યાદ દેવરાવી. શ્રી. ગ્રોવરે કહ્યું કે હું આર્થિક અને ઔદ્યોગિક આબાદીની વાત કરું છું—એનો આધાર સરકારની મહેરબાની ઉપર નહિ રહે પણ કેવળ પરિસ્થિતિ જ એના કારણરૂપ હશે, અને આર્થિક સમૃદ્ધિ સ્વરાજ પ્રત્યે એક પગલું આગળ લઈ જશે. ગાંધીજીએ કહ્યું કે, કાંઈક ઔદ્યોગિક લાભ થયા તે પણ

પરાણે લીધા, આ લડાઈ પછી તેવું બહુ મળી જાય એવી મને આશા નથી, અને કાંઈ મળે તે પણ વધારાના બંધનરૂપ નીવડે; વળી લડાઈ દરમ્યાનની સરકારની ઔદ્યોગિક નીતિ જોતાં કાંઈ પણ લાભ થાય એ વાત શંકાસ્પદ છે. શ્રી. ગ્રોવરે આ મુદ્દા ઉપર બહુ ભાર ન મૂક્યો.

## અમેરિકા શું કરી શકે?

"હિંદુસ્તાનને છાડી દેવાનું બ્રિટનને સમજાવવામાં અમેરિકા કાંઈ મદદ કરે એવી અપેક્ષા તો તમે રાખતા નથી ને?" શ્રી. ગ્રોવરે કાંઈક સંશયવૃત્તિથી કહ્યું.

"હું તો રાખું છું," ગાંધીજીએ જવાબ આપ્યા.

"એ ફળવાનો કાંઈ સંભવ છે કે?"

"મને તો લાગે છે ઘણોયે," ગાંધીજી બોલ્યા. "જો અમેરિકાની ખાતરી થાય કે હિંદુસ્તાનનો પક્ષ ન્યાયનો છે તો તે ન્યાયના છાબડામાં પોતાનો પૂરો તોલ નાખે એવી આશા રાખવાનો મને પૂરો હક્ક છે."

"બ્રિટન હિંદુસ્તાનમાં રહે એવી નીતિને અનુસરવા અમેરિકા બંધાઈ ગયું છે એમ તમને લાગતું નથી?"

"હું આશા રાખું છું કે એવું નહિ હોય. પણ બ્રિટિશ મુત્સદ્દીઓ એવા ચાલાક છે કે અમેરિકા એમ બંધાઈ ગયું ન હોય અને પ્રમુખ રૂઝવેલ્ટ અને અમેરિકાની પ્રજા હિંદુસ્તાનને મદદ કરવા ઇચ્છે છતાં તે ફાવે નહિ એમ બને. હિંદુસ્તાન વિરુદ્ધ બ્રિટન અમેરિકામાં એવો વ્યવસ્થિત પ્રચાર કરે છે કે જે મૂઠીભર અમારા મિત્રો ત્યાં છે એનું કોઈ સાંભળવા પામે એમ નથી. અને ત્યાંનું રાજ્યતંત્ર એવું જડ છે કે લોકમતની રાજ્યવહીવટ ઉપર અસર પડતી નથી."

"ધીરે ધીરે પડે," શ્રી. ગ્રોવરે બચાવ કર્યો.

"ધીરે ધીરે?" ગાંધીજી કહે. "મેં બહુ વાટ જોઈ છે: હવે મારાથી ખમાય એમ નથી. ચાળીસ કરોડ લોકોને આ લડાઈમાં પોતાને કહેવું હોય તે કહેવાની તક પણ ન મળે એ ભયંકર છે. અમને અમારો ભાગ ભજવવાની છૂટ હોય તો અમે જપાનની કૂચને અટકાવી તથા ચીનને બચાવી શકીએ."

## શું આપશો?

શ્રી. ગ્રોવરે જોયું કે અંગ્રેજ કે તેના લશ્કરે અક્ષરશઃ હિંદમાંથી નીકળવું જોઈએ એવો ગાંધીજીનો આગ્રહ નથી, એટલે મિત્રરાજ્યોને આવા સાટાથી કયા કયા લાભ થાય તે ગણતરી કરવા મંડયા. અલબત્ત ગાંધીજીની સ્વતંત્રતાની માગણી કોઈ સેવાના બદલારૂપે નથી, પણ હક્કરૂપે અને બહુ દિવસથી લેણા થયેલા ધનની ચુકવણીરૂપે છે.

"હિંદુસ્તાનની સ્વતંત્રતા જાહેર કરવામાં આવે તો ચીનને મદદ કરવા હિંદ આજ શું શું કરે?" શ્રી. ગ્રોવરે પૂછ્યું.

"કીમતી મદદ કરી શકે એટલું હું તરત કહી શકું છું, પણ આજ એની વિગત હું ન આપી શકું," ગાંધીજીએ જવાબ આપ્યો. "કારણ કે કેવું રાજ્યતંત્ર સ્થપાશે તે હું જાણતો નથી. અમારે અહીં અનેક રાજકીય સંસ્થાઓ છે જે, હું આશા રાખું છું કે, કોયડાનો રાષ્ટ્રીય ઉકેલ આણશે. હમણાં તો તે બધા જામેલા પક્ષ નથી. અંગ્રેજ સરકારની તેમની ઉપર ઘણી વાર લાગવગ પહોંચે છે, તેઓ સરકાર પ્રત્યે આશાની નજરે જુએ છે અને તેની કૃપાઅકૃપાની તેમના ઉપર અસર થાય છે. આથી બધું વાતાવરણ લાંચિયું અને સડેલું છે. મડદું બેઠું થઈને શું કરશે તે કોણ કહી શકે? હમણાં તો હિંદુસ્તાન મિત્રરાજ્યોને માત્ર બોજારૂપ જ છે."

"બોજારૂપ એટલે તે બ્રિટન તથા અમેરિકાના અહીંના હિતને નુકસાન કરે એવું ને?"

"હા. નુકસાન કરે એવું એટલા માટે કે ધૂંધવાતું હિંદ અમુક ક્ષણે શું કરશે તેની ખબર ન પડે."

"ખરું. પણ હું એ ખાતરી કરી લેવા ઇચ્છું છું કે જો અમેરિકા બ્રિટન ઉપર ખરેખરું દબાણ આણે તો તમારી તરફથી તેને નક્કર ટેકો મળશે."

"મારી તરફથી? ૭૩ વર્ષની અવસ્થાએ હું કોઈ મેળમાં લેવા જેવો નથી. પણ તમે એક સ્વતંત્ર તથા બળવાન પ્રજાનો જેટલો તે રાજીખુશીથી આપે તેટલો સહકાર મેળવી શકશો. મારો સહકાર તો હશે જ. આડવાંડિયે આડવાડિયે મારાં લખાણોથી જે કાંઈ પ્રભાવ પડી શકે તે હું પાડું છું, પણ તેના કરતાં હિંદુસ્તાનનો પોતાનો પ્રભાવ અનંતગણો વધારે છે. આજ તો સર્વત્ર ફેલાયેલા અસંતોષને લીધે જપાનીઓના આક્રમણનો બહુ સક્રિય વિરોધ થતો નથી. પણ જે ક્ષણે અમે છૂટા થઈશું તે જ ક્ષણે અમે સ્વતંત્રતાને પૂજનારી પ્રજા બનીશું, તથા અમારી સમગ્ર શક્તિથી તેની રક્ષા કરનારા અને તેથી મિત્રરાજ્યોને મદદ કરનારા થઈ જઈશું."

"હું તમને દાખલાના રૂપમાં પૂછું કે જે ફેર તમે કહો છો તે બ્રહ્મદેશ અને રશિયા વચ્ચેના ફેર જેવો હું ગણી શકું?" શ્રી. ગ્રોવરે પૂછ્યું.

"ભલે એમ કહો. બ્રહ્મદેશને હિંદુસ્તાનથી છૂટું પાડ્યા પછી તેઓ તેને સ્વતંત્ર કરી શકત, પણ તેવું કાંઈ તેમણે કર્યું નહિ. તેઓ તો જૂની શોષણનીતિને જ વળગી રહ્યા. આથી બ્રહ્મીઓનો સહકાર તેમને મળ્યો નહિ; ઊલટું કાંઈક વિરોધ અથવા નિષ્ક્રિયતા જ મળ્યાં. તેઓ પોતા માટેયે લડ્યા નહિ અને મિત્રરાજ્યો માટેય નહિ. હવે એક સંભવનીય કલ્પના

કરું. જો જપાન મિત્રરાજ્યોને હિંદુસ્તાન કરતાં કોઈ વધારે સુરક્ષિત સ્થાનમાં ખસવાની ફરજ પાડે તો જપાનની સામે આખું હિંદુસ્તાન ઊભું થઈ જાય એમ આજ મારાથી કહી શકાવું નથી. મને બીક છે કે કેટલાક બ્રહ્મીઓએ કર્યું તેમ અહીં પણ કેટલાક નીચું જોવા જેવું કરે. હું તો એકેએક હિંદી જપાનનો વિરોધ કરે એમ ઇચ્છું છું. હિંદુસ્તાન સ્વતંત્ર હોય તો એમ જ થાય. એ એને માટે નવો જ અનુભવ થાય અને ચોવીસ કલાકમાં તેનું માનસ પલટી જાય. પછી તો બધા પક્ષો હળીમળીને કામ કરે. આવી જીવંત સ્વતંત્રતા જો આજ જાહેર કરવામાં આવે તો હિંદુસ્તાન એક બળવાન મિત્ર બને એમાં મને શંકા જ નથી."

શ્રી. ગ્રોવરે કોમી ઝઘડાઓનો વિઘ્નરૂપે ઉલ્લેખ કર્યો અને પોતે જ ઉમેર્યું કે, અમેરિકા સ્વતંત્ર થયા પહેલાં તેનાં જુદાં જુદાં રાજ્યોમાં બહુ એકતા નહોતી. ગાંધીજી બોલ્યા: "હું એટલું જ કહી શકું કે ત્રીજા પક્ષની દુષ્ટ અસરમાંથી છૂટતાં જ બધા પક્ષો સામે ખરી પરિસ્થિતિ પ્રત્યક્ષ ઊભેલી જણાશે અને તેઓ એક બનશે. મને તો ખાતરી છે કે અમને વિખૂટા પાડનારી બ્રિટિશ સત્તા અદૃશ્ય થાય કે તરત જ કોમી ઝઘડા પણ ટળવાનો ૯૦ ટકા સંભવ છે."

### "ડુમિનિયન સ્ટેટસ" કાં નહિ?

શ્રી. ગ્રોવરે છેલ્લો સવાલ કર્યો: "આજ જ ડુમિનિયન સ્ટેટસ જાહેર કરવામાં આવે તો તે એટલું જ કામ ન આપે?"

"જરાયે નહિ," ગાંધીજી તરત બોલ્યા. "એવું કાચું કામ અમારે ન ચાલે. થીંગડાંવાળી સ્વતંત્રતા નહિ જોઈએ. આ કે પેલા પક્ષને નહિ પણ અનિશ્ચેય હિંદુસ્તાનને સ્વતંત્રતા જોઈએ. હિંદનો કબજો કર્યો તેને જ હું પાપ કહું છું. એ પાપના પ્રાયશ્ચિત્તરૂપે હિંદુસ્તાનને પ્રભુપટે છોડવું જોઈએ." ('હરિજન', જૂન ૨૧મી, ૧૯૪૨, પા. ૧૯૩ અને પછી)

૧૭. પ્રકરણના બાકીના ભાગમાં મેં અલ્લાહાબાદ મોકલેલા ઠરાવના ખરડાનું રંગબેરંગી વર્ણન, અને તે ઠરાવ વિષે પંડિત જવાહરલાલ નેહરુ તથા શ્રી. રાજગોપાલાચારીએ કરેલી કહેવાતી વાતોને લગતો ઉતારો આવે છે. સરકારે આંચકી લીધેલી નોંધોમાંથી ઉતારા બહાર પડ્યા પછી તરત જ પંડિતજીએ એક નિવેદન કર્યું હતું જે હું આની સાથે જોડું છું [પરિશિષ્ટ ૯ (૩) જુઓ]. પંડિતજીએ કરેલો ખુલાસો એમણે માન્યો ન હોય તે વિના લેખકે આ મહત્ત્વના નિવેદનની કેમ અવગણના કરી છે તે હું સમજી શકતો

નથી. શ્રી. રાજગોપાલાચારીના નિવેદન વિષે લેખક ઓછા જોખમ-વાળી ભૂમિકા ઉપર છે. એમણે દર્શાવેલા કહેવાતા અભિપ્રાય રાજાજી અવશ્ય ધરાવે છે. અમેરિકન પત્રકાર શ્રી. ગ્રોવર સાથેની મુલાકાતમાં રાજાજી તથા મારી વચ્ચેના મતભેદ વિષે મેં આમ કહ્યું હતું :

"રાજાજીની ચાલ વિષે તમારું વલણ શું છે તે હું છેવટ પૂછી લઉં?"

"મેં જાહેર કર્યું છે કે હું રાજાજીની ચર્ચા જાહેરમાં કરીશ નહિ. માનનીય સાથીઓ વિષે ચર્ચા કરવામાં શોભા નથી. મારો તેમનો મતભેદ એમ ને એમ છે, પણ કેટલીક ચીજ એવી પવિત્ર હોય છે કે તેની જાહેરમાં ચર્ચા ન કરાય."

પણ શ્રી. ગ્રોવરના મનમાં પાકિસ્તાનનો સવાલ ખાસ કરીને નહોતો. એ તો રાજાજીની રાષ્ટ્રીય સરકાર રચવાની ઝુંબેશ વિષે પૂછવા માગતા હતા. તે એટલું સમજી ગયા હતા કે રાજાજી સરકારના ઊભા કરેલા માણસ ન હતા; એમની વિચારસરણી સરકાર સાથે મેળ બેસે એવી હતી એટલું જ.

"તમારી વાત સાચી છે." ગાંધીજી બોલ્યા. "જપાનના ડરને લીધે તે અંગ્રેજી રાજને સહન કરી શકે છે. લડાઈ પૂરી થતાં સુધી તે સ્વતંત્રતાનો પ્રશ્ન મુલતવી રાખવા તૈયાર છે. એનાથી ઊલટું હું કહું છું કે લડાઈ પૂરી જીતવી હોય તો હિંદુસ્તાનને એનો ભાગ ભજવવા દેવા આજ જ સ્વતંત્ર કરવું જોઈએ. મને મારી વિચારસરણીમાં કોઈ દોષ દેખાતો નથી. મનમાં ઠીક ઠીક ઘડભાંગ કર્યા પછી હું આ વિચાર ઉપર આવ્યો છું; ઉતાવળ કે રોષથી હું કાંઈ કરતો નથી. જપાનને મદદ થાય એવું કાંઈ કરવા માટે મારા મનમાં સ્થાન નથી. નહિ, મને ખાતરી છે કે હિંદુસ્તાનની સ્વતંત્રતા હિંદ માટે જ નહિ પણ ચીન અને મિત્રરાજ્યો માટેયે જરૂરી છે."

('હરિજન,' જૂન ૨૧મી, ૧૯૪૨, પા. ૧૯૫)

૧૮. અલ્લાહાબાદની કારોબારી સમિતિને મોકલેલા ખરડા વિષે નીચલી ટીકા કરીને લેખક પહેલું પ્રકરણ પૂરું કરે છે :

"ફરીને કહું કે એ ખરડાનો આખો વિચાર અને પશ્ચાદ્ભૂમિ જપાનના લાભમાં ઊતરવાનાં છે, એ ઠરાવમાં જપાનની બાથમાં દોડયા જવા વિના બીજું કાંઈ નથી."

અને પોતે કરેલી કહેવાતી વાતનો પંડિત જવાહરલાલે કરેલો ઇન્કાર અને રાજાજી સાથેના મતભેદ વિષે મેં કરેલો ખુલાસો લેખકના મોઢા આગળ પડયા હોવા છતાં, આમ લખ્યું છે.

૧૯. ઉતારેલાં વાકયોમાં દર્શાવેલા અભિપ્રાયો માટે લેખક

આગળ કાંઈ આધાર નહોતો એ મારા વાદના ટેકા રૂપે, છેલ્લી ઑગસ્ટની પાંચમીના 'બૉમ્બે-ક્રૉનિકલ'માં આવેલા મારા છાપા પ્રત્યેના નિવેદનમાંથી નીચલા ઉતારા તરફ હું ધ્યાન ખેંચવા ઇચ્છું છું :

"અલ્લાહાબાદ મોકલેલા ખરડાની ભાષા બતાવે છે તેમ, તેમાં હજી ઘણી વિગત ભરવાની હતી. તે મીરાંબહેન સાથે મોકલ્યો હતો, જેને મેં ખરડાનો અર્થ સમજાવેલો હતો, અને એને અથવા જે સેવાગ્રામમાં ત્યારે હતા અને જેને મેં ખરડો સમજાવેલો હતો તે કારોબારી સમિતિવાળા મિત્રોને મેં કહ્યું હતું કે, મહાસભાની પરદેશને લગતી નીતિ વિષે અને તેથી ચીન કે રશિયાના ઉલ્લેખ વિષે મારા ખરડામાં જાણી જોઈને લખવાનું બાકી રાખ્યું હતું.

"કારણ કે, મેં તેમને કહ્યું હતું તેમ, જેનો તેમણે ઊંડો અભ્યાસ કર્યો છે તે પરદેશને લગતી બાબતોમાં મારી પ્રેરણા અને જ્ઞાન હું પંડિતજી આગળથી મેળવું છું. એટલે મેં કહ્યું કે ઠરાવમાં એ ભાગ પંડિતજી ભરી શકશે.

"પણ હું એટલું ઉમેરું કે, અસાવધાનપણે પણ મેં કદી પણ એવો અભિપ્રાય દર્શાવ્યો નથી કે જપાન અને જર્મની જીતશે. એટલું જ નહિ; મેં વારંવાર એવો મત દર્શાવ્યો છે કે તેઓ જીતશે નહિ, જો બ્રિટન હંમેશને માટે એનો સામ્રાજ્યવાદ છોડી દેશે તો. 'હરિજન'માં એકથી વધારે વાર એ અભિપ્રાય મેં દર્શાવ્યો છે અને હું અહીં ફરીને કહું છું કે, મારી તથા બીજાઓની એનાથી ઊલટી ઇચ્છા છતાં, જો બ્રિટન તથા મિત્ર-રાજ્યોને માથે સંકટ આવી પડે તો તેનું કારણ આ હશે કે ઓછામાં ઓછા દોઢ સૈકા થયાં જે તેણે પોતાના માથા ઉપર ચડાવેલો છે તે સામ્રાજ્યવાદનો મેલ ધોવાની તેણે એના ઇતિહાસમાંના અણીના વખતે પણ હઠપૂર્વક ના પાડી છે."

આવું સ્પષ્ટ વચન હોવા છતાં "હિંદ છોડો"ની હિલચાલ જર્મની જીતશે એમ માનીને મેં કરી હતી આમ લેખક કેમ કહે છે તે બુદ્ધિને અગમ્ય છે.

૨૦. એ જ આરોપની પુષ્ટિ અર્થે લેખક કહે છે:

"જર્મન તથા જપાની સાથે બ્રિટનનો કજિયો પતી જાય ત્યાં સુધી તમારી હિલચાલ મુલતવી રાખવી એમાં વધારે શાણપણ નથી? આ પ્રશ્નના ઉત્તરમાં જુલાઈ ૧૯મીના 'હરિજન'માં શ્રી. ગાંધીએ ઉચ્ચારેલા નીચલા વચન ઉપરથી જણાય છે કે કાર્યવાહક સમિતિની અલ્લાહાબાદવાળી બેઠક પછી ઘણા વખત સુધી આ મનોવૃત્તિ ચાલુ રહી :..

"ના, કેમ કે અમારા વિના તમે જર્મની સાથેનો કજિયો પતાવી શકો એમ નથી એ હું જાણું છું."

જેમાં આ અભિપ્રાય દર્શાવેલો છે તે લેખમાંથી આ નીચે મેં ઉતાર્યું છે. તે જુલાઈ ૧૯મીનાં 'હરિજન'નાં પા. ૨૩૪, ૨૩૫ ઉપરથી છે અને 'બે મિનિટની મુલાકાત' એમ એનું મથાળું છે. મુલાકાતી લંડનના 'ડેઈલી એક્સપ્રેસ'ના ખબરપત્રી હતા.

"પણ લંડનના 'ડેઇલી એક્સપ્રેસ'ના ખબરપત્રી સૌથી પહેલા આવનારાઓમાંના એક હતા અને તે કારોબારીની બેઠક પૂરી થાય ત્યાં સુધી રોકાવાના નહોતા. તેમણે કહ્યું કે માત્ર બે મિનિટની મુલાકાતથી તેમને સંતોષ થશે અને ગાંધીજીએ તેમની વિનંતિ સ્વીકારી. તેમને ખાતરી થઈ ગઈ હતી કે અંગ્રેજો અહીંથી ખસી જાય એ માગણી, જે દિવસે દિવસે બળવાન થતી જાય છે, તે નકારવામાં આવે તો કોક પ્રકારની હિલચાલ ઊપડશે. એટલે તેમણે પૂછ્યું :

"આપની હિલચાલ જપાનીઓને હિંદની બહાર રાખવાનું અમારું કાર્ય વધારે મુશ્કેલ બનાવશે કે સુગમ એ આપ જણાવશો ?"

ગાંધીજીએ કહ્યું, "અમારી હિલચાલ જપાનીઓને માટે અહીં આવવાનું વધારે મુશ્કેલ કરી મૂકશે. પરંતુ એમાં જો બ્રિટન તેમ જ મિત્રરાષ્ટ્રોનો સહકાર ન હોય તો શું બને એ હું કહી શકું નહિ."

શ્રી. યંગે કહ્યું, "પરંતુ આપ આ યુદ્ધનો સમગ્રપણે વિચાર કરો. આપ એમ માનો છો કે આપની નવી હિલચાલ મિત્રરાજ્યોને વિજય મેળવવામાં મદદરૂપ થશે ? આપ એવું ઇચ્છો છો એમ આપે કહ્યું છે."

"મારી માગણી સ્વીકારવામાં આવે તો એમ થાય."

"આપની માગણીનો આપ શો અર્થ કરો છો ? બ્રિટને અહિંસક યુદ્ધ કરવું એમ જ ને ?"

"ના, ના. બ્રિટિશ હકૂમતનો હિંદમાંથી અંત આવે એ મારી માગણી છે. જો એનો સ્વીકાર થાય તો મિત્રરાજ્યોનો વિજય નક્કી જ છે. ત્યારે હિંદ એક સ્વતંત્ર રાષ્ટ્ર બનશે અને એ રીતે તે ખરેખરો સહકારી મિત્ર પણ બનશે. પરંતુ આજે તો તે કેવળ ગુલામ છે. જો એને સહાનુભૂતિભર્યો જવાબ મળે તો મારી હિલચાલને પરિણામે ઝડપી વિજય અવશ્ય મળવાનો. પરંતુ અંગ્રેજો જો હિલચાલનો અવળો અર્થ કરે અને તેઓ એને કચડી નાંખવાનું વલણ રાખે તો પછી એના પરિણામો માટે તેઓ જવાબદાર ગણાશે, હું નહિ."

આ જવાબથી શ્રી. યંગના મનનું મુદ્દલ સમાધાન ન થયું. એ તો કોઈ પણ હિલચાલનો સ્વસ્થતાથી વિચાર સરખો પણ કરી શકે એમ નહોતું. એટલે ગાંધીજીએ જે ભાવના અનેક વાર વ્યક્ત કરી હતી એ ભાવનાને ઉદ્દેશીને તેમણે અપીલ કરી:

"ગાંધીજી, આપ પોતે લંડનમાં રહ્યા છો. બ્રિટિશ પ્રજાએ જે સખત બૉમ્બમારો વેઠયો છે એ વિષે આપને કશું કહેવાનું નથી ?"

"હા, જરૂર. કેટલાંયે વર્ષો પહેલાં ત્રણ વર્ષ સુધી જ્યાં હું રહ્યો હતો તે લંડનના એકેએક ખૂણાનો મને પરિચય છે. એ ઉપરાંત ઑક્સફર્ડ, કેમ્બ્રીજ અને મેન્ચેસ્ટરનો પણ મને થોડોઘણો પરિચય છે. પરંતુ ખાસ કરીને તો લંડન માટે મને લાગી આવે છે. 'ઇનર ટેમ્પલ'ના પુસ્તકાલયમાં હું હંમેશાં વાંચતો અને ટેમ્પલના દેવળમાં હું વારંવાર ડૉ. પાર્કરનાં પ્રવચનો સાંભળતો. ત્યાંના લોકો માટે મને ઊંડી સહાનુભૂતિ છે, અને ટેમ્પલના દેવળ ઉપર બૉમ્બ પડ્યાની વાત મેં સાંભળી ત્યારે મને ભારે આઘાત થયો. અને વેસ્ટમિન્સ્ટર એબી અને બીજી પ્રાચીન ઇમારતો ઉપર બૉમ્બ પડ્યાથી મને ઊંડો ખેદ થયો છે."

શ્રી. યંગે કહ્યું, "તો પછી અમે જર્મનો તથા જપાનીઓ સાથે ફેંસલો કરી લઈએ ત્યાં સુધી આપની હિલચાલ મોકૂફ રાખવી એ ડહાપણભર્યું છે એમ આપને નથી લાગતું ?"

"ના, કેમ કે અમારા વિના તમે જર્મનો સાથેનો કજિયો પતાવી શકો એમ નથી એ હું જાણું છું. જો અમે સ્વતંત્ર હોત તો અમારી રીતે તમને સોએ સો ટકા સહકાર આપી શકત. આવી સીધી વાત સમજાતી નથી એ વિચિત્ર છે. આજે બ્રિટનને સ્વતંત્ર હિંદ તરફથી કશો ફાળો મળતો નથી. પરંતુ કાલે હિંદ સ્વતંત્ર થતાંવેંત જ તેને નૈતિક બળ પ્રાપ્ત થાય છે, તેમ જ નૈતિક દૃષ્ટિએ સબળ એવા એક સ્વતંત્ર અને બળવાન રાષ્ટ્રની મૈત્રી લાધે છે. એનાથી ઇંગ્લંડનું સામર્થ્ય તેની પરાકાષ્ઠાએ પહોંચશે. સાચે જ આ વસ્તુ સ્વતઃસિદ્ધ છે."

એ વિચિત્ર છે કે જેમાં મિત્રરાજ્યોની ફતેહ વિષે ચિંતા કરી છે એવા લખાણમાંથી લીધેલાં વાક્યોને મારા ધરી-પક્ષીપણાના સૂચન તરીકે રજૂ કરેલાં છે.

૨૧. પછી ૧૪મી ઑગસ્ટે ના. વાઇસરૉય પ્રત્યેના મારા કાગળમાંથી નીચલો ફકરો "અર્થસૂચક" જાણીને ઉતારેલો છે:

"મેં જવાહરલાલ નેહરુને મારા આદર્શરૂપે લીધા છે. એમના અંગત

પરિચયને લીધે ચીન તથા રશિયાના આગામી નાશનું દુઃખ એમને મારા કરતાં વધારે લાગે છે."

'ચીન તથા રશિયાના આગામી નાશનું દુઃખ' આ શબ્દો લેખકે નાગરી અક્ષરે મૂકયા છે અને પછી તે આ ફકરા ઉપર આમ ટીકા કરે છે:

"હિંદુસ્તાનની આરપાર અંગ્રેજ હઠતા હઠતા લડશે અને આને લીધે ખાનાખરાબી થશે, એવું ભવિષ્યદર્શન તેઓએ કર્યું."

એમની હંમેશની ટેવ પ્રમાણે લેખકે કાગળનો આખો પ્રસ્તુત ભાગ ઉતાર્યો નથી. તેમ જ પરિશિષ્ટમાં આપેલો કાગળ ઉતારીને વાચકને માર્ગદર્શન કરાવ્યું નથી. પ્રસ્તુત ભાગ આ નીચે હું ઉતારું છું:

"એક વસ્તુ વધારે. જાહેર કરેલો પક્ષ હિંદી સરકારને તથા અમારે સામાન્ય છે. અત્યંત વાસ્તવિક શબ્દોમાં કહીએ તો તે ચીન તથા રશિયાની સ્વતંત્રતાની રક્ષા કરવી એ છે. હિંદી સરકાર માને છે કે આને માટે હિંદુસ્તાનની સ્વતંત્રતા આવશ્યક નથી. હું એનાથી તદ્દન ઊલટું ધારું છું. મેં જવાહરલાલ નેહરુને મારા આદર્શરૂપે લીધા છે. એના અંગત પરિચયને લીધે ચીન તથા રશિયાના આગામી નાશનું દુઃખ એમને મારા કરતાં વધારે લાગે છે, અને હું એમ પણ કહું કે તમારા કરતાં પણ વધારે લાગે છે, એ દુઃખને લીધે સામ્રાજ્યવાદની સાથેનો એમનો જૂનો કજિયો તેમણે ભૂલવાનો પ્રયત્ન કર્યો.

"નાઝીવાદ ફાસીવાદની ફતેહથી મારા કરતાં તે બહુ વધારે બીએ છે. દિવસો અને દિવસો સુધી મેં એમની સાથે દલીલ કરી. જેને વર્ણવવા મારી આગળ શબ્દો નથી એટલી તીવ્ર લાગણીથી તે મારા દૃષ્ટિબિંદુ સામે લડયા. પણ હકીકત આગળ એમનું કંઈ ચાલ્યું નહિ. હિંદુસ્તાનની સ્વતંત્રતા વિના બીજા બેની સ્વતંત્રતા પણ ભારે જોખમમાં છે એમ જ્યારે તેમણે ચોખ્ખું જોયું ત્યારે તે માની ગયા. એવા બળવાન મિત્ર તથા સાથીને કેદ કરવામાં તમે ચોકસ ભૂલ કરી છે."

આખો કાગળ પરિશિષ્ટમાં આપેલો છે (પરિશિષ્ટ ૧ જુઓ). હું સૂચવું છું કે આખું અવતરણ લેખકે કરેલા અર્થ કરતાં તદ્દન જુદો અર્થ ધરાવે છે. હું ધરી-પક્ષી કે હારવાદી છું એ આરોપની નિરાધારતાને 'હરિજન'માંથી કરેલા નીચેના ઉતારા વળી વધુ સાબિત કરે છે:

પ્ર. એ શું ખરું છે કે ઇંગ્લંડ અને જપાન પ્રત્યેનું આપનું હાલનું વલણ આપની એવી માન્યતામાંથી ઉત્પન્ન થયું છે કે આ લડાઈમાં બ્રિટિશ અને મિત્ર રાજ્યોની હાર થવાની છે? . . ."

ઉ. ". . . મને કહેતાં સંકોચ નથી થતો કે આ વાત સાચી નથી. ઊલટું થોડા દિવસ ઉપર જ મેં 'હરિજન'માં લખ્યું હતું કે અંગ્રેજને હરાવવો એ કઠણ છે. હારવું શી ચીજ છે એ જ તેણે જાણ્યું નથી."

('હરિજન' જૂન ૭મી, ૧૯૪૨, પા. ૧૭૭)

". . અમેરિકા સાધનસંપત્તિ, બુદ્ધિ અને વિજ્ઞાન-કુશળતામાં એટલું જબ્બર છે કે કોઈ રાષ્ટ્ર કે રાષ્ટ્રોનો સમુદાય પણ એને હરાવી શકે નહિ . . . " ('હરિજન' જૂન ૭મી, ૧૯૪૨, પા. ૧૮૧)

૨૨. જો હજી પણ એની જરૂર હોય તો એ આરોપનો બીજો સંપૂર્ણ જવાબ મેં શ્રીમતી મીરાંબહેનને લખેલા કાગળથી મળી જાય છે, જે ઝટપટ લખાયેલો હતો અને જે પ્રસિદ્ધ કરવાનો કદી પણ ઇરાદો નહોતો. જપાન તરત જ હુમલો કરશે અને સહેલાઈથી જીતી જશે એવી માન્યતાને લીધે એમણે કરેલા સવાલના જવાબમાં એ કાગળ લખેલો હતો. મારા જવાબને લીધે મારા વલણ વિષે કોઈ પણ શક રહેતો નથી. કાર્યવાહક સમિતિની અલ્લાહાબાદની બેઠક પછી તે કાગળ લખેલો હતો. સદ્ગત શ્રી. મહાદેવ દેસાઈને તે મેં લખાવેલો હતો. અસલ કાગળ શ્રીમતી મીરાંબહેન આગળ છે. હું જાણું છું કે તેમણે આ જેલમાંથી ૨૪મી ડિસેમ્બરે લૉર્ડ લિનલિથગોને એક કાગળ લખ્યો હતો, તેની સાથે આ પત્રવ્યવહારની નકલો મોકલી હતી અને તેને બહાર પાડવાની વિનંતી કરી હતી. એના કાગળની પહોંચ પણ એને કદી મળી નહિ. મને આશા છે કે વાંચ્યા વિના પણ એને કબૂતરખાનામાં ખોસી દીધો નહિ હોય. તરત જોવા થાય એટલે હું તે પરિશિષ્ટમાં આપું છું. [પરિશિષ્ટ ૨ (૮) જુઓ].

૨૩. મેં અલ્લાહાબાદ મોકલેલા ઠરાવને રંગબેરંગી રીતે વર્ણવેલો છે. એટલે હું ઠરાવમાંથી પ્રસ્તુત ફકરા ઉતારું છું અને બતાવું છું કે, મને લાગે છે તેમ, ભૂંડા વિના બીજું કાંઈ પણ ન જોવાના સુવિચારિત ઇરાદા સાથે લેખક મહાસભા સંબંધી એકેએક ચીજ આગળ ગયેલ છે. આમ "બ્રિટન હિંદુસ્તાનનો બચાવ કરવા અશક્ત છે" આના પછી નીચલાં વાક્ય આવે છે:

"કુદરતી છે કે તે (બ્રિટન) જે કાંઈ કરે છે તે એના પોતાના બચાવ અર્થે કરે છે. હિંદી અને બ્રિટિશ હિતોની વચ્ચે કાયમનો વિરોધ છે. એટલે બચાવની કલ્પના પણ નોખી નોખી હોય. હિંદના રાજદ્વારી પક્ષો ઉપર બ્રિટિશ સરકારને કાંઈ વિશ્વાસ નથી. મુખ્યત્વે હિંદુસ્તાનને તાબે રાખવા માટે હિંદી લશ્કરને આજ લગી રાખેલું છે. જે એને કોઈ પણ અર્થમાં પોતાનું ગણી શકે નહિ તે સામાન્ય વસ્તીથી એને સંપૂર્ણ રીતે અલગ રાખેલું છે. અવિશ્વાસની આ નીતિ હજુ ચાલુ છે અને તેથી કરીને રાષ્ટ્રીય બચાવ હિંદના ચૂંટાયેલા પ્રતિનિધિઓને સોંપાતો નથી."

૨૪. પછી ખરડામાંથી આ વાક્ય લીધું છે:

"જો હિંદુસ્તાનને સ્વતંત્ર કરવામાં આવે તો તેનું પડેલું પગલું ઘણું કરીને જપાન સાથે મસલત કરવાનું હશે." આને ખરડામાંના નીચલા પરિચ્છેદોના અનુસંધાનમાં વાંચવાનું છે:

"જપાની સરકાર તથા લોકોને આ સમિતિ ખાતરી આપવા ઇચ્છે છે કે, હિંદુસ્તાનને જપાન સાથે કે બીજી કોઈ પ્રજા સાથે વેર નથી. હિંદુસ્તાનને ફક્ત પરદેશી રાજ્યમાત્રથી મુક્તિ જોઈએ છે. પણ આ સ્વાતંત્ર્ય-યુદ્ધમાં સમિતિનો એવો અભિપ્રાય છે કે જગતની સહાનુભૂતિને સત્કારતા છતાં હિંદુસ્તાનને પરદેશી લશ્કરી મદદની જરૂર નથી. તેના અહિંસક બળથી હિંદુસ્તાન સ્વતંત્રતા મેળવશે અને રાખશે પણ. એટલે સમિતિને આશા છે કે, જપાન હિંદુસ્તાન ઉપર ચડાઈ કરવાનો વિચાર નહિ રાખતું હોય, પણ જો જપાન હિંદુસ્તાન ઉપર હુમલો કરે અને બ્રિટન આપણી વિનંતીનો અનાદર કરે તો જેઓ મહાસભા આગળથી માર્ગદર્શન ઇચ્છે છે તે બધાને વિષે સમિતિ એવી ઉમેદ રાખે છે કે તેઓ જપાનીસ લશ્કર સાથે અહિંસાત્મક અસહકાર કરશે અને એને કોઈ જાતની મદદ નહિ કરે. જેના ઉપર હુમલો થાય છે એની મુદ્દલ ફરજ નથી કે હુમલો કરનારને કોઈ જાતની મદદ કરે. પૂર્ણ અસહકાર કરવો એ તેમનો ધર્મ છે.

અહિંસાત્મક અસહકારનો સાદો સિદ્ધાંત સમજવો કઠણ નથી:

૧. આક્રમણકારીને આપણે નમવું નહિ ને એના કોઈ પણ હુકમ માનવા નહિ.

૨. એની આગળથી કોઈ જાતની લાલચ આપણે રાખવી નહિ અને એની દીધી લાંચ પણ લેવી નહિ. તેમ છતાં આપણે એના ઉપર દ્વેષ રાખવો નહિ અને એનું અહિત ઇચ્છવું નહિ.

૩. જો તે આપણાં ખેતરોનો કબજો લેવા ઇચ્છે તો એનો વિરોધ કરતાં ભલે આપણે મરવું પડે તોપણ આપણે ખેતર છોડવાની ના પાડવી.

૪. જો તે માંદો પડે કે તરસથી મરતો હોય અને આપણી મદદ માગે તો એની આપણાથી ના ન પડાય.

૫. અંગ્રેજ અને જપાની લશ્કર જ્યાં લડતાં હોય એવે ઠેકાણે આપણો અસહકાર નિરર્થક અને બિનજરૂરી હશે.

આજ તો અંગ્રેજ સરકાર સાથેનો આપણો અસહકાર મર્યાદિત છે. તે પ્રત્યક્ષ લડાઈ કરતી હોય ત્યારે જો આપણે એની સાથે સંપૂર્ણ અસહકાર કરીએ તો તે આપણા દેશને જાણી કરીને જપાનના હાથમાં મૂકવા જેવું થાય. એટલે બ્રિટિશ લશ્કરના માર્ગમાં કાંઈ વિઘ્ન ન કરવું એ વારંવાર જપાની સાથેનો આપણો અસહકાર દર્શાવવાનો એક જ રસ્તો હશે. અને બ્રિટિશને આપણાથી કાંઈ સક્રિય મદદ કરી શકાય નહિ. એના હાલના વલણ ઉપરથી વિચાર કરીએ તો આપણે વચ્ચે માથું ન મારીએ તે વિના અંગ્રેજ સરકારને આપણી કોઈ જાતની મદદની જરૂર નથી. એને તો ગુલામ તરીકે આપણી મદદ જોઈએ છે, જે સ્થિતિ આપણે કદી પણ સ્વીકારી ન શકીએ.

જપાની લશ્કર સાથેનો અસહકાર કરવાનું તો થોડાને જ ભાગે આવશે અને જો તે સાચો અને સંપૂર્ણ હશે તો ફતેહમંદ થવો જ જોઈએ. પણ હિંદુસ્તાનના કરોડો લોકો રચનાત્મક કાર્યક્રમને પૂરા ઉત્સાહથી પાર પાડે એમાં જ સ્વરાજ્યનું ખરું સંસ્થાપન રહેલું છે. એના વિના આખું રાષ્ટ્ર જુગ જુગની મૂર્છામાંથી જાગી શકે નહિ. અંગ્રેજ રહે કે નહિ પણ બેકારી દૂર કરવી, નિર્ધન અને ધનવાન વચ્ચેની ખાડ ઉપર પુલ બાંધવો, કોમી ઝઘડાને દેશવટો દેવો, અસ્પૃશ્યતાનો વળગાડ મટાડવો, લૂંટારાને સુધારવા અને એમનાથી પ્રજાને બચાવવી, આ તો આપણું હમેશનું કર્તવ્ય છે. આ રાષ્ટ્રવિધાયક કામમાં જો કોટયવધિ માણસો જીવંત રસ ન લે તો સ્વતંત્રતા સ્વપ્નદશામાં જ રહે અને હિંસા કે અહિંસા બેમાંથી એકેથી ન મેળવી શકાય.''

મારો મુદ્દો આ છે કે, હું અથવા કાર્યવાહક સમિતિ જપાનના પક્ષમાં અથવા બ્રિટિશથી વિરુદ્ધ છે એવું અનુમાન આમાંથી કાઢવું અશક્ય છે. ઊલટું આક્રમણનો દૃઢ વિરોધ કરેલો છે અને મિત્ર-રાજ્યોના લશ્કરને ઊની આંચ ન આવે એની સૂક્ષ્મ સંભાળ લીધી છે. આ સંભાળમાંથી જ તાત્કાળિક સ્વતંત્રતાની માગણી જન્મેલી છે. બ્રિટિશ સામ્રાજ્યવાદ પ્રત્યેનો અમારો અશમનીય વિરોધ જ ગોતવો હોય તો એ ગોતાગોત અનાવશ્યક છે, કારણ એ તો મારાં બધાં લખાણોમાં સુસ્પષ્ટ છે.

૨૫. ગઈ ઑગષ્ટની ૭મી તથા ૮મીએ મેં કરેલાં ભાષણોમાંથી થોડાક ભાગ નીચે ઉતારીને હું આ વિષયની ચર્ચા બંધ કરીશ.

### ૭ મી ઑગસ્ટના હિંદુસ્તાની ભાષણમાંથી

પછી બ્રિટિશ પ્રત્યે તમારે કેવું વલણ રાખવું એ સવાલ આવે છે. મેં જોયું છે કે આપણા લોકોમાં બ્રિટિશ પ્રત્યે દ્વેષ છે. એના વર્તનથી, તેઓ કહે છે કે, તેઓ ત્રાસી ગયા છે. બ્રિટિશ સામ્રાજ્યવાદ અને બ્રિટિશ પ્રજા વચ્ચે આપણા લોકો કાંઈ વિવેક કરતા નથી. એને મન બેય એક જ વસ્તુ છે. આ દ્વેષને લીધે તેઓ જપાનને આવકાર પણ આપે. આ બહુ ભયંકર વાત છે. એનો અર્થ એમ કે આપણે એક ગુલામીને સાટે બીજી ગુલામી લેવી. આ લાગણી આપણે કાઢી નાખવી જોઈએ. આપણે કજિયો છે તે અંગ્રેજ લોકો સાથે નથી, આપણે તો એના સામ્રાજ્યવાદ સામે લડીએ છીએ. બ્રિટિશ સત્તાને ખસી જવાની માગણી કરી તે કાંઈ રોષથી નહોતી કરી. તે એટલા માટે કરી હતી કે હિંદુસ્તાન આ કટોકટીને વખતે પોતાને છાજે એવો ભાગ ભજવી શકે. મિત્રરાજ્યો લડાઈ કરતાં હોય અને ઇચ્છાએ અનિચ્છાએ એની આગળથી મેળવેલા પૈસાથી અને સાધનથી જ હિંદુસ્તાન જેવો મોટો દેશ મદદ કરે એમાં કાંઈ ખુશ થવા જેવું ન મળે. આ લડાઈ છે તે આપણી લડાઈ છે એમ આપણને ન લાગે, આપણે છૂટા ન હોઈએ, ત્યાં સુધી આત્મભોગ અને શૌર્યની સાચી ભાવના આપણે જગાડી શકીએ નહિ. હું જાણું છું કે જ્યારે આપણે પૂરો આત્મભોગ આપ્યો હશે ત્યારે અંગ્રેજ સરકારને આપણને સ્વતંત્રતા આપ્યા વિના છૂટકો રહેશે નહિ. એટલે આપણે દ્વેષભાવથી મુક્ત બનવું જોઈએ. મને પોતાને તો લવલેશ દ્વેષ કદી પણ આવ્યો નથી. ખરું પૂછો તો પહેલાં કદી હતો તેના કરતાં આજ હું બ્રિટિશનો વધારે મિત્ર છું. એક કારણ તો આ કે તેઓ આજ ભીડમાં છે. એટલે મારી મિત્રતા જ માગે છે કે મારે એને ભૂલ કરતા બચાવી લેવા. મને સૂઝે છે તે પ્રમાણે તેઓ પાતાળખાડમાં પડવાની અણી ઉપર છે. એટલે એને મદદ કરવા લાંબો કરેલો મિત્રનો હાથ તેઓ કાપવા તૈયાર થઈ જાય એટલો બધો રોષ તરત તો તેમને ચઢી જાય તોપણ તેમના જોખમની તેમને ચેતવણી આપવી એ મારી ફરજ થઈ પડી છે. લોકો ભલે હસે, છતાં પણ એ મારો દાવો છે. મારા જીવનની મોટામાં મોટી લડત મારે આદરવી પડે એવે વખતે કોઈના પણ પ્રત્યે મારાથી દ્વેષ રખાય નહિ. વિરોધીની મુશ્કેલીનો લાભ લેવો અને ઘા કરવા સારુ એનો ઉપયોગ કરવો એ કલ્પના જ મને તદ્દન અણગમતી છે.

એક વસ્તુનું તમે હંમેશાં ધ્યાન રાખશો તો મને ગમશે. એમ કદાપિ ન માનતા કે બ્રિટિશ હારવાના છે. તે કોઈ કાયર પ્રજા નથી. મીણ કહેવા કરતાં તેઓ ઠેઠ લગી લડશે. પણ માનો કે, યુદ્ધનીતિના કારણથી જેમ મલાયા, સિંગાપોર અને બ્રહ્મદેશ છાંડયાં તેમ તેમને હિંદ છાડવું પડે, તો એ સ્થિતિમાં આપણે શું કરશું? જપાની હિંદ ઉપર ચડી આવશે અને આપણી કંઈ તૈયારી નહિ હોય. હિંદ ઉપર જપાન ફરી વળે તો તેથી ચીનનો અને કદાચ રશિયાનો પણ નાશ થાય. રશિયા તથા ચીનની હારમાં કારણભૂત થવાની મારી ઇચ્છા નથી. પંડિત નેહરુ આજ જ રશિયાની દીન દશા મારી આગળ વર્ણવતા હતા. તે ખૂબ અસ્વસ્થ હતા. તેમણે આલેખેલું ચિત્ર હજી મારી આંખ આગળ તરે છે. મેં મને પૂછ્યું, "રશિયા અને ચીનને મદદ કરવા હું શું કરી શકું?" અને અંતરમાંથી જવાબ આવ્યો, "તારી કસોટી થાય છે. અહિંસારૂપ રસાયણમાં તારી આગળ રોગમાત્રનું ઔષધ પડેલું છે એને તું કેમ અજમાવતો નથી? તું શ્રદ્ધા ખોઈ બેઠો છે?" આ વેદનામાંથી અંગ્રેજ ખસી જાય એ સૂચના નીકળેલી છે. એનાથી અંગ્રેજો ભલે આજ ચિડાય અને મારા વચનનો અવળો અર્થ સમજે; તેઓ મને પોતાનો દુશ્મન પણ ગણે. પણ એક દિવસ તેઓ કહેશે કે હું તેમનો સાચો મિત્ર હતો.

**૮મી ઑગસ્ટના હિંદુસ્તાની ભાષણમાંથી**

ચીન વિષે ચિંતા બતાવીને મેં કહ્યું:

એટલે મારે તરત જ, આજ રાતે, દિવસ ઊગ્યા પહેલાં જો તે મળી શકે તો, સ્વતંત્રતા જોઈએ છે. કોમી એકતા થાય ત્યાં લગી એને સારુ ખમાય એમ નથી. જો તે એકતા સિદ્ધ ન થાય તો બીજી રીતે આપવો પડત એના કરતાં વધારે ભોગ સ્વાતંત્ર્ય મેળવતાં આપવો પડશે. મહાસભાએ કાં તો સ્વતંત્રતા મેળવવાની છે અને કાં તો એ પ્રયત્નમાં મરી ફીટવાનું છે. જે સ્વતંત્રતા મેળવવા મહાસભા મથે છે તે એકલા મહાસભાવાદી સારુ નહિ પણ હિંદી લોકો સમસ્તને માટે હશે.

**૮મી ઑગસ્ટના અંગ્રેજી ભાષણમાંથી**

હિંદુસ્તાનની અહિંસક વિજ્ઞપ્તિ ઉપર ધ્યાન ન દેવું અને સ્વતંત્રતા મેળવવાનો તેનો મૌલિક અધિકાર નાકબૂલ કરવો એ તેમની (મિત્ર-રાષ્ટ્રોની) મોટામાં મોટી ભૂલ ગણાશે. જે આજે ઘૂંટણીએ પડીને લાંબા વખતથી લેણી થયેલી રકમની ચુકવણી માટે વિનંતી કરે છે તે અહિંસક હિન્દની માગણીનો જો તેઓ વિરોધ કરશે, તો તેથી રશિયા તથા ચીનને જીવલેણ ઘા વાગશે...... મહાસભાની ન મૂંઝવવાની નીતિનો હું કર્તા હતો,

અને છતાં આજ તમે મને આકરી ભાષા વાપરતો જુઓ છો. પરંતુ ન મૂંઝવવાની નીતિમાં એક શરત હતી કે એથી કરીને 'રાષ્ટ્રનાં માન તથા સલામતીને બાધ ન આવવો જોઈએ.' કોઈ એ મારું ગળું પકડયું હોય અને હું બૂડતો હોઉં તો એ ગૂંગળાવનારી પકડથી છૂટવા મારે ન મથવું કે? એટલે મારાં પહેલાંનાં વચન અને આપણી હાલની માગણી વચ્ચે કાંઈ વિસંગતતા નથી. . . એની અનેક મર્યાદાઓ છતાં પ્રજાતંત્રો તથા ફાસીવાદ વચ્ચે અને જેની સામે હું લડું છું તે બ્રિટિશ સામ્રાજ્યવાદ અને ફાસીવાદ વચ્ચે મૌલિક ફેર છે તે મેં હંમેશાં કબૂલ કર્યું છે. અંગ્રેજને હિંદુસ્તાન આગળથી જે જોઈએ તે બધું મળે છે? આજ જે તેમને મળે છે તે ગુલામીમાં રાખેલા હિંદ આગળથી મળે છે. જો હિંદુસ્તાન લડાઈમાં સ્વતંત્ર મિત્ર તરીકે ભાગ લે તો કેટલો બધો ફેર પડે એનો વિચાર કરો. એ સ્વતંત્રતા જો આવવાની હોય તો આજ આવવી જોઈએ. કારણ કે રશિયા તથા ચીન સહિત મિત્રોના વિજય માટે તે સ્વતંત્રતા તે વાપરશે. બ્રહ્મદેશવાળો રસ્તો પાછો ઊઘડશે અને ચીનને સાચી મદદ કરવાનો રસ્તો સાફ થશે.

મલાયામાં કે બ્રહ્મદેશમાં અંગ્રેજો પોતાના પક્ષનો છેલ્લો માણસ મરતાં લગી લડયા નહિ. એને બદલે તેઓએ તે દેશો "ચાલાકીથી ખાલી કર્યા." પણ મારાથી એમ ન બની શકે. હું કયાં જાઉં? હિંદના ૪૦ કરોડ માણસોને હું કયાં લઈ જાઉં? એને પોતાની સ્વતંત્રતાના પારસમણિનો સ્પર્શ નથી થયો ત્યાં સુધી આ માનવસમુદાયને જગતમુક્તિને માટે કેમ કરીને ઊભો કરી શકાય? એનામાં આજ તો કાંઈ જીવ જ નથી. પિલાઈ પિલાઈને તે મૃતપ્રાય બનેલો છે. જો એની આંખમાં તેજ આણવું હોય તો સ્વતંત્રતા કાલ નહિ પણ આજ આવવી જોઈએ. એટલે મહાસભાએ કાં તો કરવાની, નહિ તો મરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ.

બ્રિટિશ સત્તાને ખસી જવાનું કહેવાની મેં મહાસભાને કેમ સલાહ આપી તે આ ઉતારા ઉપરથી સ્પષ્ટ જણાય છે, અને એમ પણ જણાય છે કે અહિંસા, એટલે જાતે સહન કરવું તથા પ્રતિકાર વિનાનો આત્મભોગ, એ આ હિલચાલનો મૂળ મંત્ર હતો.

૨૬. બ્રિટિશ સત્તા ખસી ગયા છતાં હિંદુસ્તાનમાં મિત્રરાજ્યોનું લશ્કર રહે એ વાત મેં કેમ માન્ય રાખી એનો પૂરો ખુલાસો ગોતી કાઢવામાં લેખકને મુશ્કેલી પડી છે. જો એમના મનમાં નવા વિચારને સારુ અવકાશ હોત તો કાંઈ મુશ્કેલી નડત નહિ. મારો ખુલાસો

એમના મોઢા આગળ હતો. પાકા વિરોધી પુરાવાને અભાવે એની નિષ્કપટતા વિષે શંકા કરવાનું કાંઈ કારણ નહોતું. મેં કદાપિ નિર્ભ્રાન્તપણાનો કે બીજા કરતાં વધારે બુદ્ધિમત્તાનો દાવો કર્યો નથી.

૨૭. લેખક કહે છે કે, મિત્રરાજ્યોનાં લશ્કર રહે પણ મુલ્કી સત્તા અંગ્રેજ સરકારના હાથમાં હોય નહિ તો તો અંગ્રેજી રાજની વધારે દુષ્ટ આકારમાં ફરી સ્થાપના થાય,— આ મુશ્કેલી રાજાજીએ બતાવી. તેનો કાંઈ "સંતોષકારક તોડ શ્રી. ગાંધીએ કદાપિ જાહેર કર્યો નહોતો," એટલે લેખક સૂચવે છે કે, "એ તોડ છાનો રહે એમ એમણે (મેં) પસંદ કર્યું;" અને પછી તે કહે છે:

"હવે કોયડાના શ્રી. ગાંધીના અંગત તોડની વિગતો વિષે તો કલ્પના જ કરવી રહી, પણ એક ખુલાસો જે ઉપરની પરિસ્થિતિ સાથે બરાબર બંધબેસતો આવે છે તે તરત ખ્યાલમાં આવી જાય છે; તે આ કે, તે સંભવિત હોવાનું ઉપર બતાવ્યું છે તેમ, શ્રી. ગાંધીએ પોતાની યોજનામાં આ સુધારો કબૂલ કર્યો તે મુખ્યત્વે અમેરિકાનો ટેકો મેળવવા સારુ થઈને અને ગૌણપણે કાર્યવાહક સમિતિમાંના પોતાના વિરોધીઓને શાંત કરવાના સાધન તરીકે. પણ એમણે એવી પરિસ્થિતિ કલ્પી હતી અથવા ઊભી કરવાની પેરવી કરી હતી, જેમાં લશ્કરને કાં તો હઠવાની ફરજ પડે અથવા એ રહે તોપણ નકામું થઈ પડે."

આ સૂચનને કાંઈ વિશેષણ આપવું કઠણ છે. હું માની લઉં છું કે, વાત છાની રાખવાનું સૂચવે છે તે કાર્યવાહક સમિતિના સભ્યોથી પણ છાની રાખવાની હતી નહિ તો મિત્રરાજ્યો સાથે ખેલવાના દગામાં તેઓ પણ મારી સાથે કાવતરામાં ભળેલા ગણાય. એવા દગાનાં અદ્ભુત પરિણામ આવે. એમ માનો કે, અંગ્રેજ સરકારે હિંદમાં બધી સત્તા છોડી દીધી છે અને સ્વતંત્ર હિંદી સરકાર તથા મિત્રરાજ્યો વચ્ચે થયેલા કરાર પ્રમાણે એનું લશ્કર હિંદમાં રાખેલું છે. આથી કરીને એમ પણ માનવાનું પ્રાપ્ત થાય છે કે, હિંસક કે અહિંસક કોઈ જાતના દબાણથી નહિ પણ હિંદુસ્તાનની સ્વતંત્રતા સ્વીકારવાની આવશ્યકતા અંગ્રેજ લોકો જોઈ ગયા હોવાને કારણે કરાર કરવામાં આવ્યા છે. વળી માનો કે, ગુપ્ત વાત આ બધો વખત મેં મારા મનમાં જ ભંડારી મૂકી છે અને હું ઓચિંતો સ્વતંત્ર

હિંદી સરકાર આગળ અને તેથી કરીને દુનિયા આગળ છાની વાત છતી કરું છું અને એ સરકાર કરારનામાની શરતો નિષ્ફળ કરવાની મારી યોજનાનો અમલ કરે છેઃ તો પછી પરિણામ શું આવે? મિત્રરાજ્યો આગળ પ્રચંડ બળ હોય એટલે એ ઓછામાં ઓછું મારું ડોકું ઉડાડી દે, મારી રીસ સ્વતંત્ર હિંદી સરકાર ઉપર ઉતારે, લશ્કરી બળથી નહિ પણ દલીલની શક્તિથી મેળવેલી સ્વતંત્રતાનો અંત આણે, અને પોતાથી બને ત્યાં સુધી ખોયેલી સ્વતંત્રતા પાછી મેળવવાનું હિંદ માટે અશક્ય કરી મૂકે. આ વિચારશ્રેણીને બહુ આગળ મારે લંબાવવી ન જોઈએ. લેખકનું સૂચન જો સાચું હોય તો એનાથી એમ સાબિત થાય કે અમે બધા ગુલામીમાંથી હિંદુસ્તાનની મુક્તિનો કે પ્રજા સમસ્તના હિતનો નહિ પણ અમારી અધમ જાતનો જ વિચાર કરનારા કાવતરાબાજ છીએ.

૨૮. રાજાજીએ બતાવેલી મુશ્કેલી જેના ઉપર મારા ગુપ્ત હેતુનું અનુમાન કરવા માટે લેખકે ભાર દીધો છે તે એક બીજા પત્રલેખકે વધારે સચોટ રીતે બતાવી હતી અને ૧૯મી જુલાઈ ૧૯૪૨ના 'હરિજન'માં, ૨૩૨-૩૩મે પાને મેં એની ચર્ચા કરી હતી. આખા લેખમાં પ્રશ્નોત્તર જ છે, એને લેખકના આક્ષેપ સાથે સંબંધ છે. એટલે ક્ષમા માગ્યા વિના હું તે નીચે ઉતારું છું:

**મુદ્દાના પ્રશ્નો**

પ્ર. ૧. જો એક જ પ્રદેશમાં સશસ્ત્ર હિંસા અહિંસક પ્રવૃત્તિને નિષ્ફળ બનાવી દે તેમ જ તેની સાથે સાથે એ ચાલી ન શકે, તો પછી હિંદુસ્તાન પોતાની ભૂમિમાં વિદેશી સૈન્યને રહેવા દે તથા અહીંથી તેને પોતાનું કાર્ય કરવા દે એ પરિસ્થિતિમાં આક્રમણનો અહિંસક રીતે સામનો કરવાનો કંઈ અવકાશ રહેશે ખરો?

જ. પ્રશ્નમાં બતાવવામાં આવેલા દોષની ના પાડી શકાય એમ નથી. આ પહેલાં મેં એનો સ્વીકાર કરેલો છે. સ્વતંત્ર હિંદ મિત્રરાષ્ટ્રોના સૈન્યોની હાજરી નભાવી લે એમાં રાષ્ટ્રની મર્યાદાઓનો સ્વીકાર રહેલો છે. હિંદ સમગ્ર રાષ્ટ્ર તરીકે કદીયે અહિંસક નહોતું. એને વિષે એવો દાવો પણ કરવામાં આવ્યો નથી. એનો કેટલો ભાગ અહિંસક છે એ ચોકસપણે કહી શકાય નહિ. અને નિર્ણાયક વાત તો એ છે કે, ચડી આવેલા બળવાન સૈન્યની સામે થઈ શકે એવી સશક્તની અહિંસા

હિંદુસ્તાને હજી બતાવી નથી. આપણે જો એ શક્તિ ખીલવી હોત તો આપણે ક્યારનાયે સ્વતંત્રતા મેળવીને બેઠા હોત, અને તો પછી હિંદુસ્તાનમાં કોઈ પણ લશ્કરની હાજરી નભાવી લેવાનો સવાલ જ ન રહેત. આજે કરવામાં આવેલી માગણી નવીન પ્રકારની છે એ ભુલાવું ન જોઈએ. એ માગણી બ્રિટન સ્વતંત્ર હિંદુસ્તાનને સત્તા સોંપી દે એવી નથી, કેમ કે જેને બ્રિટન આ રીતે સત્તા સોંપી શકે એવો એકે પક્ષ હિંદમાં નથી. બળને વધારનારો સંપ આપણામાં આજ નથી. એટલે આજની માગણી આપણે પ્રત્યક્ષ બતાવી શકીએ એવા બળને આધારે કરી નથી. જેને બ્રિટને અન્યાય કરેલો છે તેનામાં બ્રિટનના ન્યાયી પગલાનાં પરિણામો વેઠવાની શક્તિ છે કે કેમ એ વાતનો વિચાર કર્યા વિના બ્રિટને એ ન્યાયી પગલું ભરવું એવી જાતની માગણી છે. લૂંટ કરી તે ખોટું હતું એટલા જ કારણથી લૂંટના ભોગ બનેલા મૂળ માલિકને બ્રિટન લૂંટી લીધેલી મિલકત પાછી સોંપશે ખરું? પાછી સોંપવામાં આવેલી મિલકતનો કબજો તે રાખી શકશે કે કેમ તે બ્રિટને વિચારવાનું નથી. એટલે તો બ્રિટનના પગલાથી નીપજતી પરિસ્થિતિને માટે મારે અતંત્રતા શબ્દ વાપરવો પડ્યો છે. આ મહાન નૈતિક કાર્યથી બ્રિટન નૈતિક પ્રતિષ્ઠા મેળવશે તેનાથી તેની જીત અવશ્ય થશે. તેની પાસે હિંદની માલકી ન હોય તો બ્રિટનને લડવાનું કારણ રહે કે નહિ એ સવાલનો વિચાર કરવાની મારે જરૂર નથી. આ લડાઈમાં બ્રિટન પોતાની આબરૂ જાળવવા કે પછી હિંદનો કબજો સાચવી રાખવા લડે છે એની આપણને ખબર પડશે. આમ મારી માગણી નબળી પડે છે ખરી, પણ તેનું ન્યાયીપણું લેશમાત્ર પણ ઓછું થતું નથી.

આમ સ્થિતિ હોવાથી મારા પ્રમાણિકપણા અને શુભનિષ્ઠાની ખાતર મારી માગણીમાં રહેલી આ ખામીનો ઉપાય મારે યોજવો રહ્યો. મિત્રરાજ્યોનાં લશ્કર હિંદમાંથી ખસી જવાને લીધે અચૂક હારવાનાં હોય તો મારી માગણીને અપ્રમાણિક ગણીને કાઢી નાંખવી જોઈએ. મારી માગણી તેમ જ તેની મર્યાદાઓ ચાલુ પરિસ્થિતિમાંથી જ ઊભાં થયાં છે. તેથી જેમ આજે ચડાઈની સામે અહિંસક સામનાનો અવકાશ લગભગ નહિ જેવો છે, તેમ મિત્રરાજ્યોનાં લશ્કરો હિંદમાં લડતાં હોય તેની સાથે સાથે અહિંસક સામનો ન થઈ શકે એ વાતનો સ્વીકાર કરવો રહ્યો. કેમ કે એ લશ્કરો અહીં આજે પડ્યાં છે અને એની આપણા ઉપર પૂર્ણ સત્તા છે. પણ એ લશ્કરો રાષ્ટ્રની શરતે લડશે એટલો ફેર માગણીમાં રહેલો છે.

પ્ર. ૨. જો હિંદુસ્તાનની સ્વતંત્રતા ટકાવી રાખવાનું સશસ્ત્ર સૈન્ય, તેની સરદારી તેમ જ કાબૂ આજના સંજોગોમાં બ્રિટન તથા અમેરિકાના

હાથમાં રહેશે, તેને આધારે રહેવા દેવામાં આવે, તો પછી હિંદની પ્રજા, કાંઈ નહિ તો લડાઈ ચાલે ત્યાં લગી સાચી સ્વતંત્રતાની લાગણી અનુભવશે ખરી?

જ. જો બ્રિટનની જાહેરાત પ્રમાણિક હશે તો એના લશ્કરની હાજરીથી સાચી સ્વતંત્રતાના આપણા અનુભવ ઉપર કાંઈ માઠી અસર થાય એમ માનવાને હું કાંઈ કારણ જોતો નથી. છેલ્લા વિશ્વવિગ્રહમાં અંગ્રેજ લશ્કર ફ્રાન્સની ભૂમિ પર રહીને લડતું હતું ત્યારે ફ્રેન્ચ લોકો પરતંત્રતાની લાગણી અનુભવતા હતા ખરા? ગઈ કાલનો મારો માલિક આજ મારો સમોવડિયો થઈને મારી શરતે મારા ઘરમાં રહે તો તેની હાજરીથી મારી સ્વતંત્રતાને કાંઈ આંચ આવે નહિ. એટલું જ નહિ, પણ હું તેને રહેવા દઉં તેથી મને લાભ પણ થાય.

પ્ર. ૩. 'સંધિની' શરતો ગમે તે હોય, પણ જો ઇંગ્લંડ અને અમેરિકાનાં સૈન્યને હિંદના 'બચાવ' અર્થે કાર્ય કરવા દેવામાં આવે તો પછી આ દેશના બચાવ માટે હિંદીઓ સ્વલ્પ અને ઊતરતા દરજ્જાનો જ ભાગ ભજવી શકે ખરું ને?

જ. આ લશ્કરને આપણે આપણા બચાવ કે રક્ષણ માટે રાખવા ઇચ્છતા નથી એવો ખ્યાલ મારી યોજનામાં રહેલો છે. એ લશ્કર આપણો કિનારો છોડી જાય તો આપણે આપણું ગમે તેમ ફોડી લઈશું. આપણે અહિંસક સામનો પણ કરીએ. જો નસીબ પાંસરું હોય તો એમ પણ બને કે મિત્રરાજ્યો ચાલ્યા ગયા પછી, જપાનીઓ આપણે તેમની હાજરી અહીં ઇચ્છતા નથી એમ જોઈને, આપણા દેશનો કબજો ન પણ કરે. પણ સ્વેચ્છાએ અને વ્યવસ્થિત રીતે મિત્રરાજ્યોનાં લશ્કર ખેંચી લેવામાં આવે કે તેમને જબરદસ્તીથી હાંકી કાઢવામાં આવે તે પછી શું થાય એની આ બધી કેવળ કલ્પનાઓ છે.

પ્ર ૪. ધારો કે અંગ્રેજો નૈતિક હેતુથી નહિ પણ તાત્કાલિક રાજકીય તેમ જ વ્યૂહનો લાભ મેળવવા, જેમાં તેમને હિંદમાં પોતાનું લશ્કર રાખવાની તથા વધારવાની છૂટ આપવામાં આવી હોય, એવી 'સંધિ' કબૂલ કરે અને પછી જો તેઓ હિંદનો કબજો રાખી રહેવાનું પસંદ કરે તો તેમને અહીંથી કેવી રીતે કાઢી શકાય?

જ. મિત્રરાજ્યો અથવા, સાચું કહીએ તો, બ્રિટન પ્રમાણિકપણે વર્તશે એમ માનીને આપણે ચાલીએ છીએ. અહીં સવાલ તેમને હાંકી કાઢવાનો નથી, પણ તેમણે આપેલું વચન તેઓ પાળે એ છે. એ લોકો જો વિશ્વાસઘાત કરે તો તેમનું વચન પળાવવા માટે જરૂરી અહિંસક કે હિંસક બળ આપણી પાસે હોવું જ જોઈએ.

પ્ર. ૫. દાખલા તરીકે સુભાષબાબુ જર્મની અને જપાન જોડે સંધિ કરે અને તે અનુસાર હિંદને 'સ્વતંત્ર' જાહેર કરવામાં આવે તથા ધરી-સત્તાનાં સૈન્ય અંગ્રેજને હાંકી કાઢવા માટે હિંદમાં પ્રવેશ કરે તો એ સ્થિતિ ઉપરના પ્રશ્નોમાં વર્ણવવામાં આવેલી સ્થિતિના જેવી જ નહિ થાય કે?

જ. દક્ષિણ અને ઉત્તર ધ્રુવ વચ્ચે જેટલું અંતર છે એટલું જ અંતર આ કલ્પી લીધેલી પરિસ્થિતિઓ વચ્ચે છે. મારી માગણી આપણા માલિકોને ઉદ્દેશીને છે, જ્યારે સુભાષબાબુ તો તેમને અહીંથી હાંકી કાઢવા માટે જર્મન લશ્કર આણવા ઇચ્છે છે. હિંદને ગુલામીમાંથી છોડવવાની જર્મનીની કાંઈ ફરજ નથી. તેથી સુભાષબાબુના કાર્યથી તો હિંદને ઊલમાંથી ચૂલમાં પાડવા જેવું થાય. હું આશા રાખું છું કે આ બે સ્થિતિ વચ્ચેનો ભેદ પ્રશ્ન પૂછનારને સ્પષ્ટ થશે.

પ્ર. ૬. મોલાના સાહેબે હમણાં જ જણાવ્યું છે તે પ્રમાણે, મહાસભાની દૃષ્ટિએ જો "બચાવ એટલે કેવળ સશસ્ત્ર બચાવ જ" હોય તો, જેને વારવો કઠણ પડે એવા હુમલાખોરનો 'સ્વતંત્રપણે' અસરકારક સશસ્ત્ર સામનો કરવા માટે હિંદ આગળ જરૂરી સાધનસામગ્રી નથી એ હકીકત ધ્યાનમાં લેતાં હિંદના સાચા સ્વાતંત્ર્ય માટે કાંઈ પણ અવકાશ રહે છે ખરો? જો આપણે ફક્ત સશસ્ત્ર બચાવનો જ વિચાર કરતા હોઈએ તો પછી એક જ દાખલો આપું કે, નૌકાસૈન્ય તેમ જ જહાજો બાંધવાના ઉદ્યોગ વિના ચાર હજાર માઈલ જેટલા લાંબા દરિયાકિનારાવાળું હિંદ સ્વતંત્ર રહેવાની અપેક્ષા રાખી શકે ખરું?

જ. હથિયારોના બળ વિના કોઈ પણ દેશ પોતાનો બચાવ કરી શકે એવો મારો મત છે પણ મોલાના સાહેબનો નથી, એ જાણીતી વાત છે. અહિંસક રીતે પોતાના દેશનો બચાવ કરી શકાય છે એ અભિપ્રાયને આધારે મેં મારી માગણી કરેલી છે.

પ્ર. ૭. જો બ્રિટન તેને 'સ્વતંત્ર' જાહેર કરે તોપણ હિંદુસ્તાન આજે ચીનને સાધનસામગ્રીની શી મદદ કરી શકે?

જ. હિંદ હમણાં મિત્રરાજ્યોને ખપે એવી અધકચરી અને ઢંગધડા વિનાની મદદ ચીનને આપે છે. સ્વતંત્ર હિંદ ચીનને જરૂર હશે તેવા માણસો અને સામગ્રીની મદદ આપશે. હિંદ અને ચીન એશિયાના દેશો હોવાથી પરસ્પર વિવિધ સંબંધોથી સંકળાયેલા છે. એવો સંબંધ મિત્ર-રાજ્યોને ચીન સાથે ન હોઈ શકે. સ્વતંત્ર હિંદ જપાનને ચીન સાથે યોગ્ય વર્તન રાખવાને નહિ જ સમજાવી શકે એમ કોણ કહી શકે?

દાખલા તરીકે જવાબ ૨ અને ૩ માં કરેલો ખુલાસો એમના મોઢા આગળ હતો એની લેખકે કેમ અવગણના કરી છે? ટૂંકામાં મારા ખુલાસાનો અર્થ આ છે કે, જેમ સ્વતંત્ર હિંદુસ્તાનની સરકાર કરારને અંગે પોતાનો ભાગ પાર પાડે એવો વિશ્વાસ રાખવાની હું મિત્રરાજ્યો આગળ અપેક્ષા રાખું એ જ પ્રમાણે કરારને અંગે તેઓએ પાળવાની શરતો મિત્રરાજ્યો નિમકહલાલીથી પાર પાડે એવો વિશ્વાસ હું રાખું. અંગ્રેજો ગમે ત્યારે ખસી જાય પણ તેમનું પ્રયાણ એટલું માનભર્યું હશે કે તે પછી બે પક્ષોએ કરવાનાં કામ એકેએક ખૂબ સદ્ભાવ અને નિખાલસપણાથી કરાશે. મારો અભિપ્રાય છે કે બતાવેલી મુશ્કેલીનો આ ઉકેલ પૂરેપૂરો સમજી શકાય એવો તથા સંતોષકારક છે.

૨૯. ગુપ્તતા વિષે અખિલ ભારત મહાસભા સમિતિ આગળ મેં ૮મી ઑગસ્ટે કરેલા હિંદુસ્તાની ભાષણમાં આમ કહ્યું હતું:

"પરંતુ છાનું છાનું કાંઈ પણ ન કરવું જોઈએ. આ ઉઘાડો બળવો છે. આ લડતમાં ગુપ્તતા પાપરૂપ છે. સ્વતંત્ર પુરુષ છાની હિલચાલ ન કરે. એમ બને કે જ્યારે તમે સ્વતંત્રતા મેળવશો ત્યારે મારી સલાહ નહિ માનો અને તમારું પોતાનું સી. આઇ. ડી. ખાતું રાખશો. પણ આ લડાઈમાં તો આપણે જાહેર રીતે કામ કરવાનું છે અને ભાગ્યા વિના આપણી છાતી ઉપર ગોળીઓ ઝીલવાની છે. આવી જાતની લડતમાં ગુપ્તતામાત્ર પાપરૂપ છે અને સંભાળપૂર્વક એનાથી દૂર રહેવું જોઈએ.

વળી પરિશિષ્ટ ૧ ( ૩ ) જુઓ.

ખાસ કરીને જ્યારે એ આરોપને માટે મુદ્દલ પુરાવો ન હોય ત્યારે, કોઈ માણસ ગુપ્તતાથી એને પાપ જાણીને દૂર રહ્યો હોય એના ઉપર ગુપ્તતાનું તહોમત મૂકવું એ જરા નિષ્ઠુર છે.

૩૦. આગળ ચાલતાં લેખક કહે છે:

"...........અને આ કંઈ દૈવયોગ નથી કે, જ્યારે શ્રી ગાંધી 'હરિજન'માં 'હિંદ છોડો' એ એમના સૂત્રનું વિવરણ કરતા હતા ત્યારે તે કોઈ પણ જાતના મિલકતનાશની વિરુદ્ધ પણ લખતા હતા. (મિલકત અને મોટે ભાગે ઔદ્યોગિક મિલકત દુશ્મનને હાથ ન જાય એટલે એનો નાશ કરવો પડે; આ મિલકતની શ્રી. ગાંધીને ચિંતા રહે છે, પણ જપાનીનો અહિંસક રીતે વિરોધ કરવામાં અગણિત હિંદીઓનો જીવ આપવાની

એમની તૈયારી છે એ વિચિત્ર છે. મિલકત બચાવી લેવી જોઈએ; આપણે કદાચ યોગ્ય રીતે પ્રશ્ન કરી શકીએ કે તે કોને માટે બચાવવાની છે?)"

"દૈવયોગ નથી" આમાં એક મશ્કરીનું સૂચન છે જેને માટે કાંઈ સાબિતી નથી. કૌંસમાં કરેલી વ્યાખ્યાથી સ્પષ્ટ રીતે એમ સૂચવ્યું છે કે, આમપ્રજાના જાનમાલ કરતાં સાહુકારની મિલકત વિષે મને વધારે ચિંતા હતી. આમાં સત્યને જાણી જોઈને વિકૃત સ્વરૂપ આપ્યું છે. જેમાંથી ઊલટો જ અર્થ નીકળે છે એવા ઉતારા હું આ નીચે આપું છું:

"યુદ્ધમાત્રના વિરોધી તરીકે મારો જવાબ તો એક જ હોઈ શકે. આક્રમણ માટે કે રક્ષણ માટે જાન કે માલનો નાશ કરવામાં હું નથી જોતો બહાદુરી કે નથી જોતો ભોગ. મારે છોડવાં જ પડે એમ હોય તો તો શત્રુ વાપરશે એ બીકે મારાં ઘર અને પાકનો નાશ કરવા કરતાં હું તે તેને માટે છોડી જવાનું પસંદ કરું. જો હું ભયથી નહિ પણ કોઈને શત્રુ જ સમજી શકતો નથી એવી માનવપ્રેમની વૃત્તિથી પ્રેરાઈને વર્તું તો આ રીતે ઘર અને પાક છોડી દેવામાં વધારે વિવેક, ભોગ તેમ જ બહાદુરી રહેલાં છે.

પણ હિંદુસ્તાનની બાબતમાં તો એક વ્યવહારુ વસ્તુ પણ વિચારવાની રહે છે. રશિયામાં તો સમસ્ત પ્રજામાં બળવાન રાષ્ટ્રભાવના ખીલેલી છે તેટલે અંશે હિંદુસ્તાનમાં ખીલેલી નથી. હિંદુસ્તાન લડતું જ નથી, એના વિજેતાઓ લડે છે." ('હરિજન', માર્ચ, ૨૨મી, ૧૯૪૨, પા. ૮૮).

"મારો ભાઈ જે મારી સામે લડે છે તેને પાણી ન મળી શકે એટલા માટે મારા કૂવામાં હું ઝેર નાખું કે કૂવો પૂરી દઉં એમાં કાંઈ બહાદુરી નથી. આપણે એમ માનીને ચાલીએ કે હું તેની જોડે જૂની પ્રચલિત પદ્ધતિએ લડું છું. તેમ જ એમ કરવામાં કાંઈ આત્મભોગ પણ નથી. કારણ એ મને શુદ્ધ બનાવતું નથી અને આત્મભોગમાં શુદ્ધિ આવશ્યક છે. એવા વિનાશને મોઢા ઉપર ચીડ કાઢવા નાક કાપવાની સાથે સરખાવી શકાય. જૂના જમાનામાં સૈનિકો ધર્મયુદ્ધના નિયમ પાળતા. કૂવામાં ઝેર નાંખવું અને અનાજના પાકનો નાશ કરવો એ વસ્તુઓ નિષિદ્ધ ગણાતી. પણ હું મારા કૂવા, પાક અને ઘરબારને અકબંધ રહેવા દઉં એમાં બહાદુરી ને આત્મભોગ રહેલાં છે, એવો મારો અવશ્ય દાવો છે. બહાદુરી એટલા માટે છે કે શત્રુ મારે ખર્ચે ખાય પીએ અને મારી પાછળ પડે એ જોખમ હું જાણીબૂજીને વહોરું છું. અને આત્મભોગ એટલા માટે છે કે શત્રુને માટે કાંઈ છોડી જવાની ભાવના મને શુદ્ધ તથા ઉન્નત કરે છે.

" 'મારે છોડવાં જ પડે એમ હોય' એ શરત સૂચવનારું વચન પ્રશ્નકર્તાના ધ્યાન બહાર ગયું છે. મેં એવી પરિસ્થિતિ કલ્પી છે જેમાં હું હાલ તરત મરવા તૈયાર નથી અને તેથી વ્યવસ્થિત રીતે પાછો હઠવા ઇચ્છું છું, અને તેમ કરતાં એવી આશા રાખું છું કે બીજા ને વધારે અનુકૂળ સંજોગોમાં હું સામે મોંએ લડી શકીશ. અહીં જે વસ્તુનો વિચાર કરવાનો છે તે પ્રતિકાર નથી, પણ અનાજના પાક ને એવી બીજી વસ્તુઓનો નાશ ન કરવો એ છે. હિંસક કે અહિંસક પ્રતિકાર સારી પેઠે વિચાર કરીને કરવાનો હોય છે. અવિચારી પ્રતિકાર લશ્કરી ભાષામાં આંધળિયાં કહેવાશે અને અહિંસાની ભાષામાં હિંસા કે મૂર્ખાઈ કહેવાશે. પીછેહઠ પોતે ઘણી વાર પ્રતિકારની યોજના હોય છે. અને તે ભારે બહાદુરી અને આત્મભોગની પુરોગામી પણ હોઈ શકે. દરેક પીછેહઠ કાયરપણાની નથી હોતી; કાયરપણું તો મોતનો ડર સૂચવે છે. બેશક બહાદુર માણસ વધારે વાર તો તેને તેની મિલકત ઉપરથી કાઢી મૂકવાના ચડાઈ કરનારના પ્રયત્નનો હિંસાથી કે અહિંસાથી સામનો કરતાં જ મરી જાય; પણ જો હાલ તરત એને પીછેહઠ કરવામાં શાણપણ દેખાય તો તેથી કરીને તેની બહાદુરીમાં જરાયે ઊણપ આવવાની નથી"

('હરિજન', એપ્રિલ ૧૨મી, ૧૯૪૨, પા. ૧૦૯).

આટલે સુધી તો ગરીબ માણસની મિલકતની જ ચિંતા કરી છે. ઔદ્યોગિક મિલકતનું તો નામ જ લીધું નથી. એવી મિલકતનો નાશ ન કરવાનાં કારણો પણ મેં આપ્યાં છે, જે મને હજી પણ તદ્દન યોગ્ય લાગે છે. ઔદ્યોગિક મિલકતને લગતી ફક્ત એક જ નોંધ મારી આગળ પડેલા 'હરિજન'ના અંકોમાં મને જડી છે. તે નીચે પ્રમાણે છે:

"ધારો કે ઘઉં દળવાનાં કે તેલીબિયાં પીલવાનાં કારખાનાં હોય તો હું એનો નાશ ન કરું. પણ યુદ્ધના સરંજામનાં કારખાનાંનો નાશ કરું;........ કાપડની મિલોનો નાશ હું ન કરું, અને એવી બધી વસ્તુઓના નાશનો પ્રતિકાર કરું."

('હરિજન', મે ૨૪, ૧૯૪૨, પા. ૧૬૭).

કારણ સ્પષ્ટ છે. અહીં પણ માલિકોની નહિ પણ કારખાનામાં બનેલી ખોરાકની ચીજો તથા કાપડ જે વાપરે છે તે આમ પ્રજાની ચિંતા કરેલ છે. આ પણ યાદ રાખવું જોઈએ કે, સાધારણ વખતમાં ગ્રામઉદ્યોગના હિતાર્થે બેય જાતનાં કારખાનાં વિરુદ્ધ મેં હંમેશાં લખ્યું છે અને કામ પણ લીધું છે, કેમ કે જ્યાં થોડા હજારો અથવા

બહુ તો થોડા લાખોને જ રોજી મળે એવાં કારખાનાંની બનાવટ કરતાં, જેમાં કરોડોને રોકી શકાય એવી હાથમજૂરીની બનાવટને વધારે પસંદ કરવી એ મારો સિદ્ધાંત છે.

૩૧. વળી અલ્લાહાબાદ મોકલેલા ઠરાવના છેલ્લાની પહેલાંના પરિચ્છેદનું છેલ્લું વાક્ય જુઓ: " જે આમપ્રજાની માલકીનું છે અથવા એને ઉપયોગી છે તેનો નાશ કરવો એવી મહાસભાની નીતિ કદાપિ ન હોઈ શકે ". ઉપર દર્શાવેલું બધું હોવા છતાં લેખકે સત્યને આમ વિકૃત સ્વરૂપ કેમ આપ્યું હશે તે સમજાય એમ નથી.

૩૨. જેમાંથી મેં લેખકે કૌંસમાં કરેલું કથન ઉતાર્યું છે એ જ પરિચ્છેદમાં નીચેનું વાક્ય જોવામાં આવે છે:

" પરંતુ આપણી આગળ એની પોતાની કબૂલાત પડી છે કે અહિંસક પ્રતિકારથી જપાનીને ખાળી શકાય એવી ખાતરી તે આપી શકતા નથી; ખરેખર એવી આશાનો તો એ 'નિરાધાર કલ્પના'રૂપે ઉલ્લેખ કરે છે."

હિંદુસ્તાનને મિત્રરાષ્ટ્રો અને જપાન વચ્ચેનું રણક્ષેત્ર બનતું અટકાવવા માટે 'એની (જપાનીની) માગણીઓ મંજૂર કરવા' હું તૈયાર હતો, એ વાતના ટેકારૂપે આ ટાંક્યું છે. જ્યાંથી આ લીધેલું છે તે લેખમાંથી હું ઉતારો કરું છું. પાંચમી જુલાઈ, ૧૯૪૨ના, 'હરિજન'માં 'એક ભૂલ' એ મથાળાવાળા લેખમાં એક પત્રલેખકે મને પૂછેલા નીચલા સવાલનો મેં જવાબ આપ્યો છે:

પ્ર. "મિત્રરાજ્યોનાં લશ્કરને હિંદુસ્તાનમાં રહેવા દેવાં જોઈએ એમ તમે અહિંસાની દૃષ્ટિએ આવશ્યક ગણો છો. તમે એમ પણ કહો છો કે જપાનને હિંદનો કબજો લેતું અટકાવવા માટે સોએ સો ટકા ખાતરીનો કોઈ અહિંસક માર્ગ તમે બતાવી શકતા નથી, એટલે મિત્રોને તમારાથી પડતા મૂકી શકાય નહિ. પણ તમને એમ નથી લાગતું કે, જે પગલાથી અંગ્રેજોને ખસી જવાની ફરજ પડે તેમાંથી એટલી અહિંસક શક્તિ પેદા થાય કે જે જપાનીઓને હિંદનો કબજો લેતાં અટકાવવા માટેયે પૂરી પડે? અને સત્યાગ્રહ તરીકે તમારી એ જોવાની પણ ફરજ નથી કે બે પરદેશી ઉન્મત્ત આખલા આપણી ભૂમિ ઉપર ભયંકર યુદ્ધ મચાવી આપણા દેશ, આપણાં ઘરબાર અને આપણા સર્વસ્વનો નાશ કરે નહિ તે પણ એટલું જ અગત્યનું છે?"

આ પ્રશ્નનો મેં આપેલો જવાબ નીચે પ્રમાણે હતો:

જ. "આ સવાલમાં દેખીતો વિચારદોષ છે. અંગ્રેજો પોતાની રક્ષા માટે પોતાના બાહુબળ ઉપર જ વિશ્વાસ રાખવાને સૈકાઓથી ટેવાયેલા છે. તેમના મનમાં હું અહિંસા ઉપર એવી શ્રદ્ધા એકદમ નહિ પેદા કરી શકું કે જે હિંદીઓના હૃદયમાં પણ બહુ ઊંડી ઊતરી નથી. અહિંસક શક્તિએ હિંસાની શક્તિની પેઠે કામ કરવું ન ઘટે. હિંદની ભૂમિ ઉપર મિત્રરાજ્યોનાં લશ્કરોને કામ કરવા ના પાડવાથી, મારી સૂચનાથી તેમના મનમાં ખીજ ઊપજી હશે તેમાં વધારો જ થાય. પહેલી ખીજ અનિવાર્ય છે; બીજી વગર મફતની ચડાવી ગણાય.

વળી જો અંગ્રેજોનું પ્રયાણ થાય તો તે કેવળ અહિંસક દબાણને જ પરિણામે નહિ હોય. અને ગમે તેમ પણ જૂના માલિક ઉપર અસર કરવામાં જે શક્તિ જોઈએ તે નવા ચડાઈ કરનારને અટકાવવાના કામમાં આવશ્યક શક્તિ કરતાં નોખી જાતની જ હોય. આમ આપણે કર ન ભરીને અને બીજી વિવિધ રીતે અંગ્રેજી રાજ્યના અમલનો ઇન્કાર કરી શકીએ. પણ આ રીતો જપાનના હુમલાનો વિરોધ કરવામાં કામ ન લાગે. એટલે જપાનનો પ્રતિકાર કરવા આપણે તૈયાર હોઈએ તોયે તેમને આપણે કેવળ અહિંસાથી રોકી શકીશું જ એવી નિરાધાર ધારણા ઉપરથી જ અંગ્રેજોને તેમનું અનુકૂળ સ્થાન છોડી દેવાનું આપણાથી કહી શકાય નહિ.

છેવટે આપણે આપણી પોતાની પદ્ધતિએ સ્વરક્ષા કરીએ છતાં અંગ્રેજો તૂટી પડે એટલું તાણ એના પર આવે એવું કરતાં આપણી અહિંસા આપણને અટકાવે છે. એમ કરવું તે તો છેલ્લાં આ વીસ વર્ષના આપણા આખા ઇતિહાસ પ્રત્યે બેવફા બનવા જેવું થાય."

('હરિજન', જુલાઈ ૫ મી, ૧૯૪૨, પા. ૨૧૦)

ઉપર ઉલ્લેખેલી ધારણા પત્રલેખકની છે તે એવી કે, અંગ્રેજને ખસવાની ફરજ પાડે એવી મારી પ્રવૃત્તિથી જે અહિંસક શક્તિ પેદા થાય તે જપાનને પણ રોકી શકે, અને તેથી કરીને અંગ્રેજો હિંદમાંથી પોતાનું લશ્કર ખસેડી લે એવી મારી મૂળ દરખાસ્ત મારે ફેરવવી ઘટતી નહોતી. બ્રિટિશ લશ્કરને અહીં રહેતું અટકાવવા માટે કરેલી એ ધારણાની અયુક્તતા મેં બતાવી છે. અહિંસાની શક્તિ ઉપર મારી શ્રદ્ધા છે તે અવિચળ છે, પણ જપાન સાથે કામ લેવામાં એ જો તેમને જરૂરી લાગે તો હિંદુસ્તાનને ભંડારભૂમિ તરીકે વાપરતા એમને અટકાવવા સારુ અંગ્રેજો આગળ મારી શ્રદ્ધા મારાથી રજૂ કરી શકાય નહિ.

૩૩. જપાનીઓને મેં કરેલી અપીલમાંથી નીચલું ઉતારીને પોતાના અનુમાનને પુષ્ટ કરવાનો લેખકે વધુમાં પ્રયત્ન કર્યો છે:

"અને જેને તમારા (જપાનીના) સામ્રાજ્યવાદ અને નાઝીવાદ જેટલો જ અમે ધિક્કારીએ છીએ તે સામ્રાજ્યવાદનો સામનો કરવાની અજોડ પરિસ્થિતિ અમારે ભાગે આવી પડી છે."

પછીનાં વાક્યો જે એના અનુમાનને પોષવાને બદલે એનાથી તદ્દન વિરુદ્ધ જાય એવાં છે તે લેખકે પોતાની સગવડ વિચારીને ઉડાડી દીધાં છે. આ રહ્યાં તે વાક્યો:

"બ્રિટિશ અમલ સામેના અમારા પ્રતિકારથી બ્રિટિશ પ્રજાને નુકસાન પહોંચાડવાનો અમારો ઇરાદો નથી. અમારો આશય તો તેમનો હૃદય-પલટો કરવાનો છે. બ્રિટિશ અમલ સામેનો અમારો બળવો નિ:શસ્ત્ર છે. દેશમાં મહત્ત્વ ધરાવતો એક પક્ષ પરદેશી રાજ્યકર્તા સાથે મૈત્રીભરી પણ જીવ સટોસટની લડતમાં ઊતરેલો છે.

પરંતુ આ લડતમાં એ પક્ષને પરદેશી સત્તાઓની મદદ જોઈતી નથી. તમારું આક્રમણ હિંદ પર ઝઝૂમી રહ્યું છે તે વખતે મિત્રરાજ્યોને મૂંઝવવાના હેતુથી અમે લડત ઉપાડવાની આ તક પસંદ કરી છે એવી ખબર તમને પહોંચી છે એ હું જાણું છું, પણ એ ખબર ખોટી છે. બ્રિટનની મુશ્કેલીનો લાભ ઉઠાવવાની તક જો અમે શોધતા હોત તો લગભગ ત્રણ વર્ષ પહેલાં લડાઈ ફાટી નીકળી તે જ વખતે અમારે તે સાધવી જોઈતી હતી. બ્રિટિશ સત્તાએ હિંદમાંથી ખસી જવું એ માગણી માટેની અમારી હિલચાલ વિષે કાંઈ ગેરસમજ ન થવી જોઈએ. ખરું જોતાં હિંદને સ્વાતંત્ર્ય મળે તે માટે તમે આતુર છો એમ કહેવાય છે તે જો સાચું હોય, તો હિંદના સ્વાતંત્ર્યનો બ્રિટન તરફથી સ્વીકાર થયા પછી હિંદ ઉપર આક્રમણ કરવાનું તમારી આગળ કાંઈ બહાનું રહેતું નથી. વળી અમારે વિષે તમે ચિંતા કરતા કહેવાઓ છો તે વાતની સાથે ચીન ઉપરના તમારા નિષ્ઠુર આક્રમણનો બરાબર મેળ બેસતો નથી.

તમને હિંદ વધાવી લેશે એમ જો તમે માનતા હો તો તમારો એ ભ્રમ તરત ભાગશે એમ નક્કી જાણજો. બ્રિટિશ સત્તાને હિંદમાંથી ખસેડવાની હિલચાલનો હેતુ એ છે કે બધા પ્રકારની લશ્કરી અને સામ્રાજ્યવાદી મહત્ત્વાકાંક્ષાઓ, પછી એ બ્રિટિશ સામ્રાજ્યવાદ હોય, જર્મન નાઝીવાદ હોય કે તમારો કોઈ નમૂનો હોય, પણ તેનો વિરોધ કરવાને તૈયાર બનવા સારુ હિંદને સ્વતંત્ર કરવું. આટલું જો અમે ન કરીએ તો, અહિંસા જ આજના લશ્કરવાદની

ભાવના અને આકાંક્ષાઓને ગાળી કાઢવા સમર્થ છે એવી અમારી શ્રદ્ધા હોવા છતાં, આખી દુનિયાને લશ્કરવાદનો ભોગ બનતી જોઈ રહેનારા અમે હીન લોકો ગણાઈએ. મને પોતાને ભય છે કે હિંદની સ્વતંત્રતા જાહેર કર્યા વિના મિત્રરાજ્યો હિંસાને ધર્મસ્વરૂપે માનનારી ધરીસત્તાઓના સંઘને હરાવી શકશે નહિ. મિત્રરાજ્યોને તમારો અને તમારા ભાગીદારોનો પરાજય કરવો હોય તો ક્રૂરતામાં અને યુદ્ધકૌશલ્યમાં તેમણે તમારી સરસાઈ કરવી જોઈએ. પરંતુ જો તેઓ તમારું અનુકરણ કરતા થાય તો પોતે જગતને લોકતંત્ર તથા વ્યક્તિસ્વાતંત્ર્યને માટે બચાવશે એવી તેમની જાહેરાત અર્થશૂન્ય બની જાય છે. મને લાગે છે કે તમારી ક્રૂરતાના અનુકરણમાંથી બચવા માટે જોઈતું બળ તેઓ તો જ મેળવી શકે, જો તેઓ હિંદની સ્વતંત્રતા આજ જાહેર કરે તથા સ્વીકારે અને ધૂંધવાતા હિંદના પરાણે મેળવેલા સહકારને મુક્ત બનેલા હિંદે સ્વેચ્છાએ આપેલા સહકારમાં ફેરવી નાખે.

બ્રિટન અને મિત્રરાજ્યો પાસે અમે ન્યાયને ખાતર, તેમણે કરેલા દાવા પુરવાર કરવા માટે અને તેમનો સ્વાર્થ સિદ્ધ થાય તે સારુ અમારી માગણી મૂકી છે. તમને હું માનવતાને નામે અપીલ કરું છું. લડાઈમાં ક્રૂરતાની રીતિનો કોઈને ઇજારો નથી એ વાત તમને કેમ સૂઝતી નથી એનું મને આશ્ચર્ય છે. મિત્રરાજ્યો નહિ તો બીજી કોઈ સત્તાઓ તમારી રીતિમાં અવશ્ય વધારે પાવરધી બનશે અને તમને તમારા હથિયારથી જ હરાવશે. તમે જીતશો તોપણ મગરૂરી લઈ શકાય એવો વારસો તમારા લોકોને તમે સોંપી જવાના નથી. ગમે તેટલી ચતુરાઈથી સિદ્ધ કરેલાં છતાં ક્રૂર કામોનું વર્ણન કરતાં તેમને અભિમાન નહિ થાય.

તમે જીતશો તોપણ તેથી એમ સિદ્ધ નહિ થાય કે તમારો પક્ષ સાચો હતો; તેથી તો એટલું જ સિદ્ધ થાય કે વિનાશ કરવાની તમારી શક્તિ ચડિયાતી હતી. જો હિંદને મુક્ત કરવાનું ન્યાયી અને ધર્મ્ય પગલું, એશિયા અને આફ્રિકાની બીજી બધી પરાધીન પ્રજાઓને તેવી રીતે મુક્ત કરવાના કોલના બહાનારૂપે, આજ ક્ષણે નહિ લેવામાં આવે તો એ જ વાત મિત્રરાજ્યોને પણ સ્પષ્ટ રીતે લાગુ પડે છે.

સ્વતંત્ર હિંદ મિત્રરાજ્યોને પોતાનાં લશ્કર હિંદમાં રાખવા દેવાને રાજી છે એવી દરખાસ્ત અમે બ્રિટન પાસે કરેલી માગણી સાથે જોડી છે. મિત્રરાજ્યોના પક્ષને અમે કોઈ પણ જાતનું નુકસાન પહોંચાડવા ઇચ્છતા નથી એમ સાબિત કરવાને અને બ્રિટને ખાલી કરેલા દેશમાં પગ મૂક્યો કે તેનો કબજો મળી જશે એવા ભ્રમમાં તમે ન પડો તેટલા ખાતર અમે

આ દરખાસ્ત કરેલી છે. મારે ફરી કહેવાની જરૂર નથી કે, આવો કોઈ વિચાર તમે રાખ્યો હશે અને તેને અમલમાં મૂકવાનો તમે પ્રયત્ન કરશો તો અમારો દેશ જેટલી એકત્ર કરી શકે તેટલી તમામ શક્તિથી તમારો સામનો કરવામાં પાછી પાની નહિ કરે. આ અપીલ મેં તમને એવી આશાથી કરી છે કે અમારી હિલચાલથી તમે અને તમારા ભાગીદારો સાચી દિશામાં જવા પ્રેરાઓ અને આજે તમે જે માર્ગ લીધો છે તેમાંથી પાછા વળી જાઓ. તમે જે માર્ગ લીધો છે તેનાથી તમારો નૈતિક અધઃપાત થશે, અને માનવી યાંત્રિક પૂતળાં બનશે. બ્રિટનને મેં કરેલી અપીલનો જવાબ મેળવવામાં મેં જેટલી આશા રાખી છે તેના કરતાં તમને કરેલી આ અપીલનો જવાબ મેળવવાની આશા મને ઘણી ઓછી છે. હું જાણું છું કે અંગ્રેજો ન્યાયબુદ્ધિ વિનાના નથી અને તેઓ મને ઓળખે છે. પણ કાંઈ મત બાંધી શકું એટલી મને તમારી ઓળખાણ નથી. જે મેં વાંચ્યું છે તે બધુ મને એમ સમજાવે છે કે તમે તલવાર વિના બીજી કોઈ અપીલને ઓળખતા નથી. આમ કહીને તમારે વિષે બહુ ભૂંડી રીતે ગેર-સમજ ફેલાવવામાં આવી છે અને તમારા હૃદયના કોઈ સાચા તારને હું છેડી શક્યો છું એવું હોય તો કેવું સારું ? ગમે તેમ પણ યોગ્ય જવાબ વાળવાની મનુષ્ય પ્રકૃતિની ખાસિયત ઉપર મને અમર વિશ્વાસ છે. એ વિશ્વાસને આધારે જ હિંદમાં આદરવા ધારેલી નવી હિલચાલની કલ્પના મેં કરી છે અને એ શ્રદ્ધાથી જ આ અપીલ તમને કરવાને હું પ્રેરાયો છું."

('હરિજન', જુલાઈ ૨૬મી, ૧૯૪૨, પા. ૨૪૦ અને પછી).

આ લાંબો ઉતારો મેં આપ્યો છે, કારણ કે હું જોઉં છું કે તેમાં લેખકના આક્ષેપોનો પૂરો જવાબ આવી જાય છે. વળી ગઈ ૮મી ઑગસ્ટના ઠરાવમાં કરવા ધારેલી હિલચાલ વિષેના મારા મનો-રાજ્યનો એ ખુલ્લો દરવાજો પણ છે. પણ લેખકના ભાથામાં બહુ બાણ છે. કારણ કે 'એની (જપાનીની) માગણીઓનો સ્વીકાર કરવા' હું તૈયાર હતો એવા એમના અનુમાનના બચાવ અર્થે, આગળ ચાલતાં તે કહે છે:

"કોઈ પ્રભાવશાળી લાગણીથી દોરાઈને જ એમણે (મેં) આવી શરણા-ગતિનો વિચાર કર્યો હશે. આ લાગણી હિંદુસ્તાનને લડાઈના ત્રાસથી બચાવવાની ઇચ્છારૂપ હતી એમાં કાંઈ શક નથી."

બીજા શબ્દોમાં, 'હું બ્રિટિશને બદલે જપાની રાજ્ય સ્વીકારવાનો હતો.' પણ મારી અહિંસા એવી નમાલી નથી. બ્રિટિશરાજ પરમ-

ત્રાસરૂપ છે એનો અંત આણવા સારુ લડાઈના ત્રાસમાત્ર ખમી લેવા હું ઇચ્છું એમ 'હરિજન'માં બને એટલી બધી સ્પષ્ટતાથી મેં લખ્યા છતાં, આવી લાગણીનું દર્શન તો કમળાવાળી આંખને જ થાય. બ્રિટિશ રાજ મારાથી ખમાતું નથી કેમ કે કોઈ પણ પરદેશી સત્તા મારાથી ન ખમાય. હું એક જ 'પ્રભાવશાળી લાગણી'થી દોર્યો દોરાઉં છું અને બીજી કોઈથી નહિ; એ લાગણી હિંદુસ્તાનની સ્વતંત્રતા. મારા ઉપર અઘટિત વૃત્તિનું તેમણે આરોપણ કર્યું છે એ જ વાક્યમાં લેખકે આ કબૂલ કર્યું છે. આમ એમણે પોતે જ પોતા વિરુદ્ધ પુરાવો આપ્યો છે.

૩૪. તહોમતનામાને ૧૪મે પાને લેખક કહે છે:

"છેવટે જુલાઈ ૧૪મીનો ઠરાવ કાર્યવાહક સમિતિએ મંજૂર કર્યા પછી વર્ધામાં પત્રકારો સમક્ષ શ્રી. ગાંધીએ ઉચ્ચારેલા પ્રખ્યાત શબ્દો છે, જે સ્પષ્ટ રીતે બતાવે છે કે તે પ્રાથમિક તબક્કે પણ આખરી લડત લડી લેવાનો એમણે પાકો નિશ્ચય કર્યો હતો:

'પીછેહઠ કે મસલત માટે દરખાસ્તમાં કાંઈ અવકાશ રહ્યો નથી. એ તક વધારેનો પ્રશ્ન નથી. આખરે એ ઉઘાડો બળવો છે.'

"પછીથી જેઓએ શ્રી. ગાંધી અને મહાસભાના નેતાઓને પકડીને કટોકટી આણી મૂકવાનો સરકાર ઉપર આરોપ મૂક્યો છે અને શ્રી. ગાંધીએ એમના મુંબઈવાળા ભાષણમાં ઉલ્લેખેલા છૂટના દિવસોનો મસલત માટે ઉપયોગ કરવો જોઈતો હતો એમ સૂચવ્યું છે, તેઓને પણ આમાંથી જવાબ મળી રહે છે: "પીછેહઠ કે મસલત માટે અવકાશ રહ્યો નથી." એમ શ્રી. ગાંધીએ એક મહિનો વહેલું કહી મૂક્યું હતું. વળી જો મહાસભાની માગણીનો સ્વીકાર ન થાય તો સામુદાયિક હિલચાલ કરવાની વર્ધા ઠરાવમાં ફક્ત ધમકી જ આપેલી હતી. મુંબઈનો ઠરાવ એનાથી આગળ વધ્યો. એમ કરતાં તો વિલંબ થાય એટલે એમાં હવે હિલચાલની ધમકી આપી નથી. એમાં હિલચાલને મંજૂરી આપી છે, અને હજી પણ કાંઈ વિલંબ કરવાનો હોય તો તેનો ઉપયોગ મસલત માટે નહિ પણ જેને અમલમાં મૂકવા તેના કર્તાઓ ક્યારના બંધાઈ ગયા હતા પણ જે અમલમાં મૂકવા માટે હજી સાવ તૈયાર નહોતી એવી યોજના ઉપર છેલ્લો હાથ ફેરવવા માટે કરવાનો હતો, એમ માનવા માટે જે કહેવાઈ ગયું હતું તેના પ્રકાશમાં ઓછામાં ઓછાં ઠીક ઠીક કારણ નથી કે?"

હું હમણાં જ બતાવવાનો છું કે મેં ઉચ્ચારેલા કહેવાતા

"પ્રખ્યાત શબ્દો" અંશતઃ વિકૃતરૂપ છે અને ૧૯મી જુલાઈ ૧૯૪૨ના 'હરિજન'માં પ્રગટ કરેલા વર્ધાની મુલાકાતના પ્રમાણભૂત હેવાલમાં જડતા નહિ હોવાને લીધે અંશતઃ પ્રક્ષિપ્ત છે. જેને વિકૃત સ્વરૂપ આપ્યું છે એવો મારો દાવો છે તે ઉતારાનો ભાગ જેમાં એના સાચા રૂપમાં જોવામાં આવે છે તે વર્ધાવાળી મુલાકાતનો ભાગ હું આખો ઉતારું છું.

"બ્રિટિશ સરકાર મસલત શરૂ કરશે એવી તમને આશા છે ખરી?"

"કરે પણ ખરી, પણ કોની સાથે કરશે તે હું જાણતો નથી. કારણ કે આમાં એક કે બીજા પક્ષને મનાવવાનો પ્રશ્ન નથી. આ તો કોઈ પણ જાતની શરત કર્યા વિના અને કોઈ પણ પક્ષની ઇચ્છાઓનો વિચાર કર્યા વિના બ્રિટિશ સત્તા અહીંથી ખસી જાય એવી અમારી માગણી છે. આ માગણીનું ન્યાયીપણું એ એનો પાયો છે. બેશક એમ બને કે બ્રિટિશ લોકો પોતાના ખસી જવાને અંગે મસલત કરે. આમ જો તે કરે તો બ્રિટિશ લોકોને એટલો જશ મળશે, પણ એ પરિસ્થિતિમાં તો બ્રિટિશ લોકોના ખસી જવાનો પ્રશ્ન જ મટી જાય છે. મોડા મોડા પણ જો બ્રિટિશ લોકો હિંદુસ્તાનના સ્વાતંત્ર્યને માન્ય રાખવા જેટલું ડહાપણ, વિવિધ પક્ષોને શું લાગે એવો વિચાર કર્યા વિના, બતાવશે તો બધું શક્ય બનશે. પરંતુ હું જે મુદ્દા ઉપર ભાર મૂકવા ઇચ્છું છું એ તો એ છે કે, **ब्रिटिश लोकोए खसी जवुं जोईए ए मारी दरखास्तनी बाबतमां मसलतने माटे कशो अवकाश रह्यो नथी.** કાં તો તે હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય માન્ય રાખે અને કાં તો એમ કરવાની ના પાડે. એ સ્વાતંત્ર્ય સ્વીકારવામાં આવે તો બીજી ઘણી વસ્તુઓ આપોઆપ એની પાછળ આવી રહે. કારણ કે પોતાના આ એક કાર્યથી બ્રિટિશ સત્તાના પ્રતિનિધિઓ આખી પરિસ્થિતિની સુરત ફેરવી નાખશે અને અનેક વખત હિંદના લોકોની જે આશા આજ લગી નિષ્ફળ નીવડી છે તે પાછી જીવતી થશે. એટલે જે દિવસે બ્રિટિશ લોકો તરફથી આ મહાન કાર્ય પાર પડશે તે દિવસ હિંદના અને જગતના ઇતિહાસમાં ઉત્સવનો દિવસ હશે, અને મેં કહ્યું છે તેમ આ કાર્યની લડાઈના પરિણામ ઉપર પણ ભારે અસર થયા વિના નહિ રહે." ('હરિજન', જુલાઈ ૧૯મી, ૧૯૪૨, પા. ૨૩૩).

તહોમતનામામાં કરેલો એ જ વાક્યનો ઉતારો હું નીચે આપું છું:

" **पीछेहठ के मसलत माटे दरखास्तमां कांई अवकाश रह्यो नथी.**"

હું સૂચવું છું કે સંદર્ભથી છૂટું પાડીને એને વિકૃત સ્વરૂપ આપેલું

હોવાથી તે વાક્ય તદ્દન અસ્થાને છે. " બ્રિટિશ સરકાર મસલત શરૂ કરશે એવી તમને આશા છે ખરી ?" આ પ્રશ્નનો હું જવાબ આપતો હતો. એ સવાલના જવાબ તરીકે " બ્રિટિશ લોકોએ ખસી જવું જોઈએ એ મારી દરખાસ્તની બાબતમાં મસલતને માટે કશો અવકાશ રહ્યો નથી." આ 'હરિજન'માં છાપેલું વાક્ય પૂર્ણ રીતે સમજાય એવું છે અને આગલાં પાછલાં વાક્યો સાથે એનો મેળ બેસે છે.

**૩૫.** તહોમતનામામાં વિકૃત કરેલા વાક્ય સાથે બીજાં બે જોડી દીધાં છે. તે આ પ્રમાણે : " એક તક વધારેનો પ્રશ્ન નથી. आखरे ए उघाडो बळवो छे." "ઉઘાડો બળવો" આ શબ્દ લેખકે નાગરી અક્ષરમાં મૂકેલા છે. 'હરિજન'માં આપેલા મુલાકાતીના હેવાલમાં આ બે વાક્ય ક્યાંય જોવામાં આવતાં નથી. મારા જવાબમાં પ્રગટ થયેલી એને લગતી મારી વૃત્તિનો વિચાર કરતાં મસલત વિષેના પરિચ્છેદમાં "એક તક વધારેનો પ્રશ્ન નથી" આ શબ્દોને કાંઈ સ્થાન નથી. "ઉઘાડા બળવા"ની બાબતમાં બીજી હિંદી ગોળમેજી પરિષદમાં પણ એને અહિંસક વિશેષણ લગાડીને મેં આ શબ્દો વાપર્યા હતા. પણ મુલાકાતમાં એ કોઈ પણ ઠેકાણે આવી શકે એમ નથી.

**૩૬.** લેખકના ઉતારામાં આ બે વાક્ય ક્યાંથી આવી ગયાં તે જાણવા હું મથ્યો છું. સદ્ભાગ્યે ૨૬ મી જૂને, આ જવાબને ટાઈપ કરતા હતા, ત્યાં શ્રી. પ્યારેલાલે મંગાવેલી 'હિંદુસ્તાન ટાઇમ્સ'ની ફાઈલ આવી. એના ૧૫મી જુલાઈ, ૧૯૪૨ના અંકમાં નીચેનો સંદેશો છાપેલ છે :

વર્ધાગંજ, જુલાઈ ૧૪મી

" સેવાગ્રામમાં પત્રકારોને આપેલી મુલાકાતમાં મહાસભાના ઠરાવ વિષે પૂછેલા પ્રશ્નોના જવાબમાં મહાત્મા ગાંધીએ કહ્યું : 'પીછેહઠ કે મસલત માટે દરખાસ્તમાં કાંઈ અવકાશ રહ્યો નથી; કાં તો તે હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય માન્ય રાખે અને કાં તો એમ કરવાની ના પાડે.' એમણે આ વાત ઉપર ભાર દીધો કે કાગળ ઉપર નહિ પણ કૃતિમાં હિંદુસ્તાનની સ્વતંત્રતાનો સ્વીકાર થાય એમ પોતે માગતા હતા.

તમારી હિલચાલથી મિત્રરાષ્ટ્રોના યુદ્ધપ્રયત્નમાં વિઘ્ન નહિ આવે કે, એમ પૂછ્યું, તો મહાત્મા ગાંધીએ કહ્યું: 'ચીનને મદદ કરવી એટલું જ નહિ, પણ મિત્રરાજ્યો સાથે પણ સમાધાન કરવું એય હિલચાલનો હેતુ છે.'

આમની સભામાં શ્રી. એમરીએ કરેલા છેલ્લા નિવેદન પ્રત્યે એમનું ધ્યાન ખેંચ્યું તો મહાત્મા ગાંધીએ કહ્યું: 'મને બહુ ડર છે કે આપણે દુર્ભાગ્યે એની એ વાત વધારે આકરી ભાષામાં આપણે સાંભળવી પડશે, પણ જેણે પોતાને માર્ગે વિચરવાનો નિશ્ચય કર્યો છે તે પ્રજા અથવા મંડળની કૂચમાં તેથી કરીને વિલંબ નહિ કરાવી શકાય.' મહાત્મા ગાંધીએ ઉમેર્યું: 'એક તક વધારેનો પ્રશ્ન નથી. આખરે એ ઉઘાડો બળવો છે.'

હિલચાલ કેવા સ્વરૂપની હશે એમ પૂછ્યું તો મહાત્મા ગાંધીએ કહ્યું: 'બને તેટલા વિશાળમાં વિશાળ પાયા ઉપર સામુદાયિક હિલચાલ કરવાની કલ્પના છે. સામુદાયિક હિલચાલમાં જે દાખલ કરી શકાય અથવા તો લોકો જે કરી શકે તેનો તેમાં સમાવેશ થશે. આ સામુદાયિક હિલચાલ શુદ્ધ અહિંસાની હશે.'

આ ફેરે જેલ જશો કે, એમ પૂછ્યું તો મહાત્મા ગાંધીએ કહ્યું: 'એ તો બહુ પોચી વાત કહેવાય. આ વેળાએ જેલ નોતરવા જેવું કાંઈ નહિ હોય. મારો ઇરાદો એવો છે કે લડતને જેમ બને એમ ટૂંકી અને ઝડપી બનાવવી.'" (એસોશિયેટેડ પ્રેસ ઑફ ઇન્ડિયા)

૩૭. આ સંદેશો જોઈને મારી આંખ જ ઊઘડી ગઈ. જેને પરિણામે લોકો મને મારી નાંખવા તૈયાર થઈ જાય એવાં મારાં લખાણો અને ભાષણોના ખોટા હેવાલ તથા રંગબેરંગી સંક્ષેપોનો હું વારંવાર ભોગ થઈ પડ્યો છું. આ પણ તદ્દન એટલું ખરાબ નહિ તો પણ ઠીક ઠીક ખરાબ છે. ખોટું અવતરણ અને વધારાનાં વાક્યો લેખકે ક્યાંથી કાઢ્યાં તેની ભાળ ઉપર આપેલા એસોશિયેટેડ પ્રેસના સંક્ષેપ ઉપરથી મળે છે. જો એમણે આ સાધન વાપર્યું હોય તો પ્રશ્ન એમ ઊભો થાય છે કે, છેલ્લી ૧૯મી જુલાઈના 'હરિજન'માં આપેલો મુલાકાતનો પ્રમાણભૂત હેવાલ એના મોઢા આગળ પડ્યો હતો, તો પછી આ શંકાસ્પદ તથા અપ્રમાણભૂત સાધન વાપરવાની કેમ જરૂર પડી? મારા વિરુદ્ધનો એમનો કેસ તૈયાર કરવામાં 'હરિજન'નાં પાનાંનો એમણે અસંબદ્ધ અને પક્ષપાતી છતાં ખૂબ છૂટથી ઉપયોગ

કર્યો છે. તહોમતનામાને ૧૩ મે પાને તે આરોપ મૂકવાની આમ શરૂઆત કરે છે, જેની ટોચ ૧૪ મે પાને કરેલા ખોટા ઉતારા આગળ આવે છે:

"અહીંથી માંડીને શ્રી. ગાંધીની લડતની કલ્પના ઝટપટ ખીલી નીકળી. આ વિષયને લગતાં એમનાં લખાણો એટલાં લાંબાં છે કે આખાં ઉતારી ન શકાય, પણ 'હરિજન'માંથી કરેલા નીચલા ઉતારા બતાવે છે કે એમનું મન કઈ દિશામાં જતું હતું."

એ જ પાના ઉપર પ્રસ્તુત મુલાકાતના હેવાલમાંથી 'હરિજન'ને ૨૩૩ મે પાનેથી અમુક ભાગ ઉતાર્યો છે. એટલે એમ માનવાનો મને અધિકાર છે કે જે ઉતારાની હું આ ચર્ચા કરું છું તે 'હરિજન'માંથી લીધેલો હતો. પણ 'હરિજન'માંથી નહોતો લીધો એમ હવે સ્પષ્ટ જણાય છે. 'હરિજન'માંથી કેમ ન લીધો? જો લેખકે ઉપલા એસોશિયેટેડ પ્રેસના હેવાલમાંથી ત્રણ વાક્યો લીધાં તો એસોશિયેટેડ પ્રેસના હેવાલમાં જે છૂટાં છૂટાં જોવામાં આવે છે એ વાક્યો વચ્ચે ફૂદડી મૂકયા વિના એમણે તે કેમ ઉતાર્યાં છે? આ તપાસને હવે વધારે લંબાવવાનું પ્રયોજન નથી. એનાથી મને ભારે દુઃખ થયું છે. મુલાકાતના પ્રમાણભૂત હેવાલમાં જે મળતાં નથી એવાં એ બે વાક્યો એસોશિયેટેડ પ્રેસના સંક્ષેપમાં કેવી રીતે દાખલ થઈ ગયાં તે હું જાણતો નથી. એ વિષે સરકારને તપાસ કરવી હોય તો કરે.

૩૮. લેખકનો ઉતારો ખોટો પડ્યો એટલે પછી એને આધારે એમણે કરેલા નિર્ણય અને અનુમાન જમીનદોસ્ત થઈ જાય છે. એટલે મારા મત પ્રમાણે, પહેલાં વિચારી રાખેલા પ્રહારથી કટોકટીને 'આણી મૂકવા'નો જ નહિ પણ એને નોતરવાનો આરોપ સરકાર ઉપર મૂકી શકાય છે. આખા હિંદુસ્તાનમાં ધરપકડો કરવાની પરિશ્રમપૂર્વક તૈયારી એણે કરી તે આગલી રાતે જ નહિ થઈ ગઈ હોય. પહેલામાં સામુદાયિક સવિનયભંગની ધમકી આપી હતી અને બીજામાં એને મંજૂરી આપી હતી, આ રીતે વર્ધાના તથા મુંબઈના ઠરાવ વચ્ચે ભેદ કરવો એ ખોટું છે. પહેલા ઠરાવને અખિલ ભારત મહાસભા સમિતિની મંજૂરીની જ જરૂર હતી, પણ બેયની અસર તો એક જ

હતી; એટલે કે જો મસલતો નિષ્ફળ જાય તો હિલચાલને દોરવાની સત્તા એય ઠરાવમાં મને આપી હતી. પરંતુ ગઈ ૮ મી ઑગસ્ટના ઠરાવથી હિલચાલનો આરંભ નહોતો થયો. હું કાંઈ પણ કામ કરું તે પહેલાં સરકારે મને જ નહિ પણ આખા હિંદુસ્તાનમાંના મુખ્ય મહાસભાવાદીઓને પકડી લીધા. આમ મેં નહિ પણ સરકારે હિલચાલ શરૂ કરી અને એને એવું સ્વરૂપ આપ્યું જેનો મને સ્વપ્નમાં પણ વિચાર ન આવે અને જો હું હિલચાલ ચલાવતો હોત તો જે સ્વરૂપ હિલચાલ કદાપિ ધારણ કરત નહિ. બેશક લેખકે આક્ષેપ કર્યો છે તેમ હિંસાના અર્થમાં નહિ પણ હું જાણું છું તેમ અહિંસક અર્થમાં લડત ટૂંકી અને ઝડપી થાત. સરકારે પોતાની તીવ્ર હિંસાથી એને ઘણી ટૂંકી અને ઘણી ઝડપી બનાવી દીધી. મને શ્વાસ લેવાનો વખત આપ્યો હોત તો હું વાઇસરૉયને મળવા માગત અને મહાસભાની માગણીની યોગ્યતા દર્શાવવા પૂરો પ્રયત્ન કરત. એટલે છૂટના દિવસનો ઉપયોગ "જેને અમલમાં મૂકવા તેના કર્તાઓ ક્યારના બંધાઈ ગયા હતા, પણ જે અમલમાં મૂકવા માટ હજી સાવ તૈયાર નહોતી એવી યોજના ઉપર છેલ્લો હાથ ફેરવવા માટે" કરવાનો હતો એમ લેખક મનાવવા ઇચ્છે છે, પણ એમ માનવાનાં 'ઠીક ઠીક' કે અઠીક કોઈ પણ કારણ હતાં નહિ. એવી માન્યતાને ટકાવવા સારુ, અખિલ ભારત મહાસભાસમિતિની મુંબઈની બેઠકનું કામકાજમાત્ર, સામુદાયિક હિલચાલને લગતા ભાગ વિનાના એના ઠરાવના સાત મહત્ત્વના ભાગ અને જેની ચર્ચા હું હમણાં જ કરવાનો છું તે બહુ અગવડ કરનારો શબ્દ 'અહિંસા',—આ બધું લેખકને કાંકરા પ્રમાણે કાઢી નાંખવું પડયું છે.

૩૯. અથડામણથી દૂર રહેવા ને મસલતથી કાર્યસિદ્ધિ કરવા હું કેટલો ઉત્સુક હતો, અને કોઈ પણ રીતે મિત્રરાજ્યોને આડા પડવાનો મહાસભાનો આશય કદાપિ હતો નહિ, એમ બતાવવા માટે મારાં ભાષણો અને લખાણોમાંથી હું આ નીચે ઉતારા આપું છું:

". . . 'કોઈની પણ સાથે વાત કરવા ઇચ્છતા નથી અને અમારા પોતાના હૃદયબળથી અંગ્રેજોને અહીંથી હાંકી કાઢશું' એમ અમે

કહીએ તો તે અમારી અસહ્યતા ગણાય. એમ જ હોત તો કાર્યવાહક સમિતિની બેઠક શું કામ થાય, ઠરાવો પણ શાને કરવાના હોય, અને પત્રપ્રતિનિધિઓને હું મુલાકાત પણ શું કામ આપું?"

('હરિજન', જુલાઈ ૨૬ મી, ૧૯૪૨, પા. ૨૪૩)

પ્ર. "પૂર્ણ સ્વરાજનો પ્રશ્ન લવાદને ન સોંપી શકાય?"

જ. "ના, પૂર્ણ સ્વરાજનો પ્રશ્ન નહિ. લવાદને તો એવા જ પ્રશ્નો સોંપી શકાય જેને વિષે બે પક્ષની વચ્ચે મતભેદને અવકાશ હોય. પૂર્ણ સ્વરાજ્યના મુખ્ય સવાલ વિષે બંને પક્ષ સંમત છે એમ માનીને ચાલવું જોઈએ. એમ થાય તો જ હું હિંદ-બ્રિટનનો સવાલ પંચને સોંપવાની શકયતા કલ્પી શકું છું......પણ લવાદી થવાની જ હોય તો — અને ન થવી જોઈએ એમ હું ન કહી શકું, કેમ કે કહું તો એનો અર્થ એ થાય કે સંપૂર્ણ ન્યાય મારા પક્ષમાં છે એમ હું માની લઉં છું — તે ત્યારે જ બની શકે જ્યારે હિંદુસ્તાનની સ્વતંત્રતાનો સ્વીકાર કરવામાં આવે."

('હરિજન', મે ૨૪મી, ૧૯૪૨, પા. ૧૬૮)

એક અંગ્રેજ ખબરપત્રી: "......હિંદ બ્રિટનના સવાલ માટે આપ લવાદીની હિમાયત કરો ખરા?......"

જ. "ગમે ત્યારે. મેં તો ઘણા વખત ઉપર સૂચના કરી હતી કે આ સવાલનો નિર્ણય લવાદીથી કરવામાં આવે......"

('હરિજન', મે ૨૪ મી, ૧૯૪૨, પા. ૧૬૮)

પ્રત્યક્ષ લડત આ જ ક્ષણે શરૂ નથી થતી. તમે ફક્ત અમુક સત્તા મારા હાથમાં મૂકી છે. નામદાર વાઇસરૉયને મળવું અને મહાસભાની માગણીના સ્વીકાર માટે એમની આગળ દલીલ કરવી એ મારું પહેલું કામ હશે. આમ કરતાં બે ત્રણ અઠવાડિયાં નીકળી જાય. દરમ્યાન તમારે શું કરવું? હું તમને કહું છું. એક તો રેંટિયો છે. અહિંસક લડતમાં રેંટિયાને કાયમનું સ્થાન છે એમ માલાના સાહેબને ગળે ઊતર્યું તે પહેલાં મારે તેમની સાથે ખૂબ ચર્ચા કરવી પડી હતી. ચૌદ અંગવાળો રચનાત્મક કાર્યક્રમ આખો તમારા મોઢા આગળ અમલ કરવા સારુ પડયો જ છે. પણ તે કરતાં કાંઈક વધારે તમારે કરવાનું છે જેથી કરીને એ કાર્યક્રમમાં જીવ આવે. આ ક્ષણથી જ તમે એકેએક જણ તમને પોતાને સ્વતંત્ર સ્ત્રી કે પુરુષ માનો અને જાણે તમે સ્વતંત્ર હો અને આ સામ્રાજ્યવાદના પગ નીચે હવે કચરાતા ન હો એમ કાર્ય કરો. આ કાંઈ મનને ફોસલાવવાની વાત નથી. સ્વતંત્રતા સ્થૂલરૂપે આવે તે પહેલાં એની ભાવના તમારે ખીલવવાની છે. ગુલામ પોતાને સ્વતંત્ર માને તે જ ક્ષણે તેની બેડી તૂટી

જાય છે. પછી તે તેના માલિકને કહેશે : "આટલા દિવસ હું તમારો ગુલામ હતો પણ હવે નથી. તમે મને મારી નાંખો, પણ જો તમે મને ન મારો અને બંધનથી છૂટો કરો તો તમારી આગળથી બીજું કાંઈ હું માગીશ નહિ. કારણ કે હવે પછી તમારે આધારે રહેવાને બદલે હું મારાં અન્નવસ્ત્ર માટે ભગવાનને આધારે રહીશ. ભગવાને સ્વતંત્રતાની અભિલાષા આપી છે અને તેથી હું મને પોતાને સ્વતંત્ર ગણું છું."

હું તમને કહું છું કે પ્રધાનપદ કે એવી ચીજો માટે હું વાઇસરૉય સાથે સાટું કરવાનો નથી. પૂર્ણ સ્વતંત્રતાથી જરા પણ ઓછું મળે તો એનાથી હું સંતોષ માનવાનો નથી. એમ બને કે મીઠા ઉપરનો કર કાઢી નાંખવાની અને દારૂબંધી કરવાની દરખાસ્ત તે કરશે. હું કહીશ, "સ્વતંત્રતાથી ઓછું કાંઈ પણ નહિ."

એક મંત્ર અને તે પણ બહુ ટૂંકો હું તમને આપું છું. તમારા અંતરમાં એને તમે કોતરી રાખો અને શ્વાસેશ્વાસે એનું ઉચ્ચારણ કરો. એ મંત્ર આ છે: "આપણે કરશું, નહિ તો મરશું. આપણે કાં તો હિંદને સ્વતંત્ર કરશું, કાં તો એ પ્રયત્નમાં મરી ફીટશું. આપણે ગુલામગીરીને કાયમની બનતી જોવા જીવશું નહિ."

દેશને બંધન અને ગુલામીમાં જોવાને પોતે જીવતા રહેશે નહિ એવા દૃઢ નિશ્ચયપૂર્વક એકેએક મહાસભાવાદી કે વાદિની લડતમાં જોડાય. આને તમારું વીરચિહ્ન બનાવો. જેલનો વિચાર જ ન કરો. જો સરકાર મને છૂટો રાખશે તો જેલ ભરવાની તમારી મહેનત હું બચાવી લઈશ. પોતે ભીડમાં છે ત્યારે એક જ વખતે સંખ્યાબંધ કેદીઓને પોષવાનો ભાર હું સરકાર ઉપર નાંખીશ નહિ. પોતે સ્વાતંત્ર્ય સિદ્ધ કરવા સારુ ખાય છે કે જીવે છે અને એ ધ્યેયને સિદ્ધ કરવા જરૂર પડે તો મરશે, એવા ભાનપૂર્વક પ્રત્યેક પુરુષ અને સ્ત્રી પોતાના આયુષ્યની એકેએક ક્ષણ હવે પછી જીવે. ભગવાનને અને તમારા પોતાના અંતઃકરણને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા કરો કે સ્વાતંત્ર્ય સિદ્ધ થાય ત્યાં લગી તો તમે હવે પગ વાળીને બેસશો નહિ અને એને સિદ્ધ કરવાના પ્રયત્નમાં તમારો જીવ આપવા તૈયાર રહેશો. જે પોતાનો જીવ ખોશે તે ખાટશે; જે જીવ બચાવવા જશે તે ખોશે. સ્વતંત્રતા કાયરને માટે નથી. (અખિલ ભારત મહાસભા સમિતિ આગળ આઠમી ઑગસ્ટે કરેલા છેલ્લા હિંદુસ્તાની ભાષણમાંથી.)

પ્રથમ તો હું તમને કહું કે લડત આજ શરૂ નથી થતી. હું હંમેશાં કહું છું તેમ મારે હજી બહુ વિધિ કરવાના છે અને આ ફેરે હંમેશ

કરતાં વધારે કરવાના છે, કારણ કે મારા ઉપર બહુ ભારે બોજો છે. જેની આગળ તરત તો હું બધી પ્રતિષ્ઠા ખોઈ બેઠો હોઉં એમ લાગે છે તેની આગળ મારે હજી દલીલ કરવાનું ચાલુ રાખવાનું છે. (અખિલ ભારત મહાસભા સમિતિ આગળ ૮મી ઑગસ્ટે કરેલા છેલ્લા અંગ્રેજી ભાષણમાંથી )

આના જ સંબંધમાં મૌલાના સાહેબ અને બીજાઓના ભાષણોમાંથી હું પરિશિષ્ટમાં ઉતારા આપું છું (પરિશિષ્ટ ૫, ૬, ૭ અને ૮ જુઓ ).

૪૦. તહોમતનામાને ૧૨મે પાને લેખક કહે છે :

"સંક્ષેપથી કહીએ તો શ્રી. ગાંધી એમ નહોતા માનતા કે એકલી અહિંસાથી જપાન સામે હિંદને બચાવી શકાય. તે જ પ્રમાણે મિત્રરાજ્યો એને બચાવી શકે એવી પણ શ્રદ્ધા એમને નહોતી : અલ્લાહાબાદવાળા ઠરાવના ખરડામાં એમણે કહ્યું કે બ્રિટન હિંદને બચાવવાને અશક્ત છે. 'હિંદ છોડો'ની એમની હિલચાલનું એવું પરિણામ કલ્પેલું હતું કે અંગ્રેજ સરકાર ખસી જાય અને એને બદલે શંકાસ્પદ કામચલાઉ સરકાર અથવા, શ્રી. ગાંધીએ સંભવિત હોવાનું કબૂલ કર્યું હતું તેમ, અતંત્રતા આવે; હિંદી લશ્કરનું વિસર્જન કરવામાં આવે; અને આ કામચલાઉ સરકારે સૂચવેલી શરત પ્રમાણે જ મિત્રરાજ્યોના લશ્કરને કાર્ય કરવા દેવામાં આવે અને એને હિંદુસ્તાન જપાન સાથે અહિંસક અસહકાર કરીને મદદ કરે, જેને માટે શ્રી. ગાંધીએ પ્રથમ જ કબૂલ કર્યા પ્રમાણે મિત્રરાજ્યોનાં લશ્કર હિંદુસ્તાનમાં કાર્ય કરતાં હોય ત્યારે બહુ થોડો અવકાશ હોઈ શકે. છેવટે ઉપલી દલીલો છતાં પણ જો એમ ધારી શકાય કે હિંદુસ્તાનને બચાવવાની મિત્રરાજ્યોના લશ્કરની શક્તિ ઉપર શ્રી. ગાંધી અને મહાસભા વિશ્વાસ રાખવાનાં હતાં, તો આ વાતની નોંધ લેવી જોઈએ કે, શ્રી. ગાંધીએ પોતે કબૂલ કર્યું હતું કે મિત્રરાજ્યોનું લશ્કર પોતાનું કર્તવ્ય બરાબર બજાવી શકે તેને માટે યોગ્ય કામચલાઉ સરકારની રચના જરૂરી હતી. હવે આ સરકારમાં હિંદના બધા પક્ષોના પ્રતિનિધિ આવવાના હતા. એટલે એ સ્પષ્ટ છે કે શ્રી. ગાંધી કે મહાસભા અમુક રીતે જ કામ લેવા માટે એને આગળથી બાંધી લઈ શકે એમ નહોતું; એટલે એ સરકાર જપાન સામે હિંદુસ્તાનને બચાવવામાં મિત્રરાજ્યોને ટેકો આપે એવું વચન તેઓ આપી શકે એમ નહોતું. એના ઉપર મહાસભાની સત્તા ચાલે એવો તેમનો ઇરાદો હોય તે વિના આ કામચલાઉ સરકારની વતી તેઓ હકીકતમાં કોઈ જાતનું વચન આપી શકે એમ નહોતું : પરંતુ મહાસભાની નીતિનું એકંદર વલણ અને મુંબઈની

અખિલભારત મહાસભા સમિતિના ઠરાવમાં આ કામચલાઉ સરકારની વતી આપેલાં અતિ ઉદાર વચનો જોતાં તેમનો ઇરાદો આવો જ હતો એમાં કાંઈ શક નથી. આ એક અર્થપૂર્ણ વાત છે કે મુસ્લિમ લીગ તથા મુસલમાન સમસ્તને પણ એમ જ લાગ્યું હતું. એટલે જેની દૃષ્ટિ તદ્દન હારવાદી હતી એમ ઉપર બતાવ્યું છે અને જેના નેતાએ જપાન સાથે મસલત કરવાનો ઇરાદો દર્શાવેલો હતો એવી ટોળી જેના ઉપર સત્તા ચલાવતી હોય એવી સરકારે આપેલા ટેકા ઉપર મિત્રરાજ્યોના લશ્કરને ટીંગાઈ રહેવું પડે એવી સ્થિતિ થાય.

કોમી એકતાની સ્થાપના અને તે પછી કામચલાઉ સરકારની રચના,—આ ત્રીજા હેતુની સૂક્ષ્મ ચિકિત્સા કરવાનું અહીં ધાર્યું નથી. આગલા પરિચ્છેદમાં સૂચવેલું છે કે આ સરકારને પોતાના અંકુશ નીચે રાખવાનો મહાસભાનો ઇરાદો હતો અને મહાસભાની હિલચાલથી હિંદુસ્તાનમાં મહાસભા તથા હિંદુનું રાજ્ય સ્થાપવાનું હતું એવા મુસલમાનના એકમતથી આ અભિપ્રાયને પુષ્ટિ મળે છે તેની નોંધ કરી છે. અહીં તો શ્રી. ગાંધીનાં પોતાનાં લખાણોમાંથી એટલું બતાવવું બસ થશે કે એવી કોઈ સરકાર સ્થાપવાની શકયતા વિષે એમના મનમાં શંકાઓ હતી.”

મેં જે કહ્યું તથા લખ્યું છે તે બધાનું અને જેનો મહાસભાએ પક્ષ કર્યો છે તથા ગઈ ૮મી ઑગસ્ટના ઠરાવમાં જે દર્શાવ્યું છે તેનું ઉપલા સંક્ષેપમાં વ્યંગચિત્ર આલેખેલું છે. કેટલી નિર્દયતાથી મારા અભિપ્રાયોનું ખોટું વર્ણન કરવામાં આવ્યું છે તે આ પહેલાંનાં પાનાંમાં મેં બતાવ્યું છે એવી મને આશા છે. પણ જો મારી દલીલથી ખાતરી ન થાય તો દલીલમાં અને આની સાથે ટાંકેલાં પરિશિષ્ટોમાં આપેલા ઉતારાને આધારે મારો ન્યાય થાય એટલાથી મને સંતોષ છે. ઉપલા વ્યંગચિત્રના અનુસંધાનમાં, ઉપર ઉલ્લેખેલા ઉતારા વિષે મારા અભિપ્રાયોનો સાર હું અહીં નીચે આપું છું:

૧. હું માનું છું કે જપાન સામે જ નહિ પણ આખા જગત સામે હિંદુસ્તાનને બચાવવાને એકલી અહિંસા જ સમર્થ છે.

૨. હું અવશ્ય માનું છું કે બ્રિટન હિંદુસ્તાનને બચાવવાને અશક્ત છે. તે આજ હિંદુસ્તાનને નથી બચાવતું: હિંદુસ્તાનમાં તથા બીજે રહેલા પોતાના હિતને અને પોતાને તે બચાવે છે. આ હિત વારંવાર હિંદનાં હિતનાં વિરોધી હોય છે.

૩. 'હિંદ છોડો' હિલચાલનું પરિણામ એ ધારેલું હતું કે બ્રિટિશ સત્તા ખસી જાય અને અંગ્રેજ સરકાર જો રાજીખુશીથી ખસે તો બધા મુખ્ય પક્ષોના પ્રતિનિધિવાળી કામચલાઉ સરકારની રચના બને તો તે જ વખતે કરવી. પરંતુ જો અંગ્રેજોને અનિચ્છા છતાં ખસવું પડે તો થોડો વખત અતંત્રતા રહે.

૪. હિંદી લશ્કર કાં તો મિત્રરાજ્યોનાં લશ્કરમાં ભળી જાય, અને કાં તો સ્વતંત્ર હિંદી સરકાર પ્રત્યે વફાદાર બને; તે વિના, એ પોતે અંગ્રેજોની સૃષ્ટિ હોવાથી, એનું સ્વાભાવિક રીતે વિસર્જન થાય.

૫. મિત્રરાજ્યો અને સ્વતંત્ર હિંદી સરકાર વચ્ચે થયેલા કરાર પ્રમાણે મિત્રરાજ્યોનાં લશ્કર રહે.

૬. જો હિંદુસ્તાન સ્વતંત્ર થાય તો સ્વતંત્ર હિંદી સરકાર પોતાથી બનતી લશ્કરી મદદ આપીને સહકાર કરે. પણ જ્યાં લશ્કરી પ્રયત્ન અશક્ય છે એવા હિંદુસ્તાનમાં મોટામાં મોટા ભાગમાં આમપ્રજા અત્યંત ઉત્સાહપૂર્વક અહિંસક પગલાં લેશે.

**૪૧.** પછી લેખક કામચલાઉ સરકારની ચર્ચા કરે છે. આ વિષે તો મહાસભાનો ઠરાવ પોતે જ બોલશે. એના પ્રસ્તુત ભાગ હું આ નીચે આપું છું:

"તેથી અખિલ ભારત મહાસભા સમિતિ બ્રિટિશ સત્તા હિંદમાંથી ખસી જાય એ માગણીનો પૂરેપૂરા ભારપૂર્વક પુનરુચ્ચાર કરે છે. હિંદની સ્વતંત્રતાની જાહેરાત થતાં જ એક કામચલાઉ સરકાર રચાશે અને સ્વતંત્ર હિંદ મુક્તિ માટેની લડતના સંયુક્ત સાહસમાં જે હાડમારી અને કષ્ટ પડે તે સહેવામાં મિત્રરાજ્યોનો સાથી બનશે. આ કામચલાઉ સરકાર દેશમાં હસ્તી ધરાવતા મુખ્ય મુખ્ય પક્ષો અને સમૂહોના સહકારથી જ સ્થપાઈ શકે. એ રીતે એ હિંદની પ્રજાના મુખ્ય મુખ્ય સર્વ વિભાગોનું પ્રતિનિધિત્વ ધરાવતી મિશ્ર સરકાર હશે. હિંદનો બચાવ કરવો, તેની પાસે હશે તે બધા અહિંસક સામર્થ્યથી તેમ જ સશસ્ત્ર સૈન્યથી મિત્ર-રાજ્યો સાથે રહીને આક્રમણનો પ્રતિકાર કરવો, અને સર્વ સત્તા તથા અધિકારના જે ખરી રીતે સ્વામી છે તે ખેતરોમાં, કારખાનાંમાં અને બીજે કામ કરતા મજૂરોના કલ્યાણ અને પ્રગતિને ઉત્તેજન આપવું,— આ બધાં એ સરકારનાં પ્રારંભનાં કાર્ય હશે. પ્રજાના સર્વ વિભાગો સ્વીકારે એવું, હિંદુસ્તાનના રાજવહીવટ માટેનું બંધારણ ઘડવા માટે એક લોક-

પ્રતિનિધિ સભાની યોજના આ કામચલાઉ સરકાર તૈયાર કરશે. મહાસભાના મત પ્રમાણે આ બંધારણ સમવાયતંત્રનું હોવું જોઈએ; તેમાં સમવાય તંત્રમાં દાખલ થનારા પ્રાંતો વગેરેને બને તેટલા વધારે સ્વશાસનના અધિકાર હોવા જોઈએ અને સર્વ શેષ સત્તા સમવાયતંત્ર નીચે એકત્ર થનારા ઘટકો પાસે રહેવી જોઈએ. પરસ્પરના લાભને અર્થે અને આક્રમણનો પ્રતિકાર કરવાના સર્વને સ્પર્શતા કાર્યમાં સહકાર કરવાને અર્થે સંયુક્ત પ્રજાઓના જે પ્રતિનિધિઓ મસલત માટે ભેગા થશે તે હિંદ અને મિત્ર-રાજ્યો વચ્ચેના ભાવિ સંબંધ ગોઠવી આપશે. મુક્તિ મળશે એટલે પ્રજાના સંયુક્ત સંકલ્પબળથી અને સામર્થ્યથી હિંદ આક્રમણનો પ્રતિકાર કરી શકશે.

* * *

છેવટે અખિલ ભારત મહાસભા સમિતિએ સ્વતંત્ર હિંદની હકૂમત નીચેના રાજ્યવહીવટ વિષે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે, પણ સમિતિ જેને જેને એ વાતની સાથે સંબંધ છે તે સર્વેની આગળ ચોખવટ કરવા ઇચ્છે છે કે આમજનતાની લડત ઉપાડીને સમિતિનો મહાસભા માટે સત્તા મેળવવાનો આશય નથી. સત્તા જ્યારે આવશે ત્યારે તેનો માલિક હિંદની સમસ્ત પ્રજા હશે.”

મારો દાવો છે કે ઠરાવના આ ભાગમાં “અતિ-ઉદાર” કે અશક્ય એવું કાંઈ નથી. છેલ્લા વાક્યથી મારા મત પ્રમાણે એમ સિદ્ધ થાય છે કે મહાસભા નિખાલસ અને નિષ્પક્ષ છે. અને દેશમાં તદ્દન ફાસીઝમ-વિરોધી, નાઝી-વિરોધી અને જપાન-વિરોધી ન હોય એવો એકે પક્ષ નથી, એટલે એમ ફલિત થાય છે કે આ પક્ષોએ રચેલી સરકાર મિત્રરાજ્યોની ઉત્સાહી પક્ષપાતી બને, કેમ કે હિંદુ-સ્તાનની સ્વતંત્રતાનો સ્વીકાર કરીને મિત્રરાજ્યો સાચે જ લોકતંત્ર-વાદી બન્યાં હશે.

**૪૨.** કોમી એકતા વિષે વિચાર કરતાં, એ તો મહાસભાના આરંભથી એના કાર્યક્રમમાં પ્રથમ પદ ભોગવે છે. એના પ્રમુખ એક વિશ્વવિખ્યાત અને વિશેષે કરીને મુસ્લિમ દુનિયામાં મશહૂર એવા મુસલમાન આલિમ છે. એમના ઉપરાંત બીજા ત્રણ મુસલમાનો કાર્ય-વાહક સમિતિના સભ્યો છે. લેખકે મુસ્લિમ લીગના અભિપ્રાયની મદદ લીધી છે એ આશ્ચર્ય છે. મહાસભાનાં વચનોની નિષ્કપટતા

વિષે શંકા બતાવવી અને મહાસભાનું તથા હિંદુનું રાજ્ય સ્થાપવાની ઇચ્છાનું મહાસભા ઉપર આરોપણ કરવું તે લીગને પોસાય એમ છે. મુસ્લિમ લીગની પાંખ નીચે આશરો લેવો તે સર્વશક્તિમાન હિંદી સરકારને ન છાજે. આમાં તો "ફોડો અને રાજ કરો" એ જૂના સામ્રાજ્યવાદી મંત્રની તીવ્ર ગંધ આવે છે. લીગ તથા મહાસભાને મતભેદ છે તે કેવળ ઘરગથ્થુ પ્રશ્ન છે. એનું સમાધાન પહેલું ન થાય તો પરદેશી રાજ્યનો અંત આવે ત્યારે તો થાય જ.

**૪૩.** લેખક બીજા પ્રકરણનો ઉપસંહાર નીચે પ્રમાણે કરે છે :

"મહાસભાની માગણીનો જો સ્વીકાર થાય તો મિત્રરાજ્યોના પક્ષને વિઘ્ન નહિ પણ મદદ થાય એમ એ ઠરાવના કર્તાઓ સાચે જ માનતા હતા કે નહિ, અને તેની એવી અસર થવી જોઈએ એવો તેમનો હેતુ હતો કે નહિ,— આનો આધાર બે પ્રશ્નોના જવાબ ઉપર રહે છે. પ્રથમ તો, એ લક્ષ્ય સિદ્ધ કરવા માટેનો પોતાનો માર્ગ જો સ્વીકારાય નહિ તો આખો રાજ્યવહીવટ અને આખો યુદ્ધપ્રયત્ન થંભવી દઈને બરાબર વિરુદ્ધ અસર ઉપજાવવી એવો જેનો જાહેર કરેલો હેતુ હતો એવી સામુદાયિક હિલચાલમાં ભાગ લેવાને જે લોકો દેશને વિચારપૂર્વક નોતરે એ લોકોમાં એવું પરિણામ આણવાની પ્રમાણિક ઇચ્છા હોઈ શકે કે નહિ? બીજું, લડાઈમાં માણસની કે પૈસાની મદદ કરવી એ 'પાપ' છે એમ શ્રી. ગાંધીના હુકમથી એક વર્ષથી ઓછા વખત પહેલાં ઘોષણા કરવામાં આવી હતી એ વસ્તુ ધ્યાનમાં રાખતાં, આ વાતની ના પાડી શકાય ખરી કે, આ લોકોએ બ્રિટનના જોખમમાં પોતાની તક જોઈ અને એમ માન્યું કે મિત્ર-રાજ્યોનું ભાવિ અનિશ્ચિત હતું અને જો તે કદાપિ પલટવાનો હોય તો યુદ્ધનો પ્રવાહ એમના લાભમાં પલટે તે પહેલાં પોતાની રાજદ્વારી માગણી-ઓનો પરાણે સ્વીકાર કરાવવાનો અમૂલ્ય અવસર આવ્યો હતો તેનો લાભ લેવો જોઈએ? આ બે પ્રશ્નનો જવાબ આપવાનું વાચક ઉપર જ છોડયું છે."

વાચક તરીકે અને આરોપી તરીકે એમ બેય રીતે મારે આ બે પ્રશ્નનો જવાબ આપવાનો છે: પહેલા સવાલ વિષે તો, મહા-સભાની માગણી જો સ્વીકારવામાં આવે તો મિત્રરાજ્યોમાં એટલે કે આખી દુનિયામાં લોકતંત્રના પક્ષને મદદ થાય આવી સાચી માન્યતા, અને મહાસભાની માગણી ન સ્વીકારવામાં આવે તો રાજવહીવટને

થંભવી દેવાની સામુદાયિક હિલચાલ જે વળી માત્ર સંકલ્પદશામાં હતી, તેની વચ્ચે આવશ્યક અસંગતિ નથી. વાત એમ છે કે અસ્વીકાર થાય તો "રાજવહીવટને થંભવી નાંખવાનો" કરવાનો પ્રયત્ન માગણીનું સાચાપણું સિદ્ધ કરે છે. લોકતંત્ર વિરુદ્ધ લડવા બહાર પડેલી ટોળી સાથે લડવાની પોતાની ઇચ્છાને જે નિષ્ફળ કરે છે તે રાજવહીવટને થંભવી દેવાનો પ્રયત્ન કરતાં મહાસભાવાદી મરવાને તૈયાર હતા તેથી કરીને તેના સાચાપણા ઉપર મહોર લાગે છે. આમ રાજવહીવટદારો મહાસભાની સામા પડ્યા તેથી જ પોતે લોકતંત્ર માટે લડે છે, એવો એમનો દાવો ખોટો સાબિત થાય છે. મારી દૃઢ માન્યતા છે કે રાજવહીવટદારો લડાઈને અંગે કાર્યસાધક રીતે કામ લેવામાં રોજે રોજ પોતાની નાલાયકી સાબિત કરે છે. રાજવહીવટદારો લડાઈને અંગે કામ લેવાની રમત કરે છે ત્યાં ચીન ધીરે ધીરે ધસાતું જાય છે. મહાસભાને કચડી નાંખવાનો પ્રયત્ન કરીને, જે જપાનના પગ નીચે છૂંદાતા જાય છે તે ચીનના કરોડો લોકોને મદદ પહોંચાડવાનું મોટામાં મોટું સાધન તેઓએ તોડી નાંખ્યું છે.

૪૪. બીજા સવાલનો અલગ જવાબ આપવાની ભાગ્યે જ જરૂર રહે છે. જો હું નોખી જાતના 'હુકમ' આપું તો, લડાઈમાં 'માણસ કે પૈસાની' મદદ કરવી તે 'પાપ' છે એમ મારા 'હુકમ'થી જેઓએ એક વર્ષ પહેલાં ઘોષણા કરી તે મહાસભાવાદીઓનો અહીં વિચાર કરવાનું બિનજરૂરી છે. મારી વાત હોય તો હું તો જેટલો એક વર્ષ કે વધારે પહેલાં હતો એટલો જ આજે પણ લડાઈમાત્રથી વિરુદ્ધ છું. પણ હું તો ફક્ત એક વ્યક્તિ છું. બધા મહાસભાવાદી એવા મતના નથી. જો એમ કરવાથી હિંદની સ્વતંત્રતા સિદ્ધ કરી શકાય તો મહાસભા આજ પણ અહિંસાની નીતિ છોડી દેશે. અને પોતાને મદદ કરવાના અને એવી રીતે લોકતંત્રનો પક્ષ કરનારી પ્રજાઓને બંધનમાંથી છોડાવવાના પ્રયત્નોમાં દિલોજાનથી લાગી પડો એમ મારી સલાહ માનનારાઓને કહેતાં મને કાંઈ પણ સંકોચ ન થાય. જો એ પ્રયત્નને અંગે લશ્કરી તાલીમ લેવાની હોય તો તે તાલીમ લેવા લોકો છૂટા હશે અને અમારી અહિંસા મને તથા મારા

જેવા વિચાર ધરાવનારાઓને સોંપી દેશે. બોઅર લડાઈમાં અને છેલ્લા વિશ્વવિગ્રહમાં મેં આમ જ કર્યું હતું. એ વખતે હું ' સજ્જન ' હતો, કારણ મારાં કાર્ય અને અંગ્રેજ સરકારની ઇચ્છાઓ વચ્ચે મેળ બેસી ગયો હતો. આજે હું પરમ શત્રુ છું. તે હું ફરી ગયો છું તેથી નહિ, પણ અંગ્રેજ સરકારની કસોટી થાય છે અને કસોટીમાં તે પાર ઊતરતી નથી એટલે. અંગ્રેજોના પ્રમાણિકપણામાં મને શ્રદ્ધા હતી એટલે મેં પહેલાં મદદ કરી હતી. આજે હું વિઘ્ન નાંખતો દેખાઉં છું, કેમ કે એના ઉપર જે વિશ્વાસ રાખ્યો તે વિશ્વાસ પ્રમાણે બ્રિટિશ સરકાર અમલ કરતી નથી. લેખકે પૂછેલા બે પ્રશ્નોનો મેં આપેલો જવાબ કઠોર લાગશે, પણ ભગવાન મને જેમ જોવા દે છે તે પ્રમાણે તે સત્ય તથા આખું સત્ય છે અને સત્ય વિના બીજું કાંઈ નથી.

૪૫. પણ મારા ઉપર મૂકેલા આરોપોમાં મુખ્ય તો એ છે કે, "શ્રી. ગાંધી અને તેમના મહાસભાવાદી શિષ્યોએ લડતના ભાવિ સ્વરૂપ વિષે કરેલા ઉલ્લેખોમાં, અને ધરપકડો પછીના કાર્યક્રમો તથા સૂચનાઓમાં અહિંસાનું નામ લીધું છે, તેમાં કર્તવ્યરૂપે આશા રાખવી અથવા બહુ તો જેની વ્યાવહારિક કિંમત કાંઈ પણ હતી નહિ એમ જાણમાં હતું એવી મોળી ચેતવણી આપવી તે વિના વધુ કાંઈ હતું નહિ." વળી એને કેવળ "બોલી બતાવવાની વાત" એમ એણે વર્ણવેલું છે.

૪૬. તેની (ચેતવણીની) "કાંઈ વ્યાવહારિક કિંમત નહોતી એમ જાણમાં હતું," આમ સિદ્ધ કરવા માટે લેખક કાંઈ સાબિતી આપતા નથી. તે અને મારા 'મહાસભાવાદી શિષ્યોને' અપરાધી ઠરાવવા માટે મારાં લખાણો અને ભાષણોમાંથી અહિંસાના ઉલ્લેખો કાઢી નાંખવામાં આવે તો તે બાઇબલની દેવાજ્ઞાઓમાંથી નકાર કાઢી નાંખવા અને પછી તેને હિંસા, ચોરી આદિના આધારરૂપે ઉતારવા જેવું થાય. જેનાથી અને જેને માટે હું જીવું છું તે એક ચીજ લૂંટી લઈને લેખક મારું સર્વસ્વ લૂંટે છે. અહિંસાના ઉલ્લેખ 'નકામા' છે એમ બતાવવા આપેલા પુરાવામાં મોટે ભાગે આક્ષેપ જ છે. "એમ કરતાં ગમે એટલો ભોગ આપવો પડે તોપણ જેમાં પરદેશી

સત્તાનો અંત આણવાનો છે એવી લડત, ઠેઠ લગી લડવાની લડત એ હશે." અહિંસક લડતમાં ભોગ આપવા પડે છે તે હંમેશાં લડનારાઓએ પોતાના લોહીથી જ આપવાના હોય છે. "ટૂંકો અને ઝડપી એવો નિઃશસ્ત્ર બળવો કરવાનો છે." 'નિઃશસ્ત્ર'માં 'નિઃ' ઉપસર્ગ છે એને 'નકામો' ન ગણીએ તો તે 'ટૂંકી અને ઝડપી'ને ઊંચે ચઢાવનારો અર્થ આપે છે. કારણ કે લડતને 'ટૂંકી અને ઝડપી' બનાવવી હોય તો બહુ પોચી ચીજ તરીકે જેલથી દૂર રહેવાનું હોય છે અને મૃત્યુને સાચા મિત્ર તરીકે ભેટવાનું હોય છે, જેથી કરીને કેવળ જેલ જવાથી થાય એના કરતાં વધારે ઝડપથી વિરોધીનું હૃદય પલટાવવા સત્યાગ્રહીઓ શક્તિમાન થાય. "દાવાનળ"નું મેં નામ લીધું હતું તેનો અર્થ એમ હતો કે જરૂર પડે તો હજારો કે વધારે જીવ આપવા. લેખક આને 'ભયંકર રીતે સાચો વરતારો' કહે છે. આ કેટલાક બનાવો બની ગયા પછી બેસાડેલો અને કર્તાએ નહિ ધારેલો અર્થ છે, કેમ કે વેર વાળવાની દૃષ્ટિએ સત્તાવાળાઓએ અનેક માણસોના જીવ લીધા છે અને છાપાંના હેવાલ તથા જવાબદાર જાહેર પુરુષોનાં નિવેદન માની શકાય તો લશ્કર અને પોલીસે પાંચ માણસમાં વાત ન થઈ શકે એવા અત્યાચાર લોકો ઉપર કર્યા છે. "શ્રી. ગાંધી હુલ્લડ ફાટી નીકળે એવું જોખમ વહોરવા તૈયાર હતા." એ સાચું છે કે હું એવું જોખમ વહોરવા તૈયાર હતો. હિંસક કે અહિંસક કોઈ પણ મોટી હિલચાલોમાં અમુક જોખમ વહોરવાં પડે છે. પણ અહિંસક રીતે જોખમ વહોરવામાં ખાસ પદ્ધતિને અનુસરવાનું અને વિશિષ્ટ રીતે કામ લેવાનું હોય છે. હુલ્લડ અટકાવવા હું પૂરો પ્રયત્ન કરત. વળી પ્રથમ તો મારે વાઇસરૉયને વીનવવાના હતા. ત્યાં સુધી તો જોખમ વહોરવાનો પ્રશ્ન જ ઊઠત નહિ. પણ બન્યું એવું કે સરકારે મને જોખમ વહોરવા દીધું નહિ. એને બદલે એણે મને જેલમાં પૂર્યો! સામુદાયિક હિલચાલમાં કઈ કઈ વાતનો સમાવેશ કરવાનો હતો અને કેવી રીતે જોખમ વહોરવાનું હતું એ લેખકને ખબર ન પડી શકે, કેમ કે હિલચાલનો આરંભ કદાપિ થયો નહોતો. અને કંઈ સૂચના પણ મેં આપી નહોતી.

૪૭. "વર્તમાન ફરિયાદોનો પૂરો ઉપયોગ મેં કર્યો" એવી ફરિયાદ લેખક કરે છે. આ ઉપયોગ તો મહાસભાના જન્મ પહેલાં પણ શરૂ થઈ ચૂક્યો હતો. અને તે કદી બંધ થયો નથી. જેનું એ એક અંગ છે તે પરદેશી રાજ્ય ચાલુ રહે ત્યાં સુધી તે કેવી રીતે બંધ થઈ શકે?

૪૮. "છેવટે પ્રત્યેક સ્ત્રી અને પુરુષ પોતાને સ્વતંત્ર ગણે અને સ્વતંત્રપણે કામ કરે. આ છેલ્લા શબ્દ અથવા ઓછામાં ઓછું એનો અર્થ ઠરાવમાં પણ આવી જાય છે." આ છેલ્લું વાક્ય સત્યને દબાવી દેવાનો નમૂનો છે. મહાસભાના ઠરાવમાંથી પ્રસ્તુત ઉતારો આ નીચે આપ્યો છે:

"તેમણે એ વાત યાદ રાખવી જોઈએ કે અહિંસા આ લડતનો પાયો છે. એવો વખત પણ આવે જ્યારે સૂચના બહાર પાડવાનું ન બને, સૂચનાઓ બહાર પડે તોપણ લોકોને પહોંચે નહિ, અને મહાસભાની કોઈ પણ સમિતિનું કાર્ય ચાલી ન શકે. આમ બને ત્યારે લડતમાં ભાગ લેતાં સર્વે સ્ત્રી પુરુષોએ બહાર પાડેલી સામાન્ય સૂચનાઓની મર્યાદામાં રહીને પોતાની બુદ્ધિ પ્રમાણે કાર્ય કરતા રહેવું. જે સ્વતંત્રતા ઇચ્છે છે અને તેને માટે પ્રયત્ન કરે છે એવા પ્રત્યેક હિંદીએ પોતાના જ માર્ગ-દર્શક બનવાનું છે, અને જે કઠણ રસ્તા ઉપર વિસામાનું સ્થાન નથી અને જે હિંદની સ્વતંત્રતા ને મુક્તિ પ્રત્યે અંતે દોરી જાય છે તે રસ્તે તેણે ચાલવાનું છે."

આમાં નવું કે ચમકાવનારું કાંઈ નથી. વ્યાવાહારિક ડહાપણ છે. જ્યારે એના વિશ્વાસપાત્ર માર્ગદર્શકને એની આગળથી ખસેડવામાં આવે અથવા તો જ્યારે એની સંસ્થા ગેરકાયદેસર જાહેર થાય અથવા બીજી રીતે કામ કરતી બંધ પડી જાય ત્યારે સ્ત્રીઓ અને પુરુષોએ પોતાના જ નેતા બનવું જોઈએ. એ સાચું છે કે પહેલાં નામના "સરમુખત્યાર" નીમવામાં આવતા હતા. આમ કરતા હતા તે અનુયાયીઓના સંસર્ગમાં રહીને એને દોરવા કરતાં વધારે તો ધર-પકડને નોતરવા સારુ જ કરતા હતા. કારણ કે સંસર્ગ ગુપ્ત રીતે થાય તો થાય, નહિ તો ન થાય. આ ફેરે લડત ચલાવવામાં જેલને નહિ પણ મૃત્યુને ભેટવાનું હતું. એટલે અહિંસારૂપ ચોરસ

પાયાના ચાર ખૂણા વચ્ચે રહીને પ્રત્યેક જણે પોતાના નાયક બનીને કાર્ય કરવાનું હતું. જે એ શરતે પ્રત્યેક જણને પોતાના નાયક બનવાનું હતું તે ઉડાડી દઈને લેખકે પ્રસ્તુત સત્યને ક્ષમા ન થઈ શકે એવી રીતે દબાવી દીધું છે.

૪૯. મેં આદરવા ધારેલી હિલચાલ, એના લક્ષણનો વિચાર કરતાં, અહિંસક રહી શકે કે નહિ, અને તે અહિંસક રહે એવો શ્રી. ગાંધીને (મને) ઇરાદો કે આશા હતી કે નહિ તેની આ પછી લેખક ચર્ચા કરે છે. મેં ઉપર બતાવ્યું છે કે મારો ઇરાદો કે મારી આશા મારા લખાણોમાંથી યોગ્ય રીતે સિદ્ધ થઈ શકે તે વિના, મારી ધારણા કે આશા કેવી હતી તે કોઈ પણ કહી શકે નહિ, કેમ કે લડત કદાપિ શરૂ જ નહોતી થઈ. પરંતુ લેખક આ નિર્ણય ઉપર કેવી રીતે આવેલ છે તે હું તપાસું છું. એની પહેલી સાબિતી એ છે કે જે સંપૂર્ણ રીતે અહિંસક હોવાનો દાવો હતો તે હિલચાલના સંબંધમાં લશ્કરી પરિભાષાને વાપરી છે. દક્ષિણ આફ્રિકામાંના મારા પ્રયોગના આરંભથી માંડીને, મેં એવી ભાષા વાપરી છે. બનતા લગી એકસરખી પરિભાષા જો હું વાપરું અને તેને અહિંસાની સાથે જોડું તો જ હું મારી હિલચાલ અને સામાન્ય હિલચાલો વચ્ચેનો ભેદ વધારે સહેલાઈથી બતાવી શકું. ૧૯૦૮થી માંડીને મને સત્યાગ્રહનો અનુભવ છે. તેમાં મને એક પણ દાખલો યાદ નથી જ્યારે લોકો લશ્કરી પરિભાષાના મારા ઉપયોગથી ઊંધે રસ્તે દોરવાઈ ગયા હોય. અને ખરી રીતે તો સત્યાગ્રહ હિંસાને બદલે વાપરવાનું નૈતિક હથિયાર હોવાથી, એ પરિભાષાનો ઉપયોગ કુદરતી છે. 'આત્માની તલવાર' 'સત્યની સુરંગ' 'ધીરજની ઢાલ', 'સત્યના ગઢ ઉપર હુમલો' 'ભગવાન સાથે કુસ્તી કરવી' એવાં એવાં પદોનો આપણે બધા ઘણું કરીને કોક વાર ઉપયોગ કરીએ છીએ, અથવા એનો આપણને પરિચય તો હોય જ છે. તો પણ એવા ઉપયોગમાં કાંઈ વિચિત્ર અથવા ખોટું હોય એવું કોઈને કદી લાગ્યું નથી. મુક્તિફોજ લશ્કરી પરિભાષા વાપરે છે તે કોણ જાણતું નથી? એ સંસ્થાએ તો એને આખે આખી લઈ લીધી છે. અને છતાં મુક્તિફોજમાં કર્નલ અને કેપ્ટન હોવાને

કારણે એને કોઈએ ઘાતક શસ્ત્ર વાપરવાની તાલીમ પામેલું લશ્કરી તંત્ર માની લીધું હોય એમ મેં જાણ્યું નથી.

**૫૦.** "એમ બતાવવામાં આવ્યું છે કે જપાની આક્રમણનો પ્રતિકાર કરવામાં અહિંસા સફળ થાય એવો શ્રી. ગાંધીને ઓછો વિશ્વાસ હતો," એમ લખે છે તેનો હું ઇન્કાર કરું છું. મેં તો એટલું જ કહ્યું છે કે હિંસાની પડખે પડખે તેને કામ લેવાનું હોય ત્યારે સંપૂર્ણ સફળતા ન બતાવી શકાય. એટલું સાચું છે કે આક્રમણનો પ્રતિકાર કરવાની અહિંસાની શક્તિ વિષે મૌલાના સાહેબ અને પંડિત નેહરુને શંકા છે, પણ બ્રિટિશ સત્તા સામે લડવા માટે અહિંસક પ્રવૃત્તિ ઉપર એમને પૂરો વિશ્વાસ છે. હું અવશ્ય માનું છું કે બ્રિટિશ તથા જપાની સામ્રાજ્યવાદ એ બેયથી સરખી રીતે ચેતવાનું છે. પણ 'હરિજન'માંથી ઉતારા આપીને મેં ઉપર બતાવ્યું છે કે આગામી અનિષ્ટ કરતાં વર્તમાન અનિષ્ટનું નિવારણ કરવું વધારે સહેલું છે. [ પરિશિષ્ટ ૨ (૪) જુઓ ]

**૫૧.** હું એકદમ કબૂલ કરું છું કે, "મારા અહિંસાવાદને પૂરેપૂરો માનનારા કેટલા જણ છે તે શંકાસ્પદ છે." પણ એ ભૂલવું ન જોઈએ કે મેં એમ પણ કહ્યું છે કે મારી હિલચાલ માટે અહિંસાવાદમાં પૂરું કે અધૂરું માનનારાની મારે બિલકુલ જરૂર નથી. જો લોકો અહિંસક પ્રવૃત્તિના નિયમ પાળે તો એટલું બસ છે. [ પરિશિષ્ટ ૪ (૧) જુઓ ]

**૫૨.** ચર્ચાતા પરિચ્છેદમાં આ પછી લેખકનો સૌથી આગળ તરી આવે એવો સ્મૃતિભ્રંશ અથવા ખોટું નિરૂપણ આવે છે. તે કહે છે: "...આ પણ યાદ કરો કે એમની આગળ એમની આગલી હિલચાલોનો દાખલો હતો જે દરેક અહિંસક કહેવાતી હતી પણ જેમાં ત્રાસદાયક હિંસા થયેલી હતી." દક્ષિણ આફ્રિકાની પહેલી લડતથી માંડીને ૨૦ સત્યાગ્રહની હિલચાલોની ટીપ મારી આગળ પડી છે. એવા દાખલા મને યાદ છે જ્યારે લોકો ઉન્મત્ત બન્યા હોય અને પરિણામે શોચનીય ખૂન થયાં હોય. જનતાની હિંસાના આ દાખલા ખરાબ હોવા છતાં, હિંદુસ્તાન રશિયાને બાદ કરતાં યુરોપ જેટલો વિસ્તૃત દેશ છે અને લોક-

સંખ્યામાં તો એના કરતાં પણુ મોટો છે, તેના પ્રમાણુમાં નહિ જેવા છે. છાની કે જાહેર રીતે હિંસા મહાસભાની નીતિનું અંગ હોત, અથવા મહાસભાનું નિયમન ઓછું આકરું હોત તો સહેલાઈથી જોઈ શકાય છે કે હિંસા નહિ જેવી ન હોત પણુ જવાળામુખી ફાટવા જેવી પ્રચંડ હોત. પણુ જ્યારે જ્યારે એવાં હુલ્લડ ફાટી નીકળ્યાં ત્યારે ત્યારે એનો ઉપાય કરવા મહાસભાના આખા તંત્રે ભારે ઉદ્યોગ કર્યો હતો. કેટલીક વાર તો મેં પોતે ઉપવાસ કર્યા. આ બધાથી લોકચિત્ત ઉપર સારી અસર થઈ. અને એવી પણુ હિલચાલો હતી જે આશ્ચર્યજનક રીતે હિંસાથી મુક્ત હતી. આમ દક્ષિણુ આફ્રિકાનો સત્યાગ્રહ જે સામુદાયિક હિલચાલરૂપે હતો, અને ચંપારણ્ય, ખેડા, બારડોલી અને બોરસદમાં કરેલી એવી જાતની હિલચાલો હિંસાથી ન મુક્ત હતી. સામુદાયિક સવિનય ભંગ વિશાળ પાયા ઉપર કર્યો હતો એવી બીજી પૂર્ણ રીતે અહિંસક હિલચાલોનું તો હું નામ જ લેતો નથી. આ બધામાં લોકોએ તેમને માટે બાંધી આપેલા નિયમ પાળ્યા હતા. મારી આગળ "આગલી હિલચાલોનો દાખલો હતો જે દરેક અહિંસક કહેવાતી હતી પણુ જેમાં ત્રાસદાયક હિંસા થયેલી હતી"—આવું સર્વવ્યાપી કથન લેખક કરે છે, પણુ એમ કરતાં તે ઇતિહાસથી આમ વિરુદ્ધ ગયેલ છે. મારો પોતાનો અનુભવ તદ્દન ઊલટો હોવાથી મને લેશમાત્ર શંકા નથી કે પોતાના ઉતાવળા કૃત્યથી જો સરકારે લોકો સહન ન કરી શકે એટલે અંશે એને વિના કારણુ છંછેડયા ન હોત તો કાંઈ પણુ હિંસા કદાપિ થાત નહિ. કાર્યવાહક સમિતિના સભ્યોને ચિંતા હતી કે લોકોને હિંસા કરતા રોકવા, તે કાંઈ પરોપકારબુદ્ધિથી નહિ, પણુ લોકો હિંસા કરે તેથી સ્વતંત્રતા ન મળે એવી નક્કર હકીકતના અનુભવો ઉપરથી એને ખાતરી થયેલી હતી એટલે. ૧૯૨૦ પહેલાં મહાસભા દ્વારા લોકોને મળેલું શિક્ષણુ સાવ અહિંસક હતું, કારણુ નેતાઓને બંધારણીય હિલચાલમાં શ્રદ્ધા હતી અને બ્રિટિશ વચન અને ઘોષણા ઉપર વિશ્વાસ હતો; અને ૧૯૨૦ પછી પણુ એ શિક્ષણુ અહિંસક રહ્યું છે, કેમ કે કેવળ બંધારણીય હિલચાલથી અમુક હદ

સુધી અર્થ સરે, પણ તેનાથી સ્વતંત્રતા કદાપિ ન આવે, અને હિંદુસ્તાનની સ્થિતિ જોતાં, સ્વતંત્રતા ઝટ મેળવવી હોય તો અહિંસાત્મક હિલચાલ જ કરવી જોઈએ, એમ પ્રથમ મારા કહેવાથી અને પછી અનુભવે એ પાઠ પાકો શીખવ્યો હોવાથી લોકો માનતા થયા હતા. જેમાંનાં પહેલાં ૮ દક્ષિણ આફ્રિકામાં ગયાં તે છેલ્લાં ૩૦ વર્ષના એકત્ર થયેલા અનુભવથી મને ખૂબ આશા રહે છે કે અહિંસાના સ્વીકારથી હિંદુસ્તાન તથા જગતનું ભાવી ઉજ્જ્વલ થઈ શકે એમ છે. માનવજાતિના કચરાતા વિભાગ પ્રત્યે જે રાજદ્વારી અને આર્થિક અન્યાય થાય છે તે દૂર કરવા માટે અહિંસા એ સૌથી નિર્દોષ અને છતાં સરખી અસરકારક પદ્ધતિ છે. નાનપણથી જ મેં જાણ્યું છે કે અહિંસા એ પોતાની ચિત્તશાન્તિ અને મુક્તિને અર્થે વ્યક્તિએ આચરવાનો એકાંતવિહારી સદ્‌ગુણ નથી, પણ જો સમાજે પ્રત્યેક માણસની પ્રતિષ્ઠા અબાધિત રાખીને જીવવું હોય, અને અનેક જુગથી જેની તે ઝંખના કરે છે તે શાંતિની સ્થાપના પ્રત્યે એને પ્રગતિ કરવી હોય, તો અહિંસા એ સમાજમાં સદાચારના નિયમરૂપ બનવી જોઈએ. તેથી આ વસ્તુનો વિચાર કરતાં ખેદ થાય છે કે, દુનિયામાંની સૌથી બળવાન સરકારે આ અહિંસાધર્મનો ઉપહાસ કર્યો છે અને તે ગમે તેવા અપૂર્ણ હોય તોપણ એ ધર્મને પાળનારા લોકોને નિષ્ક્રિય કરી મૂક્યા છે. મારો દૃઢ અભિપ્રાય છે કે તેથી કરીને તેણે વિશ્વશાંતિ તથા મિત્રરાષ્ટ્રોના પક્ષનું અહિત કર્યું છે.

**૫૩.** લેખકને મન 'ખાતરી' છે કે "તેની (મારી) હિલચાલ અહિંસક ન રહી શકે." મારે મન 'ખાતરી' હતી તે તદ્દન ઊલટી હતી, જો લોકોને જે માર્ગદર્શક થઈ શકે એવાના હાથમાં હિલચાલ રહી હોત તો.

**૫૪.** હવે એ પણ 'સ્પષ્ટ' થયું છે કે હું છેલ્લામાં છેલ્લા સીમાડા લગી જવાને તૈયાર હતો એમ મેં કહ્યું ત્યારે મારા કહેવાનો અર્થ કેવો હતો; એટલે કે સરકાર હિંસા કરાવી શકી હોત તોપણ હું અહિંસક હિલચાલ ચાલુ રાખત. જ્યારે લોકો હિંસા કરવા ઉશ્કેરાઈ જાય ત્યારે આજ લગી હું મારી પ્રવૃત્તિ બંધ કરતો આવ્યો છું.

આ ફેરે મેં જોખમ લીધું કેમ કે ઇતિહાસને પરિચિત એવા મોટામાં મોટા જગત-દાવાનળને દેખતા છતાં સ્વસ્થ બેસી રહેવાનું જોખમ અનંતગણું વધારે હતું. જો અહિંસા જગતની સર્વશ્રેષ્ઠ શક્તિ હોય તો કટોકટીની વેળાએ એણે પોતાનો પરચો દેખાડવો જોઈએ.

૫૫. મારી અહિંસા "કેવળ બોલવામાં જ હતી," એની છેલ્લી સાબિતી દાખલ લેખકે પોલેન્ડના લોકોના શૌર્યના બચાવમાં મેં કરેલા લખાણની નીચલી વિકૃતિ આપી છે:

"બીજા શબ્દોમાં, કોઈ પણ લડાઈમાં નબળો પક્ષ પોતાને ગમે અથવા પોતે કરી શકે એવી હિંસા કરે અને તો પણ એ અહિંસક ગણાય; અથવા બીજી રીતે કહીએ તો, બળવાન શત્રુ સામે યોજેલી હિંસા સ્વયમેવ અહિંસા થઈ જાય છે. 'નિઃશસ્ત્ર બળવામાં' બળવાખોરોને માટે ખરેખર આ સિદ્ધાંત બહુ સગવડ આપનારો છે."

મારો દાવો છે કે લેખકે ઉતારેલા લખાણમાંથી આ ઊંધે રસ્તે દોરનારું અનુમાન નીકળતું નથી. બધી રીતે સમોવડિયા વચ્ચે લડાઈ તો ક્વચિત જ થાય. એક પક્ષ બીજા કરતાં હમેશાં દૂબળો હોય છે. મેં આપેલા દાખલા એકત્ર લેવાથી એક જ નિર્ણય ઉપર આવી શકાય છે, અને તે એ કે નબળો પક્ષ હિંસા કરવાની કાંઈ તૈયારી કરતો નથી કારણ હિંસા કરવાનો ઇરાદો જ હોતો નથી, પણ જ્યારે તેના ઉપર એકાએક હુમલો થાય ત્યારે એમ કરવાની ઇચ્છા વિના પણ અને ભાન વિના જે કાંઈ હાજર હોય તે હથિયાર તે વાપરે છે. મેં પસંદ કરેલો પહેલો દાખલો કોઈ આગળ તલવાર હોય ને લૂંટારાની ટોળી સામે એકલે હાથે એ તલવાર ચલાવે એવા માણસનો છે. બીજો દાખલો પોતાના સતીત્વની રક્ષા માટે પોતાના નખ અને દાંત અથવા તો કટારી પણ વાપરનારી સ્ત્રીનો આપ્યો છે. એ બાઈ સ્વયંસ્ફૂર્તિથી વર્તે છે. અને ત્રીજો દાખલો પોતાના તીક્ષ્ણ દાંતથી બિલાડી સાથે લડતા ઉંદરનો છે. આ ત્રણ દાખલા મેં ખાસ પસંદ કર્યા તે એટલા માટે કે જાણી જોઈને કરેલી હિંસાના બચાવમાં કાંઈ અઘટિત અનુમાન ન કરી શકાય. એક અચૂક કસોટી એ છે કે એવો માણસ આક્રમણકારીને હરાવવા જેટલે અંશે ફતેહમંદ કદાપિ ન થાય. આક્રમણકારીની માગણીઓને પોતે વશ થાય એના કરતાં પોતાની

લાજ રાખવા સારુ એ સ્ત્રી કે પુરુષ પોતાનો જીવ આપે છે. મારી ભાષાના ઉપયોગમાં હું એટલો સાવધાન હતો કે સંખ્યાબંધ શત્રુઓ સામે પોલ લોકોએ કરેલા બચાવને મેં 'લગભગ અહિંસક' એવી રીતે વર્ણવ્યો. આને વિષે વધારે ખુલાસો એક પોલેન્ડવાસી મિત્ર સાથે થયેલી ચર્ચામાં જુઓ. [પરિશિષ્ટ ૪ (૧૩) જુઓ.]

૫૬. આ સ્થળે મુંબઈની અખિલ ભારત મહાસભા સમિતિ આગળ ગઈ તારીખ ૭મી અને ૮મી ઑગસ્ટે મેં કરેલાં ભાષણોમાંથી અહિંસાને લગતા ઉતારા આપવા ઠીક પડશે.

"પરંતુ મારે તમને તરત ખાતરી આપવી જોઈએ કે હું ૧૯૨૦માં હતો તે જ ગાંધી છું. કોઈ પણ તાત્ત્વિક બાબતમાં હું ફર્યો નથી. ત્યારે મને લાગતું એટલું જ અહિંસાનું મહત્ત્વ આજે મને લાગે છે. કાંઈ પણ ફેર થયો હોય તો એટલો જ કે અહિંસાનો મહિમા મને હવે વધારે લાગે છે. આ ઠરાવ અને મારાં આગલાં લખાણુ અને ભાષણો વચ્ચે ખરી રીતે કાંઈ પણ વિરોધ નથી. . . . આવા પ્રસંગ પ્રત્યેક માણસને આવતા નથી અને કોઈને પણ ક્વચિત જ આવે છે. આજ હું જે કાંઈ કહું અને કરું છું તેમાં શુદ્ધમાં શુદ્ધ અહિંસા વિના બીજું કાંઈ નથી એમ મને લાગે છે અને તમે પણ એમ જાણો. કાર્યવાહક સમિતિએ ઘડેલો ઠરાવ અહિંસાના પાયા ઉપર છે, એવી જ રીતે આપણે કરવા ધારેલી લડતના મૂળમાં પણ અહિંસા રહેલી છે. એટલે જેને અહિંસામાં શ્રદ્ધા રહી નથી અથવા તો જે અહિંસાથી થાકયો છે એવો કોઈ તમારામાં હોય તો તેણે આ ઠરાવની તરફેણમાં મત ન આપવો.

* * *

મારી સ્થિતિ સ્પષ્ટ રીતે હું સમજાવું. અહિંસાશસ્ત્રરૂપી અમૂલ્ય વરદાન ભગવાને મને આપ્યું છે. મારી અને મારી અહિંસાની આજ કસોટી થાય છે. જ્યારે પૃથ્વી હિંસાની ઝાળથી દાઝતી જાય છે અને મુક્તિ માટે આક્રંદ કરે છે એવી આ કટોકટીમાં ઈશ્વરદત્ત શક્તિ વાપરતાં જો હું ચૂકું તો ભગવાન મને ક્ષમા ન કરે અને હું એ વરદાનનો અનધિકારી ઠરું. મારે આ ઘડીએ જ કાર્ય કરવું જોઈએ. જ્યારે રશિયા અને ચીન જોખમમાં છે ત્યારે મારાથી અચકાઈને જોઈ રહેવાય નહિ.

* * *

. . . આપણે કાંઈ સત્તા મેળવવા નથી નીકળ્યા, પણ હિંદની સ્વતંત્રતા માટે કેવળ અહિંસક લડત લડીએ છીએ. હિંસક લડાઈમાં

વિજયી સેનાપતિ વારંવાર રાજ્યપલટો કરીને સરમુખત્યાર બને છે તે આપણે જાણીએ છીએ. પણ મહાસભા અહિંસક રહી એટલે એની યોજનામાં સરમુખત્યારીને અવકાશ નથી. સ્વતંત્રતા સિદ્ધ કર્યા પછી કોણ રાજ્ય કરશે એની મહાસભાને પરવા નથી. જ્યારે સત્તા આવશે ત્યારે તે હિંદુસ્તાનની સમસ્ત પ્રજાની હશે અને એ સત્તા કોને સોંપવી એનો નિર્ણય પ્રજા જ કરશે. એમ પણ બને કે દાખલા તરીકે પારસીઓને સત્તા સોંપાય, — એમ થાય તો મને આનંદ થાય, — અથવા જેનાં નામ મહાસભામાં સંભળાતાં નથી એવા કોઈ બીજાને સત્તા સોંપાય. તો પછી તમારાથી વાંધો લઈને એમ નહિ કહી શકાય કે, "આ કોમ અત્યંત નાની છે. પેલા પક્ષે સ્વતંત્રતાની લડતમાં પોતાને શોભે એવો ભાગ નહોતો ભજવ્યો; તો પછી તે બધી સત્તા કેમ ભોગવે?" એની સ્થાપનાથી માંડીને તે આજ સુધી, મહાસભાએ કોમી લાગણીથી પોતાને અત્યંત મુક્ત રાખી છે. એણે હંમેશાં આખા રાષ્ટ્રનો વિચાર કર્યો છે અને એ પ્રમાણે કામ લીધું છે.

* * *

. . . આપણી અહિંસા કેવી અપૂર્ણ છે અને આપણે આદર્શથી કેટલા દૂર છીએ તે હું જાણું છું, પણ અહિંસામાં છેવટે નિષ્ફળતા કે હાર જેવું કાંઈ હોતું નથી એટલે મને શ્રદ્ધા છે કે આપણી ઊણપો છતાં જો જીત થાય તો તેનું કારણ એટલું જ હશે કે છેલ્લાં બાવીશ વર્ષની આપણી સતત તથા મૂક સાધનાને સફળ કરીને આપણને મદદ કરવાનું ભગવાને ધાર્યું હોય.

* * *

. . . હું માનું છું કે જગતના ઇતિહાસમાં સ્વતંત્રતા માટે આપણા કરતાં વધારે સાચી લોકતંત્રી લડત થઈ નથી. હું જેલમાં હતો ત્યારે કાર્લાઈલનો ફ્રેંચ ક્રાન્તિનો ઇતિહાસ મેં વાંચ્યો, અને પંડિત જવાહરલાલે રશિયન ક્રાન્તિ વિષે મને થોડુંક કહ્યું છે. પણ મારી ખાતરી છે કે આ લડતો હિંસક શસ્ત્રોથી લડાયેલી હતી. એટલે તે લોકતંત્રનો આદર્શ સિદ્ધ કરી શકી નહિ. મારા કલ્પેલા અહિંસાથી સ્થાપેલા લોકતંત્રમાં બધાને સરખી છૂટ હશે. પ્રત્યેક જણ પોતાનો સ્વામી હશે. એવા લોકતંત્ર માટેની લડતમાં જોડાવાને હું આજ તમને નોતરું છું. એક વાર તમે આટલું સમજ્યા એટલે પછી હિંદુઓ અને મુસલમાનો વચ્ચેનો ભેદ તમે ભૂલશો અને સ્વતંત્રતા માટેની અહિંસક લડતમાં રોકાયેલા તમે કેવળ

હિંદી જ છો એમ વિચારશો.'' (૭મી ઑગસ્ટે અખિલ ભારત મહાસભા સમિતિ આગળ કરેલા હિંદુસ્તાની ભાષણમાંથી)

* * *

વાઇસરૉય, સદ્‌ગત દીનબંધુ ઍન્ડ્રુઝ અને કલકત્તાના મુખ્ય ધર્મગુરુ સાથેનો અંગત સંબંધ વર્ણવ્યા પછી, મેં કહ્યું :

"પશ્ચાદ્‌ભૂમિમાં આ ભાન હોવાથી હું જગત આગળ જાહેર કરવા ઇચ્છું છું કે એનાથી ઊલટું ગમે તે કહેવાય અને પશ્ચિમમાંના ઘણા મિત્રોનો સદ્‌ભાવ અને કેટલાકનો તો વિશ્વાસ પણ હું આજે ખોઈ બેઠો હોઉં તો પણ, તેમના પ્રેમ અને મિત્રતા માટે પણ મારાથી અંતરનાદને દબાવી શકાય નહિ. . . .જેણે મને કદાપિ છેતર્યો નથી એવું મારું અંતઃકરણ મને કહે છે કે આખું જગત ભલે મારી વિરુદ્ધ પડે તો પણ મારે લડયા કરવું જોઈએ.

* * *

. . .હું માનું છું કે અહિંસા વિના સાચી સ્વતંત્રતા ન હોઈ શકે. આ કોઈ અભિમાની કે ઉદ્ધત માણસની નહિ પણ એક અનન્ય સત્યશોધકની ભાષા છે. આ પરમ સત્યનો પ્રયોગ મહાસભા છેલ્લાં બાવીસ વર્ષથી કરે છે. અજાણપણે પણ એની સ્થાપનાથી જ મહાસભાએ અહિંસાને આધારે પોતાની નીતિ ઘડી છે. આરંભના દિવસોમાં એ બંધારણીય પદ્ધતિ કહેવાતી. દાદાભાઈ અને ફિરોજશાહ મહેતા મહાસભાવાદી હિંદ આગળ પોતાનું કહ્યું કરાવતા. તેઓ મહાસભાના પ્રેમી હતા, એટલે તેઓ એના સ્વામી પણ હતા. પણ મુખ્ય વાત તો એ છે કે તેઓ રાષ્ટ્રના સાચા સેવક હતા. તેઓ બળવાખોર બન્યા પણ ખૂન, ગુપ્તતા અને એવી બીજી વસ્તુઓને તેઓએ કદાપિ ટેકો ન આપ્યો. પછીની પેઢીઓએ આ વારસામાં વધારો કર્યો છે અને પોતાનું રાજદ્વારી તત્ત્વજ્ઞાન વિસ્તારીને મહાસભાએ સ્વીકારેલા અહિંસક અસહકારના સિદ્ધાંત અને નીતિનું રૂપ એને આપ્યું છે. મારો એવો દાવો નથી કે પ્રત્યેક મહાસભાવાદી નીતિ તરીકે પણ અહિંસાના ઊંચામાં ઊંચા સિદ્ધાંતનું પાલન કરે છે. હું જાણું છું કે કેટલાક લુચ્ચા છે પણ ખરા, પણ એની ઊલટતપાસ કર્યા વિના હું બધા ઉપર વિશ્વાસ રાખીને એને સ્વીકારું છું. વિશ્વાસ રાખું છું, કારણ કે માનવસ્વભાવની જન્મસિદ્ધ ભલાઈમાં મને શ્રદ્ધા છે, જે ભલાઈથી કરીને લોકો સત્યનું સહેજે દર્શન કરી શકે છે અને કટોકટીમાંથી પસાર થાય છે. આ શ્રદ્ધા મારા જીવનનાં ચક્રમાત્ર

ફેરવે છે અને મને આશા બંધાવે છે કે હિંદ સમસ્ત આવતી લડતમાં અહિંસાના સિદ્ધાંતને પાળશે. પરંતુ કદાચિત્ મારી શ્રદ્ધા અસ્થાને હતી એમ જણાય તોપણ હું પાછો હઠીશ નહિ. મારી શ્રદ્ધા હું છોડીશ નહિ. હું માત્ર એટલું જ કહીશ કે, "પાઠ હજી પૂરો શિખાઈ રહ્યો નથી. મારે ફરી પ્રયત્ન કરવો જોઈએ."

(૮મી ઑગસ્ટે કરેલા અંગ્રેજી ભાષણમાંથી)

*　　*　　*

"પોતાના નિર્ણયોનો અમલ કરાવવા માટે મહાસભા આગળ નૈતિક વિના બીજો કોઈ જાતનો દંડ નથી. હું જાણું છું કે સાચું લોકતંત્ર અહિંસામાંથી જ ફલિત થઈ શકે. જગતના સમવાયતંત્રની રચના અહિંસાના પાયા ઉપર જ થઈ શકે, અને જગતનાં કામકાજમાં હિંસાનો સર્વથા ત્યાગ કરવો પડશે. હિંદુમુસ્લિમ સવાલનું નિરાકરણ પણ હિંસા દ્વારા નહિ થઈ શકે. જો હિંદુ મુસલમાન ઉપર જુલમ કરે તો જગતના સમવાયતંત્રની વાત તેઓ કયે મોઢે કરશે? એ જ કારણથી મહાસભાએ કબૂલ કર્યું છે કે બધા મતભેદ નિષ્પક્ષપાત પંચ આગળ રજૂ કરવા અને તેના નિર્ણય સ્વીકારી લેવા.

સત્યાગ્રહમાં કપટ કે અસત્ય માટે અવકાશ નથી. કપટ અને અસત્ય આજે જગતમાં નિર્લજ્જપણે વિચરે છે. નિરુપાયપણે એવી સ્થિતિના સાક્ષી મારાથી ન બની શકાય. આજના યુગમાં કદાચ કોઈએ નથી કર્યો એટલો પ્રવાસ મેં આખા હિંદુસ્તાનમાં કર્યો છે. દેશના કરોડો અવાચક લોકોએ મને પોતાના મિત્ર તથા પ્રતિનિધિરૂપે જોયો, અને એક મનુષ્યથી થઈ શકે એટલે અંશે હું એમની સાથે એકરૂપ બન્યો. એમની આંખોમાં મેં વિશ્વાસ જોયો, જેનો સદુપયોગ અસત્ય ને હિંસા ઉપર ચણાયેલા તથા એનાથી ટકી રહેલા આ સામ્રાજ્યની સાથે લડવામાં હવે મારે કરવો છે. સામ્રાજ્યનું આપણા ઉપર ગમે એટલું સખત દબાણ હોય તોપણ આપણે એનાથી છૂટવું જોઈએ. આ મોટા કામ માટે હું કેવું અપૂર્ણ નિમિત્ત છું અને જેનાથી મારે કામ લેવાનું છે તે સામગ્રી કેવી અપૂર્ણ છે, તે હું જાણું છું. પણ આ અમૂલ્ય અવસરે મારાથી ચૂપ કેમ રહેવાય અને મને લાધેલા પ્રકાશને સંતાડી કેમ રખાય? જપાનીને એમ મારાથી કહેવાશે કે ઘડીક ખમીને આવજો? આખા જગતમાં વ્યાપી ગયેલા આ દાવાનળની વચ્ચે જો હું આજ હાથ જોડીને બેસી રહું તો મને ઈશ્વરે આપેલી શક્તિનો ઉપયોગ ન કરવા માટે ઈશ્વર તરફથી ઠપકો મળે. જો દાવાનળ ફાટી નીકળ્યો ન હોત તો

આટલાં વર્ષ મેં કર્યું તેમ હજી પણ થોડીક વાટ જોવા હું તમને કહેત. પણ હવે તો સ્થિતિ અસહ્ય થઈ પડી છે અને મહાસભા આગળ બીજો કોઈ માર્ગ રહ્યો નથી."

(૮મી ઑગસ્ટે કરેલા છેવટના હિંદુસ્તાની ભાષણમાંથી)

૫૭. અહિંસા વિષેનાં મારાં વચન 'નકામાં' હતાં એમ બતાવવા મારી સામે પુરાવો આપ્યા પછી લેખક મહાસભાના મહાજન પ્રત્યે વળે છે અને તેઓએ મહાસભાના અનુયાયીઓ અને આમ-પ્રજાને મારા અભિપ્રાયો કેવી રીતે સમજાવ્યા તેની તપાસ કરે છે. પંડિત નેહરુ, સરદાર વલ્લભભાઈ પટેલ અને શ્રી. શંકરરાવ દેવે વિદ્યાર્થીઓ ઉપર વિશેષ લક્ષ આપ્યું એ લેખકને વાંધા ભરેલું લાગ્યું છે. વિદ્યાર્થીઓ તથા ખેડૂતો ઉપર ધ્યાન દીધું તે કાંઈ મહાસભાના ઇતિહાસમાં લડત માટે પ્રથમ દાખલ કરેલી નવી ચીજ નહોતી.

ઠેઠ ૧૯૨૦માં વિદ્યાર્થીઓને અસહકારની 'હિલચાલ'માં ભળવા ખાસ નોતર્યા હતા; અને હજારોએ પોતાનો અભ્યાસ બંધ કરીને નોતરાનો જવાબ વાળ્યો હતો. ઑગસ્ટની ધરપકડો પછી બનારસ હિંદુ વિદ્યાપીઠમાં શું બન્યું તે હું જાણતો નથી. પણ એમ માની લઈએ કે ત્યાંના કેટલાક વિદ્યાર્થી માર્ગ ભૂલ્યા, તો પણ એમનાં કૃત્યો સાથે પંડિત નેહરુનું નામ જોડવાનું કાંઈ કારણ નથી. એવો સંબંધ સિદ્ધ કરવા માટે નિશ્ચિત સાબિતી આપવી જોઈએ. સ્વરાજ્યસિદ્ધિ અર્થે અહિંસામાં એમને બીજા કોઈ કરતાં ઊતરે નહિ એવી શ્રદ્ધા છે એમ સિદ્ધ કરવા જોઈએ એટલો પુરાવો રજૂ કરી શકાય એમ છે. સંયુક્ત પ્રાંતમાં કિસાનોને એમણે આપેલી શિખામણ વિષે પણ એ જ વસ્તુ કહી શકાય. તહોમતનામામાં આપેલા ઉતારા ઉપરથી નિર્ણય બાંધી શકાય એટલે અંશે બીજા નેતાઓનાં ભાષણોમાં પણ હિંસાની તરફેણમાં જાય એવું કાંઈ નથી.

૫૮. નેતાઓનાં ભાષણોની ચર્ચા પૂરી કરીને લેખક "મુંબઈની અખિલ ભારત મહાસભા સમિતિની બેઠક થયા પહેલાં હસ્તી ધરાવતી હિલચાલના સંચાલન વિષે વિગતવાર સૂચના" વિચારે છે. 'પહેલો દાખલો' ૯મી ઑગસ્ટના 'હરિજન'માંથી 'પસંદ કરેલો'

છે. લેખનું મથાળું "અહિંસક અસહકારના માર્ગો" આમ છે. વાત એમ છે કે જપાનની થનારી ચડાઈ વિષે એ લેખમાં ચર્ચા કરી છે. લેખનો આરંભ આમ થાય છે:

"૧૯૨૦ની સાલથી માંડીને અહિંસક અસહકારની કેટલીક રીતોનો આપણને પરિચય છે. એમાં બધી સરકારી સંસ્થાઓના બહિષ્કાર તથા સરકારી નોકરીઓના ત્યાગનો સમાવેશ થતો હતો. તેમ કર ન ભરવા સુધીની રીત પણ અખત્યાર કરવામાં આવી હતી. વર્ષોથી આ દેશનો કબજો કરી બેઠેલી સરકારની સામે આ બધા ઉપાયો યોજવામાં આવ્યા હતા. નવા પરદેશી હુમલાખોરની સામે આદરવાની અસહકારની રીતોની વિગતોમાં સ્વાભાવિક રીતે ફેર પડે. ગાંધીજીએ કહ્યું છે તેમ એમાં હુમલાખોરને ખોરાક કે પાણી પણ ન આપવા સુધીની રીતોનો સમાવેશ થાય છે. દુશ્મન કાંઈ કામ ન કરી શકે એ હેતુથી અહિંસાની મર્યાદામાં રહીને અસહકારના બધા ઉપાયો અજમાવવા જોઈએ."

પછી એ લેખના લખનાર (એમ. ડી.) હિંદુસ્તાન વિના બીજે કરેલા અહિંસક અસહકારના નમૂના આપે છે. એ કાંઈ બુદ્ધિપૂર્વક સ્વીકારેલી અહિંસાના દાખલા નથી. આખો લેખ હુમલાખોરને પાછો કાઢવા શું શું કાર્ય અહિંસક રીતે થઈ શકે તે બતાવવા લખેલો છે, એમ છેલ્લા પરિચ્છેદ ઉપરથી સ્પષ્ટ જણાય છે:

"આપણે એ લક્ષમાં રાખવું જોઈએ કે યુદ્ધના સમયમાં તો એ દમન ફ્રાંસે અખત્યાર કરેલા દમન કરતાં દસગણું કડક હશે. પણ જો આપણામાં કષ્ટ સહન કરવાનો દૃઢ સંકલ્પ હોય, ઉપર જણાવેલા નિઃશસ્ત્ર વિરોધનાં જુદાં જુદાં ઉદાહરણો પ્રમાણે ઉપાયો અને રીતો યોજવાની સૂઝ હોય, અને એ બધા કરતાંયે હુમલાખોરને ગમે તે ભોગે હાંકી કાઢવાનો દૃઢ નિશ્ચય હોય, તો આપણો વિજય નક્કી જ છે. આપણા દેશની વિશાળતાથી નુકસાન નહિ પણ લાભ જ થાય કેમ કે અનેક દિશામાં ઠેકઠેકાણે થતા વિરોધને પહોંચી વળવું એ હુમલાખોરને માટે મુશ્કેલ થઈ જાય."

લેખમાં બીજી જાતિનો નહિ પણ ચડી આવનાર શત્રુનો વિરોધ કરવાની વાત છે.

૫૯. બીજો દાખલો ૨૩મી ઑગસ્ટ ૧૯૪૨ના 'હરિજન'માં શ્રી. કિ. ઘ. મશરૂવાળાના લેખમાંથી ઉતારો કરીને લેખકે આપ્યો છે. શ્રી. મશરૂવાળા એક આદરણીય સાથી છે. એ અહિંસાને એટલી

હદ સુધી લઈ જાય છે કે જેને એમનો અંગત પરિચય છે તે હારી જાય છે. છતાં પણ ઉતારેલા પરિચ્છેદનો મારે બચાવ કરવો નથી. તેમણે એમ કહીને ગેરસમજૂતી થતી રોકવાનો પ્રયત્ન કર્યો છે કે આ તો માત્ર પોતાનો અંગત અભિપ્રાય છે. પુલ, પાટા કે એવું બીજું તોડવું એ અહિંસક ગણાય કે નહિ એ પ્રશ્નોની ચર્ચા કરતાં મને એણે સાંભળ્યો હોવો જોઈએ. આવી ભાંગફોડ અહિંસક રહી શકે એમ મને હંમેશાં શંકાસ્પદ લાગ્યું હતું. એવી ભાંગફોડ અહિંસક રહી શકે એમ કલ્પી શકાય તોપણ, — અને હું માનું છું કે રહી શકે, — તોપણ જે એવાં કામ અહિંસક રીતે કરે એવી ઉમેદ ન રાખી શકાય તે આમ પ્રજા આગળ એવી વસ્તુ મૂકવામાં જોખમ છે. વળી લડતના સંબંધમાં બ્રિટિશ સત્તાને જપાનીની પંક્તિમાં મુકાય એવી ધારણા હું ન કરું.

૬૦. એક સંભાવિત સાથીના અભિપ્રાયનું પરીક્ષણ કરી લીધા પછી હું કહેવા ઇચ્છું છું કે, શ્રી. મશરૂવાળાનો અભિપ્રાય હિંસક ઇરાદાના પુરાવારૂપ નથી. બહુ તો એમાં નિર્ણય કરતાં ભૂલ થયેલી છે, જે જનતાએ બધાં ક્ષેત્રમાં આચરવાની અહિંસાની યોગ્યતા જેવા નવીન વિષયમાં થઈ જાય એ ઘણું વધારે સંભવિત છે. મોટા સેનાપતિઓ અને રાજદ્વારીઓને આજ પહેલાં નિર્ણય કરતાં ભૂલ ખાતા જાણ્યા છે, પણ તેથી તેમને કોઈએ નીચી પંક્તિએ બેસાડ્યા નથી અથવા તો એમના ઉપર દુષ્ટ ઇરાદાનું આરોપણ કર્યું નથી.

૬૧. પછી આંધ્રનું પરિપત્ર આવે છે. મારે માટે એને મારે નિષિદ્ધ ભૂમિ ગણવી જોઈએ કારણ કે મારી ધરપકડ પહેલાં તે વિષે હું કાંઈ જાણતો નહોતો. એટલે એના ઉપર ટીકા કરતાં મને સંકોચ જ થાય. આટલી ચેતવણી આપીને હું કહું છું કે એ લખાણ એકંદર નિર્દોષ છે. એનું નિયામક અંગ આ પ્રમાણે છે:

"આખી હિલચાલનો પાયો અહિંસા છે. આ સૂચનાઓથી વિરુદ્ધ જાય એવું કોઈ પણ કામ ઉપાડવું પણ ન જોઈએ. કાયદાભંગનાં બધાં કૃત્યો જાહેર રીતે કરવાં જોઈએ, છાનાંછપનાં નહિ."

નીચલી ચેતવણી પણ પરિપત્રમાં આપેલી છે:

"સોમાંથી નવ્વાણું ટકા તો તરતમાં જ, કદાચ મુંબઈની અખિલ

ભારત મહાસભા સમિતિની આવતી બેઠક પછી થોડે કલાકે જ મહાત્માજી લડત આદરશે. જિલ્લાસમિતિઓ સાવધાન રહે અને તરત જ કામે લાગે, પણ કૃપા કરીને આટલું નોંધજો કે મહાત્માજી નક્કી કરે તે પહેલાં કાંઈ પણ હિલચાલ શરૂ કરવી જોઈએ નહિ અને કાંઈ પણ ઉઘાડું કૃત્ય કરવું ન જોઈએ. છેવટે તે બીજી જાતનો નિર્ણય પણ કરે અને તો પછી એક મોટી નિષ્કારણ ભૂલને માટે તમે જવાબદાર ગણાશો. તૈયાર થાઓ, તરત વ્યવસ્થા કરો, સાવધાન રહો, પણ કોઈ પણ રીતે ક્રિયા ન કરો"

પરિપત્રમાં કેટલીક ચીજ એવી છે જેની જવાબદારી હું પોતે ન લઉં. પણ પરિપત્ર પ્રામાણિક લખાણ છે એમ માનીને પણ, ખાસ કરીને સમિતિને એને વિષે જે કાંઈ કહેવું હોય તેની ગેરહાજરીમાં જેને હું સુધારી ન શકું એવી ચીજનો ન્યાય કરવા બેસવાની મારે ના પાડવી જોઈએ. પાટા કાઢી નાખવાની બંધી 'ઉઠાવી લેતો' કહેવાતો 'લેખી સુધારો' તહોમતનામામાં આપેલો જણાતો નથી.

**૬૨.** પછી પાંચમા પરિશિષ્ટ પ્રત્યે ધ્યાન ખેંચ્યું છે, જેમાં બતાવ્યું છે કે અહિંસાના 'નકામા' છત્ર નીચે મારું મન હિંસાની દિશામાં કેવું જઈ રહ્યું હતું. પરિશિષ્ટમાં અખિલ ભારત મહાસભા સમિતિએ આપેલી કહેવાતી સૂચનાઓ અને મારા લખાણોમાંના ઉતારા સમાંતર ભાગે આપ્યા છે. એ પરિશિષ્ટ ધ્યાનપૂર્વક વાંચવાનો મેં પ્રયત્ન કર્યો છે. મારા લખાણોમાંથી મારે કાંઈ પણ પાછું ખેંચવાપણું નથી. અને મારો દાવો છે કે અખિલ ભારત મહાસભા સમિતિએ આપેલી કહેવાતી સૂચનાઓમાં લેશમાત્ર હિંસા નથી.

**૬૩.** તહોમતનામાની દલીલથી સ્વતંત્ર રીતે જેમ મેં એને જાણી છે તેમ હવે મારે અહિંસા વિષે કાંઈક કહેવાનું પ્રાપ્ત થાય છે. જીવનના એકેએક ક્ષેત્રમાં એનો પ્રચાર કરવો એ મારી કિશોરાવસ્થાથી મારો ધર્મ થઈ પડ્યો છે. લગભગ સાઠ વર્ષના ગાળામાં આ સાધના ચાલી છે. મારા કહેવાથી ૧૯૨૦માં મહાસભાએ નીતિ દાખલ એનો સ્વીકાર કર્યો. સ્વાભાવિક રીતે દુનિયા આગળ એનું પ્રદર્શન કરવાનું હતું નહિ, પણ સ્વરાજ મેળવવા માટેના આવશ્યક સાધન તરીકે એનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. મહાસભાવાદીઓએ તરત જ જોયું કે કેવળ કાગળ ઉપર એનો સ્વીકાર કરવામાં કાંઈ

સાર નહિ. વ્યક્તિગત અને સામુદાયિક રીતે જેટલે અંશે એનો અમલ થાય એટલે અંશે જ તે કામ આપે. યોગ્ય અવસરે એનો અસરકારક ઉપયોગ કરતાં જેને આવડતું નથી એવા માણસના હાથમાં બંદૂક હોય તેના કરતાં વીરચિહ્ન તરીકે એનો કંઈ વધારે ઉપયોગ નથી. એટલે એનો સ્વીકાર થયા પછી જો અહિંસાએ મહાસભાની પ્રતિષ્ઠા તથા લોકપ્રિયતામાં વધારો કર્યો છે તો એ વધારો અહિંસાના ઉપયોગના પ્રમાણમાં જ થયો છે, જેટલો એનો અસરકારક ઉપયોગ થાય એના પ્રમાણમાં જ બંદૂક એના માલિકને સત્તા અર્પે છે, એવું જ આ પણ છે. આ તુલનાને બહુ આઘે ન લઈ જઈ શકાય. આમ હિંસાનો હેતુ હુમલાખોરને નુકસાન તથા એનો નાશ પણ કરવાનો હોય છે, અને જો તે વિરોધીની હિંસા કરતાં વધારે બળવાન હોય તો જ ફતેહમંદ નીવડે છે. પણ વિરોધી ગમે એટલી હિંસા કરવા શક્તિમાન હોય તોપણ એના સંબંધમાં અહિંસાનો પ્રયોગ કરી શકાય છે. હિંસામાં જે બળવાન છે તેની સામે નબળાની હિંસા એકલી જ ફતેહમંદ થઈ કદાપિ જાણી નથી. બહુ નબળાની અહિંસાનો વિજય તો રોજ રોજ બનતો બનાવ છે. હું કહેવાની હિંમત કરું છું કે અહીં જણાવેલા અહિંસાના સિદ્ધાંતનો મેં ચાલુ લડતમાં પ્રયોગ કર્યો છે. બ્રિટિશ સામ્રાજ્યવાદના હિંદ-માંના સંચા ઉપર જે ઊભા છે અને એને જે ચલાવે છે તે લોકોના જાનમાલને ઇજા કરવા કરતાં બીજી કોઈ વસ્તુ મારી કલ્પનાથી વધારે આઘી ન હોઈ શકે. મારી અહિંસા માણસ અને તેના સંચા વચ્ચે મૌલિક વિવેક કરે છે. નુકસાન કરતા સંચાનો હું કાંઈ પણ સંકોચ વિના નાશ કરું, પણ માણસનો કદી નહિ. મેં આ નિયમ મારા નિકટમાં નિકટના સગા તથા મિત્રો અને સાથીઓ સાથેના મારા વ્યવહારમાં ઠીક ઠીક સફળતાપૂર્વક પાળ્યો છે.

૬૪. અહિંસાનો વિષય પૂરો કર્યા પછી લેખક ૧૪મી જુલાઈના વર્ધાના ઠરાવ અને ૮ મી ઑગસ્ટના મુંબઈના ઠરાવના ‘દેખાડવાના ઉદ્દેશ’નો સાર નીચે પ્રમાણે આપે છે :

“જુલાઈ ૧૪મીના વર્ધાના ઠરાવને (પરિશિષ્ટ ૩–૧) અને ૮ મી

ઑગસ્ટના મુંબઈના ઠરાવને (પરિશિષ્ટ ૩–૨) ત્રણ મુખ્ય દેખાડવાના ઉદ્દેશ સામાન્ય છે, તે આ છે:

(૧) હિંદુસ્તાનમાં પરદેશી સત્તાનો અંત આણવો.

(૨) જેને લીધે એવી બીક રહે છે કે આમપ્રજા આક્રમણનો નિષ્ક્રિયપણે સ્વીકાર કરી લેશે તે બ્રિટન સામેની વધતી જતી કડવાશની લાગણી ને રોકવી; હિંદીઓમાં આક્રમણ સામે વિરોધની ભાવનાને પુષ્ટ કરવી; અને હિંદુસ્તાનના કરોડોને તાત્કાલિક સ્વતંત્રતા આપીને એમની કાર્યશક્તિ તથા ઉત્સાહને મુક્ત કરવાં, જેને પ્રતાપે જ હિંદુસ્તાન પોતાના બચાવમાં તેમ જ વિગ્રહ સમસ્તમાં અસરકારક ભાગ ભજવી શકે.

(૩) ફોડીને રાજ્ય કરવાની નીતિવાળી પરદેશી સત્તાને ખસેડીને એકતા સિદ્ધ કરવી, જે પછી હિંદી પ્રજાના બધા વિભાગોના પ્રતિનિધિઓ-વાળી કામચલાઉ સરકારની રચના થઈ શકે.

ત્રણ વધારાના ઉદ્દેશ મુંબઈના ઠરાવમાં પહેલી વાર નજરે પડ્યા:

(૪) બધા પરતંત્ર અને કચરાતા માનવોને મિત્રરાષ્ટ્રોના પક્ષમાં આણવા અને એવી રીતે આ રાષ્ટ્રોને જગતનું નૈતિક તથા આધ્યાત્મિક નેતૃત્વ આપવું.

(૫) પરદેશીને તાબે રહેલાં એશિયાઈ રાષ્ટ્રોને પોતાની સ્વતંત્રતા પાછી મેળવવામાં મદદ કરવી અને તે પાછાં કોઈ સામ્રાજ્યવાદી સત્તા નીચે ફરીને મુકાય નહિ એવી પાકી વ્યવસ્થા કરવી.

(૬) જગતનું સમવાયતંત્ર ઊભું કરવું, જેથી રાષ્ટ્રીય લશ્કરો, નૌકા-સૈન્યો અને હવાઈ દળનું વિસર્જન કરી શકાય અને બધાના સામાન્ય કલ્યાણને માટે જગતનાં સાધનોને એકત્ર કરવાં."

તે કહે છે કે, "આ ઉદ્દેશોમાંથી પહેલો સાચો છે એની ના ન પાડી શકાય. એને દર્શાવવા ગમે તે શબ્દો વાપરવામાં આવે પણ હિંદની સ્વતંત્રતા લાંબા વખતથી મહાસભાનું મુખ્ય ધ્યેય છે અને ઉપર બતાવ્યું છે કે 'હિંદ છોડો'ની હિલચાલના મુખ્ય હેતુઓમાંના એક હેતુ સાથે આ ઉદ્દેશ કેવી રીતે એકાકાર થઈ જાય છે." પહેલા ઉદ્દેશના સાચાપણાનો આમ સ્વીકાર કર્યા છતાં મને આ વિચિત્ર લાગે છે કે લેખક બીજા ઉદ્દેશોની એક અથવા બીજી રીતે ઠેકડી કરે છે. મારો દાવો છે કે બીજા બધા ઉદ્દેશ પહેલામાંથી ફલિત થાય છે. આમ જો કરારથી પરદેશી સત્તાનો અંત આવે તો બ્રિટન સામેની કડવાશ સ્વયમેવ મીઠાશ બની જાય અને કરોડોની શક્તિ મિત્રોના લાભમાં મુક્ત થાય. એવી જ રીતે પરદેશી રાજ્યની રાત વીતી જાય

એટલે રાત પછી દિવસ આવે છે તેમ કોમી એકતા આવે જ. જો લગભગ ૪૦ કરોડ લોકો સ્વતંત્ર થાય તો દબાવેલી માનવજાતિના બીજા ભાગ પણ સ્વતંત્ર બને, અને કુદરતી રીતે આ સ્વાતંત્ર્યસિદ્ધિમાં મિત્રરાષ્ટ્રોનો હાથ હોય એટલે જગતનું નૈતિક તથા આધ્યાત્મિક નેતૃત્વ માગ્યા વિના જ એમને પ્રાપ્ત થાય. પાંચમો ઉદ્દેશ ચોથામાં સમાઈ જાય છે, અને છઠ્ઠામાં તો જે એ પ્રાપ્ત ન કરે તો પોતે જ નાશ પામે એવા આખી માનવજાતિના ધ્યેયનું પુનરુચ્ચારણ જ છે. એ સાચું છે કે છેલ્લા ત્રણ ઉદ્દેશ મુંબઈમાં ઉમેરવામાં આવ્યા. પણ એમાં દોષારોપણ કરવા જેવું કાંઈ જ નથી. ટીકાને પરિણામે આ વધારો કર્યો હોય તોપણ એમાં શું ખોટું? કોઈ પણ લોકતંત્રી સંસ્થા ટીકા પ્રત્યે બેપરવા ન રહી શકે, કારણ કે એને તો ટીકાની તાજી હવા ઉપર જીવવાનું છે. પરંતુ હકીકત એમ છે કે જગતનું સમવાયતંત્ર અને ગેરયુરોપિયન લોકોના અધિકાર એ કાંઈ મહાસભાવાદીઓ માટે નવો વિચાર નથી. બીજે પ્રસંગે મહાસભાના ઠરાવોમાં એનો ઉલ્લેખ થયેલો છે. ઑગસ્ટના ઠરાવમાં જગતના સમવાયતંત્ર વિષેનો પરિચ્છેદ એક યુરોપિયન મિત્રની સૂચનાથી નાંખવામાં આવ્યો, અને ગેરયુરોપિયન લોકોને લગતો મારી સૂચનાથી.

**૬૫.** ૯મી ઑગસ્ટની ધરપકડો પછી થયેલાં તોફાનોની વિગતોને લગતાં તહોમતનામાનાં ૪થું–૫મું પ્રકરણ મેં સંભાળપૂર્વક વાંચ્યાં છે; વિવિધ સંસ્થાઓએ આપેલી કહેવાતી સૂચનાઓને લગતાં પરિશિષ્ટો પણ જોયાં છે. આ એકપક્ષી કથનો તેમ જ નાસાબિત દસ્તાવેજો વિષે કાંઈ પણ નિર્ણય બાંધવાની મારે ના પાડવી જોઈએ. કહેવાતી સૂચનાઓ વિષે હું એટલું કહી શકું કે જેટલે અંશે એ અહિંસાથી વિરુદ્ધ હોય એટલે અંશે હું એને કદી પણ પસંદ ન કરી શકું.

**૬૬.** વેર વાળવાની રીતે સરકારે કરેલાં કામોનો વિગતવાર હેવાલ તહોમતનામામાં ક્યાંય ગોત્યો જડતો નથી. અને આ કામો વિષે છાપામાં જેટલું સરકારે આવવા દીધું છે એટલું પણ કોઈ માને તો મહાસભાવાદી કે બીજા રોષે ભરાયેલા લોકોનાં કહેવાતાં દુષ્કૃત્યો એની આગળ તદ્દન ઝંખવાઈ જાય છે.

૬૭. છેલ્લી ૯મી ઑગસ્ટની એકસામટી ધરપકડો પછી બનેલા બનાવો માટેની જવાબદારીની હવે ચર્ચા કરું. તોફાનોનો વિચાર કરવાની સૌથી સ્વાભાવિક રીત એ છે કે ધરપકડો પછી તોફાન થયાં એટલે ધરપકડો એનું કારણ હતી. તહોમતનામાનું મથાળું બતાવે છે તેમ મહાસભા ઉપર જવાબદારી ઢોળવા સારુ થઈને જ એની રચના કરી છે. દલીલ આવી જણાય છે: પહેલાં હું અને પછી મહાસભા, એપ્રિલ ૧૯૪૨માં "હિંદ છોડો" એ કલ્પના પ્રથમ રજૂ કરી ત્યારથી સામુદાયિક હિલચાલની ભૂમિકા તૈયાર કરતાં હતાં. સામુદાયિક હિલચાલને પરિણામે હિંસા અવશ્ય ફાટી નીકળે. મારો તથા મારું નેતૃત્વ સ્વીકારનારા મહાસભાવાદીઓનો ઇરાદો હતો કે હિંસા થાય. નેતાઓ એનો ઉપદેશ કરતા હતા. એટલે ગમે તે સ્થિતિમાં હુલ્લડો ફાટી નીકળવાનાં હતાં. તેથી ધરપકડોથી હિંસાત્મક હિલચાલને ઊગતી જ ડામવામાં આવી. તહોમતનામાની દલીલનો આ સારાંશ છે.

૬૮. મેં એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે કે, બ્રિટિશ સત્તાનો અંત આણવાની મારી દરખાસ્તના કારણથી સામુદાયિક હિલચાલ માટે ખાસ તૈયારી કરી કે વિચારી નહોતી; મેં કે મહાસભાના કોઈ નેતાએ હિંસાની કદી પણ કલ્પના કરી નહોતી; મેં જાહેર કર્યું હતું કે જો મહાસભાવાદીઓ હિંસા કરશે તો પોતા વચ્ચે તેઓ મને જીવતો જોશે નહિ; સામુદાયિક હિલચાલ મેં કદાપિ શરૂ નહોતી કરી; એને શરૂ કરવાની સત્તા મને એકલાને આપવામાં આવી હતી; મેં સરકાર સાથે મસલત કરવાનો વિચાર રાખ્યો હતો; મસલત નિષ્ફળ જાય તો જ મારે હિલચાલ આદરવાની હતી, અને મસલત માટે બે ત્રણ અઠવાડિયાંનો ગાળો મેં ધારેલો હતો. એટલે સ્પષ્ટ છે કે ધરપકડો ન થઈ હોત તો ગઈ ૯મી ઑગસ્ટે અને તે પછી થયાં એવાં કોઈ તોફાન થાત નહિ. પ્રથમ તો મસલતને સફળ બનાવવા અને પછીથી જો મને નિષ્ફળતા મળી હોત તો તોફાનો અટકાવવા મેં પ્રયત્નમાત્ર કર્યા હોત. છેલ્લા ઑગસ્ટમાં સરકાર જેમ તોફાનને દબાવી શકી એવી જ રીતે પછીથી પણ દબાવી શકત. પણ તો પછી એ મારી તથા મહાસભાની સામે કાંઈક કેસ કરી શકવાની

સ્થિતિમાં હોત. કાંઈ પગલાં ભરતા પહેલાં અખિલ ભારત મહાસભા સમિતિ આગળ મેં તથા મહાસભાના નેતાઓએ કરેલાં ભાષણોનો અભ્યાસ કરવાની સરકારની ફરજ હતી.

૬૯. બીજા કોઈ કારણથી નહિ તો, મહાબળવાન સરકારની સામે વર્તમાન સ્થિતિમાં કોઈ પણ હિંસક હિલચાલ સફળ ન થઈ શકે એમ તેઓ જાણતા હતા એટલે મહાસભાના નેતાઓની ઇચ્છા હતી કે હિલચાલ અહિંસક રહે. એટલે મહાસભાવાદી કે બીજા લોકોએ જે જે હિંસા કરી તે તે નેતાઓની અનિચ્છા છતાં કરી. જો સરકાર બીજું કાંઈ માનતી હોય તો તે નિષ્પક્ષપાત ન્યાયાસન આગળ નિઃશંક રીતે સાબિત કરવું જોઈએ. પરંતુ કારણ સ્પષ્ટ છે ત્યાં જવાબદારી બીજા ઉપર ઢોળવાનો પ્રયત્ન શુંકામ કરવો? આખા દેશમાં ધરપકડો કરવાનું સરકારનું પગલું એટલું હિંસક હતું કે મહાસભાની પક્ષપાતી જનતા આત્મસંયમ ખોઈ બેઠી. આ આત્મસંયમના ખૂટવા ઉપરથી મહાસભાની સહકારિતા ફલિત ન થઈ શકે, પણ એવું અવશ્ય ફલિત થાય છે કે માનવ સ્વભાવની સહનશક્તિને સીમા હોય છે. જો સરકારનું પગલું માનવ સ્વભાવની સહનશક્તિથી આઘે ગયું તો પછી જે ભડાકા થયા એને માટે તે અને તેથી કરીને એ પગલાના સૂત્રધારો જવાબદાર હતાં. પણ સરકાર કહી શકે કે ધરપકડો કરવાની જરૂર હતી. જો એમ હોય તો પોતાના કાર્યનાં પરિણામો માટે જવાબદારી લેતાં સરકારે શુંકામ આંચકો ખાવો જોઈએ? પોતાની ઇચ્છા એ જ કાયદો છે એમ સરકાર જાણે છે, તો પછી પોતાના કાર્યની યોગ્યતા સિદ્ધ કરવાની સરકારને કાંઈ પણ જરૂર કેમ રહે છે એનું જ મને આશ્ચર્ય છે.

૭૦. અહીં પ્રચલિત રાજ્યવહીવટનું હું પૃથક્કરણ કરું. પ્રાચીન સંસ્કૃતિવાળી ૪૦ કરોડ લોકોની વસ્તી ઉપર વાઇસરૉય અને ગવર્નર–જનરલ નામે બ્રિટિશનો પ્રતિનિધિ, કલેકટર નામના ૨૫૦ અમલદાર, મજબૂત બ્રિટિશ લશ્કર અને બ્રિટિશ અમલદારોએ કેળવેલા તથા જનતાથી સંભાળપૂર્વક અલગ રાખેલા હિંદી સૈનિકોની મોટી સંખ્યાની મદદથી રાજ્ય ચલાવે છે. એના પોતાના ક્ષેત્રમાં વાઇસરૉય ઇંગ્લંડના રાજા કરતાં વધારે સત્તા ભોગવે છે. મારી જાણમાં

એવી સત્તા જગતમાં બીજો કોઈ માણસ ભોગવતો નથી. કલેક્ટરો પોતાનાં ક્ષેત્રોમાં નાનકડા વાઇસરૉય જ છે. એમના નામ ઉપરથી જણાય છે તેમ તેઓ મુખ્યત્વે પોતાના જિલ્લામાં મહેસૂલ ઉઘરાવે છે અને ન્યાયાધીશની સત્તા ભોગવે છે. જરૂર લાગે ત્યારે તેઓ પોતાની મદદે લશ્કરને બોલાવી શકે છે. પોતાની હદમાંના નાના તાલુકદારોના સંબંધમાં તેઓ પોલિટિકલ એજન્ટ પણ હોય છે અને એ રાજાઓના તેઓ અધિરાજા હોય છે.

૭૧. આનાથી મહાસભા કેટલી વિલક્ષણ છે તે જુઓ. એના સંખ્યાબળના કારણથી નહિ પણ અહિંસા જ વિચારપૂર્વક સ્વીકારેલું એક જ દંડસાધન એની આગળ હોવાથી મહાસભા જગતમાં સૌથી સાચી લોકતંત્રી સંસ્થા છે. એની સ્થાપનાથી જ માંડીને મહાસભા આખા હિંદનું પ્રતિનિધિત્વ ધારણ કરવા ઇચ્છતી લોકતંત્રી સંસ્થા છે. એનો પ્રયત્ન ગમે એટલો નબળો અને અપૂર્ણ હોય તો પણ હવે લગભગ ૬૦ વર્ષના એના ઇતિહાસમાં મહાસભાએ હિંદની સ્વતંત્રતારૂપ ધ્રુવ તારા આગળથી પોતાની નજર કદાપિ ખસેડી નથી. સાચામાં સાચા લોકતંત્ર પ્રત્યે કૂચ કરતાં એક ટપ્પેથી બીજે ટપ્પે એણે પ્રગતિ કરી છે. આજ પહેલાં કહ્યું છે તેમ જો કોઈ કહે કે મહાસભા બ્રિટન આગળથી લોકતંત્રની ભાવના શીખી છે, તો કોઈ મહાસભાવાદી એ વચનનો વિરોધ કરવાની દરકાર નહિ કરે, જો કે એટલું ઉમેરવું જોઈએ કે લોકતંત્રનાં મૂળિયાં તો જૂની પંચાયત પદ્ધતિમાં જડે છે. નાઝી, ફાસિસ્ટ કે જપાનીની સત્તાને એ કદાપિ ન સહન કરી શકે. સ્વતંત્રતા જેને પ્રાણવાયુ સમાન છે અને જે મહાબળવાન સામ્રાજ્યવાદની સામે મેદાનમાં ઊતરે છે એ સંસ્થા પારકી સત્તામાત્રનો પ્રતિકાર કરવાના પ્રયત્નમાં છેલ્લો સૈનિક કામ આવી જાય ત્યાં લગી લડશે. અને અહિંસાને તે જ્યાં સુધી વળગી રહેશે ત્યાં સુધી તે અદમ્ય અને અપરાજિત રહેશે.

૭૨. સરકારે મહાસભા ઉપર અસાધારણ રોષ ઠાલવ્યો છે, એનું શું કારણ હોઈ શકે? આટલો રોષ દર્શાવતી મેં એને પહેલાં કદી જોઈ નથી. "હિંદ છોડો" આ મંત્ર રોષના કારણરૂપ છે? તોફાન

કારણરૂપ ન હોઈ શકે, કારણ કે બ્રિટિશ સત્તાનો અંત આણવાની મારી દરખાસ્ત જાહેર થયા પછી તરત જ રોષ જણાવા મંડ્યો, એણે છેલ્લી ૯મી ઑગસ્ટે થયેલી એકસામટી ધરપકડોનો આકાર ધારણ કર્યો, જે અગાઉથી ગોઠવી રાખેલી હતી અને ૮મી ઑગસ્ટના ઠરાવને મંજૂરી મળવાની જ ફક્ત વાટ જોતી હતી. તોપણ "હિંદ છોડો" સૂત્ર વિના ઠરાવમાં નવીન કાંઈ નહોતું. ઠેઠ ૧૯૨૦ની સાલથી સામુદાયિક હિલચાલો મહાસભાના કાર્યક્રમમાં જાણીતી છે. પરંતુ સ્વતંત્રતા છટકી જ જાય છે એમ લાગે. ઘડીક હિંદુ–મુસ્લિમ અણબનાવ, ઘડીક રાજાઓને આપેલાં વચનો, ઘડીક હરિજનનું હિત, ઘડીક યુરોપિયનની મૂડી સ્વતંત્રતાનું દ્વાર રૂંધતાં. 'ફોડીને રાજ્ય કરો'નું ઝરણું અખૂટ હતું. ઘડિયાળની રેતી લગભગ ખલાસ થઈ ગઈ હતી. લોહીની નદીઓ યુદ્ધે ચડેલાં રાષ્ટ્રોમાં વેગપૂર્વક વહેતી હતી અને રાજદ્વારી બાબતો વિચારનારું હિંદ લાચાર થઈને જોઈ રહ્યું હતું. આમપ્રજા મૂર્છિત હતી. એટલે "હિંદ છોડો" એવી ઘોષણા થઈ. એનાથી સ્વાતંત્ર્યની હિલચાલે મૂર્ત સ્વરૂપ ધારણ કર્યું. ઘોષણાનું ખંડન થઈ શકે એમ નહોતું. જગતની કટોકટીમાં પોતાનો ભાગ ભજવવાને જે ઉત્સુક હતા તેમની ચિંતા એ આર્તનાદમાં પ્રગટ થઈ. નાઝીવાદ તેમ જ શાહીવાદથી લોકતંત્રને બચાવવાની ઇચ્છા એ તેનું મૂળ છે. કારણ મહાસભાની માગણી જો સંતોષાય તો પ્રત્યાઘાતી બળોના કોઈપણ સમુદાય સામે લોકતંત્રનો અવશ્ય વિજય થાય અને ચીન તથા રશિયા અનુક્રમે જપાન તથા જર્મનીના ભયથી મુક્ત થાય. પણ એ માગણીથી સરકાર કોપાયમાન થઈ. એ માગણીમાં જે ભળેલા હતા એના ઉપર એણે અવિશ્વાસ રાખ્યો અને તેથી તેને પોતાને લીધે જ યુદ્ધપ્રયાસમાં મોટામાં મોટું વિઘ્ન આવી પડ્યું, એટલે મહાસભા ઉપર યુદ્ધપ્રયત્ન રોકવાનો આરોપ મૂકવો તે ખોટું છે. ૮મી ઑગસ્ટની રાત સુધી મહાસભાની પ્રવૃત્તિ કેવળ ઠરાવના રૂપમાં જ હતી. ૯મીએ પ્રભાતના પહોરમાં મહાસભા કારાગૃહસ્થ બની. તે પછી જે બન્યું તે સરકારી પગલાનું સીધું પરિણામ હતું.

૭૩. જેને હું ન્યાયી અને સન્માનપાત્ર ઇચ્છા માનું છું તેને

વિષે સરકાર રૂઠી પડી, આથી લોકોની શંકા દૃઢ થાય છે કે લોકતંત્ર અને લડાઈ પછીની સ્વતંત્રતાનાં સરકારનાં વચન પ્રમાણિક નહોતાં. જો સરકારની બુદ્ધિ શુદ્ધ હોત તો તે મહાસભાએ આપવા કહેલી મદદનો સત્કાર કરત. અર્ધો શતક ઉપરથી જે હિંદની સ્વતંત્રતા માટે લડયા કરે છે તે મહાસભાવાદીઓ નવી મેળવેલી હિંદની સ્વતંત્રતાના બચાવ માટે સંપી જઈને મિત્રરાષ્ટ્રોના ધ્વજને ફરી વળત. પણ હિંદને સમાન ભાગીદાર અને સાથી તરીકે ગણવાની સરકારની ઇચ્છા નહોતી. આ માગણી કરનારાઓને એણે કાર્યક્ષેત્રથી દૂર કર્યાં. જાણે તે ભયંકર ગુનેગાર ન હોય એમ તેમાંના કેટલાકની પાછળ સરકાર શિકારીની પેઠે પડી છે. શ્રી. જયપ્રકાશ નારાયણ અને એના જેવા બીજાઓની હું વાત કરું છું. પ્રથમ પાંચ હજારનું ને હવે તેથી બમણું કરેલું ઇનામ એની સંતાવાની જગ્યા જે બતાવે એને દેવાનું વચન આપ્યું છે. મેં જાણીને જયપ્રકાશ નારાયણનો દાખલો લીધો છે, કેમ કે એ ખરું કહે છે તેમ એને તથા મારે કેટલાંક મૂળતત્ત્વો વિષે મતભેદ છે. પણ મારે એની સાથે ગમે તેટલા મતભેદ હોય છતાં એની અણનમ બહાદુરી અને દેશભક્તિને ખાતર જે જે વસ્તુ માણસને પ્રિય હોય છે તે તે સર્વસ્વનો એણે કરેલો ત્યાગ હું દેખી શકું છું. તહોમતનામામાં પરિશિષ્ટ દાખલ આપેલો એનો ઢંઢેરો મેં વાંચ્યો છે. એમાં દર્શાવેલા કેટલાક અભિપ્રાય સાથે હું જો કે મળતો ન થઈ શકું તો પણ તેમાં જ્વલંત દેશભક્તિ અને પરદેશી સત્તાની અસહનશીલતા વિના બીજું કાંઈ નથી. આ એવો ગુણ છે કે તેને માટે કોઈ પણ દેશ અભિમાન લઈ શકે.

૭૪. એટલું રાજદ્વારી મહાસભાવાદીઓ વિષે. મહાસભાના રચનાત્મક વિભાગમાં પણ જે લડાઈના વખતમાં અતિ આવશ્યક થઈ પડે છે તે હાથના ઉદ્યોગોની વ્યવસ્થા માટેની દેશમાંની ઉત્તમ કુશળતાનો લાભ સરકાર ખોઈ બેઠી છે. જેનો કોઈએ ભાવ પૂછયો નહોતો અને જેનો શ્રમ એળે જતો હતો તે ગરીબ ગ્રામવાસીઓમાં મજૂરી દાખલ ત્રણ કરોડ ઉપર રૂપિયા જેણે કાંઈ પણ ધમાલ વિના વહેંચ્યા છે તે અખિલ ભારત ચર્ખાસંઘ ઉપર સરકારનો ભારે હાથ પડયો છે.

એના પ્રમુખ શ્રી. જાજુજી અને એમના અનેક સાથીઓને કામ ચલાવ્યા વિના અને કાંઈ પણ જણાયેલા કારણ વિના જેલમાં રાખવામાં આવ્યા છે. ટ્રસ્ટની માલકીનાં કેન્દ્રો સરકારે જપ્ત કર્યાં છે. આવી મિલ્કત કયા કાયદાથી જપ્ત થઈ શકે એ મને ખબર નથી. અને કરુણ કથા તો એ છે કે જે કાપડ પેદા કરતાં અને વેચતાં હતાં તે કેન્દ્રોને જપ્ત કરનારા પોતે ચલાવી શકતા નથી. અમલદારોએ ખાદી અને રેંટિયા બાળ્યાની વાત આવી છે. કુમારાપ્પા ભાઈઓ જેને ચલાવતા તે અખિલભારત ગ્રામોદ્યોગસંઘ પ્રત્યે પણ સરકારે લગભગ એ જ વર્તન રાખ્યું છે. શ્રી. વિનોબા ભાવે એકલા જ એક સંસ્થા જેવા છે. એમની દોરવણી નીચે ઘણા કાર્યકર્તાઓ સતત રચનાત્મક કામ કરતા હતા. રચનાત્મક સંસ્થાઓનાં ઘણાંખરાં સ્ત્રીપુરુષો રાજદ્વારી કામ કરતાં નથી. તેઓ તો ઉત્તમ પ્રકારનાં રચનાત્મક કાર્યને વરેલાં છે. અને જો તેમાંનાં કેટલાંકને રાજદ્વારે આવીને ઊભવાનું આવશ્યક લાગ્યું હોય તો તે સરકારે વિચાર કરવા જેવી વાત છે. એવી સંસ્થાઓ અને તેમની દેખરેખ કરનારાઓને રોકી દેવાં એ મારા અભિપ્રાય પ્રમાણે યુદ્ધપ્રયત્નમાં અક્ષમ્ય વિઘ્ન નાંખવા જેવું છે. આ દુર્ભાગી દેશમાંથી પાર વિનાના માણસો અને સામગ્રી મળે છે એમ મોટા અમલદારો આમ સંતોષપૂર્વક જાહેર કરે છે તે સાચે જ આશ્ચર્યજનક છે, કેમ કે બીજી બાજુ જોઈએ તો હિંદની પ્રજા અન્ન, વસ્ત્ર અને બીજી ઘણી જીવનની જરૂરિયાતોની તંગી સહન કરે છે. હું કહેવાની હિંમત કરું છું કે, જો આખા દેશમાં મહાસભાના કાર્યકર્તાઓને જેલમાં મોકલવાને બદલે સરકારે એમની સેવાનો લાભ લીધો હોત તો આ અછતનું મોટે ભાગે નિવારણ થઈ શકત. મહાસભાની કાર્યસાધકતાના બે તરી આવે એવા દાખલા સરકાર આગળ હતા. ડૉકટર રાજેન્દ્રપ્રસાદના હાથ નીચે બિહારના ભયંકર ધરતીકંપ વખતે અને સરદાર વલ્લભભાઈ પટેલના હાથ નીચે ગુજરાતની એટલી જ ભયંકર રેલ વખતે મહાસભાવાદીઓએ કરેલા કાર્યનો હું અહીં ઉલ્લેખ કરું છું.

૭૫. તહોમતનામાનો મારો જવાબ અહીં પૂરો થાય છે. મારે

એને કરવો હતો તે કરતાં એ ઘણો વધારે લાંબો બન્યો છે. એમાં મને અને જેલમાંના મારા સાથીઓને પાર વિનાનો શ્રમ પડ્યો છે. મને અને જેનો હું પ્રતિનિધિ છું તે પક્ષને ન્યાય મળે એટલા માટે આ જવાબ બહાર પાડવાની માગણી જો કે મારે કરવી જોઈએ તો પણ મારો મુખ્ય હેતુ તો સરકારને એવી ખાતરી કરાવવાનો છે કે મહાસભા તથા મારા ઉપર કરેલા આરોપોની તહોમતનામામાં કાંઈ પણ સાબિતી નથી. સરકાર જાણે છે કે હિંદી પ્રજાએ તહોમતનામાને સાચું માન્યું નથી, અને એને પરદેશમાં પ્રચાર કરવા અર્થે યોજેલું ગણ્યું છે. સર તેજબહાદુર સપ્રુ અને નેકનામદાર શ્રી. એમ. આર. જયકર જેવા પુરુષોએ એવો મત આપ્યો છે કે તહોમતનામામાં રજૂ કરેલો 'પુરાવો' કાયદાની દૃષ્ટિએ નકામો છે. તહોમતનામાની પ્રસ્તાવના ઉપરથી મને જણાય છે કે નજરકેદીઓના વિરુદ્ધ 'મહત્ત્વનો પુરાવો' સરકાર આગળ પડ્યો છે. મારો સવિનય આગ્રહ છે કે, જો સરકાર સલામતીથી પુરાવો પ્રગટ ન કરી શકે તો તેણે નજરકેદીઓને છોડી દેવા અને છૂટ્યા પછી જે ગુના કરતા અથવા કરાવતા પકડાય એમના ઉપર કામ ચલાવવું. પોતાના હાથમાં અમાપ સત્તા હોવા છતાં જેનું સમર્થન ન થઈ શકે એવાં આળ ચડાવવાની સરકારને કાંઈ જરૂર નહિ.

૭૬. આ વાત લક્ષમાં આવી હશે કે, જો કે તહોમતનામું સરકારે પ્રગટ કરેલું છે તો પણ મેં તો એના અજ્ઞાત લેખક ઉપર જ ટીકા કરી છે, તે એવી આશાએ કે હિંદી સરકારમાંની વ્યક્તિઓએ જેને આધારે તે ઘડેલું છે તે અસલ લખાણ વાંચ્યાં નહિ હોય. કારણ કે મારો એવો અભિપ્રાય છે કે અસલ લખાણોને જાણનાર કોઈ પણ માણસ તહોમતનામામાં ભરેલાં અનુમાનો અને આક્ષેપોને પુષ્ટિ આપી શકે નહિ.

૭૭. છેવટે હું કહેવા ઇચ્છું છું કે, જો મેં તહોમતનામાનું પૃથક્કરણ કરવામાં કાંઈ ચૂક કરી હશે અને જો મારી ચૂક મને બતાવવામાં આવશે તો હું ખુશીથી તે સુધારીશ. જેવું મને લાગ્યું એવું જ મેં લખ્યું છે.

હું છું ઇત્યાદિ,

**મો૦ ક૦ ગાંધી**

# પરિશિષ્ટ ૧

## બ્રિટિશરોનું ચાલ્યા જવું

"શ્રી. ગાંધીની 'અંગ્રેજ નીકળી જાય' એ હિલચાલના શરૂઆતના તબક્કામાં તેનો એવો અર્થ હતો અને બીજા ઘણા પણ એનો એવો અર્થ કરતા હતા કે, અંગ્રેજ તથા અંગ્રેજોનું અને મિત્રરાજ્યોનું બધું લશ્કર દેશની બહાર જ નીકળી જાય."
(તહોમતનામું પા. ૨)

* * *

### ૧. ગેરસમજ

અંગ્રેજોએ હિંદુસ્તાનમાંથી ખસી જવું જોઈએ, એવી મારી માગણીથી કેટલાકના મનમાં ગેરસમજ ઊભી થયેલી જણાય છે. એક અંગ્રેજ સજ્જન લખે છે કે, તે હિંદ અને તેની પ્રજાને ચાહે છે અને તેથી તે રાજીખુશીથી હિંદુસ્તાન છોડવા ઇચ્છશે નહિ. એને મારી અહિંસાની પદ્ધતિ પણ ગમે છે. સાફ છે કે એક ખાનગી વ્યક્તિ અને એક સત્તાધારી વ્યક્તિ વચ્ચે રહેલા ભેદને એ સમજી શકયા નથી. હિંદુસ્તાનને અંગ્રેજ જનતા સાથે ઝઘડો નથી. મને સેંકડો અંગ્રેજ મિત્રો છે. ઍન્ડ્રુઝની મિત્રતા અંગ્રેજો સાથે મને મિત્રભાવે બાંધવા માટે પૂરતી હતી. પણ તે તેમ જ હું મક્કમપણે એ નિર્ણય પર આવ્યા હતા કે, હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય કોઈ પણ રૂપમાં રહેવું ન જોઈએ. અત્યાર સુધી અંગ્રેજ સરકાર કહેતી આવી છે કે, "કોના હાથમાં રાજ્યની લગામ સોંપવી તે અમને ખબર પડે, તો અમે ખુશીથી ચાલ્યા જઈએ." આને મારો જવાબ હવે આ છે: "હિંદને ભગવાનના હાથમાં સોંપી દો; અને આ શબ્દો વિચિત્ર લાગતા હોય તો કહું છું કે અરાજકતાના હાથમાં સોંપો." બ્રિટન, હિંદ અને જગતને ચાહનારા દરેક અંગ્રેજને, આ જે અપીલ હું અંગ્રેજી સત્તાને કરી રહ્યો છું, તેને ટેકો આપવા, અને જો તેઓ તે સાંભળે નહિ તો તેને તેમ કરવાની ફરજ પડે એવા અહિંસક ઉપાયો યોજવા હું આમંત્રું છું.

('હરિજન', મે ૨૪, ૧૯૪૨, પા. ૧૬૧)

### ૨. સંસર્ગહીન

હું તો દ્વેષની વ્યર્થતા બતાવી રહ્યો છું. હું દેખાડું છું કે દ્વેષ દ્વેષ-કરનારનું જ નુકસાન કરે છે, શત્રુનું નહિ. કોઈ પણ સામ્રાજ્ય-સત્તા

બીજી કોઈ રીતે વર્તી શકે જ નહિ. જો આપણે બળવાન હોઈએ તો બ્રિટિશ સામ્રાજ્ય પંગુ બની જાય. આથી હું પ્રજાને દ્વેષના માર્ગેથી વાળવા, અને અંગ્રેજોને અહીંથી ખસી જવાનું કહેવા માટે અને તે સાથે જ જપાનનોયે વિરોધ કરવા માટે તેનું મનોબળ વધારવા પ્રયત્ન કરી રહ્યો છું. બ્રિટનના જવાથી જપાનીઓને આવકાર આપવાની પ્રેરણાને કશો ખોરાક જ નહિ રહે અને બ્રિટનની વિદાય કરાવવાના કાર્યક્રમમાંથી પ્રાપ્ત થયેલું બળ જપાનીઓના આક્રમણને રોકવામાં ઉપયોગી થશે. રાજાજીના એ મતને મારો ટેકો છે કે, જો પ્રજા બરાબર સંગઠિત હોય તો પ્રાચીન કે અર્વાચીન શસ્ત્રો વિનાયે કરોડોની વસ્તીવાળું હિંદુસ્તાન જપાનનો પ્રતિકાર કરી શકે. પણ એ માને છે કે, બ્રિટિશ સૈન્યો કાંઈ પણ મેળ વિના લડે તોયે, જો આપણે બ્રિટિશ સત્તાને પરાણે વળગીએ તો જપાનનો પ્રતિકાર કરી શકાય. આ બાબતમાં મારો એમની સાથે મતભેદ છે. અનુભવ આપણને શીખવે છે કે, જ્યાં પરસ્પર વિશ્વાસ અને આદર ન હોય, ત્યાં ખરા દિલનો મેળ અને સહકાર અશક્ય છે. અંગ્રેજોની હિંદુસ્તાનમાં હાજરી જ જપાનીઓને આમંત્રણરૂપ છે, કોમી કુસંપ અને બીજા કલેશો વધારનારી છે; અને સૌથી વધારે ખરાબ તો એ છે કે, તે આપણામાં નામર્દાઈનો દ્વેષ નિર્માણ કરે છે. બ્રિટન અહીંથી રીતસર વિદાય થાય તો તે દ્વેષ પ્રેમમાં ફેરવાઈ જાય અને આપમેળે જ કોમી કલહ દૂર કરે. મને તો એમ જ જણાય છે કે ત્રીજી સત્તાની અસર તળે હોવાથી બે કોમો કોઈ પણ પ્રશ્નને સાચા રૂપમાં જોઈ કે વિચારી જ શકતી નથી. ('હરિજન', મે ૩૧, ૧૯૪૨, પા. ૧૭૫)

## ૩. સ્વતંત્ર હિંદ અસરકારક સહાય કરી શકે

"આપનાં લખાણો દ્વારા વ્યક્ત થતી આપની હાલની નીતિ તમે ચીનના મિત્ર છો એવી આપની જાહેરાતને વિફળ નથી કરતી?" એવા એક છાપાના ખબરપત્રીના સવાલનો જવાબ આપતાં ગાંધીજીએ કહ્યું, "હરગિજ નહિ. જેનો હું હમેશાં દાવો કરતો રહ્યો છું એવો જ હજી પણ હું ચીનનો ગાઢ મિત્ર છું. સ્વતંત્રતા ખોવાનો અર્થ શો છે તે હું બરાબર સમજું છું. એટલે આફતમાં આવી પડેલા મારા નિકટના પડોશી ચીન માટે મારી સહાનુભૂતિ અવશ્ય હોય જ; અને જો હું હિંસામાં માનતો હોત તથા હિંદ ઉપર પ્રભાવ પાડી શકું એમ હોત, તો મારી અસર નીચેની સમગ્ર શક્તિને ચીનની સ્વતંત્રતાની રક્ષાને અર્થે હું વહેતી મૂકત. એટલે, બ્રિટિશ સત્તા અહીંથી ચાલી જાય એવું સૂચન કરતી વખતે ચીન

મારી નજર બહાર નહોતું. પરંતુ ચીન મારી નજરમાં છે એટલા માટે જ મને લાગે છે કે, બ્રિટનને હિંદુસ્તાન છોડી જવાને સમજાવવું અને સ્વતંત્ર હિંદને યુદ્ધપ્રયાસમાં પોતાનો પૂરેપૂરો ફાળો આપવા દેવો, એ જ ચીનને અસરકારક રીતે સહાય કરવાનો એકમાત્ર ઉપાય છે. આજ તો હિંદુસ્તાન અસંતુષ્ટ અને ધૂંધવાયેલું છે. સ્વતંત્ર હિંદ એને બદલે મનુષ્યજાતના કલ્યાણને માટે એક જબરદસ્ત તાકાત બનશે. એ ખરું છે કે મેં સૂચવેલો ઉકેલ વીરને છાજે એવો ઉકેલ છે અને તે આજે અંગ્રેજોના ધ્યાનમાં નહિ આવે. પરંતુ બ્રિટન, ચીન અને રશિયાનો હું સાચો મિત્ર છું એટલે મારે એ ઉકેલ દાબી રાખવો જોઈએ નહિ. હું માનું છું કે એ ઉકેલ સંપૂર્ણપણે વહેવારુ છે અને બાજી હાથથી જતી અટકાવવા માટે તથા મનુષ્યજાતને ભારે જોખમરૂપ એવા આ યુદ્ધને એક કલ્યાણકારી શક્તિમાં પલટી નાખવા માટે એ એકમાત્ર ઉકેલ છે.''

## હું જપાનનો પક્ષકાર નથી

''પંડિત જવાહરલાલે ગઈ કાલે વાતચીત દરમ્યાન મને કહ્યું કે, દિલ્હી તથા લાહોરમાં લોકો એવી વાતો કરે છે કે હું જપાનનો પક્ષકાર થઈ ગયો છું. મને તો એ વાત ઉપર હસવું જ આવ્યું, કેમ કે સ્વતંત્રતા માટેની મારી ધગશ જો સાચી હોય તો જેને પરિણામે હિંદુસ્તાન એક માલિકને બદલે બીજો સ્વીકારવાની સ્થિતિમાં મુકાય એવું એકે પગલું જાણીબૂજીને કે અજાણપણે હું ન ભરી શકું. મારા સમગ્ર આત્મબળથી જપાનીઓનો સામનો કરવા છતાંયે જો આપત્તિ આવી પડે,—અને એ સંભવિતતા મેં નકારી નથી,—તો એનો બધો દોષ અંગ્રેજોને શિર જશે, એ વિષે મને લેશમાત્ર પણ શંકા નથી. મેં કોઈ એવી સૂચના નથી કરી કે જે લશ્કરી દૃષ્ટિએ બ્રિટિશ સત્તા અથવા તો ચીનને સહેજ પણ જોખમકારક થઈ પડે. એ તો દેખીતું જ છે કે, ચીનને મદદ કરવાના કાર્યમાં હિંદુસ્તાનને આજે પૂરેપૂરો હિસ્સો આપવા દેવામાં આવતો નથી. જો બ્રિટિશ સત્તા હિંદમાંથી વ્યવસ્થિત રીતે ખેંચી લેવામાં આવે, તો બ્રિટન હિંદમાં સુલેહશાંતિ જાળવવાના બોજામાંથી મુક્ત થશે અને સાથે સાથે સ્વતંત્ર હિંદની મૈત્રી તેને પ્રાપ્ત થશે. આ મૈત્રી સામ્રાજ્ય ટકાવવાને અર્થે નહિ હોય,—કેમ કે તેણે સામ્રાજ્યની બધી યોજનાઓ સંપૂર્ણપણે જતી કરી હશે,—પણ સાચી માનવી સ્વતંત્રતાની રક્ષાને અર્થે હશે. મારાં હાલનાં લખાણોમાં હું આની આ વાત વારંવાર કહ્યા કરું છું અને બ્રિટિશ સત્તા મને છૂટ આપે ત્યાં સુધી એ ને એ વાત કહેતો રહીશ.''

## કશી ગુપ્તતા નથી

"પરંતુ આપ એક વ્યાપક લડત ઉપાડવાની યોજના વિચારી રહ્યાનું કહેવાય છે એ બાબતમાં આપ શું કહો છો?" આ બીજો પ્રશ્ન હતો.

ગાંધીજીએ કહ્યું, "હું ગુપ્તતામાં કદીયે માનતો નહોતો અને આજે પણ માનતો નથી. હા, એ ખરું કે ઘણી યોજનાઓ મારા મનમાં રમી રહી છે. પરંતુ હમણાં તો હું તેમને મારા મનમાં રમવા જ દઉં છું. જેટલા પ્રમાણમાં મને એમ કરવા દેવામાં આવે તેટલા પ્રમાણમાં હિંદનો લોકમત તેમ જ દુનિયાનો મત કેળવવાની મારી પ્રથમ ફરજ છે. અને જ્યારે આ કાર્ય હું સંતોષકારક રીતે પાર પાડું ત્યાર પછી મારે કંઈક કરવાનું રહેશે. જો મહાસભા તેમ જ જનતા મને સાથ આપે તો એ 'કંઈક' ભારે બુલંદ વસ્તુ બનશે. પરંતુ હું જે કંઈ શરૂ કરું તે પહેલાં બ્રિટિશ સત્તાને તેની સંપૂર્ણ જાણ થશે. તમારે યાદ રાખવું જોઈએ કે હજી તો મારે મૌલાના સાહેબને મળવાનું છે, જવાહરલાલજી સાથેની મારી વાત પણ હજી અધૂરી છે. હું તમને એટલું કહી શકું કે, અમારી વાતચીત સંપૂર્ણપણે મિત્રતાભરી હતી અને ગઈ કાલની વાત અધૂરી રહી છે છતાંયે અમે એકબીજાની વધારે સમીપ આવ્યા છીએ. એ તો સ્વાભાવિક છે કે, જો બની શકે તો, જેમ હું સમગ્ર હિંદુસ્તાનને મારી સાથે લેવા ચાહું છું તેમ, આખી મહાસભાને પણ મારી સાથે રાખવા ચાહું છું. કેમ કે સ્વતંત્રતાની મારી કલ્પના સંકુચિત નથી. એમાં તો મનુષ્યમાત્રની — તેના વ્યક્તિત્વના ઓજસ સહિત — સ્વતંત્રતાનો સમાવેશ થાય છે. એથી કરીને પૂરેપૂરો વિચાર કર્યા વિના હું કોઈ પણ પગલું ભરવાનો નથી."

## ગુલામીનો પ્રતિકાર કેવી રીતે કરવો?

"અંગ્રેજોને આપણે અહીંથી કેવી રીતે હાંકી કાઢી શકીએ?" પહેલો સવાલ આ પ્રમાણેનો હતો.

"અંગ્રેજ લોકોને આપણે અહીંથી હાંકી કાઢવા માગતા નથી. આપણે તો અંગ્રેજ શાસકોને અહીંથી શાંતિપૂર્વક ચાલ્યા જવાનું કહીએ છીએ. આપણા દેશમાંથી ઇંગ્લંડના આધિપત્યનો લોપ થાય એ આપણે તો માગીએ છીએ. અંગ્રેજો જોડે આપણે કશી તકરાર નથી. ઘણા અંગ્રેજો મારા મિત્રો છે. પરંતુ તેમના શાસનનો સર્વથા અંત આવે એ આપણે માગીએ છીએ; કેમ કે એ વિષ છે અને તે જેને સ્પર્શે છે તેને દૂષિત કરે છે. એ આપણી સર્વ પ્રકારની પ્રગતિમાં વિઘ્નરૂપ છે.

"અને એને માટે બે વસ્તુની જરૂર છે. આપણે કલ્પી શકીએ એવા બીજા કોઈ અનિષ્ટ કરતાં એ મોટું અનિષ્ટ છે એ જ્ઞાન એ એક; તથા આપણે કોઈ પણ ભોગે એમાંથી મુક્ત થવાનું છે એ બીજી. એ જ્ઞાન અતિશય આવશ્યક છે, કેમ કે અંગ્રેજો પોતાનાં આધિપત્ય અને સત્તા અનેક પ્રકારની એવી સૂક્ષ્મ અને માર્મિક રીતોથી ચલાવે છે કે કેટલીક વાર તો આપણા હાથપગ બંધાયેલા છે એની આપણને પ્રતીતિ થવી પણ મુશ્કેલ બની જાય છે. એ પછી એ બેડીઓ ફગાવી દેવાનો સંકલ્પ જોઈએ. આપણે તો માત્ર રાજકર્તાઓના હુકમોનું પાલન ન કરવાનો નિશ્ચય કેળવવો રહ્યો. એ બહુ કપરું છે શું? ગુલામીનો સ્વીકાર કરાવવાની કોઈને પણ ફરજ કેવી રીતે પાડી શકાય? એને જોઈએ તો એ મને રિબાવે, મારાં હાડકાં ભાંગીને ભૂકો કરી નાખે કે પછી મારી કતલ પણ કરે. તો એને મારું મુડદું મળશે — મારી તાબેદારી નહિ. માટે આખરે જીતનાર તો તે નહિ પણ હું છું; કારણ કે તે તો મારી પાસેથી ધાર્યું કરાવવામાં નિષ્ફળ નીવડ્યો છે.

"જેઓ અહીંથી ખસી જાય એમ હું ઇચ્છું છું તથા જેઓ બંધનોમાં જકડાયેલા છે એ બંનેને હું આ વસ્તુ ઠસાવવા માગું છું. એમ કરવાને હું મારી બધી શક્તિ વાપરવાનો છું; પણ હું હિંસા નહિ વાપરું, કેમ કે મને એમાં લેશમાત્ર પણ શ્રદ્ધા નથી.

"હું ધીરજ રાખવાનો છું. હું તમારી પાસે ઉતાવળ કે દોડાદોડ કરાવવાનો નથી. હું વાતાવરણ તૈયાર કરી રહ્યો છું અને હું જે કંઈ કરીશ તે આપણી પ્રજાની મર્યાદાઓ લક્ષમાં લઈને જ કરીશ. હું જાણું છું કે રાજકર્તાઓ તેમ જ પ્રજામત મારી દરખાસ્તનું તાત્પર્ય સમજતા નથી."

એક મિત્રે પૂછ્યું, "પરંતુ વ્યાધિ કરતાં તેનો ઇલાજ બૂરો ન હોય એની આપણે કાળજી રાખવી ન ઘટે કે? આપણા સામના દરમ્યાન તેમને અટકાવવાના આપણા દૃઢ નિશ્ચય છતાં દંગાફિસાદ થવા પામશે અને તેને પરિણામે અરાજક પ્રવર્તશે. એ અરાજક જેને તમે વ્યવસ્થિત અરાજક કહો છો તેવા આજના અરાજક કરતાં બૂરું ન નીવડે કે?"

"એ બહુ ઉચિત પ્રશ્ન છે. આ ૨૨ વરસો દરમ્યાન એ વસ્તુ જ મારા મનમાં વસી રહી છે. પરદેશી ધૂંસરી ફગાવી દેવાને માટે જરૂરી અહિંસક શક્તિ દેશ ખીલવે ત્યાં સુધી મેં રાહ જોયા જ કરી. પરંતુ હવે મારું વલણ બદલાયું છે. મને લાગે છે કે હવે વધુ રોકાવું મને પાલવે એમ નથી. જો હું હજી રોકાયાં જ કરું તો પ્રલયકાળ સુધી મારે રોકાવાનું રહે. કેમ કે જે તૈયારીને માટે હું પ્રાર્થના અને કાર્ય કરી રહ્યો છું તે

કદાચ નયે પ્રાપ્ત થાય અને એ દરમ્યાન આપણા બધા ઉપર ઝઝૂમી રહેલી જ્વાળાઓ મને ઘેરી વળે અને ગૂંગળાવી નાખે. એટલા માટે જ મેં નક્કી કર્યું છે કે, એમાં રહેલું દેખીતું જોખમ અમુક અંશે વહોરીને પણ પ્રજાને ગુલામીનો સામનો કરવાની હાકલ મારે કરવી જોઈએ. પરંતુ મારે તમને જણાવવું જોઈએ કે એ તૈયારીનો આધાર પણ અહિંસક માણસની અવિચલ શ્રદ્ધા ઉપર છે. મને માત્ર એટલી પ્રતીતિ છે કે, મારા અંતરના ઊંડાણમાંયે હિંસાનો અંશ સરખો પણ નથી અને ૫૦ વરસોની મારી અહિંસાની જાગ્રત સાધના આ કટોકટીની ઘડીએ મને છેહ દઈ ન શકે. પ્રજામાં મારા જેવી અહિંસા નથી, પરંતુ મારી અહિંસા તેમને સહાય કરશે. આપણી આસપાસ બધે વ્યવસ્થિત અરાજક પ્રવર્તે છે. મને ખાતરી છે કે, અંગ્રેજો અહીંથી ચાલ્યા જાય તે કારણે નીપજતી અંધાધૂંધી અથવા તો તેઓ આપણી વાત કાને ન ધરે અને આપણે તેમની સત્તાનો સામનો કરવાનો નિશ્ચય કરીએ તેને લીધે પેદા થતી અંધાધૂંધી આજની અંધાધૂંધી કરતાં કોઈ પણ રીતે બૂરી ન હોય. નિઃશસ્ત્ર લોકો કંઈ ભયંકર પ્રમાણમાં હિંસા કે અંધેર પેદા કરી શકે એમ નથી; અને મને શ્રદ્ધા છે કે એ અંધાધૂંધીમાંથી શુદ્ધ અહિંસા પણ પ્રગટે. પરંતુ આજે જે ભીષણ હિંસા ચાલી રહી છે તથા સંભવિત વિદેશી આક્રમણ કરનારનો સામનો કરવાને નામે જે ભયાનક અંધાધૂંધી પ્રવર્તી રહી છે તેનો નિષ્ક્રિય સાક્ષી બનવાનું હું સહી શકું એમ નથી. મારી અહિંસાને લજવે એવી એ વસ્તુ છે. એ તો વધારે નક્કર પદાર્થની બનેલી છે."

('હરિજન', જૂન ૭, ૧૯૪૨. પા. ૧૮૩–૧૮૪)

## ૪. અહિંસક અસહકાર કેમ?

ગાંધીજીએ કહ્યું: "જેમ બરમામાંથી અંગ્રેજોને હઠવું પડયું તેમ યુદ્ધદૃષ્ટિએ એમને હઠવું પડે — હું સૂચના કરું છું માટે નહિ, પણ યુદ્ધદૃષ્ટિએ — તો અમારે શું કરવું એ તમે કહેશો?

પેલા હસ્યા: "એ જ તો તમારી પાસે જાણવા અમે આવ્યા છીએ. તમે જ અમને કહો."

"અહીં મારી અહિંસા આવે છે. અમારી પાસે હથિયાર નથી. ધારો કે મિત્રરાજ્યોનો સેનાપતિ એવો નિશ્ચય કરે કે, હિંદુસ્તાનમાંથી જપાનનો મુકાબલો કરવાને બદલે બીજે કયાંકથી કરવો એ વધારે કારગત થાય એમ છે — ધારો કે ઑસ્ટ્રેલિયાથી — અને ત્યાં સેનાઓને ખસેડે, તો અમે શું કરીએ? અમે તો અમારી પાસે જે સાધનો હોય તેથી જ બચાવ

કરીએ ને ? અમારી પાસે ન મળે લશ્કર, ન લશ્કરી તાલીમ કે કુનેહ, એટલે અહિંસાનાં જે સાધનો વાપરી શકાય તે જ વાપરીએ ને ? આ અહિંસા સફળ થયા વિના રહે જ નહીં એમ હું તર્કની રીતે તો તમને સિદ્ધ કરી દઉં એમ છું. એકે જપાનીને માર્યા વિના અમે બાજી જીતીને બેસી જઈ શકીએ એમ છીએ, કારણ જપાની અહીં આવે તેને અમારી પાસેથી કશો જ સહકાર ન મળે." . . .

"વારુ, પણ બ્રિટન ખસે નહીં અને છેવટની ઘડી સુધી લડવાનો નિશ્ચય રાખે તો તમારો અહિંસક અસહકાર એમને તો મૂંઝવનારો જ થઈ પડે ને ?" ફરી પાછા પહેલા જ પ્રશ્ન ઉપર મિ. ચૅપ્લીન આવીને ઊભા.

"જો એ અહિંસક અસહકાર બ્રિટનની સાથે કરવાની વાત હું કરતો હોઉં તો તમારી વાત સાચી પડે. પણ એટલે સુધી અમે પહોંચ્યા નથી. જપાનીઓને અમારે મદદ નથી કરવી — હિંદુસ્તાનને છોડાવવા ખાતર પણ. હિંદુસ્તાને છેલ્લાં પચાસ વર્ષો થયાં એ તાલીમ નથી લીધી, એણે તો દેશને માટે મરી ફીટવાની, ગમે તે શત્રુ આવે તેને વશ ન થવાની તાલીમ લીધી છે — પછી ભલે તે જપાન હોય કે જર્મની હોય કે બ્રિટન હોય. પણ અંગ્રેજો જ્યારે લડતા હોય ત્યારે અમારો અહિંસક અસહકાર કેવી રીતે ચાલે ? જે હિંસક પ્રતિકારમાં માનતા હોય અને અંગ્રેજોને મદદ કરવામાં માનતા હોય તે તો મદદ કરશે. એમરી સાહેબ કહે છે કે એને જેટલી મદદ જોઈએ છે — માણસો અને પૈસાની — તેટલી મદદ મળી રહે છે. એ લોકોએ જેટલા પૈસા — કહેવાતી ઐચ્છિક મદદ તરીકે — મેળવ્યા છે તેટલા અમે તો કદી મેળવી શકીએ એમ નથી. મહાસભા ગરીબની સંસ્થા છે. એ ગરીબની સંસ્થા એક વર્ષમાં એટલા પૈસા નથી ભેગા કરી શકતી જેટલા આ લોકો એક દિવસમાં ભેગા કરી શકે છે. એટલે અમે માત્ર અહિંસક મદદ જ કરી શકીએ. પણ અંગ્રેજોને એ મદદની કશી પડી નથી. પણ એમને પડી હોય કે ન પડી હોય, હિંસક અને અહિંસક પ્રતિકાર એકસાથે ચાલી ન શકે. એટલે અમે તો દૂર બેસી રહીને જે થાય તે કરીએ — એટલે કે, અંગ્રેજોના રસ્તામાં કશી અડચણ ન નાંખીએ, અને જપાનીને કશી મદદ ન કરીએ."

"પણ અંગ્રેજોને મદદ ન કરો ?"

"અહિંસાથી બીજી મદદ ન અપાય એ તમે જોતા નથી ?"

"પણ રેલવે છે, તે તો તમે ચાલવા દેશો ને ? બીજાં દીવાની ખાતાં છે તેમાંથી ખસી જવાનું તો ન કહો ને ?"

"આજે તે બધાં ચાલે જ છે ને ?"

"એને ચાલવા દઈને તો તમે મદદ કરો છો એમ જ કહેવાય ને?"

"મદદ કરીએ છીએ એ અમારી અડચણ ન નાંખવાની નીતિને લીધે."

## એ ન ચાલે

"પણ આમાં તો હિંદી નેતાઓ અને લોકોએ કાંઈક કરી બતાવવું જોઈએ ને? તો એ કામ આગળ ચાલે."

"એટલે શું તમે ઇચ્છો છો કે અમે ઠેર ઠેર બળવા કરીએ? ના; મેં જે માગણી કરી છે તે વિચારપૂર્વક કરી છે. અમારે તો બળવા કરીને બ્રિટનને ફરજ પાડવાને બદલે ભોગો આપીને ફરજ પાડવી છે. લોકમતને જાગ્રત કરવો છે, અને તે અહિંસક રીતે જ જાગ્રત થઈ શકે અને કામ કરી શકે."

"ત્યારે હડતાળો તો ન જ પડાવી શકાય ને?" મિ. બૅલ્ડને વિસ્મયથી પૂછ્યું.

"એમ તો નહિ," ગાંધીજીએ કહ્યું, "અહિંસાયુક્ત હડતાળો થઈ શકે અને થયેલી પણ છે. દા. ત., જો આગગાડીઓનો માત્ર બ્રિટિશ સત્તાનો હિંદુસ્તાન પરનો કબજો મજબૂત કરવા માટે જ ઉપયોગ કરવામાં આવે તો તેમને મદદ કરવાની જરૂર ન ગણાય. પણ, એવું કોઈ મોટું પગલું ભરવાનો હું નિર્ણય કરું તે પહેલાં મારી માગણીનું વાજબીપણું દેખાડવા મારે પ્રયત્ન કરવો રહ્યો. જે ક્ષણે તે માન્ય કરવામાં આવશે તે જ ક્ષણે હિંદુસ્તાન અસંતુષ્ટ વિરોધી મટી મિત્ર બની જશે. તમારે યાદ રાખવું જોઈએ કે, જપાનીઓને હિંદુસ્તાનની બહાર રાખવામાં અંગ્રેજો કરતાં અમને વધારે સ્વાર્થ છે. કારણ કે, હિંદુસ્તાનની ભૂમિ પર અંગ્રેજો હારે તો તેમને તો માત્ર હિંદુસ્તાનને ખોવાપણું છે, પણ જપાન જીતે તો હિંદુસ્તાનનું તો સર્વસ્વ જાય છે"

## નિર્ણાયક કસોટી

"જેમ અમેરિકન લશ્કરને તમે હિંદ પર લાદેલું ગણો છો, તેમ અમેરિકન વૈજ્ઞાનિક મંડળને પણ ગણો છો શું?" એ બીજો એક સવાલ હતો.

"ઝાડની પરીક્ષા તેના ફળથી થાય છે," ગાંધીજીએ શીઘ્ર જવાબ આપ્યો. "હું ડૉ. ગ્રેડીને મળ્યો હતો અને અમારી વચ્ચે બહુ મીઠી વાતો પણ થઈ હતી. વૈજ્ઞાનિક મંડળના મનમાં ભલે હિંદુસ્તાન પ્રત્યે સદ્ભાવ જ હોય, પણ મુદ્દો એ છે કે, જે કાંઈ થઈ રહ્યું છે તે હિંદુસ્તાનના આમંત્રણ કે ઇચ્છાથી નથી થતું. એટલે એ બધાંને વિષે વહેમ રહે છે જ. હું

કહી ગયો તેમ, અમે આ બધી ચીજોને સ્થિતપ્રજ્ઞની શાંતિથી જોઈ રહી શકતા નથી, કારણ કે અમારી નજર સામે જે બનાવો બનતા જોઈએ છીએ, તે પ્રત્યે અમે આંખમીંચામણું નથી કરી શકતા. ગામડાંને ખાલી કરાવીને તેમને લશ્કરી છાવણીઓમાં ફેરવી નાંખવામાં આવે છે, અને 'તમે તમારું ફોડી લો,' એમ રૈયતને કહેવામાં આવે છે. હજારો નહિ તોયે સેંકડો લોકો બરમાથી આવતાં ભૂખે અને તરસે મૂઆ, અને એ કમનસીબ સ્થિતિમાંયે અકારો ભેદભાવ તેમને અનુભવવો પડચો. ગોરાઓનો રસ્તો જુદો અને કાળાઓનો જુદો! ગોરાઓને માટે રહેવા-ખાવાની વ્યવસ્થા હાજર, કાળાઓ માટે કશું નહિ! અને હિંદુસ્તાનમાં પહોંચ્યા પછી ત્યાંયે ભેદભાવ! જપાનીઓ હજી આવ્યા નથી ત્યાં જ તો તેમને પીસી નાંખવામાં અને તરછોડવામાં આવે છે,—આ બધું હિંદીઓના રક્ષણ માટે તો નથી જ; ભગવાન જાણે કોના રક્ષણ માટે છે! આથી એક ભલી સવારે હું એ નિખાલસ માગણી કરવાના નિર્ણય પર આવી ગયો કે, 'ભગવાનને ખાતર, હિંદુસ્તાનને એના નશીબ પર છોડી જાઓ. અમને છૂટાપણાનો દમ લેવા દો. ભલે, પેલા અમેરિકન ગુલામોને એકદમ છૂટા કરવાથી થયું તેમ, એ અમને ગભરાવી કે ગૂંગળાવી દે. પણ આજનો આ ઢોંગપિછોડો તો પૂરો થવો જોઈએ જ."

"પણ આ બધી વાત તમે અંગ્રેજ લશ્કરને નજર આગળ રાખીને કરો છો; અમેરિકનોને નહિ!"

"હું બેમાં કશો જ ફરક જોતો નથી. આખી નીતિ તો એક જ અને ભેદ ન કરી શકાય તેવી છે."

"બ્રિટન સાંભળે એવી કાંઈ આશા છે ખરી?"

"એ આશા સેવતો રહીને જ હું મરીશ. અને જો મારો આવરદા લાંબો હશે તો કદાચ તે સફળ થયેલી પણ જોઉં, કારણ કે મારી સૂચનામાં અવહેવારુ એવું કશું જ નથી, ન નિવારી શકાય એવી મુશ્કેલીઓ નથી. અને, એ પણ કહી દઉં કે, જો અંતઃકરણપૂર્વક બ્રિટન આ કરવા તૈયાર ન હોય તો તે જીતવાનેયે લાયક નથી."

('હરિજન', જૂન ૧૪, ૧૯૪૨. પા. ૧૮૫-૭)

## ૫. ચાલ્યા જવું એટલે

લંડનના દૈનિક પત્ર 'ન્યૂસ ક્રૉનિકલ'ના પ્રતિનિધિએ મુંબઈમાં તા. ૧૪-૫-'૪૨ના રોજ ગાંધીજીની મુલાકાત લીધેલી તેમાં પૂછેલા પ્રશ્નો અને તેના ગાંધીજીએ આપેલા ઉત્તર નીચે આપ્યા છે:

૧. પ્ર૦—આપે થોડા વખત પર અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી ચાલ્યા જવાનું કહ્યું છે. અત્યારના સંજોગોમાં તેમને માટે એકદમ ચાલ્યા જવું શક્ય છે એમ આપ માનો છો ? તેમણે રાજ્યનો કારભાર કોને સોંપવો ?

ઉ૦—અંગ્રેજોએ હિંદુસ્તાનમાંથી ચાલ્યા જવું જોઈએ એ નિર્ણય પર આવતાં મારે ઘણું મનોમંથન કરવું પડ્યું છે, અને એ નિર્ણયમાંથી ફલિત થતી વસ્તુઓ બતાવતાં હજુ વધારે મંથન કરવું પડે છે. એ પ્રિયજનોને વિખૂટાં પડવાનું કહેવા જેવી વાત છે, પણ એ પરમધર્મરૂપ થઈ પડી છે. અને ચાલ્યા જવાની ખૂબી અને જરૂરિયાત એ બનાવ તત્કાળ બને એમાં રહેલી છે. તેઓ અને અમે બંને અગ્નિની જ્વાળામાં પડેલા છીએ. તેઓ જો જાય તો સંભવ છે કે અમે બંને સુરક્ષિત રહીએ. તેઓ ન જાય તો શું બનશે ભગવાન જાણે. મેં સ્પષ્ટમાં સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે, મારી દરખાસ્તમાં રાજ્યકારભાર કોઈ વ્યક્તિ કે પક્ષને સોંપવાનો સવાલ છે જ નહિ. જો સમાધાની થઈ હોય ને તેને અંગે તેઓ ચાલ્યા જતા હોય તો એ વિચાર કરવાની જરૂર ખરી. મારી દરખાસ્ત પ્રમાણે તો તેમણે હિંદુસ્તાનને ઈશ્વરના હાથમાં છોડી જવાનું છે—આધુનિક પરિભાષામાં કહીએ તો અરાજકતાના હાથમાં છોડી જવાનું છે; અને સંભવ છે કે એ અરાજકતામાંથી કેટલાક વખત સુધી આંતરિક વિગ્રહ થાય અથવા નિરંકુશ લૂંટફાટ ચાલે. એમાંથી, આજે આપણે જે અસત્યમય હિંદુસ્તાન જોઈએ છીએ તેની જગાએ સાચું હિંદુસ્તાન પેદા થશે.

૨. પ્ર૦—અંગ્રેજોને ન મૂંઝવવાની નીતિનો આપની આ સલાહની જોડે મેળ કેવી રીતે ખાય છે ?

ઉ૦—મારી ન મૂંઝવવાની નીતિ મેં જે રૂપમાં વર્ણવી છે તે રૂપમાં તે અખંડિત રહે છે. અંગ્રેજો જો ચાલ્યા જાય તો તો મૂંઝવણ રહેતી નથી જ; એટલું જ નહિ, પણ જો તેઓ એક આખી પ્રજાને ગુલામીમાં રાખવાનો અર્થ શો છે તેનો શાંતપણે વિચાર કરી જુએ તો, તેમને માથેથી જબરદસ્ત બોજો ઊતરી જાય. પણ, પોતાને વિષે દ્વેષની લાગણી પ્રવર્તે છે એમ સારી પેઠે જાણવા છતાં, જો તેઓ રહેવાનો આગ્રહ રાખે તો તેઓ મૂંઝવણ વહોરી લે છે. સત્ય આ ક્ષણે ગમે તેટલું કડવું લાગે તોપણ તે કહેવાથી હું મૂંઝવણ પેદા નથી કરતો.

૩. પ્ર૦—અત્યારે જ લોકોના જાનમાલ જોખમમાં હોવાનાં ચિહ્નો દેખાય છે; અને જો અત્યારના રાજકર્તાઓ એકદમ ચાલ્યા જાય તો લોકોની જિંદગી વધારે જોખમમાં નહિ આવી પડે ?

ઉ૦—લોકોનાં જાનમાલ જોખમમાં છે ખરાં, અને હું કહી ચૂક્યો છું કે એ જોખમ ઘણું જ વધવાનો સંભવ છે, પણ તેમાંથી જ સાચી સલામતી પેદા થશે. અત્યારનું જોખમ લાંબા વખતથી જામી ગયેલું છે, ને તેથી તે એટલું બધું દેખાતું નથી. પણ જે રોગ દેખાય નહિ તે દેખાતા રોગના કરતાં બૂરો છે.

૪. પ્ર૦—જપાનીઓ જો હિંદ પર ચડાઈ કરે તો આપ હિંદી પ્રજાને શી સલાહ આપો?

ઉ૦—હું મારા લેખોમાં કહી ચૂક્યો છું કે, એ સાવ સંભવિત છે કે જપાનીઓને હિંદ પર ચડાઈ કરવાની ઇચ્છા ન રહે, કેમ કે તેમનો શિકાર તો ચાલ્યો ગયો હોય. પણ એ પણ એટલું જ સંભવિત છે કે, હિંદનાં બંદરોનો લડાઈના કામને માટે ઉપયોગ કરવા માટે તેમને હિંદ પર ચડાઈ કરવાની ઇચ્છા થાય. એમ બને તો, જે વસ્તુ કરવાની સલાહ મેં તેમને અત્યારે આપી છે તે જ વસ્તુ કરવાની — એટલે કે કડક અહિંસાત્મક અસહકાર કરવાની — સલાહ તે વખતે આપું. અને હું બેધડકપણે કહું છું કે, જો અંગ્રેજો ચાલ્યા જાય ને આ દેશના લોકો મારી સલાહને અનુસરે તો, અહિંસાત્મક અસહકાર અત્યારે થઈ શકે એના કરતાં એ વેળાએ અનંત ગણો વધારે અસરકારક નીવડશે; આજે એ અહિંસક અસહકારની કદર ન થઈ શકે, કારણ કે બ્રિટિશનો દારૂગોળો જપાનની સાથે સાથે ચાલતો હોય ત્યારે એ અસહકારની અસર મારી જાય.

('હરિજન', મે ૨૪, ૧૯૪૨, પા. ૧૬૬)

## ૬. તેનો અર્થ

પ્ર૦—અંગ્રેજ સત્તાએ હિંદુસ્તાનમાંથી ખસી જવું એ તમારા કહેણનો અર્થ શો છે? તે વિષે તમે હમણાં હમણાં બહુ લખ્યું છે, છતાં તમે શું કહેવા માગો છો તે વિષે પ્રજાના મનમાં હજુ ઘણો ગોટાળો રહે છે.

ઉ૦—મારો અંગત અભિપ્રાય પૂછો તો, જુદા જુદા પક્ષોની ઇચ્છા કે માગણીનો વિચાર ન કરતાં અંગ્રેજ સરકારે સંપૂર્ણપણે દેશ પરથી પોતાનો અધિકાર ઉઠાવી લેવો જોઈએ. પણ તેમની પોતાની લશ્કરી જરૂરિયાતોને હું માન્ય રાખું ખરો. જપાનીઓને હિંદુસ્તાન પર કબજો કરતા અટકાવવા માટે તેમને હિંદમાં રહેવાની જરૂર રહે એ સંભવે છે. એમને અટકાવવાની બાબતમાં તેમનો અને અમારો (હિંદનો) સરખો સ્વાર્થ છે. તેમ જ, ચીનના હિતમાંયે તેમ કરવાની જરૂર રહે એમ બને. આથી હિંદમાં તેમની હાજરીને—રાજ્યકર્તા તરીકે નહિ, પણ સ્વતંત્ર હિંદના

મિત્રો તરીકે — સહન કરું. અલબત, આ બધામાં એમ માની લીધું છે કે, પોતે ખસી ગયા છે એવું અંગ્રેજોએ જાહેર કર્યાં બાદ હિંદુસ્તાનમાં સ્થિર રાજસત્તા ઊભી થઈ ગઈ હશે. પરદેશી સત્તાનું વિઘ્ન વચ્ચેથી નીકળી જતાં જ બધા પક્ષોને એકત્ર થવું સહેલું બનવું જોઈએ. કઈ શરતે મિત્રરાષ્ટ્રોને હિંદુસ્તાનનો લડાઈ માટે વપરાશ કરવા દેવામાં આવે તે સ્વતંત્ર હિંદની સરકારને જ ઠરાવવાની બાબત છે. હાલના જુદા જુદા પક્ષો તે વખતે મટી જઈને 'રાષ્ટ્રીય સરકાર' બન્યા હશે. તેઓ રહેશે તો તે પોતાના સંગઠન પૂરતા હશે, બહારની દુનિયા જોડેના વ્યવહારો માટે નહિ.

## ૭. તેઓ ખસી જાય તો જ

"છેક ગઈ કાલ સુધી તો આપ એમ કહેતા હતા કે હિંદુ-મુસ્લિમ ઐક્ય વિના સ્વરાજ મળી શકે એમ નથી. તો પછી હવે આપ એમ કેમ કહો છો કે હિંદુસ્તાન સ્વતંત્રતા પ્રાપ્ત કરે તે સિવાય હિંદુ-મુસ્લિમ ઐક્ય થવાનું નથી?" 'હિંદુ' પત્રના નાગપુરના ખબરપત્રીએ હમણાં જ એક દિવસ ગાંધીજીને ઉપર મુજબનો પ્રશ્ન પૂછ્યો.

ગાંધીજીએ કહ્યું, "કાળ દયાળુ અને ઘા રૂઝવનાર મિત્ર છે તેમ જ નિર્દય દુશ્મન પણ છે. હિંદુ-મુસ્લિમ ઐક્યના જૂનામાં જૂના ચાહક હોવાનો મારો દાવો છે અને આજે પણ હું એનો ચાહક રહ્યો છું. હું મારા આત્માને પૂછ્યા કરું છું કે, સૌએ તેમ જ મેં ઐક્ય માટે નેકદિલીથી કરેલા બધા જ પ્રયત્નો નિષ્ફળ કેમ નીવડ્યા? અને એ પ્રયત્નો એટલી હદ સુધી નિષ્ફળ નીવડ્યા છે કે મારા ઉપરનો તેમનો ઇતબાર સંપૂર્ણપણે ઊઠી ગયો છે અને કેટલાંક મુસ્લિમ પત્રો તો મને હિંદમાં ઇસ્લામના મોટામાં મોટા શત્રુ તરીકે વર્ણવે છે. આ પરિસ્થિતિનું નિરાકરણ હું એક જ રીતે કરી શકું છું અને તે એ કે, ઇરાદાપૂર્વક તેની એમ કરવાની ઇચ્છા ન હોય તોયે ત્રીજી સત્તા સાચું ઐક્ય થવા દેનાર નથી. એથી હું અનિચ્છાએ એવા અનુમાન ઉપર આવ્યો છું કે, હિંદમાંથી બ્રિટિશ સત્તાનો છેવટનો અંત આવશે કે તરત જ બન્ને કોમો એક થશે. તાત્કાલિક સ્વતંત્રતા એ જો મહાસભા તેમ જ લીગનું ધ્યેય હોય તો કોઈ પણ પ્રકારની સમજૂતી ઉપર આવ્યા વિનાયે ગુલામીમાંથી મુક્ત થવાને સૌ એકસાથે ઝૂઝશે. ગુલામીમાંથી મુક્ત થયા પછી માત્ર મહાસભા અને લીગ જ નહિ પણ બધા જ પક્ષો પરસ્પર એકબીજા સાથે ઐક્ય સાધવામાં તેમ જ હિંદની પ્રતિભાને અનુકૂળ આવે એવી રાષ્ટ્રીય સરકાર સ્થાપવામાં સ્વતંત્રતાનો પૂરે-પૂરો ઉપયોગ કરવામાં પોતાનું હિત જોશે. એને શું નામ આપવામાં આવે

એની સાથે મને ઝાઝી નિસ્બત નથી. એને ચાહે તે નામ આપવામાં આવે, પરંતુ સ્થાયી બનવા માટે તેને સંપૂર્ણપણે જનતાની પ્રતિનિધિ બનવું પડશે. અને પ્રજામતના વિશાળ પાયા ઉપર રચાઈ હોય તો તે પ્રધાનપણે અહિંસક હોવાની જ. એ ગમે તેમ હો, પણ એ ધ્યેય પાર પાડવાની દિશામાં મારા અંતકાળ સુધી કામ કરતા રહેવાની મારી અભિલાષા છે. કેમ કે, અહિંસાનો સ્વીકાર કર્યા સિવાય માનવજાત માટે ઊગરવાનો બીજો કોઈ આરો મારાથી દેખાતો નથી. હિંસાની નિષ્ફળતા આપણે રોજેરોજ નિહાળી રહ્યા છીએ. જો અર્થ વિનાની અને ભીષણ પરસ્પરની કતલ ચાલુ રહેવાની હોય તો માણસજાતના ભાવિ માટે કોઈ પણ આશા રહેતી નથી."

(હરિજન, જૂન ૨૧, ૧૯૪૨. પા. ૧૯૭, ૧૯૮)

## ૮. જાણીબૂજીને કરેલો અવળો અર્થ

"હું તો મારી દરખાસ્તને એક અબોધ માણસ પણ સમજી શકે એવી લેખું છું. એમાં જપાનના હુમલા સામે મિત્રરાજ્યોની ફોજોની પ્રવૃત્તિને માટે અવકાશ રહે છે. એનો અર્થ એ થાય કે, બ્રિટને પોતાની જાહેરાતનું પાલન કરવું, વિજેતા તરીકે અને એ રીતે તેના ભાવિના નિયામક તરીકે ખસી જવું, તથા જરા પણ દરમ્યાનગીરી કર્યા વિના, પોતાનું ભાવિ નિર્માણ કરવાનું હિંદ ઉપર છોડી દેવું. મારી દૃષ્ટિએ એથી બ્રિટનના ધ્યેયને નૈતિક ભૂમિકા મળી રહેશે તથા સામ્રાજ્યવાદના ધ્યેયને અર્થે નહિ પણ માનવી સ્વતંત્રતાના ધ્યેયને ખાતર તેને હિંદ જેવા મહાન દેશની મૈત્રી લાધશે. જો હિંદમાં અરાજક અને અંધાધૂંધી ફેલાશે તો તેને માટેની જવાબદારી કેવળ બ્રિટનની જ રહેશે, મારી નહિ. મેં તો એમ કહ્યું છે કે, હિંદની આજની ગુલામી અને તેને પરિણામે નીપજતી નિર્વીર્યતા કરતાં તો અંધાધૂંધી હું પસંદ કરું."

('હરિજન', જૂન ૨૮, ૧૯૪૨. પા. ૨૦૩)

## ૯. એક કોયડો

'મારા પહેલા લખાણમાં એક કડી દેખીતી રીતે ખૂટતી હતી. મારી મુલાકાત લેનારાઓની વાતચીતમાંથી એ માલૂમ પડી આવતાં જ મેં તે પૂરી પાડી દીધી. અહિંસકે ગમે તે ભોગે પણ સંપૂર્ણપણે સત્યનિષ્ઠ રહેવું જોઈએ. એટલે સત્યનિષ્ઠાથી મારું અધૂરું વચન હું સુધારું એમાં મારી નબળાઈ લાગતી હોય તો લોકોએ તે નબળાઈને સહન કર્યે છૂટકો. જેને પરિણામે મિત્રરાજ્યોની ચોક્કસ હાર જ થાય, તેવું પગલું ભરવાનો દોષ મારાથી કરી શકાય નહિ. જપાનને દૂર રાખી

શકે જ એવા કોઈ સોએ સો ટકા ખાતરી લાયક અહિંસક પગલાની હું બાંયધરી આપી શકતો નહોતો. મિત્રસૈન્યોની અચાનક વિદાયનું એ પરિણામ આવી શકે કે જપાન હિંદુસ્તાનનો કબજો લઈ લે અને ચીનની ચોક્કસ હાર થાય. મારા પગલામાંથી એવી આપત્તિ ઉત્પન્ન થવાની મને લગારે કલ્પના નહોતી. આથી મને લાગે છે કે મારી સૂચનાને સ્વીકારતાં છતાં જો મિત્રરાજ્યોને એમ લાગે કે જપાનને આવતાં અટકાવવા માટે તેમણે અહીં રહેવું આવશ્યક છે, તો તેમ કરવા દેવું જોઈએ. અલબત, અંગ્રેજ સરકારની વિદાય પછી જે રાષ્ટ્રીય સરકાર ખડી થાય તે જે શરતો મંજૂર કરે, તેને અનુસરીને જ તેઓ રહી શકશે.'

('હરિજન', જૂન ૨૮, ૧૯૪૨. પા. ૨૦૪,૨૦૫)

## ૧૦. એક ભૂલ

પ્ર૦ — મિત્રરાજ્યોનાં લશ્કરને હિંદુસ્તાનમાં રહેવા દેવાં જોઈએ એમ તમે અહિંસાની દૃષ્ટિએ આવશ્યક માનો છો. તમે એમ પણ કહો છો કે જપાનને હિંદનો કબજો લેતાં અટકાવવા માટે સોએ સો ટકા ખાતરીનો કોઈ અહિંસક માર્ગ આપ બતાવી શકતા નથી, માટે તમારાથી મિત્રોને રવડતા મૂકી શકાય નહિ. પણ તમને એમ નથી લાગતું કે, જે પગલાથી અંગ્રેજોને ચાલી જવા ફરજ પડે તેમાંથી એટલી અહિંસક શક્તિ પેદા થશે કે જે જપાનીઓને હિંદનો કબજો લેતાં અટકાવવા માટેયે પૂરતી થશે? અને સત્યાગ્રહી તરીકે તમારી એ જોવાની પણ ફરજ નથી શું કે, બે પરદેશી ઉન્મત્ત આખલા આપણા દેશ પર ભયંકર યુદ્ધ મચાવી આપણો દેશ, આપણાં ઘરબાર અને આપણાં સર્વસ્વનો નાશ કરે નહિ તે પણ એટલું જ અગત્યનું છે?

ઉ૦ — આ સવાલમાં દેખીતી ભૂલ છે. અંગ્રેજો પોતાની રક્ષા માટે પોતાના બાહુબળ પર જ વિશ્વાસ રાખવાને સૈકાઓથી ટેવાયેલા છે. તેમના મનમાં હું અહિંસામાં એકદમ એ શ્રદ્ધા નહિ પેદા કરી શકું કે જે હિંદીઓનાં હૃદય ઉપર પણ બહુ ઊંડી ઊતરી નથી. અહિંસક શક્તિએ હિંસાની શક્તિની જેમ કામ કરવું ઘટે. હિંદની ભૂમિ ઉપર મિત્રરાજ્યોનાં લશ્કરોને કામ કરવા ના પાડવાથી, મારી સૂચનાથી જે કાંઈ તેમના મન પર ખીજ ઊપજી હશે તેમાં વધારો જ થાય. પહેલી ખીજ અનિવાર્ય છે; બીજી વગર ફોગટ કરાવી ગણાય.

વળી જો વિદાય થાય તો તે કેવળ અહિંસક દબાણને જ પરિણામે નહિ હોય. અને વળી, જે જૂના ધણિયામાની પર અસર કરવા પૂરતી

થાય, તે નવા ચઢાઈ કરનારને અટકાવવા માટે લાગનારી શક્તિ કરતાં જુદા જ પ્રકારની હશે. દા. ત. અંગ્રેજી રાજના અમલનો આપણે કર ન આપવા વગેરે વિવિધ રીતે ઇન્કાર કરી શકીએ. આ રીતો જપાનના હુમલાની બાબતમાં લાગુ પડે નહિ. આથી જપાનનો પ્રતિકાર કરવા આપણે તૈયાર રહીએ તોયે, તેમને આપણે અહિંસાથી અટકાવી શકીશું જ એમ કાચે પાયે માની લઈ અંગ્રેજોને એમના લાભનું સ્થાન છોડી દેવાનું આપણાથી કહી શકાય નહિ.

છેવટે, આપણે આપણી પોતાની પદ્ધતિએ સ્વરક્ષા કરીએ છતાં, અંગ્રેજોને ભાંગી નાંખે એટલી એમના પર તાણ પડે એવું કરતાં આપણી અહિંસા આપણને અટકાવે છે. એમ કરવું તે તો છેલ્લાં બાવીસ વર્ષના ઇતિહાસને ભૂંસી નાંખવા જેવું થાય.

(હરિજન, જુલાઈ ૫, ૧૯૪૨. પા. ૨૧૦)

## ૧૧. અરે! લશ્કર?

એક પણ બ્રિટિશ સિપાઈ વિનાના સ્વતંત્ર ભારતનું મોહક ચિત્ર રજૂ કરવા માટે મને હવે ભારે કિંમત આપવી પડે છે. મારી સૂચનામાં કોઈક પ્રસંગમાંયે અંગ્રેજ જ નહિ પણ અમેરિકન લશ્કરનેયે રહેવાને અવકાશ છે, એમ જાણીને કેટલાક મિત્રો મૂંઝાયા છે.

મને એમ બતાવવામાં આવ્યું કે, મિત્રલશ્કરોને લડાઈ દરમ્યાન હિંદુસ્તાનમાં રહેવા દેવાનું કબૂલ કરવામાં ન આવે તો તેનો અર્થ એ જ થાય કે હિંદ અને ચીન જપાનના હાથમાં સોંપી દેવાં છે, અને મિત્ર-રાજ્યોની હાર પાકી કરવી છે. આવો તો મારો કદી હેતુ હતો જ નહિ. આથી મારાથી એક જ રસ્તો લઈ શકાય એમ હતું કે, મારે લશ્કરનું અહીં રહેવું સહન કરવું, માત્ર હાલ છે તેનાથી ઊલટી જ શરતે.

મારી સૂચનામાં હું ભય અને અવિશ્વાસ નાબૂદ થયાનું માની લઉં છું. જો આપણામાં આત્મવિશ્વાસ હોય, તો આપણે મિત્રોનાં લશ્કરોની હાજરીથા બીવા કે વહેમાવાની જરૂર નથી.

જો બ્રિટન પ્રમાણિકપણે હિંદુસ્તાનનો ત્યાગ કરી દેવાનું, અને એ ત્યાગની સાથે એમાંથી ઉત્પન્ન થતાં બધાં કાર્યો કરવાનું પગલું ભરી શકે, તો તે ખાતરીથી આ સદીનો ભારેમાં ભારે બનાવ થયેલો ગણાશે, અને તે લડાઈના પ્રવાહને ફેરવનારી વસ્તુ બની શકે.

આગલા એક અંકમાં કહ્યા મુજબ, બ્રિટન મારી સૂચના સ્વીકારે તો તે જ માનભરી સુલેહ કરવાની અનુકૂળતા ઉત્પન્ન કરી શકે, અને તેથી લશ્કરનીયે આપમેળે વિદાય થઈ જાય.

આ અહિંસા તે પછી અસહયોગ કે એવું રૂપ નહિ લે. પછી તેના વફાદાર અહિંસાનો વાવટો લઈને ધરીરાજ્યો આગળ સુલેહની ભીખ માગવા નહિ જાય, પણ તેનો માનભર્યો અંત લાવવા માટે લડાઈની વ્યર્થતા બતાવવા જશે. આ તો જ બની શકે જો બ્રિટન દુનિયાના કદાચ સૌથી વધારે સંગઠિત અને સફળ હિંસાત્મક તંત્રના લાભોનો ત્યાગ કરી દે.

આ બધું નયે બને તેની મને ફિકર નથી. લડવા માટે તે યોગ્ય ધ્યેય છે; અને પ્રજાને પોતાના સર્વસ્વનું બલિદાન કરવાને માટે તે લાયક છે.

(હરિજન, જુલાઈ ૫, ૧૯૪૨. પા. ૨૧૨)

## ૧૨. હિંદમાં ફ્રેન્ડ્ઝ ઍમ્બ્યુલન્સ યુનિટ

"તમે જ્યારે અંગ્રેજોને ખસી જવાનું કહી રહ્યા છો, ત્યારે અમે અહીં શુકન જોયા વિના તો નથી આવ્યા, એવી અમને શંકા આવે છે," પ્રો. એલેગ્ઝાંડરે સ્મિતપૂર્વક કહ્યું. "આગાથા (હૅરિસન)એ સૂચવ્યું છે કે અમારે અહીંના કાર્યકર્તાઓની અને અમારી મિશ્ર પાર્ટી ગોઠવીને જ કામ કરવું."

ગાંધીજી: "મારા પહેલા લેખોએ એવી ધાસ્તી ઉત્પન્ન કરી એમ જણાય છે. મેં મારા વિચારોને તેમાં પૂરેપૂરા નહોતા જણાવ્યા તેને લીધે તેમ થયું. એક યોજને સંપૂર્ણપણે બનાવીને પછી રજૂ કરવાની મને ટેવ નથી. જેવો એ પ્રશ્ન મને પૂછવામાં આવ્યો તેવું જ મેં જણાવ્યું કે, દરેક અંગ્રેજે વ્યક્તિગત રીતે હિંદુસ્તાન છોડી જવું જોઈએ એમ મારા કહેવાનો અર્થ નથી જ. અંગ્રેજ રાજસત્તાએ ચાલી જવું જોઈએ એવી મારી માગણી છે. આથી હિંદુસ્તાનમાંનો દરેક અંગ્રેજ તમારી જેમ 'મિત્ર' બનીને અહીં રહી શકે છે. શરત એ છે કે દરેક અંગ્રેજે ઘોડા પરથી ઊતરી પોતે રાજકર્તા છે એ અભિમાન છોડી, અમારી ગરીબ રૈયત પ્રજા સાથે એકરૂપ થવું જોઈએ. જે ક્ષણે તે એમ બદલાશે, તે જ ક્ષણે તે અમારો દેશભાઈ બનશે. રાજકર્તા કોમના પ્રતિનિધિ તરીકેનું તેનું અભિમાન કાયમ માટે ગળી જવું જોઈએ. આથી જ્યારે મેં કહ્યું કે 'વિદાય થાઓ' ત્યારે 'રાજકર્તા તરીકે વિદાય થાઓ' એ અર્થ હતો. તે ઉપરાંત એમાં બીજો અર્થ પણ રહેલો હતો. અહીંના કોઈ લોકોની શી ઇચ્છા છે તેની ફિકર કર્યા વિના તેમણે ચાલી જવું જોઈએ. ગુલામને મુક્ત કરવા માટે તેની ઇચ્છા પૂછવાપણું હોય જ નહિ. ગુલામ તો ઘણી વાર એની બેડીઓને ઘરેણું માની બેસે છે. તે જાણે એના અવયવોનો ભાગ બનેલી હોય છે. પણ તમારે તેને તોડીને ફેંકી દેવી જોઈએ. તમારે ચાલી જવું જોઈએ. કારણ કે

તમારી તે ફરજ છે. હિંદુસ્તાનના બધા પક્ષો એકમત થાય નહિ ત્યાં સુધી વાટ જોવાની કાંઈ જરૂર નથી.

"આથી, તમે શુકન જોઈને આવ્યા છો કે કેમ એ સવાલ જ ઊઠતો નથી. ઊલટું, જો તમને મારી સૂચનાની બરાબર ગડ બેસી જાય તો તો તમે ઘણે સારે ચોઘડિયે આવ્યા છો. તમને અહીં ઘણા અંગ્રેજો મળશે. હું જે કહું છું તેને તેઓ પણ તદ્દન ખોટી રીતે સમજ્યા હોય એ સંભવ છે. હું એમની પાસે શું ઇચ્છું છું, તે તમે તેમને બરાબર સમજાવો.

"... અને તમારા કામનો મારી મુલાકાતથી જ આરંભ થાય છે એ કદાચ સારું ચિહ્ન પણ હોય. જે જે પ્રશ્નો તમારા મનમાં ઘોળાતા હોય તે પૂછીને મારા મનમાં રહેલી વાતોને તમે કઢાવો એમ હું સૂચવું છું."

આથી બન્ને મિત્રોને નિરાંત વળી, અને ગાંધીજીનું માનસ પૂરેપૂરું સમજી લેવા તેમને પ્રેરણા થઈ. આના અનુસંધાનમાં એક વિચિત્ર પણ સૂચક હકીકત કહું. જ્યારે સર સ્ટૅફર્ડ ક્રિપ્સની મુલાકાત જાહેર થઈ, ત્યારે પ્રો. એલેગ્ઝાંડર તથા કુ. આગાથા હૅરિસને ગાંધીજીને એક તાર કરીને, ગાંધીજીના જ શબ્દો વાપરી, 'ઑક્સ્ફર્ડની યાદગીરી' જાળવવા સ્મરણ કરાવ્યું. એમ કહેવામાં એમની મતલબ એ હતી કે ઑક્સ્ફર્ડનું સ્મરણ કરી ઇંગ્લંડના ઉત્તમ પુરુષો તથા હિંદુસ્તાનના ઉત્તમ પુરુષોએ ઇંગ્લંડ અને હિંદ વચ્ચે કાયમનું સમાધાન કરવા ભેગા થવું. તેમના તારની પાછળ એવો ધ્વનિ હતો કે, "જુઓ, ઇંગ્લંડનો એક સરસમાં સરસ માણસ તમારે ત્યાં આવે છે. આ વખતે તમે સમાધાન કરી લેજો, કારણ કે આ એક સરસ તક છે."

ક્રિપ્સની મુલાકાત નિષ્ફળ નીવડ્યા પછી ગાંધીજીએ એક લાંબો કાગળ લખી પ્રો. હોરેસ એલેગ્ઝાંડરને તેમના તારનો જવાબ આપ્યો, એમાં એમણે અંગ્રેજોએ ખસી જવાની વાતનો પહેલી વાર ઉલ્લેખ કર્યો હતો. અત્યાર સુધી કોઈ પણ માણસ આગળ આ વાત એમણે ચર્ચી નહોતી. પણ એમ જણાય છે કે દિલ્હીથી પાછા ફર્યા બાદ અજ્ઞાતપણે એમનું મન આ દિશામાં કામ કરતું હતું અને જે વસ્તુ મનમાં પાકી રહી હતી તે અનાયાસે કલમે ચઢી ગઈ. એ કાગળમાં એમણે લખ્યું હતું કે,

"સર સ્ટૅફર્ડ આવ્યા અને ગયા. આવું અભાગિયું મિશન લઈને આવ્યા જ ન હોત તો કેવું સારું થાત? . . . . આવી કટોકટીની ઘડીએ અંગ્રેજ સરકાર આવું વર્તન શી રીતે કરી શકી? મુખ્ય પક્ષો સાથે ચર્ચા કર્યા વિના શું કામ તેમણે યોજનાઓ રજૂ કરી? એક પણ પક્ષને તેથી સંતોષ થયો નહિ. સૌને સંતોષ આપવા જતાં બધાને જ અસંતુષ્ટ કર્યા.

"મેં એમની જોડે મિત્રભાવે નિખાલસપણે વાતો કરી. કંઈ નહિ તો, કેવળ ઍંડ્રુઝ ખાતર જ પણ એમ કર્યું. મેં એમને કહ્યું કે હું ઍંડ્રુઝના આત્માને સાક્ષી રાખી તેની જોડે વાતો કરું છું. મેં તેમને ઘણી સૂચનાઓ કરી, પણ બધી નકામી ગઈ. હમેશની જેમ તે 'અવહેવારુ' લાગી. હું તો મળવા જવા જ માગતો નહોતો. 'યુદ્ધમાત્રનો વિરોધી' હોવાથી મારે કશું કહેવાનું નહોતું. પણ એમણે મને આગ્રહ કર્યો માટે જ હું ગયો. આ લખવાનું કારણ બધી ભૂમિકા તમે સમજો તે છે. કાર્યવાહક સમિતિ સાથેની બધી મસલતો દરમ્યાન હું હાજર નહોતો. હું વહેલો ચાલી આવ્યો. પરિણામ તમે જાણો છો. તે અનિવાર્ય હતું. એકંદર બનાવથી મન ખાટું થઈ ગયું છે."

આ પછી મહત્ત્વનો ફકરો આવે છે: "मारो दृढ मत छे के हवे तो अंग्रेजोए हिंदुस्ताननी व्यवस्थित विदाय लेवी जोईए, अने सिंगापुर, मलाया अने बरमानुं जोखम खेडवुं न जोईए. ए पगलुं ऊंचा प्रकारनी हिंमत बतावनारुं, मानव-शक्तिनी मर्यादानो स्वीकार करनारुं अने हिंदने न्याय आपनारुं थशे."

ગાંધીજીની આ વાતો ઉપલા કાગળના લગભગ સ્પષ્ટીકરણના રૂપની જ હતી. "તમે જુઓ છો કે મેં એમાં 'વ્યવસ્થિત વિદાય' શબ્દ વાપર્યા છે. એ વાપરતી વખતે મારા મન આગળ બરમા અને સિંગાપુરના બનાવો હતા. કારણ કે તેમણે બરમા અને મલાયા ન ઈશ્વરને સોંપ્યાં, ન અરાજકતાને, પણ જપાનને. મારું કહેવું એ છે કે: આ વાતની પુનરાવૃત્તિ ન કરો; હિંદુસ્તાનને જપાનના હાથમાં ન સોંપો; વ્યવસ્થિત રીતે હિંદીઓના હાથમાં આપો." આ એમની સાથેનો વાતનો ઉપસંહાર હતો. પેલો કાગળ તેમ જ આ આખો સંવાદ દીનબંધુની સ્મૃતિથી પ્રેરાયેલો હતો, અને અંગ્રેજોને ચાલી જવાનું કહેણ મિત્રભાવનાથી જ ભરેલું હતું. ગાંધીજીએ પ્રોફેસરને કહ્યું તેમ, "હવે તમે ઍન્ડ્રુઝની જગા લો. મને બરાબર સમજો; નિષ્ઠુરપણે મારી ઊલટતપાસ કરો, અને જ્યારે તમારી ખાતરી થાય ત્યારે મારા પ્રચારક બનો." પ્રો. એલેગ્ઝાંડરનું હૃદય ભરાઈ આવ્યું; તે બોલ્યા, "એમની જગ્યા લેવાનું અમારું ગજું નથી. અમે માત્ર પ્રયત્ન કરી શકીએ."

(હરિજન, જુલાઈ ૫, ૧૯૪૨. પા. ૬૧૫)

## ૧૩. 'હરિજન' બંધ કરાવવામાં આવે તો?

'હરિજન' બંધ કરાવવામાં આવે તો હું શું કરીશ એ વિષે ચિંતાપૂર્વક પૂછપરછ થઈ રહી છે. એવી અફવા ચાલી રહી છે કે એને માટેનો હુકમ નીકળી ચૂક્યો છે. પૂછપરછ કરનારાઓને મારી સૂચના છે

કે 'હરિજન' બંધ કરાવી દેવામાં આવે એ કારણે તેમણે ઉત્તેજિત થવું નહિ. એ પત્રને બંધ કરાવવામાં આવે પણ ખરું. તેમના ઉપર હુકમ બજાવવામાં આવે કે તરત જ એ પત્રનું પ્રકાશન બંધ કરવાની સૂચના મેં વ્યવસ્થાપકને આપી દીધી છે. હુકમનો ભંગ કરીને 'હરિજન' પ્રસિદ્ધ કરવું એ આ હિલચાલનું એક અંગ નથી. 'હરિજન' કદાચ બંધ કરાવી શકાય, પરંતુ એનો સંદેશ હું જીવું છું ત્યાં સુધી તો બંધ કરાવી શકાય એમ નથી. સાચે જ, દેહ નાશ પામ્યા પછી પણ એનો આત્મા તો જીવતો રહેશે અને હિંદના કરોડો દ્વારા કોઈ ને કોઈ રીતે વ્યક્ત થશે. કારણ કે, વીર સાવરકર અને કાયદે આઝમ જિન્નાની ક્ષમા યાચીને કહું કે, કરોડો હિંદુ, મુસલમાન તેમ જ પોતાને હિંદનાં સંતાનો લેખનાર બીજા અ-હિંદુઓ એ સૌના એકત્ર આત્માને રજૂ કરવાનો હું દાવો કરું છું. આ ભૂમિના પ્રત્યક્ષ રહેવાસીની સ્વતંત્રતા મેળવવા માટે હું જીવું છું તથા તેને માટે મરવાનું સામર્થ્ય મારામાં હોય એવી અપેક્ષા હું રાખું છું.

'હરિજન'નું સ્વરૂપ આજે શું છે તે આપણે જોઈએ. તે અંગ્રેજી, ઉર્દૂ (બે જગ્યાએ), તામિલ, તેલુગુ (બે જગ્યાએ), ઊડિયા, મરાઠી, ગુજરાતી અને કાનડી (બે જગ્યાએ) વગેરે ભાષાઓમાં પ્રગટ થાય છે. તે બંગાળીમાં પણ પ્રસિદ્ધ થવાની તૈયારીમાં છે. માત્ર એને સરકારી પરવાનગી મળે એટલી જ વાર છે. આસામ, કેરલ તેમ જ સિંધમાંથી પણ એને માટે અરજી આવી છે. બીજાં અઠવાડિકોને મુકાબલે 'હરિજન'ની એક સિવાયની બીજી બધી આવૃત્તિઓનો ફેલાવો સારા પ્રમાણમાં છે. આવા અઠવાડિક પત્રને બંધ કરાવવું એ સહેલી વાત નથી. પ્રજા કરતાં સરકારને એની ખોટ વધારે લાગશે. આવું લોકપ્રિય પત્ર બંધ કરાવીને તે ભારે કડવાશ વહોરી લેશે.

એ પણ જાણી લેવું જોઈએ કે, 'હરિજન' એ વિચારોનો પ્રચાર કરનારું પત્ર છે અને એ રીતે તે બીજાં સમાચાર આપનારાં પત્રોથી નિરાળું છે. પોતાના માર્ગદર્શન માટે તથા રોજરોજના પોતાના વ્યવહારનું નિયમન કરવા માટે લોકો 'હરિજન' ખરીદે છે અને વાંચે છે, મનોરંજન કરવા માટે નહિ. ખરેખર, તેઓ એ દ્વારા દર અઠવાડિયે અહિંસાના પાઠ શીખે છે. પ્રજાને તેના અઠવાડિક ખોરાકથી વંચિત રાખવાથી સરકારને કશો લાભ નહિ થાય.

વળી, 'હરિજન' કંઈ અંગ્રેજ-વિરોધી પત્ર નથી. એ તો નખશિખ અંગ્રેજોનું પક્ષકાર છે. તે બ્રિટિશ પ્રજાનું ભલું ચાહે છે. તેના અભિપ્રાય

મુજબ તેઓ ક્યાં આગળ ભૂલ કરી રહ્યા છે એ તેમને અતિશય મિત્રતાભરી રીતે તે જણાવે છે.

હું જાણું છું કે ઍંગ્લો-ઇન્ડિયન છાપાંઓ સરકારનાં કૃપાપાત્ર છે. તેઓ મરવા પડેલા સામ્રાજ્યવાદનાં પ્રતિનિધિ છે. બ્રિટન જીતે કે હારે પણ સામ્રાજ્યવાદને તો મરવું જ રહ્યું. ભૂતકાળમાં બ્રિટિશ લોકોને એ ભલે ગમે એટલો ઉપયોગી થઈ પડ્યો હોય પણ આજે તો ખસૂસ તેમને તેનો કશો ઉપયોગ રહ્યો નથી. એ દૃષ્ટિએ તો જેમ 'હરિજન' અંગ્રેજોનું પક્ષકાર છે તેમ ઍંગ્લોઇન્ડિયન છાપાં અંગ્રેજ-વિરોધી છે. ખરી હકીકત છુપાવીને તથા જે ઇંગ્લંડ ઉપર પોતાનો દોર ચલાવી રહ્યો છે તે સામ્રાજ્યવાદનું સમર્થન કરીને તેઓ દિનપ્રતિદિન દ્વેષની લાગણી ફેલાવી રહ્યાં છે. વિનાશ તરફની એ ગતિ રોકવાને ખાતર દુર્બળ હોવા છતાંયે મેં એ હિલચાલમાં મારું સમગ્ર આત્મબળ કેન્દ્રિત કર્યું છે. એ હિલચાલનો હેતુ હિંદને સામ્રાજ્યની ધૂંસરીમાંથી મુક્ત કરવાનો છે એ ખરું, પરંતુ સાથે સાથે તેમના વતી યુદ્ધપ્રયાસમાં જબરદસ્તમાં જબરદસ્ત ફાળો આપવાનો પણ એનો એટલો જ આશય છે. 'હરિજન' બંધ કરાવવા જતાં શું બંધ કરાવવાનું થશે એ તેમણે જાણી લેવું રહ્યું.

મારે એ પણ ઉમેરવું જોઈએ કે, બહારના કશાય દબાણ વિના જ છાપવાના લખાણની પસંદગીની બાબતમાં હું અતિશય સંયમ જાળવું છું. લશ્કરી દૃષ્ટિએ મહત્ત્વનાં સ્થળો તેમ જ વ્યૂહરચનાની યોજનાઓની બાબતમાં 'શત્રુ'ને સહેજ પણ ઇશારો મળી રહે એવું કશુંયે જાણીબૂજીને છાપવામાં આવતું નથી. અતિશયોક્તિભર્યા હેવાલો તથા ખળભળાટ મચાવી મૂકે એવી બાબતોની પ્રસિદ્ધિ ટાળવાનો પ્રયાસ કરવામાં આવે છે. વિશેષણો તેમ જ ક્રિયાવિશેષણોનો ઉપયોગ તોળી તોળીને કરવામાં આવે છે. વળી ભૂલનો સ્વીકાર કરવાને તથા તે સુધારવાને હું હંમેશાં તૈયાર હોઉં છું એ તો સરકાર જાણે જ છે.

(હરિજન, જુલાઈ ૧૯, ૧૯૪૨. પા. ૨૨૯)

## ૧૪. વર્ધામાં પત્રકારો સાથે

### સામુદાયિક લડત

અમેરિકાના ઍસોશિયેટેડ પ્રેસના પ્રતિનિધિએ પૂછ્યું, "મહાસભાની મહાસમિતિ મળે અને કાર્યવાહક સમિતિનો આ ઠરાવ મંજૂર કરે તે પછી તમે શું શું કરશો તે વિષે તમે કંઈ કહી શકો ખરા?"

"આ પ્રશ્ન કવેળાનો નથી? ધારો કે મહાસમિતિ કાર્યવાહક સમિતિના ઠરાવને નામંજૂર કરે તો તો આખી પરિસ્થિતિનું સ્વરૂપ જ બદલાઈ જવાનું. પણ એટલું હું તમને કહી શકું કે, જે થશે તેનું સ્વરૂપ સામુદાયિક લડતનું અને તદ્દન અહિંસક હશે. બીજી બધી વિગતો આમાં તમે પૂરી લઈ શકશો. સામુદાયિક લડતમાં જે કંઈ આવી શકે તે બધું એમાં આવશે."

"દારૂની અને પરદેશી કાપડની દુકાનો બંધ કરવાનો કાર્યક્રમ તમે આમાં રાખશો ખરા?"

"એનો આધાર સંજોગો ઉપર રહેશે. આ સામુદાયિક લડતમાંથી સીધી રીતે હુલ્લડો નીપજે એ હું નથી ઇચ્છતો. પણ બધી સાવચેતી રાખવા છતાં હુલ્લડો થાય જ તો તેનો કશો ઉપાય નથી."

## જો ગાંધીજી કેદ પકડાય તો

"તમે જેલનિવાસ નોતરશો ખરા?"

"હું જેલમાં જવાનું વહોરી લેવાનો નથી. આ લડત માત્ર જેલ-નિવાસને નોતરવાની નથી. એ તો તદ્દન હળવી વાત છે. આજ સુધી અલબત અમે જેલનિવાસ નોતરી લેવાનો જ ધંધો રાખ્યો હતો, પરંતુ આ વખતે એવું કશું થવાનું નથી. મારો ઇરાદો આ વસ્તુને બને એટલી ટૂંકી અને ઝડપી બનાવવાનો છે."

તરત જ એક બીજો સવાલ છૂટ્યો, "તમને જો જેલમાં લઈ જવામાં આવશે તો તમે ઉપવાસ લઈ બેસશો ખરા?"

"મેં કહ્યું છે કે, આ વખતે જેલનિવાસ નોતરવાની મારી ઇચ્છા નથી, પણ મને જેલમાં ઘસડી જવામાં આવે તો હું શું કરીશ એ કહેવું મુશ્કેલ છે. પહેલાં જેમ મેં ઉપવાસો કર્યા છે તેમ હજી પણ હું ઉપવાસ કરી તો શકું જ. આવું ઉગ્ર પગલું લેવાનું ટાળવાનો હું મારાથી બનતો બધો પ્રયાસ તો બેશક કરીશ જ."

## વાટાઘાટો

"હિંદના સ્વાતંત્ર્યને સ્વીકારવામાં આવે પછી સ્વતંત્ર હિંદનું કાર્ય એકદમ શરૂ થઈ જશે?"

"બેશક, સ્વીકાર થયા પછી બીજી જ ક્ષણથી. કેમ કે આ સ્વાતંત્ર્યનો સ્વીકાર કંઈ કાગળ પર જ રહેવાનો નથી, પરંતુ તેનો કાર્યમાં અમલ થવાનો છે. પણ તમારો બીજો સવાલ એ થશે કે સ્વતંત્ર હિંદ કેવી રીતે કાર્ય કરી શકશે?

એનો જવાબ આપવાની જે મુશ્કેલી છે તે જાણીને જ મેં કહ્યું છે કે, હિંદને ઈશ્વરને આશરે એટલે કે અંધાધૂંધીને આશરે છોડી દો. પરંતુ વહેવારમાં જે બનશે તેનું સ્વરૂપ કંઈક આવું હશેઃ જો બ્રિટિશ લોકો પૂર્ણ સદ્ભાવપૂર્વક ખસી જશે, તો એ ફેરફારને અંગે કોઈ પણ જાતનો બખેડો નહિ થાય, હિંદના લોકો કોઈ પણ જાતની ખલેલ વિના જે પોતાનું છે તેના સ્વામી થશે; દેશના લોકોના જવાબદાર સમૂહોમાંથી ડાહ્યા લોકો ભેળા મળીને એક કામચલાઉ સરકાર રચી લેશે; પછી કોઈ અંધાધૂંધી નહિ થાય, કોઈ વિક્ષેપ નહિ થાય અને સર્વત્ર જયજયકાર થઈ રહેશે."

## ભવિષ્યનું દર્શન

"આ કામચલાઉ સરકારની રચનાનો તમે કંઈક ખ્યાલ કરી શકો છો?"

"મારે એવો ખ્યાલ કરવાની જરૂર નથી, પણ એ વાત મારા મનમાં સ્પષ્ટ છે કે એ કોઈ એક પક્ષની સરકાર નહિ હોય. મહાસભા સહિત બધા પક્ષોનું વિસર્જન થઈ જશે. પાછળથી એ બધા પક્ષો પોતપોતાનું કાર્ય કરતા થાય પણ ખરા, પરંતુ એ કાર્યો એકબીજાનાં પૂરક હશે. દરેક પક્ષ પોતાના વિકાસને માટે બીજાના પર આધાર રાખતો થશે. પછી મેં કહ્યું છે તે પ્રમાણે, પ્રભાતના સૂર્યની આગળથી ધૂમસનું આવરણ જેમ હઠી જાય છે તેમ, હિન્દની પરિસ્થિતિની બધી અવાસ્તવિકતા ઊડી જશે. આ ધૂમસ કેમ હઠી જાય છે તે આપણે જાણતા નથી, પણ એ ઘટના રોજ બનતી આપણે જોઈએ છીએ."

એટલે બે હિન્દી છાપાંના પ્રતિનિધિઓએ અધીરાઈથી પૂછ્યું, "પણ બ્રિટિશ લોકોની પાછલી કારકિર્દી જોતાં તે લોકો આ વખતે સમજૂતી પર આવશે એમ તમને લાગે છે ખરું?"

"કેમ નહિ? અંગ્રેજ લોકો પણ મનુષ્યો છે, અને માનવપ્રકૃતિના ઊર્ધ્વગામી વિકાસની શકયતા વિષે મેં કદી શંકા રાખી નથી; વળી મુખ્યત્વે નહિ પણ સમગ્ર રીતે અહિંસાના પાયા પર રચાયેલી સ્વાતંત્ર્ય માટેની લડતનો સામનો કરવાનું બીજી કઈ પ્રજાને ભાગે આવ્યું છે?"

"તમારી લડતથી ચીનમાં થતા મિત્રરાજ્યોના પ્રયત્નને બાધા તો નહિ આવે?"

"ના. આ ચળવળનો આશય મિત્રરાજ્યો સાથે તેમના કાર્યમાં ભળવાનો છે, એટલે તેમના ચીનમાંના પ્રયત્નને કોઈ પણ જાતનો અંતરાય નહિ આવે."

"પણ જો બ્રિટિશ લોકો ખસી નહિ જાય તો તો બખેડા થવાના જ?"

"આમ તો પરસ્પર વહેમ અને બૂરી લાગણી છે જ. હજીયે એ વધવાનાં. પણ અમારી માગણીનો બ્રિટિશ લોકો જો યોગ્ય જવાબ વાળશે

તો લડત શરૂ થવાની સાથે જ બૂરી લાગણીનું ભલી લાગણીમાં પરિવર્તન થઈ જશે. પણ બ્રિટિશ લોકો અમારી માગણીનો ઘટતો જવાબ નથી વાળે. કોઈ એક પ્રજા જ્યારે પરદેશી રાજ્યની ધૂંસરીમાંથી છૂટવાનો પ્રયત્ન આદરે છે ત્યારે બૂરી લાગણીને વહેવાને કંઈ નવા અવકાશની જરૂર રહેતી નથી. ઊલટું અત્યારે તેને જે વિપરીત વલણ મળેલું છે તેને બદલે તે પોતાને કુદરતી માર્ગે વ્યક્ત થવા માંડશે."

## સ્વતંત્ર હિંદનો ફાળો

મિ. એડગર સ્નોએ તે પછી છેવટનો સવાલ પૂછતાં કહ્યું, "મિત્ર-રાજ્યોને સહાય થઈ શકે તે માટે તમે હિંદની મુક્તિ ઇચ્છો છો. શું સ્વતંત્ર હિંદ પોતાની સમગ્ર માનવશક્તિને લશ્કરમાં જોડાવા નોતરશે અને આજના સર્વગ્રાહી યુદ્ધની બધી રીતરસમોને તે અનુસરશે?"

ગાંધીજીએ જવાબ આપ્યો, "આ સવાલ તદ્દન વાસ્તવિક છે, પણ એનો જવાબ આપવાનું કામ મારી શક્તિ બહારનું છે. હું એટલું જ કહી શકું કે, સ્વતંત્ર હિન્દ મિત્રરાજ્યો જે કાર્ય લઈ બેઠાં છે તેમાં તેમની સાથે રહેશે. પણ સ્વતંત્ર હિન્દ લશ્કરવાદને અનુસરશે કે અહિંસાનો માર્ગ પસંદ કરશે તે હું કેમ કહી શકું? પરંતુ એટલું હું બેધડક કહી શકું કે, હિન્દને જો હું અહિંસાને માર્ગે વાળી શકું તો તે હું જરૂર કરવાનો. જો હું ચાળીસ કરોડ લોકોને અહિંસાના માર્ગમાં ખેંચી શકું તો જબરદસ્ત પરિણામ આવ્યું ગણાય. એ પરિવર્તન પણ અદ્ભુત ગણાય."

"પરંતુ તમે કોઈ પણ લશ્કરી પ્રયાસનો સવિનય ભંગથી વિરોધ તો નહિ કરો ને?" મિ. સ્નોએ મુદ્દાસરનો પ્રશ્ન પૂછ્યો.

"મારી એવી કશી ઇચ્છા નથી. સ્વતંત્ર હિંદની સ્વતંત્ર ઇચ્છાનો વિરોધ હું સવિનય ભંગથી નહિ કરી શકું; એ ખોટું થાય."

(હરિજન, જુલાઈ ૧૯, ૧૯૪૨. પા. ૨૩૩–૨૩૪)

## અમેરિકાનો મત વિરુદ્ધ ન થઈ જાય?

. . .મિ. સ્ટીલે જણાવ્યું કે, "એક અમેરિકાવાસી તરીકે હું કહી શકું કે, ઘણા અમેરિકાવાસીઓ ઉપર એ ઠરાવની એવી અસર પડશે કે, આજની ઘડીએ સ્વાતંત્ર્ય માટેની ચળવળ ઉપાડવામાં ડહાપણ નથી. કેમ કે, એથી કરીને હિંદમાં ગૂંચવાડો ઊભો થશે અને એ વસ્તુ યુદ્ધના સચોટ સંચાલનમાં વિઘ્નરૂપ થઈ પડશે."

ગાંધીજીએ કહ્યું, "આ માન્યતા અજ્ઞાનમૂલક છે. જો બ્રિટિશ સરકાર આજે એવી જાહેરાત કરે કે હિંદ સંપૂર્ણપણે સ્વતંત્ર છે તો એથી

હિંદમાં એવી કઈ આંતરિક ગૂંચવણો ઊભી થવાનો સંભવ છે? મારા અભિપ્રાય પ્રમાણે તો યુદ્ધપ્રયાસની દૃષ્ટિએ મિત્રરાજ્યોને માટે એમાં કશુંયે જોખમ નથી. પરંતુ હું તેમની વાત સમજવાને તૈયાર છું. જો કોઈ મને એવી ખાતરી કરાવી આપે કે, યુદ્ધપ્રયાસને હાનિ પહોંચાડ્યા સિવાય બ્રિટિશ સરકાર યુદ્ધની વચ્ચે હિંદને સ્વતંત્ર જાહેર કરી શકે નહિ, તો તેની દલીલ સાંભળવા હું તૈયાર છું. એવી સચોટ દલીલ હજી સુધી તો મારા સાંભળવામાં આવી નથી."

### સામા પક્ષની દલીલ સમજવા તૈયાર છું

"જો આપને એ વિષે ખાતરી થાય તો આપ લડત પાછી ખેંચી લો ખરા?"

"બેશક. મારી ફરિયાદ તો એ છે કે, મારા બધા ભલા ટીકાકારો દૂર ઊભા રહીને મારે વિષે વાતો કરે છે અથવા તો ગાળો ભાંડે છે, પરંતુ તેઓ મારી સાથે વાત કરવાની કદી પરવા કરતા નથી."

". . . એટલે કે હિંદના ચાલીસે કરોડ માણસો ગાંધી હોત તો એમ ને? . . .", મિ. સ્ટીલ વચમાં બોલી ઊઠયા.

ગાંધીજીએ કહ્યું "હવે આપણે મુદ્દાની વાત ઉપર આવ્યા. એનો અર્થ એ થયો કે હિંદ જોઈએ તેટલું અહિંસક નથી. જો અમે બધાયે અહિંસક હોત તો અહીં પક્ષોયે ન હોત તેમ જ જપાનનું આક્રમણ પણ ન હોત. હું જાણું છું કે, અમારી અહિંસા સંખ્યા તેમ જ ગુણની દૃષ્ટિએ અપૂર્ણ છે. પરંતુ એ બંને બાબતમા તે અધૂરી હોવા છતાંયે તેણે પ્રજા ઉપર ભારે અસર કરી છે તથા તેનામાં ચેતન રેડયું છે, જેનો પહેલાં તેનામાં અભાવ હતો. ૧૯૧૯ની સાલના એપ્રિલ માસની ૬ઠ્ઠી તારીખે જે જાગૃતિનું દર્શન થયું તે જોઈને પ્રત્યેક હિંદી છક થઈ ગયો. જ્યાં આગળ કદીયે કોઈ જાહેર કાર્યકર્તા નહોતો એવા હિંદના ખૂણેખૂણામાંથી તે વખતે અમને જે જવાબ મળ્યો એનું કારણ હું આજે આપી શકું એમ નથી. એ વખતે અમે જનતામાં પ્રવેશ કરેલ નહોતો તેમ જ અમે તેમની પાસે જઈ તથા બોલી શકીએ છીએ એ પણ અમે જાણતા નહોતા."

### કામચલાઉ સરકાર

"કામચલાઉ સરકાર રચવાની પહેલ કોણ કરશે એનો આપ મને કંઈક ખ્યાલ આપશો? આપ, મહાસભા કે મુસ્લિમ લીગ?"

"મુસ્લિમ લીગ જરૂર પહેલ કરી શકે, મહાસભા પણ કરી શકે. જો બધું બરાબર થવા પામે તો બધા મળીને એની આગેવાની લે. પણ કોઈ એક પક્ષ એની પહેલ નહિ કરે."

"આજના રાજ્યબંધારણની અંદર રહીને એની રચના કરવામાં આવશે ખરી ?"

ગાંધીજીએ કહ્યું, "એ રાજ્યબંધારણ તો મરી ગયું હશે. ૧૯૩૫ની સાલનો હિંદના રાજ્યબંધારણનો કાયદો તો મરી પરવાર્યો છે. હિન્દી સનદી નોકરોને જવું પડશે અને અંધાધૂંધી પણ થવા પામે. પરંતુ અંગ્રેજો જો શુભેચ્છાપૂર્વક અહીંથી ખસી જાય તો અહીં અંધાધૂંધી થવાનું કશું કારણ નથી. स्वतंत्र हिंदनी सरकार બહારની કશીયે દરમ્યાનગીરી વિના હિંદની પ્રતિભાને અનુકૂળ આવે એવું રાજ્યબંધારણ ઘડી કાઢશે. પરંતુ હિંદ સ્વતંત્ર પ્રાંતોમાં વહેંચાઈ જશે કે નહિ એની મને ખબર નથી. રાજ્યબંધારણની કાયમી ઇમારત રચાતાં વાર પણ લાગે — કદાચ યુદ્ધના જેટલો વખત પણ લાગે. પરંતુ કામચલાઉ સરકાર પોતાની કામગીરી ચાલુ રાખશે. એ કંઈક આજની સરકારના નમૂના જેવી પણ હોય, પરંતુ એમાં ભારે સુધારા થયા હશે. બંને કોમો ખચીત જિગરના ઐક્યથી કાર્ય કરશે. એ ઐક્ય ઉપરથી લાદેલું નહિ હોય પરંતુ અંતરના પ્રયાસથી પેદા કરાયેલું હશે. ઐક્ય કરાવનાર કોઈ બહારનું બળ નહિ પણ અંદરનું ડહાપણ હશે. અને મને વિશ્વાસ છે કે અમારામાં પૂરતું ડહાપણ છે."

"પછી તો વાઇસરૉય વાઇસરૉય તરીકે નહિ રહે ને ?"

"એ પરિસ્થિતિમાં પણ અમે મિત્રો હોઈશું પરંતુ તે સરખી કક્ષાના. અને મને લેશ પણ શંકા નથી કે પોતે એક પ્રજાજન બની જાય એ દિવસને લૉર્ડ લિનલીથગો આવકારશે."

## આજે કેમ નહિ?

"બ્રિટિશ સત્તા ખસી ગયા વિના આજે એ બધું કેમ ન થઈ શકે ?" મૂળ વાત ઉપર આવતાં મિ. એમેનીએ કહ્યું.

"આનો જવાબ બહુ સરળ છે. જે વસ્તુ એક સ્વતંત્ર માણસ કરી શકે તે કેદી કેમ નથી કરી શકતો ? તમે તો કેદમાં નહિ ગયા હો, પણ હું તો ગયો છું અને કેદ એ શું છે તે જાણું છું. જેલવાસ એટલે કે, માણસનું નાગરિક તરીકેનું મરણ, અને હું કહું છું કે નાગરિક તરીકે આખું હિંદુસ્તાન મરી ગયેલું છે. ખુદ એના શ્વાસોચ્છ્વાસનું પણ બ્રિટિશ સત્તા નિયમન કરે છે. વળી, બીજો એક અનુભવ પણ તમે નથી કર્યો. સદીઓ સુધી પરાધીન દશામાં રહેલી પ્રજાના તમે સભ્ય નથી. અમે સ્વતંત્ર થઈ જ ન શકીએ એ વાત અમારા હાડમાં પેસી ગઈ છે. સુભાષબાબુનો દાખલો તો તમે જાણો જ છો. એમનો આપભોગ બહુ ભારે છે. સિવિલ

સર્વિસમાં તેમણે નામ કાઢયું હોત. પરંતુ આજે તેમણે દેશવટો લીધો છે. કેમ કે, આ અસહાય દશા તેમનાથી સહી જતી નથી અને તેમને લાગે છે કે તેમણે જર્મની તથા જપાનની સહાય મેળવવી જ જોઈએ.”

(હરિજન, જુલાઈ ૨૬, ૧૯૪૨ પા. ૨૪૨–૨૪૩)

## ૧૫. અમેરિકન મિત્રોને

. . . બાળપણથી જ સત્યનો ઉપાસક હોવાનો મારો દાવો છે. મારે માટે એ સૌથી સહજ વસ્તુ હતી. મારી ભક્તિભરી ખોજને પરિણામે ‘ઈશ્વર સત્ય છે’ એ પ્રચલિત સૂત્રને બદલે ‘સત્ય એ જ ઈશ્વર છે’ એ વસ્તુસ્થિતિનું હાર્દ પ્રગટ કરનારું સૂત્ર મને લાધ્યું. એ સૂત્રની સહાયથી જ હું જાણે કે ઈશ્વરનું પ્રત્યક્ષ દર્શન કરી શકું છું. મારી રગેરગમાં હું તેને (ઈશ્વરને) વ્યાપી રહેલો અનુભવું છું તમારી અને મારી વચ્ચે આ સત્યને સાક્ષી રાખીને હું જણાવું છું કે, ગ્રેટ બ્રિટનને પોતાને ખાતર અને મિત્ર-રાજ્યોના ધ્યેયની સિદ્ધિને ખાતર હિન્દને બંધનમુક્ત કરવાનો ધર્મ બ્રિટને હિંમતભેર બજાવવો જોઈએ, એ પ્રકારની એકાએક થયેલી પ્રતીતિ વિના, બીજી જાતની અથવા ઊલટી માગણીઓ થાય તેની પરવા ન કરતાં, હિન્દ પરનું પોતાનું શાસન સંકેલી લેવાને ગ્રેટ બ્રિટનને વીનવવાને મારા દેશને મેં સલાહ ન આપી હોત. મોડે મોડે પણ ન્યાયનું આ અત્યંત આવશ્યક કાર્ય પાર પાડ્યા વિના બ્રિટન દુનિયાના મૂંગા અંતર સમક્ષ પોતાની સ્થિતિનું સમર્થન નહિ કરી શકે. મૂગું તોયે દુનિયાનું અંતર હસ્તી તો ધરાવે જ છે. સિંગાપુર, મલાયા અને બ્રહ્મદેશે મને દર્શાવ્યું કે ત્યાંની ભીષણ આપત્તિનું પુનરાવર્તન હિન્દમાં ન થવું જોઈએ. હું એમ જણાવવાની હિંમત કરું છું કે, મિત્રરાજ્યોના ધ્યેયને પક્ષે પોતાની મુક્તિનો ઉપયોગ હિન્દના લોકો કરશે એવો ભરોસો બ્રિટન નહિ રાખે તો આ આફત ટાળી શકાવાની નથી. ન્યાયના આ સર્વોત્તમ કાર્યથી હિંદમાં ઊકળી રહેલા અસંતોષનાં બધાં કારણો બ્રિટન દૂર કરશે. એ જ કાર્યથી ઉત્તરોત્તર વધતી જતી બૂરી લાગણીને બ્રિટન સક્રિય શુભેચ્છામાં પલટી નાખશે. હું તમને એમ સૂચવવા ઇચ્છું છું કે તમારાં આર્થિક સાધનો અને તમારા ચમત્કારો નિપજાવનારા ઇજનેરોની સહાયથી જે બધાં લડાયક હવાઈ અને દરિયાઈ જહાજો પેદા થાય છે તેના જેટલી જ કીમતી આ વસ્તુ છે.

. . . અમે કહીએ છીએ કે, ‘આજ એ સ્વીકાર માટેનો અણીનો અવસર છે. કેમ કે એ સ્વીકાર પછી જ હિન્દ જપાનનો અપ્રતિહત પ્રતિકાર

કરી શકશે.' જેમ હિંદને માટે તેમ મિત્રરાજ્યોના ધ્યેયને માટે પણ એ મહા મૂલ્યવાન વસ્તુ છે. હિંદના સ્વાતંત્ર્યના સ્વીકારના માર્ગમાંની શક્ય તેટલી બધી મુશ્કેલીઓનો આગળથી ખ્યાલ કરીને તેનો ઉપાય યોજવાનું મહાસભાએ ડહાપણ વાપર્યું છે. હિંદના સ્વાતંત્ર્યના તત્કાલ અમલી સ્વીકારને યુદ્ધ જીતવાને માટેના એક પ્રથમ પંક્તિના પગલા તરીકે તમે ઓળખો, એવી મારી તમારી પાસે માગણી છે.

(હરિજન, ઑગસ્ટ ૯, ૧૯૪૨. પા. ૨૬૪)

## ૧૬.

## મહાસભાની માગણીનું ન્યાયીપણું

બ્રિટન અને અમેરિકામાં ઊપડેલું બુમરાણ કદાચ મહાસભાને દાબી દેવાને જે ઉપાયો લેવાશે તેની આગાહીરૂપ પણ નીવડે. એ દમનના ઉપાયોથી લોકો તત્કાળ તો દબાઈયે જાય, પણ બળવાની જ્યોત એક વાર ચેતશે પછી દમન તેને કદી બૂઝવી શકવાનું નથી. . . .

બ્રિટિશ સત્તાનો અંત લાવવાની માગણીના ન્યાયીપણા વિષે તો જરાયે શંકા ઉઠાવવામાં નથી આવી, પરંતુ એ માગણીના અમલ માટે જે સંધિ પસંદ કરવામાં આવી છે તે પર બધા હુમલાઓ એકત્રિત થયા છે. આ જ ક્ષણ શા સારુ પસંદ કરવામાં આવી છે તે કાર્યવાહક સમિતિના ઠરાવમાં સ્ફટિક જેવું ચોખ્ખું દેખાય છે. એ ઠરાવની મતલબ હું સમજાવું. હિન્દ આજે આ યુદ્ધમાં કશો અસરકારક ભાગ ભજવતું નથી. અમારા પૈકી કેટલાકને આવી સ્થિતિની શરમ આવે છે એટલું જ નહિ, પણ અમને એમ પણ લાગે છે કે, પરદેશની ધૂંસરીમાંથી જો અમે મુક્ત હોઈએ તો જેની પરાકાષ્ઠા હજી આવી નથી તે આ વિશ્વયુદ્ધમાં અમારે લાયકનો, બલ્કે નિર્ણાયક ભાગ અમે લઈ શકીએ. અમને એ પણ ખબર છે કે, જો હિંદ આ જ ક્ષણે સ્વતંત્ર નહિ થાય તો તેના દિલમાં છુપાયેલો અસંતોષ જપાનીઓ હિંદને કિનારે ઊતરે તેમને આવકાર આપવાના રૂપમાં ફાટી નીકળે. આવું બને તે એક પ્રથમ પંક્તિની આપત્તિ છે એમ પણ અમને લાગે છે. હિન્દને જો મુક્તિ મળે તો આ આપત્તિમાંથી અમે બચી જઈએ. આ સાદી, સ્વાભાવિક અને પ્રામાણિક જાહેરાતને વિષે વહેમ રાખવો એ ભીષણ આફતને નોતરવા સમાન છે.

### આઝાદનું નિવેદન

પણ ટીકાકારો પૂછે છે કે, 'બ્રિટિશ રાજકર્તાઓ હિંદમાંથી નીકળી જતી વખતે દેશની ચાવીઓ કોને સોંપતા જાય?' આ સવાલ બરાબર

છે. મહાસભાના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદે એના જવાબમાં જે વાત કહી છે તે સાંભળો :

"એક તો મહાસભા હમેશ લોકશાહી દેશો પ્રત્યે સહાનુભૂતિ ધરાવતી આવી છે, બીજું તે બ્રિટનને મૂંઝવવા કે તેના યુદ્ધપ્રયાસોમાં અંતરાય નાખવા ઇચ્છતી નથી. અને ત્રીજું જપાની આક્રમણનો સામનો કરવાનો તેનો નિરધાર છે. મહાસભા માત્ર પોતાને જ માટે નહિ પણ સર્વને માટે સત્તા લેવા ઇચ્છે છે. સાચી સત્તા જો મહાસભાને સોંપી દેવામાં આવે તો તે જરૂર બીજા પક્ષોને બોલાવીને સત્તાના અમલમાં ભાગ લેવાને તેમને વીનવશે." મહાસભાના પ્રમુખે વળી ઉમેર્યું હતું કે, "સાચે-સાચી સ્વતંત્રતા જો બ્રિટન આપતું હોય તો મુસ્લિમ લીગને કે ગમે તે બીજા કોઈ પક્ષને તે સત્તા સોંપે તેની સામે મારે વાંધો નથી. સત્તા સ્વીકારનાર એ પક્ષને પણ બીજા પક્ષોની પાસે જવું જ પડવાનું, કેમ કે હિંદમાં એકે પક્ષ બીજા પક્ષોના સહકાર વિના એકલે હાથે બરાબર કાર્ય નહિ કરી શકે."

જે એક વસ્તુ જરૂરની છે તે એ કે, યુદ્ધના સમય દરમ્યાન, મિત્ર-રાજ્યોનાં લશ્કરો જપાની અથવા ધરીરાજ્યોના આક્રમણને અટકાવવાને હિંદમાં રહીને લડી શકશે એ એક અપવાદ સિવાય બીજી કોઈ પણ શરત કર્યા વિના કે મર્યાદા મૂકયા વિના, સંપૂર્ણ હકૂમત સોંપી દેવાવી જોઈએ. પરંતુ હિંદના કારભારમાં માથું મારવાને તેમને કશો અધિકાર નહિ રહે; એટ બ્રિટન જેટલું સ્વતંત્ર છે તેટલું જ હિંદ સ્વતંત્ર હશે.

### ખોતરણી કરવા જેવું કંઈ નથી.

ખરેખર, આ વાતમાં નાહકની ખોતરણી કોઈએ કરવા જેવું નથી. જે પક્ષ અથવા પક્ષોનો સમૂહ હિંદની હકૂમત અંગ્રેજો પાસેથી લેશે, તેને પોતાની સત્તા સાચવવાને માટે બાકીના પક્ષો પર આધાર રાખવો જ પડવાનો. જ્યાં સુધી હિંદના પક્ષોને ટેકાને માટે અને પોતપોતાની પુષ્ટિને માટે એકબીજાની અપેક્ષા રાખવાને બદલે કોઈ બહારનાની અપેક્ષા રાખવાની હશે ત્યાં સુધી કદી તેમનો પરસ્પર મેળ બેસવાનો નથી. વાઇસ-રૉયની કારોબારીમાં બેસતા સંખ્યાબંધ હિંદીઓ પૈકી એકેને પોતે ધરાવતા સ્થાનને સારુ વાઇસરૉય સિવાય બીજા કોઈ પર આધાર રાખવાનો નથી. પરસ્પરના ટેકા વિના નાના અથવા મોટા બધા જ પક્ષો કેવી રીતે કાર્ય કરી શકવાના હતા ? સ્વતંત્ર હિંદમાં સૌથી નાનામાં નાના પક્ષના ટેકા વિના ખુદ મહાસભા પણ એક દિવસ માટેયે કામ નહિ બજાવી શકે, શરૂઆતના થોડાક વખત સુધી સબળમાં સબળ પક્ષને પણ લશ્કરની ઓથ

નહિ હોય, કારણ કે એવી ઓથ આપનાર લશ્કર જ નહિ હોય. હમણાંનું પોલીસદળ જો નવી રાષ્ટ્રીય સરકારની શરતોએ તેની નોકરીમાં નહિ રહે તો તો પ્રારંભમાં તો અણઘડ પોલીસ સિપાઈઓ જ તેની પાસે હશે. પરંતુ મિત્રરાજ્યોનાં કાર્યમાં સ્વતંત્ર હિન્દ જે કંઈ સહાય આપી શકશે તે સંગીન પ્રકારની હશે. એ સહાયની શક્યતાઓ અનંત હશે અને હિન્દને જપાની લશ્કરોને આવકારવાને કોઈ હેતુ બાકી નહિ રહે.

આખું હિન્દ દરમ્યાનમાં અહિંસક નહિ બની ગયું હોય તો ઊલટું હિન્દીઓ મિત્રરાજ્યોનાં લશ્કરો પાસેથી જપાની અથવા બીજા કોઈના હુમલાને હાંકી કાઢવાની અપેક્ષા રાખશે. એ ગમે તેમ હો, મિત્રરાજ્યોનાં લશ્કરો હિન્દના રક્ષણને માટે જરૂરી છે કે નહિ તે વાત બાજુએ રાખીએ તોપણ આજે તો અહીં છે જ, અને કાલે અને યુદ્ધ પૂરું થાય ત્યાં સુધી પણ છે જ.

મહાસભાની માગણીમાં સમાયેલા અર્થનું આ વિવરણ મિત્રરાજ્યોને પોતાને અગર તેમનાં પત્રોને માન્ય નહિ હોય તો ભયસૂચક એકમતીથી જે પ્રચંડ વિરોધ યોજાતો દેખાય છે તે સાચા દિલનો નથી એમ જો કોઈ હિંદના જાહેર સેવકો માને તો તેમનો દોષ નહિ ગણાય. વિરોધની એવી એકમતીથી તો હિંદની આશંકાઓ અને પ્રતિકાર વિશેષ મજબૂત થવાનાં.

(હરિજન ઑગસ્ટ ૨, ૧૯૪૨માં પ્રગટ થયેલા લેખમાંથી ઉતારા, 'બૉંબે ક્રૉનિકલ' ઑગસ્ટ ૩, ૧૯૪૨)

## ૧૭.

"પણ અંગ્રેજો કોને જાહેર કરે કે 'હિંદુસ્તાન સ્વતંત્ર છે'?"— તેમણે કાંઈક અકળાઈને પૂછ્યું.

"દુનિયાને!" ગાંધીજીએ વગર વિલંબે કહ્યું. "તેને પરિણામે, સ્વભાવિક રીતે જ હિંદી સૈન્યનું તે જ ક્ષણે વિસર્જન કરી નાંખવામાં આવે, અને બનતી ત્વરાથી તેઓ દેશ છોડી જવાનું ઠરાવે. અથવા તેઓ એમ જાહેર કરી શકે કે તેઓ હિંદ છોડી જશે તો લડાઈ પૂરી થયા પછી પણ તેઓ દેશ પાસેથી કશી મદદની આશા નહિ રાખે, કરો નહિ નાંખે, અને ભરતી પણ નહિ કરે,—માત્ર જે મદદ હિંદ રાજીખુશીથી આપશે તેટલી જ લેશે. તે જ ક્ષણથી અંગ્રેજી રાજ્યનો હિંદમાં અંત આવ્યો હશે, ભલે દેશનું જે થવાનું હોય તે થાય. આજે તો બધો દંભ અને બાજીગરી ચાલે છે. એનો મારે અંત લાવવો છે. એ જૂઠાણું ગયા પછી જ નવરચના આવી શકશે."

વાતચીતનો ઉપસંહાર કરતાં ગાંધીજી બોલ્યા, "લોકશાહી અને પ્રજાસ્વાતંત્ર્યની રક્ષા કરવાનો જે દાવો બ્રિટન અને અમેરિકા કરી રહ્યા છે, તે અધિકાર વિનાનો છે. એક વિશાળ પ્રજાને ગુલામીમાં બાંધી રાખવાનું ભયંકર અનિષ્ટ કરતા રહી એવો દાવો કરવો તે પાપ છે."

પ્ર૦ — તમારી માગણી સ્વીકારાવવા માટે અમેરિકા શું કરી શકે?

ઉ૦ — જો મારી માગણી કાંઈ પણ ખામી વિના તદ્દન ન્યાયભરી છે એમ અમેરિકા માને, તો તેણે તેનો સ્વીકાર થયા વિના બ્રિટનને પૈસાની અને પોતાની અપ્રતિમ બુદ્ધિથી જાત જાતનાં શસ્ત્રો પૂરાં પાડવાની મદદ કરવાનો ઇનકાર કરવો જોઈએ. જે ધન આપે તે કામ કરવાની રીત પણ ઠરાવી જ શકે. મિત્રરાજ્યોના કામમાં અમેરિકા મોટો ભાગીદાર થયેલો હોવાથી બ્રિટનના પાપમાંયે તેનો ભાગ થાય છે. જ્યાં સુધી જગતના એક સુંદરમાં સુંદર દેશને અને પ્રાચીનમાં પ્રાચીન પ્રજાને બંધનમાં રાખી છે, ત્યાં સુધી મિત્રરાજ્યોને પોતાનો પક્ષ નાઝી પક્ષ કરતાં વધારે ન્યાયી છે એમ કહેવાનો હક જ નથી

(હરિજન, જૂન ૧૪, ૧૯૪૨, પા. ૧૮૭)

## ૧૮. હિંદમાં પરદેશી સોલ્જરો

મારા પત્રવહેવારમાં જે અનેક પ્રશ્નોની ચર્ચા હોય છે તેમાંનો એક હિંદુસ્તાનમાં પરદેશી સોલ્જરોના આગમનને લગતો છે. આપણે ત્યાં પરદેશી કેદીઓ તો પૂરતી સંખ્યામાં છે. હવે અમેરિકાથી અને કદાચ ચીનથી સોલ્જરોનો અવિરત પ્રવાહ ચાલ્યો આવવાનાં ચિહ્નો દેખાય છે. મારે કબૂલ કરવું જોઈએ કે હું આ બનાવનો વિચાર કરતાં સ્વસ્થ રહી શકતો નથી. હિંદુસ્તાનની કરોડોની વસ્તીમાંથી સોલ્જરોની અમર્યાદ સંખ્યા તાલીમ આપીને તૈયાર ન કરી શકાય શું? તેઓ જગતના કોઈ પણ સોલ્જરોના જેટલા જ શૂરા લડવૈયા ન બની શકે શું? તો પછી પરદેશીઓને શા સારુ લાવવા જોઈએ? અમેરિકાની મદદનો અર્થ શો છે તે આપણે જાણીએ છીએ. એને પરિણામે અંતે બ્રિટન ઉપરાંત અમેરિકાનો અમલ ન સ્થપાય તોયે તેની લાગવગ તો જામવાની જ. મિત્રરાજ્યોનાં શસ્ત્રાસ્ત્રોના સંભવિત વિજયને માટે આપણે એ બહુ આકરી કિંમત આપવી પડે. હિંદના કહેવાતા સંરક્ષણની આ બધી તૈયારીમાંથી હિંદી સ્વાતંત્ર્ય દેખા દેતું હું જોઈ શકતો નથી. એ તૈયારી ચોખ્ખી બ્રિટિશ સામ્રાજ્યના સંરક્ષણને માટે છે; પછી ભલે એ વાતનો ગમે એટલો ઇનકાર કરવામાં આવતો હોય. અંગ્રેજો જો હિંદુસ્તાનને માટે જે ભાવિ નિર્મેલું હોય તે ભોગવી લેવા તેને છૂટું મૂકી દે — જેમ તેમને સિંગાપુરને મૂકી દેવું

પડયું તેમ — તો અહિંસક હિંદુસ્તાનને કશું નુકસાન ન થાય. સંભવ છે કે જપાનીઓ હિંદુસ્તાનને અડકે જ નહીં. કદાચ હિંદુસ્તાન, જો તેના મુખ્ય પક્ષો પોતાના કજિયા પતાવે — અને સંભવ છે કે પતાવે — તો, ચીનને શાંતિના માર્ગમાં સારી પેઠે મદદ કરી શકે, અને લાંબે ગાળે કદાચ વિશ્વશાંતિની સ્થાપનામાં પણ નિશ્ચયાત્મક ભાગ ભજવી શકે. પણ હિંદુસ્તાનને છોડયા વિના છૂટકો ન રહે ત્યારે જ જો અંગ્રેજો છોડે તો આ બધી સુખદ વસ્તુઓ કદાચ ન બને. બ્રિટન પશ્ચિમમાં યુદ્ધ ખેડે અને પૂર્વને તેની પોતાની ગમે તેવી વ્યવસ્થા કરી લેવા છૂટું મૂકી દે તો એમાં એની કેટલી વધારે કીર્તિ, કેટલું વધારે શૂરાતન ગણાય! બ્રિટન આ લડાઈમાં પોતાના તાબાના સર્વ વિશાળ પ્રદેશોનું રક્ષણ કરી શકશે એવી જરાયે ખાતરી નથી. એ પ્રદેશો તેને ગળે બોજાની પેઠે વળગ્યા છે. એ બોજો તે જો ડાહ્યું થઈને હળવો કરે, અને પછી જો નાઝીઓ, ફાશીઓ અથવા જપાનીઓ હિંદુસ્તાનને છૂટું મૂકી દેવાને બદલે તેને તાબે કરવાનો નિશ્ચય કરે, તો તેઓ જોશે કે તેમને એટલો બધો મુલક તેમની લોખંડી જકડમાં રાખવો પડશે જે પકડી રાખવાનું તેમના ગજા ઉપરવટ થઈ પડશે. એ કામ બ્રિટનને લાગ્યું છે તેના કરતાં તેમને ઘણું વધારે મુશ્કેલ લાગશે. એમની અક્કડાઈ જ એમને ગળે ફાંસારૂપ બની એમને ગૂંગળાવી મારશે. બ્રિટિશ તંત્રમાં એક જાતની સ્થિતિસ્થાપકતા હતી, તેણે જ્યાં સુધી બ્રિટનને પ્રબળ હરીફો નહોતા ત્યાં લગી કામ આપ્યું. બ્રિટિશ સ્થિતિસ્થાપકતા આજે કશા ઉપયોગની રહી નથી. હું આ પત્રમાં અનેક વેળા કહી ચૂક્યો છું કે બ્રિટને એશિયા અને આફ્રિકાની પ્રજાઓને ચૂસવાનાં ને ગુલામ બનાવવાનાં જે પાપો કર્યાં છે તે પાપોની સજા તેને કરનાર વિધાતાની નિર્મિતિરૂપે નાઝી સત્તા ઉદ્ભવ પામેલી છે.

એટલે હિંદુસ્તાન પર ગમે તે વીતક ભલે વીતો, પણ તેની સાચી સલામતી, અને બ્રિટનની પણ, હિંદમાંથી અંગ્રેજો વ્યવસ્થિતપણે ને વેળાસર ચાલ્યા જાય એમાં રહેલી છે. દેશી રાજાઓ સાથેનાં તહનામાંની અને નાની કોમો પ્રત્યેનાં કર્તવ્યોની બધી વાતો બ્રિટિશ અમલ ને બ્રિટિશ સ્વાર્થો ટકાવી રાખવાના ઇરાદાથી બ્રિટને ઉપજાવી કાઢેલી છે. આપણી સામે જે ભીષણ પરિસ્થિતિ ખરેખાત આવી પડેલી છે તેની આગળ એ વાતો ઓગળી ગયા વિના નહીં રહે. રાજાઓ જેટલે અંશે પોતાના શસ્ત્ર-બળ પર આધાર રાખે છે તેટલે અંશે તેઓ નિઃશસ્ત્ર હિંદની સામે પોતાનું રક્ષણ કરવાને ઘણા સમર્થ છે. સ્વાતંત્ર્યરૂપી પ્રભાતરવિનાં કિરણો આગળ બહુમતી ને લઘુમતીની કલ્પિત વાતો ધૂમસની પેઠે વિખેરાઈ જશે. સાચું

કહું તો આપણને નિશ્ચેષ્ટ બનાવનારાં બ્રિટિશ શસ્ત્રો નહીં હોય ત્યારે બહુમતી કે લઘુમતી એમાંથી એકે નહીં રહે. ત્યારે હિંદનાં કરોડો માણસો માનવજાતિનો અનિર્ણિત છતાં એક ને અવિભાજ્ય એવો એકસમૂહ બની જશે. મને તો જરાયે સંદેહ નથી કે તે વેળાએ દેશના સ્વાભાવિક નેતાઓમાં પોતાની મુશ્કેલીઓનો માનભર્યો ઉકેલ શોધી કાઢવા જેટલું ડહાપણ આવશે. આ કલ્પનામાં એમ માની લીધેલું છે કે જપાન અને બીજાં રાષ્ટ્રો હિંદુસ્તાનને છૂટું મૂકી દેશે. નહીં મૂકી દે તો હું તે વેળા પણ એવી આશા સેવીશ કે દેશના મુખ્ય પક્ષોમાં એટલું ડહાપણ આવશે જેને જોરે તેઓ એવી કોઈ યોજના ઘડી કાઢશે કે એની દ્વારા તેઓ નવા સંકટનો સામનો કરવાને એકમતે વર્તી શકે.

મારા આવા વિચારો હોવાથી હવે સ્પષ્ટ સમજાશે કે પરદેશી સોલ્જરોના આગમનને હું ચોખ્ખું સંકટ કેમ માનું છું અને તેને વિષે નર્યો ખેદ ને અવિશ્વાસ કેમ ધરાવું છું. અત્યારની પરિસ્થિતિ અને તેને ટકાવી રાખવાનો પ્રયાસ એ હિન્દુસ્તાનના દેહને કોરી ખાતા ક્ષયનું નરી આંખે જોઈ શકાય એવું સ્પષ્ટ લક્ષણ છે.

(હરિજન, એપ્રિલ ૨૬, ૧૯૪૨. પા. ૧૨૮)

# પરિશિષ્ટ ૨

## જપાનપક્ષી નહિ

".અંગ્રેજો હિંદમાંથી ચાલ્યા જાય પછી તેના ઉપર જપાનનું આક્રમણ થાય એની શકયતા સારી પેઠે છે—એ પ્રસંગમાં તે (હું) તેમની (જપાનીઓની) માગણીઓ સંતોષવાને તૈયાર હતા એવું અનુમાન આપણે અચૂક કરી શકીએ."

(તહોમતનામું પા. ૮)

## ૧. ખરેખર તેમનો ઈરાદો હોય તો

સ૦—જપાનીઓ જો તેમના કથનમાં પ્રામાણિક હોય અને બ્રિટિશરોની ધૂંસરીમાંથી હિંદને મુક્ત કરવાને ઇચ્છતા હોય તો તેમની મદદનો આપણે રાજીખુશીથી સ્વીકાર કેમ ન કરવો?

જ૦—આક્રમણ કરનારાઓ કદી પણ પરોપકારી હોય છે એમ માનવું એ ભૂલભરેલું છે. જપાનીઓ હિંદને બ્રિટિશરોની ધૂંસરીમાંથી કદાચ મુક્ત કરે તો પણ તે કેવળ તેને બદલે પોતાની ધૂંસરી લાદવા માટે જ. હું હમેશાં કહેતો આવ્યો છું કે, હિંદને બ્રિટિશરોની ધૂંસરીમાંથી

(૨) કમનસીબે જો કોઈ લોકો શત્રુના હાથમાં પકડાઈ જાય, તો હુકમનો અનાદર કરવા માટે (દા. ત. ફરજિયાત મજૂરી ન કરવા માટે) તેમને ગોળીથી ઉડાડી મૂકવામાં આવે એમ બને. જો પકડાયેલા ખુશીથી મરણને સ્વીકારી લે, તો તે તો જીત્યા. તેમણે પોતાનેયે બચાવ્યા અને દેશની આબરૂયે રાખી. હિંસક સામનો કરીનેયે તેઓ આથી વધારે ન કરી શકત; બહુ તો બદલામાં કદાચ થોડા જપાનીઓના જીવ લેત અને વેરની ભયંકર વસૂલાતને નોતરી લાવત.

જ્યારે પકડ્યા પછી વશ કરવા માટે કલ્પી ન શકાય તેવી ક્રૂર રિબામણી કરવામાં આવે, ત્યારે વાત વસમી થાય છે. ત્યારે તમારે જુલમનેયે વશ ન થવું તેમ જ દુશ્મનના હુકમો પણ ન ઉઠાવવા. એમ કરતાં કદાચ તમે મરી જશો, અને નામોશીમાંથી બચી જશો. કહે છે કે, લોકોને એવી રીતે રિબાવવામાં આવે છે કે જેથી મોત ન આવે, પણ રિબામણીનો ત્રાસ જ ગુજરે, જેથી બીજાઓ ઉપર પણ દાખલો બેસે. પણ મને લાગે છે કે, જે માણસ અમાનુષી અત્યાચારો સહેવા કરતાં મરવાનું પસંદ કરતો હોય, તેને મરવાનોયે યોગ્ય માર્ગ મળી આવે.

(હરિજન, જૂન ૧૪, ૧૯૪૨, પા. ૧૮૯)

## ૪. રેડિયોના પ્રચાર

પ્ર૦ — તમે તો રેડિયોના સમાચાર સાંભળતા જ નથી. હું તો બહુ ખંતથી સાંભળું છું. તેઓ તમારાં લખાણોનો એવો અર્થ સમજાવે છે કે તમારો ઝોક જાણે ધરીરાજ્યોના પક્ષમાં હોય અને અંગ્રેજી રાજ્યને ઉથલાવી પાડવા માટે બહારની મદદ લેવાના સુભાષબાબુના મતો તરફ તમે ઢળેલા હો. આ બાબતમાં તમારા વિચારો સ્પષ્ટ કરવા વિનંતી કરું છું. તમારા જાહેર મતોનો ખોટો અર્થ કરવાનું કાર્ય ભયંકર હદ સુધી પહોંચ્યું છે.

ઉ૦ — તમે આ સવાલ પૂછ્યો તેથી હું રાજી થયો છું. વિદેશી ધૂંસરીમાંથી હિંદને છોડાવવાના પ્રયત્નમાં કોઈ પણ બીજી સત્તાનો આશરો શોધવાની મને બિલકુલ ઇચ્છા નથી. અંગ્રેજી રાજ્યને કાઢીને બીજું પરદેશી રાજ્ય લાવવા હું મુદ્દલ ઇચ્છતો નથી. અજાણ્યા દુશ્મન કરતાં જાણીતો દુશ્મન ભલો. ધરીરાજ્યોના ભલી નિષ્ઠાના દાવાઓ પર મેં કદીયે જરા પણ મહત્ત્વ આપ્યું નથી. તેઓ હિંદુસ્તાનમાં આવે તો આપણો ઉદ્ધાર કરવાને નહિ, પણ લૂંટવાને જ આવશે. આથી સુભાષબાબુની નીતિને હું પસંદ કરું એવો પ્રશ્ન જ ઊઠવો ન જોઈએ. આથી અમારી વચ્ચેનો જૂનો મતભેદ કાયમ જ છે. આનો અર્થ એ નથી કે હું એમનાં ત્યાગ કે દેશભક્તિ વિષે શંકાશીલ છું.

પણ તે ત્યાગ અને ભક્તિની કદર કરતાં છતાંયે, તે ખોટે માર્ગે ચડેલા છે અને એમની રીતે કદી હિંદુસ્તાનની મુક્તિ થઈ ન શકે એ હકીકત હું ભૂલી શકતો નથી. હું બ્રિટિશ ધૂંસરીને ફગાવી દેવા અધીરો થયો છું તેનું કારણ એ છે કે, હું જોઉં છું કે દેશમાં આ રાજ્ય સામે ભારે ધૂંધવાટ ફેલાયેલો છે, અને સાધારણ પ્રજાજન બતાવે નહિ તોયે અંદરથી અંગ્રેજોની હારથી ખુશ થાય છે. જો યોગ્ય ઉપાય લેવામાં ન આવે તો આ નિશાનીઓ ભયંકર નીવડે અને કદાચ જપાનની હિંદ વિષેની મુરાદો સિદ્ધ પણ કરે. એથી ઊલટું, જો હિન્દ પોતાને પરિપૂર્ણ સ્વતંત્ર થયેલું જુએ તો પ્રજા કદીયે જપાન હિંદમાં આવે એમ ઇચ્છશે જ નહિ. હિંદનો ધૂંધવાટ અને અસંતોષ જાણે જાદુઈ અસરથી આનંદમાં ફેરવાઈ જશે, અને કોઈ પણ હુમલાખોરની સામે પોતાની સ્વતંત્રતાને મજબૂત કરવા અને સાચવવા મિત્રરાજ્યો સાથે દિલોજાનીભર્યો સહકાર કરવા લોકો તૈયાર થશે.

(હરિજન, જૂન ૨૧, ૧૯૪૨, પા. ૧૯૭)

## ૫. જપાનીઓ આવે તો?

બ્રિટિશ યુનાઇટેડ પ્રેસે ગાંધીજી પાસેથી જવાબ મેળવવાને માટે નીચેના સવાલો તારથી મોકલ્યા છે. એમની ભાષામાં રહેલો ક્રોધ તો ચોખ્ખો દેખાય છે. પણ એ સવાલોના સીધાસટ જવાબ જરાયે અચકાયા વિના ગાંધીજીએ મોકલ્યા.

સ૦ ૧. જપાનીઓ સરહદ પર આવી પહોંચ્યા છે તે વખતે ગાંધીજી બ્રિટિશ લોકોને જવા દેવાને ખુશી છે?

જ૦ મારાં લખાણોમાં મેં એ વિચાર બતાવ્યો છે કે, મિત્રરાજ્યોનાં લશ્કરો લડાઈ દરમિયાન હિન્દમાં રહીને લડી શકશે, એટલે તે વાંચનાર કોઈનેયે આવો સવાલ ઊઠવો ન જોઈએ.

સ૦ ૨. જપાનીઓ હિંદનો કબજો કરી લે પછી ગાંધીજી તેમની સાથે અસહકાર કરવાનું લોકોને કહેવાના છે?

જ૦ જે સમય દરમિયાન મિત્રરાજ્યોનાં લશ્કરો હિન્દની ભૂમિ પર રહીને લડતાં હશે તે વખતે જપાનીઓ હિન્દનો કબજો શી રીતે કરશે એનો ખ્યાલ થઈ શકતો નથી. જપાનીઓ જો મિત્રરાજ્યોનાં લશ્કરને હાર આપીને હિન્દનો કબજો કરવામાં સફળ થાય તો હું હિન્દના લોકોને અસહકાર આદરવાને બેધડક સલાહ આપું.

સ૦ ૩. જપાનીઓ અસહકારીઓને ગોળીથી ઉડાવી દે તોપણ ગાંધીજી લોકોને અસહકાર કરવાને કહેવાનું ચાલુ રાખશે?

સ૦ ૪. જપાનીઓ સાથે અસહકાર કરવાને બદલે ગાંધીજી પોતે ગોળીએ વીંધાવાનું પસંદ કરશે ?

જ૦ ૩. અને ૪. અસહકારના નામને સાર્થક કરવું હોય તો અસહકારીઓએ ગોળીઓ વધાવી લેવી જોઈએ. એ ગમે તેમ હો, પણ જપાની અથવા બીજી કોઈ સત્તાને તાબે થવા કરતાં હું તો ગોળીએ વીંધાવાનું જ બહેતર ગણું. (હરિજન, જુલાઈ ૨૬ ૧૯૪૨, પા. ૨૪૮)

## ૬. પ્રશ્નપેટી

પ્ર૦—"એ શું ખરું છે કે, ઇંગ્લંડ અને જપાન પ્રત્યેનું આપનું હાલનું વલણ આપની એવી માન્યતામાંથી ઉત્પન્ન થયું છે કે આ લડાઈમાં મિત્રરાજ્યોની હાર જ થવાની છે? આ બાબતમાં આપ ખુલાસો કરો એ જરૂરનું છે. કારણ કે, કૉંગ્રેસના એક મોટા આગેવાન ઉપર પ્રમાણે આપની માન્યતા છે એમ દર્શાવે છે, અને કહે છે કે, ખુદ આપની સાથેની વાતચીત પરથી જ તે આમ કહે છે."

ઉ૦—તમે આગેવાનનું નામ આપ્યું હોત તો સારું થાત. પણ એ જે હોય તે, મને કહેતાં સંકોચ નથી થતો કે આ વાત ખોટી છે. ઊલટું, થોડા દિવસ પર જ મેં 'હરિજન'માં લખ્યું હતું કે અંગ્રેજને સહેલાઈથી હરાવી શકાતો નથી. હારવું શું તે તેણે જાણ્યું નથી. અમેરિકનોની બાબતમાં તો આ જ અંકમાં 'સન્ડે ડિસ્પૅચ'ને મેં આપેલો જવાબ તમે જોશો. એ તે 'આગેવાન'ના કથનથી ઊલટો છે. આથી કાં તો તેમણે મને સમજવામાં અથવા તમે તેમને સમજવામાં ભૂલ કરી હોવી જોઈએ. પણ, છેલ્લા વર્ષથી કે વધારે વખતથી હું વાતચીતમાં એમ કહેતો આવ્યો છું ખરો કે, આ લડાઈને પરિણામે એક પક્ષને નિશ્ચિત વિજય મળે એવો સંભવ લાગતો નથી. સઘળા સાવ થાકી જવાને પરિણામે સુલેહ કરશે. પણ આયે માત્ર કલ્પના જ છે. કુદરત બ્રિટનને કદાચ મદદ પણ કરે. એને વિલંબ કરવામાં કશું નુકસાન નથી, અને અમેરિકા જેવો સાથી મળવાથી, તેની સાથે સાધનસામગ્રી અને વૈજ્ઞાનિક બુદ્ધિનો અખૂટ ભંડાર છે. આ લાભ ધરીરાજ્યોમાંથી એકેયને નથી. આમ લડાઈના અંતિમ પરિણામ વિષે મારી કોઈ નિશ્ચિત માન્યતા નથી. પણ મારી પાસે જે નિશ્ચિત વસ્તુ છે તે આ: સ્વભાવથી જ નિર્બળનો પક્ષ લેવા હું ઘડાયો છું. મૂંઝવણમાં ન નાંખવાની મારી નીતિ એ સ્વભાવમાંથી ઉદ્ભવે છે અને તે ટકી રહી છે. અંગ્રેજોએ અહીંથી હઠી જવું જોઈએ એ મારી સૂચના જેટલી હિંદના લાભમાં છે તેટલી જ બ્રિટનનાયે લાભમાં છે. તમારી

મૂંઝવણનું કારણ તો એ છે કે, અંગ્રેજો ક્યારેય રાજીખુશીથી ન્યાય કરશે એમ તમારાથી માની જ શકાતું નથી. અહિંસાની શક્તિમાં રહેલી મારી શ્રદ્ધા, મનુષ્યસ્વભાવ બદલી શકાતો જ નથી, એ સિદ્ધાંત સ્વીકારી શકતી નથી.

(હરિજન, જૂન ૭, ૧૯૪૨ પા. ૧૭૭)

## ૭. અમેરિકાને અન્યાય કરનારું?

મુંબઈના પત્રકારો સાથેની મુલાકાત વખતે અમેરિકા વિષે ગાંધીજીએ કરેલા નિવેદનના રૉઇટરના સારાંશ ઉપરથી દોરવાઈને લંડનના 'સન્ડે ડિસ્પૅચ' પત્રે ગાંધીજી ઉપર નીચેનો તાર મોકલ્યો છે:

"આપે એવું કહ્યાનું જણાવવામાં આવ્યું છે કે, જો અમેરિકા ધારત તો તે યુદ્ધમાંથી અળગું રહી શક્યું હોત. અમેરિકા યુદ્ધમાં સંડોવાયું નહોતું તે વખતે જપાને તેના ઉપર હલ્લો કર્યો અને સાથે સાથે તેણે તેની સામે યુદ્ધ જાહેર કર્યું. આ હકીકત ધ્યાનમાં લેતાં આપ આપના નિવેદનને કેવી રીતે વાજબી ઠરાવી શકો?"

ગાંધીજીએ આનો નીચે મુજબ જવાબ આપ્યો:

"આપનો તાર હમણાં જ મળ્યો. આપને મારું આખું નિવેદન મળ્યું નથી એ સ્પષ્ટ છે. એનો અમેરિકાને લગતો ભાગ આ પ્રમાણે છે: 'હું જાણું છું કે એવડા મોટા રાષ્ટ્રની ટીકા કરવાનો મને કશો અધિકાર નથી. અમેરિકાએ આ ભઠ્ઠીમાં ઝંપલાવવાનો નિર્ણય જે હકીકતોને લીધે કર્યો તે બધી હું જાણતો નથી. પણ કોણ જાણે કેમ, મારા મનમાં એવો અભિપ્રાય ઠસી ગયો છે કે, અમેરિકા બહાર રહી શક્યું હોત, અને તેની અઢળક સંપત્તિએ જે કેફ પેદા કર્યો છે તે છોડી દે તો હજુ પણ બહાર નીકળી શકે. અને મેં બ્રિટિશ સત્તા હિંદમાંથી ચાલી જવા વિષે જે કહ્યું છે તે અહીં ફરી કહેવા ઇચ્છું છું. અમેરિકા અને બ્રિટન બંનેને આ લડાઈમાં રોકાવા માટે કશો નૈતિક આધાર નથી, સિવાય કે તેઓ પોતાનાં ઘર વ્યવસ્થિત કરે, અને સાથે સાથે આફ્રિકા અને એશિયા બંનેમાંથી પોતાની લાગવગ ને સત્તા ખેંચી લે, તથા રંગભેદ દૂર કરે. જ્યાં સુધી ગોરાઓના શ્રેષ્ઠત્વના ઝેરી કીડાનો સંપૂર્ણ નાશ ન થાય ત્યાં લગી તેમને લોકશાહીનું રક્ષણ કરવાની ને સંસ્કૃતિ તથા માનવી સ્વાતંત્ર્યનું રક્ષણ કરવાની વાત કરવાનો કશો હક નથી' મારા એ નિવેદનને હું વળગી રહું છું. અમેરિકા યુદ્ધમાંથી કેવી રીતે અળગું રહી શક્યું હોત એ પ્રશ્નનો જવાબ અહિંસક પદ્ધતિની ભલામણ કરવા સિવાય બીજી રીતે હું આપું શકું એમ નથી. અમેરિકાવાસીઓ જોડેની મારી મૈત્રીને કારણે શાંતિ સ્થાપવાની બાબતમાં અમેરિકાના ફાળા વિષે ભારે આશા રાખવા હું

પ્રેરાયો હતો. આર્થિક દૃષ્ટિએ, બુદ્ધિમત્તામાં તેમ જ વૈજ્ઞાનિક કૌશલ્યમાં અમેરિકા એટલું બધું સબળ છે કે કોઈ એક રાષ્ટ્ર અથવા તો રાષ્ટ્રસમૂહ તેને હરાવી શકે એમ નથી. એટલે જ તેણે યુદ્ધની ભઠ્ઠીમાં ઝંપલાવ્યું એને માટે હું આંસુ સારું છું." (હરિજન, જૂન ૭ ૧૯૪૨, પા. ૧૮૧)

૮.

[અહીં હવે પછી આવતા ૧૦૪, ૧૦૫ અને ૧૦૬ નંબરના પત્રો જોવા]

## ૯ 'અંતરમાં ધીકતો અગ્નિ'

થોડા દિવસ ઉપર એક પત્રકાર અહીં મુલાકાતે આવ્યા હતા. પોતાના પ્રાંતમાં બનતા બનાવોની પાર વગરની વાતો તે કરતા હતા.

પોતાના પ્રાંતના લોકોની ભાવના વિષે પણ તેમણે વાત કરી. તેમણે જણાવ્યું કે, "જપાનનો પક્ષ કરવા કરતાં તે બ્રિટનવિરોધી વિશેષ છે. તેમને કંઈક એવો અસ્પષ્ટ ખ્યાલ છે કે આ હકૂમતથી તો હવે ધરાઈ ગયા અને હાલની પરિસ્થિતિ કરતાં તો બીજી કોઈ પણ વસ્તુ વધારે સારી. સુભાષબાબુ રેડિયો ઉપર જ્યારે કહે છે કે, તેમની અને આપની વચ્ચે કશો મતભેદ નથી તથા આપ ગમે તે ભોગે સ્વતંત્રતાની લડત લડવાને કટિબદ્ધ થયા છો, ત્યારે લોકો આનંદમાં આવી જાય છે."

ગાંધીજીએ કહ્યું, "પરંતુ હું ધારું છું કે એ બાબતમાં એ ખોટા છે એ તમે સમજતા હશો. અને તે મારી જે પ્રશંસા કરે છે તે હું સ્વીકારી શકું એમ નથી. 'ગમે તે ભોગે સ્વતંત્રતા મેળવવી' એ વિધાનના તેમના અને મારા અર્થમાં આસમાન જમીનનો તફાવત છે. મારા શબ્દકોશમાં 'ગમે તે ભોગે'નું સ્થાન નથી. દાખલા તરીકે, આપણી સ્વતંત્રતા મેળવવાના કાર્યમાં સહાય કરવાને વિદેશીઓને અહીં લાવવાનો એમાં સમાવેશ થતો નથી. એનો અર્થ તો એ થાય કે, એક પ્રકારની ગુલામીને બદલે બીજા પ્રકારની અને ઘણું કરીને વધારે ભૂંડી ગુલામી વહોરવી. એ વિષે મને લેશ પણ શંકા નથી. પરંતુ, બેશક, આપણે આપણી સ્વતંત્રતા માટે ઝૂઝવું જોઈએ અને એને માટે જેટલો આત્મભોગ આપવાની જરૂર પડે તેટલો આપવો જોઈએ. બ્રિટન તેમ જ અમેરિકાનાં પ્રેરિત છાપાંઓમાં જે દંભ જોવામાં આવે છે તેથી કંઈ મારી કડકાઈ ઓછી થવાની નથી. દંભ શબ્દ હું જાણીજોઈને વાપરું છું, કેમ કે જ્યારે તેઓ હિંદની સ્વતંત્રતાની વાતો કરતાં હતાં ત્યારે તે તેમને હૈયે નહોતી એ વસ્તુ તેઓ આજે પુરવાર કરી રહ્યાં છે. મારા પગલાની સચ્ચાઈની બાબતમાં મને લેશ પણ શંકા નથી. જો તેઓ ન્યાયનું આ પ્રારંભિક પગલું ન ભરે અને એ રીતે પોતાના પક્ષને આંગળી ચીંધી ન શકાય એવી ભૂમિકા ઉપર ન મૂકે, તો

મિત્રરાજ્યો આ વખતે હારની બાજી ખેલી રહ્યાં છે એ મને સ્વતઃસિદ્ધ વિધાન લાગે છે. જો તેઓ એમ ન કરે તો પછી જેઓ તેમની હકૂમત ન સાંખી શકતા હોય અને એમાંથી છૂટવા ખાતર મરણને પણ ભેટવા તત્પર હોય એવા લોકોનો વિરોધ તેમણે વહોરવો જ રહ્યો. બૂરી લાગણીને ભલી લાગણીમાં પલટી નાખો, એ ખામી વગરનું વિધાન છે. યુદ્ધ ચાલે છે એટલે અમારે અમારા અંતરાત્માને ગૂંગળાવી મારવો અને કશુંયે કહેવું કે કરવું નહિ, એમ કહેવાનો તેમને અધિકાર રહ્યો નથી. એટલે જ મેં એવો નિર્ણય કર્યો છે કે, બ્રિટિશ હકૂમત સામેના વીરતાભર્યા અને અહિંસક બળવામાં દશ લાખ માણસો ગોળીથી વીંધાઈ જાય એ ઠીક થશે. એમ પણ બને કે અરાજકમાંથી વ્યવસ્થા ઊભી કરતાં આપણને વરસોનાં વરસો પણ લાગે. પરંતુ પછી આપણે દુનિયા આગળ છાતી કાઢીને ઊભા રહી શકીશું. આજે આપણે દુનિયા સમક્ષ છાતી કાઢીને ઊભી શકતા નથી. ભિન્ન ભિન્ન પ્રજાઓ, દેખીતી રીતે જ, પોતપોતાની સ્વતંત્રતાને ખાતર લડી રહી છે. જર્મની, જપાન, રશિયા અને ચીન પાણીની પેઠે પોતાનાં લોહી તેમ જ નાણાંની રેલ વહેવડાવે છે. પરંતુ આપણી કરણી શી છે? તમે કહો છો કે યુદ્ધને કારણે છાપાંઓ નફાકારક ધંધો કરી રહ્યાં છે. આ રીતે વેચાઈ જવું અને સરકારના હુકમને વશ થઈને જે હોય તે હિંમતથી બોલતા અટકી જવું, એ શરમજનક છે. પ્રમાણિકપણે રોટલો કમાવાના બીજા ઘણાયે રસ્તા છે. જો બ્રિટનના પૈસા — જે આપણા જ પૈસા છે — આપણને ખરીદી શકે તો પછી આપણા દેશનું શું થશે એ પ્રભુ જાણે.

"હું સાચો છું એમ સુભાષબાબુ કહે છે ત્યારે મને આનંદ નથી થતો. એમના અર્થ પ્રમાણે હું સાચો નથી. કેમ કે એમ કહેવામાં જપાન પ્રત્યે સહાનુભૂતિભરી લાગણીનું તે મારા પર આરોપણ કરે છે. જો આ દેશમાં જપાનીઓના પ્રવેશનો માર્ગ મોકળો કરવામાં હું સહાય કરી રહ્યો છું એ વસ્તુની કોઈ વિચિત્ર પ્રકારની ખોટી ગણતરીને કારણે મને પ્રતીતિ નહોતી થઈ એવી મને ખબર પડે, તો મારું પગલું પાછું ખેંચતાં હું અચકાઈશ નહિ. જેમ અંગ્રેજોનો સામનો કરવાને માટે આપણે આપણી જિંદગી કુરબાન કરવાને ચાહીએ છીએ તે જ પ્રમાણે જપાનીઓનો સામનો કરવા માટે પણ આપણે જિંદગી કુરબાન કરવી જોઈએ એ વિષે મને લેશ પણ શંકા નથી.

"પરંતુ આ કંઈ માનવીનું કાર્ય નહિ હોય. એ તો અગમ્ય અને અદૃશ્ય શક્તિનું કાર્ય હશે. એ શક્તિ ઘણી વાર આપણી બધી ગણતરીઓ ઊંધી વાળીને કાર્ય કરે છે. એના ઉપર હું સંપૂર્ણપણે આધાર રાખું છું.

એમ ન હોત તો, જેને મારે ચીડ ચડે એવી ટીકાઓ કહેવી જોઈએ તેના ક્રોધ આગળ હું ગાંડો થઈ જાઉં. ટીકાકારોને મારી મનોવેદનાની ખબર નથી. કદાચ, મરણને ભેટીને જ એ હું દર્શાવી શકું."

અંગ્રેજોનો તેજોવધ થાય · · હિંદમાંની તેમની સત્તાનો નાશ થાય એટલા માટે ગાંધીજી ધરીસત્તાનો વિજય ઇચ્છે એવી સહેજ પણ શંકા રહે છે ખરી ? ગાંધીજીએ તે મિત્રને આવો કંઈ ખ્યાલ તેમના મનમાં હોય તો તે કાઢી નાખવાને જણાવ્યું. "બ્રિટિશ સત્તાના નાશનો આધાર જપાનીઓના કે જર્મન સૈન્ય ઉપર નથી. જો એનો આધાર તેમના ઉપર હોય તો એમાં આપણે ગર્વ લેવા જેવું કશું નથી. હા, એમ થાય તો આખી દુનિયા ઉપર એક અમંગળ છાયા ફરી વળશે ખરી. પરંતુ મારે મન મહત્ત્વની વાત તો એ છે કે, બહારથી કોઈ આવીને મારા દુશ્મનને હાંકી કાઢે એથી હું રાજી ન થઈ શકું, ન તો ગૌરવ લઈ શકું. એમાં મેં શી ધાડ મારી ? એમાં મને કશોયે ઉત્સાહ ન હોઈ શકે. મારા પોતાના ઘરમાં રહેલા દુશ્મનની સામે લડવામાં મારો ભોગ આપવાનો આનંદ હું અનુભવવા માગું છું. એમ કરવાનું બળ મારામાં ન હોય તો બીજા દુશ્મનને ઘરમાં આવતો હું ન રોકી શકું. નવા દુશ્મનને આવતો રોકવાને મધ્યમ માર્ગ ખોળવો એ મારું કામ છે. મને વિશ્વાસ છે કે એ માર્ગ શોધી કાઢવાને ઈશ્વર મને સહાય કરશે.

"પ્રમાણિક, સબળ અને પથ્ય ટીકા સામે મારો કશો વાંધો નથી. આજે કરવામાં આવતી બધી તરકટી ટીકાઓ તો કેવળ મૂર્ખાઈનું પ્રદર્શન છે. હું ડઘાઈ જાઉં તથા મહાસભાવાદીઓ પોતાના નિશ્ચયમાંથી ચળી જાય તે હેતુથી એ બધી ટીકાઓ કરવામાં આવે છે. એ ગંદી રમત છે. મારા અંતરમાં જે અગ્નિ ધખી રહ્યો છે એની તેમને કશી ખબર નથી. મને પ્રતિષ્ઠાના ખોટા ખ્યાલો નથી. જેને લીધે આખો દેશ ભીષણ દાવાનળમાં હોમાવાનો છે એ હું ખાતરીપૂર્વક જાણું છું તે પગલું અંગત હેતુઓથી પ્રેરાઈને હું ન ભરું." (હરિજન, ઑગસ્ટ ૨, ૧૯૪૨. પા. ૨૫૭–૨૫૮)

## ૧૦. સેનાપતિ ચાંગ-કાઈ-શેકને પત્ર

સેવાગ્રામ, ૧૪ મી જૂન, ૧૯૪૨

**પ્રિય સેનાપતિ,**

તમારી અને તમારાં ધીર પત્ની જોડેના ગાઢ સહવાસમાં મેં જે પાંચ કલાક કલકત્તામાં ગાળ્યા, તે હું કદી ભૂલી શકીશ નહિ. તમારી સ્વતંત્રતાની લડતથી હું પહેલેથી જ તમારા પ્રત્યે ખેંચાયેલો હતો, અને

તમારા સહવાસ અને વાતચીતને પરિણામે ચીન અને તેના પ્રશ્નોએ મને તમારી વધારે નિકટ આણ્યો છે. બહુ વર્ષો પહેલાં—૧૯૦૫ થી ૧૯૧૩ દરમ્યાન — હું દક્ષિણ આફ્રિકામાં હતો ત્યારે જોહાનિસબર્ગમાં રહેતી ચીની વસ્તીની જોડે હું વારંવાર સંપર્કમાં આવતો હતો. તેઓ પહેલાં તો મારા અસીલો હતા, અને પાછળથી દક્ષિણ આફ્રિકાની મારી સત્યાગ્રહની લડતમાં મારા સાથીઓ બન્યા હતા. મોરિશિયસમાં પણ હું તેમના સહવાસમાં આવેલો. ત્યારથી ચીનાઓની કરકસર, ઉદ્યોગિતા, સમયસૂચકતા, અને સંપની કદર કરતાં હું શીખ્યો. પાછળથી હિંદુસ્તાનમાંયે એક સરસ ચીની મિત્ર મારી જોડે થોડાંક વર્ષ રહ્યા હતા, અને તે અમને સૌને પ્રિય બન્યા હતા.

આમ તમારા મહાન દેશ પ્રત્યે મને ઘણું ખેંચાણ રહેલું છે, અને મારા સર્વે દેશબંધુઓનો તમારી આ તીવ્ર લડત પ્રત્યે સમભાવ જ રહ્યા કર્યો છે. આપણા બન્નેના મિત્ર પં. જવાહરલાલ નેહરુનો ચીન પ્રત્યેનો પ્રેમ કદાચ હિંદુસ્તાન પ્રત્યેના પ્રેમ કરતાં જ ઓછો હોય; અને તે ચીનની લડતના સમાચારોથી અમને પૂરા વાકેફગાર રાખે છે.

ચીન પ્રત્યેની મારી આ લાગણીને લીધે, અને આપણા બન્નેના મહાન દેશો એકબીજાની બહુ નિકટ આવે તથા એકબીજાના હિતમાં સહકાર કરે એવી મારી ઉત્કંઠાને લીધે હું તમને સમજાવવા ઇચ્છું છું કે, બ્રિટિશ સત્તાએ હિંદુસ્તાનમાંથી ખસી જવું જોઈએ એ મારા કહેણનો હેતુ હિંદના જપાનની સામેના બચાવને કોઈ પણ રીતે નબળો કરવાનો કે તમારી લડતમાં તમને મૂંઝવણમાં નાંખવાનો મુદ્દલ નથી. હિંદે કોઈ પણ હુમલો કે ચઢાઈ કરવાવાળાને નમવું ન જ ઘટે. તમારા દેશની સ્વતંત્રતાને ભોગે હું મારા દેશની મુક્તિ મેળવવાનો ગુનો કરું એમ થશે નહિ. એ સવાલ જ મારી સામે ઊઠતો નથી, કારણ કે મારી ખાતરી છે કે, એ રીતે હિંદુસ્તાન સ્વતંત્ર થઈ શકે જ નહિ, અને જપાન ચીનને સર કરે કે હિંદને, તે બન્ને દેશો માટે તેમ જ જગતની શાંતિ માટે સરખું જોખમભર્યું છે. એમ થતું અટકાવવું જ જોઈએ, અને તેમાં હિંદુસ્તાન પોતાનો સ્વાભાવિક અને અધિકારયુક્ત ભાગ બરાબર ભજવે એ જ મારી ઇચ્છા છે.

મને લાગે છે કે, હિંદુસ્તાન પરતંત્ર છે ત્યાં સુધી તે તેમ નહિ કરી શકે. મલાયા, સિંગાપુર અને બરમાની પીછેહઠના તેને નિરુપાય સાક્ષી થઈ રહેવું પડ્યું છે. આ દુઃખદ બનાવોમાંથી અમારે ધડો લેવો જોઈએ, અને એ કમનસીબ દેશોના જે હાલ થયા તેવા અમારા ન થાય તે માટે જેટલા અમારી પાસે ઉપાય હોય તે યોજવા જોઈએ. પણ જ્યાં સુધી

અમે સ્વતંત્ર ન થઈએ, ત્યાં સુધી અમે તે પરિણામ આવતું અટકાવી નહિ શકીએ, અને તે જ ઘટનાની પુનરાવૃત્તિ થવાનો સંભવ રહે છે. પરિણામે, હિંદ તેમ જ ચીન ન ઊઠી શકે એવાં પાંગળાં બની જાય એમ બને. માટે, એ અનિષ્ટાની હું પુનરાવૃત્તિ કરાવવા ઇચ્છતો નથી.

અમારી મદદ કરવાની માગણીને અંગ્રેજ સરકારે વારંવાર તરછોડી કાઢી છે, અને છેલ્લી ક્રિપ્સ મુલાકાતની નિષ્ફળતાએ અમને એવો ઊંડો જખમ કર્યો છે કે તે હજુ વહેતો બંધ થયો નથી.

અંગ્રેજોએ તુરત જ ખસી જવાની માગણીનો પોકાર આ વેદનામાંથી ઊઠ્યો છે, — જેથી હિંદ પોતાનું ઘર પોતાની મેળે સંભાળી શકે અને ચીનને પણ શકય તેટલી બધી મદદ કરી શકે.

અહિંસા પરની મારી શ્રદ્ધા તથા આખો દેશ તેને અજમાવે તો તેની સફળ શક્તિ પરના મારા વિશ્વાસ બાબત મેં તમને વાત કરી છે. પણ હું એ જોઉં છું કે હિંદમાં — સમગ્ર દેશ તરીકે — એકંદરે આજે તે શ્રદ્ધા અને વિશ્વાસ નથી, — અને સ્વતંત્ર હિંદનું રાજતંત્ર દેશના સર્વે તત્ત્વોનું પ્રતિનિધિત્વ ધરાવનારું હશે.

આજે આખું હિંદ નિર્વીર્યતા અને હતાશાનો અનુભવ કરે છે. હિંદી લશ્કર મોટે ભાગે આર્થિક મૂંઝવણને લીધે જોડાયેલા માણસોનું છે. કોઈ ધ્યેય માટે તે લડે છે એવી તેને ભાવના નથી. કોઈ પણ અર્થમાં તે 'રાષ્ટ્રીય સેના' નથી. અમારામાંના જેઓ, હિંદ માટે કે ચીન માટે, ધ્યેયથી પ્રેરાઈને હિંસા કે અહિંસાથી લડવા ઇચ્છે એવા છે, તેઓ પરદેશીના પગ તળે દબાયેલા હોઈ પોતાની ઇચ્છા મુજબ વર્તી શકતા નથી. અને, છતાં, અમારી પ્રજા ખાતરીથી સમજે છે કે, સ્વતંત્ર હિંદુસ્તાન પોતા માટે જ નહિ, પણ ચીન માટે અને જગતની શાંતિ માટેયે નિર્ણયકારક ભાગ પણ ભજવી શકે એમ છે. મારી જેમ ઘણાને લાગે છે કે, અસરકારક પગલું લેવાનો માર્ગ જો ખૂલતો હોય તો અમારે અસહાય જેવા થઈને બેસી રહેવું અને જે થાય તે જોવું અને તેમાં જ ડૂબી મરવું બરાબર નથી. આથી મારા જેવાઓને લાગે છે કે અમારી સ્વતંત્રતાને પાકે પાયે કરવા, અને અમારે માટે અત્યંત જરૂરની એવી નીતિ ઘડવાની છૂટને પ્રાપ્ત કરવા, શકય તેટલો બધો પ્રયત્ન કરવો જોઈએ. બ્રિટન અને હિંદ વચ્ચેના કૃત્રિમ સંબંધનો તાબડતોબ અંત આણવા માટે બ્રિટિશ સત્તાએ ખસી જવાની મારી માગણીનું આ મૂળ છે.

એ પ્રયત્ન જો અમે ન કરીએ તો હિંદનો લોકમત ખોટે અને નુકસાનકારક માર્ગે ચડી જવાની ગંભીર ધાસ્તી છે. માત્ર અંગ્રેજી સત્તાને

હિંદમાં નબળી પાડીને ફેંકી દેવા માટે જ, જાપાન પ્રત્યે પક્ષપાતની લાગણી અંદરથી વહેવા માંડે એવો ઘણો સંભવ છે. આ લાગણી, બહારની કોઈ પણ મદદ માગ્યા વિના અમે અમારી સ્વતંત્રતા મેળવવાની શક્તિ ધરાવીએ છીએ, એવી નીરોગી આત્મશ્રદ્ધાની લાગણીની જગ્યા લે એવું બને. અમારે આત્મોદ્ધાર માટે સ્વાશ્રય અને સ્વશક્તિના વિકાસનું શિક્ષણ લેવાની જરૂર છે. અમારી ગુલામીમાંથી છૂટવાનો અમે દૃઢ નિશ્ચયથી પ્રયત્ન કરીએ તો જ તે શક્ય છે. જગતની સ્વતંત્ર પ્રજાઓમાં અમારું ઘટતું સ્થાન અમને મળે તે માટે એ સ્વતંત્રતા તત્કાળ મેળવવાની જરૂર ઊભી થઈ છે.

અમે જપાનના આક્રમણને દરેક રીતે અટકાવવા ઇચ્છીએ છીએ એ વસ્તુને તદ્દન સ્પષ્ટ કરવા માટે હું અંગત રીતે મંજૂર રાખીશ, અને મારી ખાતરી છે કે સ્વતંત્ર હિંદની સરકાર પણ મંજૂર રાખશે, કે અમારી સાથે સંધિ કરીને મિત્રરાજ્યો પોતાનાં લશ્કરોને હિંદમાં રાખી શકે, અને જપાનના હુમલાના ભયના નિવારણ માટે વ્યૂહ રચવા અમારા દેશનો ઉપયોગ કરી શકે.

મારે એ ખાતરી આપવાપણું ન હોય કે, આ નવી ચાલના ઉત્પાદક તરીકે હું કોઈ પણ ઉતાવળું પગલું ભરીશ નહિ. અને જે કોઈ પગલાની હું ભલામણ કરીશ તેમાં ચીનનું કાંઈ નુકસાન ન થાય, અથવા જપાનના હિંદ કે ચીન પરના હુમલાને ઉત્તેજન ન મળે, એવી કાળજી લીધેલી હશે. મારી નવી સૂચનાના પક્ષમાં હું જગતનો અનુકૂળ મત મેળવવા પ્રયત્ન કરી રહ્યો છું. મને પોતાને તો એ સ્વયંસિદ્ધ જેવો અને હિંદ તેમ જ ચીન બન્નેના રક્ષણને મજબૂત કરનારો લાગે છે. હિંદના લોકમતને પણ હું કેળવી રહ્યો છું, અને મારા સાથીઓ જોડે મસલત ચલાવી રહ્યો છું. એ તો કહેવાની જરૂર જ ન હોય કે, અંગ્રેજ સરકાર સામે જે કોઈ ચળવળમાં મારો સંબંધ હશે તે તત્ત્વતઃ અહિંસક જ હશે. સરકાર સાથે અથડામણ ટાળવા હું એકેએક પ્રયત્ન કરું છું. પણ તત્કાળ ધ્યેયરૂપ બનેલી સ્વતંત્રતાની સિદ્ધિને માટે અથડામણમાં આવવું અનિવાર્ય થઈ પડે, તો ગમે તેવું મોટું જોખમ ખેડતાંયે હું અચકાઈશ નહિ.

જપાનના હુમલા અને ચડાઈઓ સામેની તમારી આ લડાઈને થોડા દિવસમાં પાંચ વર્ષ પૂરાં થશે. એને લીધે તમારા પર કેટલીયે જાતની વિટંબણાઓ પડી છે. મારું હૃદય ચીનના લોકો પ્રત્યે સહાનુભૂતિથી ઊભરાય છે, અને પોતાના દેશના સ્વાતંત્ર્ય માટે ભારે વિષમતાઓ વચ્ચે પણ નિષ્ઠા જાળવીને જે વીરતાભર્યાં પ્રયત્નો અને પાર વિનાના ભોગો તેઓ આપી રહ્યા છે, તેથી હું ચકિત થાઉં છું. મારી ખાતરી છે કે, આ વીરતા અને

ત્યાગ મિથ્યા નહિ જાય; તેનું ફળ આવશે જ. તમને, શ્રીમતી ચાંગને, અને ચીનની મહાન પ્રજાને હું હૃદયપૂર્વક સફળતા ઇચ્છું છું. હું એવો દિવસ જોવા ઉમેદ રાખું છું કે જ્યારે સ્વતંત્ર હિંદ અને સ્વતંત્ર ચીન મિત્રતા અને ભ્રાતૃભાવથી બંધાઈ પોતાના, એશિયાના, તેમ જ આજના જગતના ભલા માટે સાથે મળી કામ કરતાં હશે.

તમારી પરવાનગી મળશે જ એમ માની લઈ આ પત્રને 'હરિજન'માં છાપવાની હું છૂટ લઉં છું.

("હિંદુસ્તાન ટાઈમ્સ" ૧૫ ઑગસ્ટ, ૧૯૪૨) મો૰ ક૰ ગાંધી

આ જ વિષયના બીજા વધુ સંદર્ભો પરિશિષ્ટ ૧માં આવતા નીચેના વિભાગોમાં મળશે.


૨. સંસર્ગહીન પાન ૨૦૬

૩. સ્વતંત્ર હિંદ અસરકારક સહાય કરી શકે પાન ૨૦૭

૪. અહિંસક અસહકાર કેમ? પાન ૨૧૧

૯. એક કોયડો પાન ૨૧૮

૧૦. એક ભૂલ પાન ૨૧૯

૧૪. અમેરિકાનો મત વિરુદ્ધ ન થઈ જાય? પાન ૨૨૮

૧૫. અમેરિકન મિત્રોને પાન ૨૩૧

૧૬. મહાસભાની માગણીનું ન્યાયીપણું પાન ૨૩૨

આઝાદનું નિવેદન પાન ૨૩૨

ખોતરણી કરવા જેવું કંઈ નથી પાન ૨૩૩


# પરિશિષ્ટ ૩

## મહાસભા સત્તા શોધતી નથી

આગળના પૅરામાં એવું સૂચવવામાં આવ્યું છે કે, આ સરકાર મહાસભાના પ્રભુત્વ નીચે આવે એવો તેનો ઇરાદો હતો. અને આ પગલું હિંદ ઉપર કૉંગ્રેસ-હિંદુ આધિપત્ય સ્થાપવાને ખાતર લેવામાં આવ્યું હતું, એવા મુસલમાનોએ એકમતે દર્શાવેલા અભિપ્રાયથી એ મતને સમર્થન મળ્યું હતું, એની નોંધ લેવામાં આવી છે.

(તહોમતનામું પા. ૧૨)

### ૧. બરાબર નથી

પ્ર૰—મહાસભા તથા જનતાએ હાથમાં સત્તા લેવા જેમ બને તેમ સત્વર શક્તિ મેળવવી અને વહેલામાં વહેલી તકે તે લઈ લેવી એવી તમારી ઇચ્છા છે, એમ અમે માનીએ છીએ તે બરાબર છે?

ઉ૦ — ના. મહાસભા તરફથી હું જવાબ ન આપી શકું. પણ હું પોતે કોઈયે વ્યક્તિ કે સંસ્થા સત્તા હાથમાં લઈ લેવાની શક્તિ મેળવે એ ઇચ્છતો નથી. અહિંસક યોજનામાં એવો વિચાર સરખોયે ન હોય. તેમાં તમારે સત્તા લેવાપણું નથી. લોકોની આપેલી તમારા હાથમાં તે સોંપાય એમ બને. અરાજકતાની હાલતમાં, સર્વે તોફાની વર્ગો સત્તા કબજે કરવા ઊચાનીચા થશે. જેઓ લોકોની સેવા કરવા અને અંધાધૂંધીમાંથી વ્યવસ્થા લાવવા પ્રયત્નશીલ હશે તેઓ અંધાધૂંધી હઠાવવામાં ખપી જશે. તેમાંથી જેઓ બચશે તેમને પ્રજામત કારભારીઓ તરીકે નીમશે. તમે કલ્પો છો તે કરતાં આ જુદી જ વાત થઈ. જેઓ સત્તા કબજે કરવા ખટપટ કરે છે, તેઓ ઘણુંખરું તેમ કરવામાં નિષ્ફળ જ જાય છે.

(હરિજન, મે ૩૧, ૧૯૪૨ પા. ૧૭૩)

## ૨. મુસલમાનોનું શું ?

"પણ જો ઝીણા સાહેબ કહે છે તેમ, મુસલમાનોને હિંદુ રાજ્ય માન્ય ન હોય, તો તે સ્વતંત્ર હિંદુસ્તાનનો અર્થ શો ?"

"હું બ્રિટનને એમ કહેતો નથી કે તેઓ મહાસભાને કે હિંદુઓને હિંદુસ્તાન સોંપી જાય. તેઓ તે ભગવાનને સોંપી દે અથવા, આજની ભાષામાં કહું તો, અરાજક મૂકી જાય. પછી કાં તો બધા પક્ષો કુતરાની માફક એકબીજા સાથે લડશે, અથવા સાચે જ પોતા ઉપર જવાબદારી આવી પડવાથી સમાધાનનો માર્ગ લેશે. એ અંધાધૂંધીમાંથી અહિંસા ઊપજશે એમ હું આશા રાખું છું." (હરિજન, જૂન ૧૪, ૧૯૪૨, પા. ૧૮૭)

## ૩. મુસ્લિમ પત્રલેખકોને

જો આપણે બધા નહિ તોયે આપણામાંના ઘણાઓ આપણે નસીબે આવી પડતી કોઈ પણ કુરબાની કરવાને તૈયાર હોઈએ, તો એ વસ્તુ બ્રિટિશ શાસકો ઉપર એવી છાપ પાડશે કે, તેઓ હિંદને હવે વધારે વખત બ્રિટનના તાબાના મુલક તરીકે રાખી શકે એમ નથી. હું એમ પણ માનું છું કે એવા લોકો એટલી સંખ્યામાં મળી રહેશે. જેમ એક લશ્કરી માણસને પોતાના ધ્યેયની ખાતર ઘણી વાર અહિંસક બનવું પડે છે તેમ, તેમની માન્યતા ભલેને ગમે તે હોય, પણ તેમનું કાર્ય તો અહિંસક જ હોવું જોઈએ એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. સમગ્ર હિંદના હિતને અર્થે આ લડત વિચારાઈ રહી છે. એ લડતમાં ઝંપલાવનારાઓને ગરીબમાં ગરીબ હિંદી કરતાં વિશેષ લાભ નહિ મળે. સત્તા હાથ કરવા નહિ પણ વિદેશી આધિપત્ય મિટાવવા તેઓ લડશે — પછી ભલેને એને માટે ગમે એટલો ભોગ કેમ ન આપવો પડે. (હરિજન, જુલાઈ ૧૨, ૧૯૪૨, પા. ૨૨૦)

## ૪. વાસ્તવિક પ્રશ્ન

'માન્ચેસ્ટર ગાર્ડિયન' છેવટે સવાલ પૂછે છે કે, ઠરાવમાં જે હિંદી સરકાર રચવાની વાત કરવામાં આવી છે તે આ બે પૈકી કઈ જાતના 'પ્રતિકાર'ની યોજના કરવાની છે?

આ સારો સવાલ છે. પણ સ્વતંત્ર હિન્દની જે સરકાર રચાવાની છે તેની વતી કોણ બોલી શકે? એટલું બરાબર સમજાવું જોઈએ કે, એ એકલી મહાસભાની સરકાર નહિ હોય, ન તો તે એકલી હિંદુ મહાસભાની સરકાર હશે કે એકલી મુસ્લિમ લીગની સરકાર હશે. સમસ્ત હિંદની એ સરકાર હશે. એ સરકારને કોઈ લશ્કરનું પીઠબળ નહિ હોય; સિવાય કે લશ્કરી વર્ગોને નામે ઓળખાતા લોકો આ તક ઝડપી લઈને લોકોને ડરાવી દે અને ફ્રાંકોની પેઠે પોતાને સરકાર તરીકે જાહેર કરે. એ વર્ગો જો પોતાનો ધર્મ ઓળખીને વાસ્તવિક રીતે ચાલશે તો સ્થપાનારી સરકાર શરૂઆતમાં કામચલાઉ હોવા છતાં પ્રજાની ઇચ્છાના વિશાળ તેમ જ દૃઢ પાયા પર રચાયેલી હશે. સમર્થ બ્રિટિશ સૈન્યનો ટેકો નહિ હોય એટલે લશ્કરી વૃત્તિના માણસો સત્તાને માટે ઝડપ ન મારવા જેટલું ડહાપણ બતાવશે એમ માનીને આપણે ચાલીએ. તો શું થશે? તો જે પ્રજાકીય સરકાર થશે તે પારસીઓ, યહૂદીઓ, હિંદી ખ્રિસ્તીઓ, મુસ્લિમો અને હિંદુઓનું, ભિન્ન ભિન્ન ધાર્મિક સમૂહો તરીકે નહિ, પણ એકંદર હિંદીઓ તરીકેનું પ્રતિનિધિત્વ ધરાવશે. વસ્તીની અતિમોટી બહુમતી અહિંસાને માનનારી નહિ હોય. મહાસભા પોતે પણ અહિંસાને ધર્મસિદ્ધાન્ત તરીકે માનતી નથી. 'માન્ચેસ્ટર ગાર્ડિયન' વાજબી રીતે કહે છે તે મુજબ, હું જેવી રીતે અંતિમ હદે જાઉં છું તેમ બહુ ઓછા લોકો અહિંસાની અંતિમ હદ સુધી જાય છે. મૌલાના આઝાદ અને પંડિત નેહરુ 'સશસ્ત્ર સામનો કરવાની હિમાયત કરે છે,' અને હું ઉમેરું કે બીજા પણ ઘણા મહાસભાવાદીઓ એવી જ માન્યતા ધરાવે છે. એટલે આખા દેશમાં અથવા મહાસભામાં મારી તો છેક નજીવી અલ્પમતી હશે. પરંતુ હું મારા પોતાના એક મત જેટલી અલ્પમતીમાં આવી જાઉં તોપણ મારો પોતાનો માર્ગ સ્પષ્ટ છે. મારી અહિંસા કસોટીએ ચડી છે. એ અગ્નિપરીક્ષામાંથી હું હેમખેમ પાર ઊતરી જવાની આશા રાખું છું. અહિંસાના સચોટપણા વિષેની મારી શ્રદ્ધા અડગ છે. હિન્દ, ગ્રેટ બ્રિટન, અને અમેરિકા તથા ધરીસત્તાઓ સાથેની બાકીની દુનિયાને હું અહિંસાને માર્ગે વાળી શકું તો તેમ હું અવશ્ય કરું. પણ એ ચમત્કાર કરી બતાવવાનું કેવળ માનવપુરુષાર્થનું સામર્થ્ય નથી. એ ઈશ્વરના હાથની વાત છે. મારે માટે તો कार्यं साधयामि वे देहं

પાતયામિ છે. સાચે જ ‘માન્ચેસ્ટર ગાર્ડિયન’ને અસલ વસ્તુની, સાચી અહિંસાની બીક છે શું? એનાથી કોઈને ભય નથી, ન હોવો જોઈએ.

(હરિજન, ઑગસ્ટ ૯, ૧૯૪૨, પા. ૨૬૧–૨૬૨)

## ૫. સાચું હોય તો અઘટિત

હિન્દુસ્તાનમાં જે જન્મ્યા છે અને ઊછર્યા છે અને જેમને પોતાનો કહેવાને બીજો દેશ નથી તે બધાનો હિંદુસ્તાન છે. ને એ ભૂમિ જેટલી હિન્દુઓની છે તેટલી જ પારસી, બેની ઇસરાઇલ, હિન્દી ખ્રિસ્તીઓ, મુસ્લિમો વગેરે હિન્દુ–ઇતર લોકોની છે. સ્વતંત્ર હિન્દ કંઈ હિન્દુરાજ નહિ હોય; કોઈ ધાર્મિક પંથ અથવા કોમની બહુમતીના પાયા પર રચાયેલું નહિ પરંતુ ધર્મના ભેદ વિનાના સમસ્ત પ્રજાના પ્રતિનિધિઓનું એ રાજ્ય હશે. એ રાજ્યમાં બીજી કોમોના મેળથી હિન્દુઓની લઘુમતીની કલ્પના હું કરી શકું છું. જે પ્રતિનિધિઓ ચૂંટાશે તે પોતાની લાયકાત અને સેવાને જોરે ચૂંટાશે. ધર્મ એ દરેક વ્યક્તિની અંગત બાબત છે. તેને રાજકારણમાં કશું સ્થાન ન હોય. પરદેશી હકૂમતની અકુદરતી દશામાંથી ધર્મ પ્રમાણેના આપણા અસ્વાભાવિક ભેદો નીપજ્યા છે. પરદેશી હકૂમત જવા બેઠી છે, અને ખોટા પોકારો અને આદર્શોને આપણે વળગતા હતા એ વાતની મૂર્ખાઈને આપણે જ હસી કાઢવાના છીએ.

ફરિયાદના પત્રમાં જે પ્રવચનનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સાચે જ અશિષ્ટ છે. અંગ્રેજોને ‘હાંકી કાઢવાનો’ સવાલ જ ક્યાં છે? તેઓ જેવી હિંસાભરી લડાઈ કરી શકે તેનાથી ચઢિયાતી હિંસા વિના તેમને કાઢી ન શકાય. મુસ્લિમો કબજામાં ન રહે તો તેમને મારી નાખવાની કલ્પના ભૂતકાળમાં કદાચ બરાબર હશે; આજે એનો કશો જ અર્થ નથી. હિન્દુરાજ અથવા બીજી કોઈ હકૂમત હિન્દ પર થવાની હોય તો અંગ્રેજોને હાંકી કાઢવાના પોકારમાં કશો દમ નથી. એ કંઈ સ્વરાજ નહિ હોય. પ્રજાની સ્વતંત્ર અને સમજપૂર્વકની ઇચ્છા પ્રમાણે ચાલતા રાજ્યનો જ અર્થ સ્વશાસન થઈ શકે ‘સમજપૂર્વકની’ વિશેષણ મેં મુદ્દામ યોજેલું છે, કેમકે મને એવી ઉમેદ રહી છે કે હિંદ પ્રધાનપણે અહિંસક હશે.

(હરિજન, ઑગસ્ટ ૯, ૧૯૪૨, પા. ૨૬૧)

આ વિષયના બીજા વધુ સંદર્ભો પરિશિષ્ટ ૧માં આવતા નીચેના લેખોમાં મળશે.

૬. તેનો અર્થ પાન ૨૧૬
૭. તેઓ ખસી જાય તો જ પાન ૨૧૭
૧૪. વાટાઘાટો પાન ૨૨૬
ભવિષ્યનું દર્શન પાન ૨૨૭
૧૬. આગ્રાહન નિવેદન પાન ૨૩૨
ખાતરણી કરવા જેવું કંઈ નથી પાન ૨૩૩

## પરિશિષ્ટ ૪

### અહિંસા વિષે

"હિંદમાં શરૂ કરવામાં આવેલી કોઈ પણ સામુદાયિક ચળવળ હિંસક ચળવળ થશે એ મિ. ગાંધી જાણતા હતા."

(તહોમતનામું પા. ૩૯)

### ૧. વ્યવહારનીતિ

હા, મહાસભાની આગળ અહિંસાને વ્યવહારનીતિ તરીકે રજૂ કરી એ મેં સારું કર્યું હતું એ મારા મતને હું વળગી રહું છું. મારે જો અહિંસાને રાજકારણમાં દાખલ કરવી હતી તો મેં કર્યું એથી બીજું મારાથી ન થઈ શક્યું હોત. દક્ષિણ આફ્રિકામાં પણ મેં તે વ્યવહારનીતિ તરીકે દાખલ કરી હતી. ત્યાં તે સફળ થઈ, કેમ કે સત્યાગ્રહીઓની સંખ્યા નાની હતી, તેમને નાના ક્ષેત્રમાં કામ કરવાનું હતું, ને તેથી તેમના પર સહેલાઈથી અંકુશ રાખી શકાતો. અહીં આપણી પાસે વિશાળ દેશમાં વેરાયેલાં અગણિત માણસો હતાં. પરિણામ એ આવ્યું કે એમને સહેલાઈથી અંકુશમાં રાખી શકાય કે તાલીમ આપી શકાય એમ ન હતું. અને છતાં એમણે જે રીતે કામ કરી બતાવ્યું તે અદ્ભુત છે. એથી સારું કામ ને સારાં પરિણામ તેઓ બતાવી શક્યાં હોત. પણ જે પરિણામો મળ્યાં તેને વિષે મારા મનમાં જરા પણ નિરાશા નથી. અહિંસાને ધર્મરૂપે માનનાર માણસોથી મેં શરૂઆત કરી હોત તો કદાચ મારા એકલાથી જ મારે સમાપ્તિ કરવી પડત. હું પોતે અપૂર્ણ હોઈ મેં અપૂર્ણ સ્ત્રીપુરુષોથી શરૂઆત કરી ને અણખેડચા દરિયામાં હંકાર્યું. વહાણ ભલે તેને મુકામે નથી પહોંચ્યું, પણ વાવાઝોડામાં ઠીક ઠીક ટકી શકે એવું પુરવાર થયું છે એ ઈશ્વરની કૃપા છે.

(હરિજન, એપ્રિલ ૧૨, ૧૯૪૨ પા. ૧૧૬)

### ૨. અહિંસાત્મક અસહકાર

પ્ર૦ — "એમ સંભળાય છે કે હિંદુસ્તાન પર પરદેશીની ચડાઈ આવે તો તેની સામે કરવાના અહિંસાત્મક અસહકારની આપની યોજના વિષે આપ 'હરિજન'માં લેખ લખવાના છો. એનો કંઈ ખ્યાલ અમને આપશો ?"

ગાંધીજી: "એ ખોટી વાત છે. મારા મનમાં કશી યોજના નથી. હોય તો તમને જરૂર જણાવું. પણ મને લાગે છે એટલું કહેવું પૂરતું છે કે શુદ્ધ અહિંસાત્મક અસહકાર થવો જોઈએ; અને જો આખું હિંદુસ્તાન તૈયાર થાય ને એકમતે એવો અસહકાર કરે તો હું બતાવી આપું કે

લોહીનું એક ટીપું પણ રેડયા વિના જપાની શસ્ત્રોની — કે ગમે તેટલાં સંયુક્ત શસ્ત્રબળની — શક્તિને નિસ્તેજ બનાવી શકાય છે. એને સારુ હિંદુસ્તાને એવો નિશ્ચય કરવો આવશ્યક છે કે, કોઈ પણ મુદ્દા પર જરાયે મચક ન આપવી અને કરોડો માણસોના જીવનું બલિદાન આપવાને તૈયાર રહેવું. પણ હું એ કિંમતને ઘણી સસ્તી ગણું, અને એ કિંમતે મળેલા વિજયને યશસ્વી ગણું. હિંદુસ્તાન કદાચ એ કિંમત આપવાને તૈયાર ન હોય એ વાત સાચી હોવાનો સંભવ છે. હું આશા રાખું છું કે એ સાચી નહિ હોય. પણ પોતાનું સ્વાતંત્ર્ય જાળવવા માગનાર કોઈ પણ દેશે એવી કંઈક કિંમત આપવી જ રહી છે. રશિયનો અને ચીનાઓ જે ભોગ આપે છે તે જબરદસ્ત છે, અને તેઓ સર્વસ્વ જોખમમાં મૂકવા તૈયાર છે. એ જ વસ્તુ બીજા દેશો — ચડાઈ કરનારા કે બચાવ કરનારા — ને વિષે પણ કહી શકાય. એ કિંમત પાર વિનાની છે. તેથી અહિંસાના પ્રયોગમાં હું હિંદુસ્તાનને બીજા દેશો ખેડી રહ્યા છે અને બીજા જો તે સશસ્ત્ર સામનો કરે તોપણ તેને ખેડવું પડે, એ કરતાં વધારે જોખમ ખેડવાનું કહેતો નથી."

તરત જ સામો સવાલ પુછાયો : " પણ શુદ્ધ અહિંસાત્મક અસહકાર બ્રિટનની સામે પણ સફળ થયો નથી, તો તે નવા ચડાઈ લાવનારની સામે શી રીતે સફળ થશે ?"

ગાંધીજી : " એ વસ્તુનો હું સાફ ઇન્કાર કરું છું. શુદ્ધ, નિર્મળ અહિંસાત્મક અસહકારને હજુ સફળતા મળી નથી એમ આજ લગી કોઈએ મને કહ્યું નથી. એવો અસહકાર થયો નથી એ વાત સાચી છે. તેથી તમે એમ કહી શકો છો ખરા કે, જે અસહકાર આજ લગી કરવામાં આવ્યો નથી તે જ્યારે હિંદુસ્તાનને જપાની લશ્કરનો સામનો કરવો પડશે ત્યારે એકાએક કરવામાં આવે એવો સંભવ નથી. હું તો એટલી જ આશા રાખી શકું કે, જોખમ જ્યારે ખરેખર આવી પડશે ત્યારે હિંદુસ્તાન અહિંસાત્મક અસહકાર કરવાને આજના કરતાં વધારે તૈયાર હશે. હિંદુસ્તાન અંગ્રેજી અમલને એટલાં બધાં વરસથી ટેવાયું છે કે, હિંદી માનસને અથવા હિંદના જનસમૂહને નવી સત્તાનું આગમન જેટલું ખૂંચે તેટલી અત્યારની સત્તા કદાચ ખૂંચતી ન હોય. પણ તમે પ્રશ્ન ઠીક પૂછ્યો છે. સંભવ છે કે હિંદુસ્તાન અહિંસાત્મક અસહકાર ન કરી શકે. પણ એવો જ સવાલ શસ્ત્રયુદ્ધને વિષે પણ પૂછી શકાય. એવા અનેક પ્રયત્નો થયા છે ને તે સફળ થયા નથી. તેથી તે જપાનીઓની સામે સફળ નહિ થાય. એમાંથી આપણે એવા હાસ્યાસ્પદ નિર્ણય પર આવીએ છીએ કે હિંદુસ્તાન સ્વાતંત્ર્ય મેળવવા માટે કદી તૈયાર નહિ થાય. અને એવી વાત તો હું કબૂલ કરી

શકું એમ નથી, એટલે હિંદુસ્તાન અહિંસાત્મક અસહકારની હાકલ ઉપાડી ન લે ત્યાં લગી મારે ફરી ફરીને પ્રયત્ન કરવો રહ્યો. પણ જો હિંદુસ્તાન એ હાકલ ઉપાડી ન લે તો તેણે હિંસાને વરેલા કોઈ નેતાની કે કોઈ સંસ્થાની હાકલ ઉપાડી લેવી રહી. દાખલા તરીકે, હિંદુ મહાસભા હિંદુ માનસને સશસ્ત્ર યુદ્ધ માટે જાગ્રત કરવા મથી રહી છે. એ પ્રયત્ન સફળ થાય છે કે કેમ એ જોવાનું છે. હું પોતે તો નથી માનતો કે સફળ થાય.”

(હરિજન, મે ૨૪, ૧૯૪૨, પા. ૧૬૭)

## ૩. મિલકતનાશની નીતિ

પ્ર૦ — “મિલકતનાશની નીતિ સામે અહિંસાત્મક અસહકાર કરવાની સલાહ આપ આપો ખરા? અનાજના પાકનો ને કોઠારોનો અને જળાશયોનો નાશ કરવાના પ્રયત્નનો આપ વિરોધ કરો ખરા?”

ઉ૦ — “હા. એવો વખત કદાચ આવે જ્યારે એવો વિરોધ કરવાની સલાહ હું ખસૂસ આપું; કેમ કે હું એ વસ્તુને વિનાશક, આત્મઘાતી, અને અનાવશ્યક માનું છું — પછી ભલે હિંદુસ્તાન અહિંસાત્મક અસહકારમાં માનતું હોય કે હિંસામાં. અને રશિયા ને ચીનના દાખલા મારા મન પર કશી અસર કરતા નથી. મને અમાનુષી લાગતી હોય એવી રીતો કોઈ બીજો દેશ અખત્યાર કરે તો હું તેને ન પણ અનુસરું. શત્રુ આવે ને અનાજના પાકનો ઉપયોગ કરે તો મારે કદાચ ચાલ્યા જવું પડે — એટલા માટે કે કાં તો હું બચાવ કરવા અસમર્થ હોઉં અથવા મને બચાવ કરવાની પરવા ન હોય. એ પરિસ્થિતિ મારે સહી લેવી રહી. અને એ બાબતમાં આપણે માટે સરસ દૃષ્ટાંત પણ છે. ઇસ્લામના સાહિત્યમાંથી એક ફકરો મને કોઈએ ટાંકી બતાવ્યો હતો. ખલીફાએ ઇસ્લામની સેનાને ચોકસ ફરમાન કરેલું કે, તેણે મનુષ્યને ઉપયોગી એવાં અન્નજળ જેવી ચીજોનો નાશ ન કરવો, અને વૃદ્ધો, સ્ત્રીઓ તથા બાળકોને હેરાન ન કરવાં. એ ફરમાન ઇસ્લામની સેનાએ પાળ્યું એથી તેની સેનાને કંઈ આફત સહેવી પડી હોય એવું મારી જાણમાં નથી.”

પ્ર૦ — “પણ કારખાનાંનું — ખાસ કરીને યુદ્ધનો સરંજામ તૈયાર કરનારાં કારખાનાંનું શું?”

ઉ૦ — “ધારો કે ઘઉં દળવાનાં કે તેલીબિયાં પીલવાનાં કારખાનાં હોય તો હું તેનો નાશ ન કરું. પણ યુદ્ધના સરંજામનાં કારખાનાંનો નાશ કરું, કેમ કે મારું ચાલે તો સ્વતંત્ર હિંદમાં યુદ્ધના સરંજામનાં કારખાનાંને હું કોઈ પણ સંજોગમાં સાંખી શકું નહિ. કાપડની મિલોનો નાશ હું ન કરું, ને એવી બધી વસ્તુઓના નાશનો પ્રતિકાર કરું. પરંતુ, એ વહેવારુ

ડહાપણનો સવાલ છે." ગાંધીજીએ આગળ કહ્યું, "અંગ્રેજો ચાલ્યા જાય એ માગણીના અનુસંધાનમાં કરવાના આખા કાર્યક્રમનો તાત્કાલિક અમલ મેં સૂચવ્યો નથી. એ તો પડેલો જ છે. પણ જો મને લોકમત ખીલવવા ને કેળવવાનું ચાલુ રાખવા દેવામાં આવે તો હું એમ બતાવવાનો પ્રયત્ન કરી રહ્યો છું કે, મારી આ માગણીની પાછળ અંગ્રેજોનું બૂરું તાકવાનો ખ્યાલ નથી, તેમના પ્રત્યે દ્વેષ નથી. મેં સૂચવેલી વસ્તુ સાવ તર્કશુદ્ધ છે. એમાં સહુનું હિત રહેલું છે, અને એ કામમાં સર્વાંશે મિત્રતાનો ભાવ રહેલો હોવાથી હું સાવચેતીથી ચાલી રહ્યો છું, ને ડગલે ડગલે આત્મપરીક્ષણ કરું છું. હું કશું ઉતાવળમાં નહિ કરું. પણ મારા દરેક કામની પાછળ એવો અડગ નિર્ધાર રહેલો છે ખરો કે અંગ્રેજોએ જવું જ જોઈએ.

"મેં અરાજકતાનો ઉલ્લેખ કર્યો છે. મારી દૃઢ પ્રતીતિ છે કે આપણે આજે સુવ્યવસ્થિત અરાજકતામાં વસીએ છીએ. હિંદુસ્તાનમાં જે રાજ્ય સ્થપાયેલું છે તેને હિંદુસ્તાનનું કલ્યાણ કરનારું રાજ્ય કહેવું એ એનું ખોટું વર્ણન કહેવાય. તેથી આ સુવ્યવસ્થિત અરાજકતા જવી જોઈએ, અને તેને પરિણામે જો હિંદુસ્તાનમાં પૂરેપૂરી અંધાધૂંધી થવા પામે, તો હું એ જોખમ ખેડું — જોકે હું માનું છું, ને મને માનવું ગમે, કે હિંદુસ્તાનને અહિંસામાર્ગનું શિક્ષણ આપવાનો ૨૨ વરસનો પ્રયાસ એળે નહીં ગયો હોય અને લોકો અંધાધૂંધીમાંથી સાચી લોકપ્રિય વ્યવસ્થા ખીલવશે. તેથી, જો મને એમ જણાય કે, સારામાં સારો બધો પ્રયત્ન નિષ્ફળ ગયો છે, તો હું લોકોને તેમની મિલકતના નાશનો પ્રતિકાર કરવાનું જરૂર કહું."

(હરિજન, મે ૨૪, ૧૯૪૨ પા. ૧૬૭)

## ૪. સ્વતંત્ર હિંદ શું શું કરે?

ગાંધીજી ફરી ફરીને કહી ગયા કે બ્રિટન વ્યવસ્થિત રીતે વિદાય લે તો તેને પરિણામે અસંતુષ્ટ વિરોધી હિંદુસ્તાન અંગ્રેજોના મિત્ર અને સાથીમાં ફેરવાઈ જાય. પેલા અમેરિકન મિત્રો આવી મિત્રતા કેટલી હદ સુધી જઈ શકે તેના વિચાર પર ઊતર્યા. "સ્વતંત્ર હિંદ જપાન સામે લડાઈ જાહેર કરે કે?"

"સ્વતંત્ર હિંદને તેમ કરવાની જરૂર જ ન રહે. એ તો લાંબી મુદતનું દેવું ચૂકવી દીધા બદલની કૃતજ્ઞતાની લાગણીથી આપમેળે જ મિત્રરાજ્યોનું સાથી બની જાય. મનુષ્યસ્વભાવ એવો છે કે દેવાદાર દેવું ચૂકવે તેથીયે કૃતજ્ઞ બને છે."

"પણ, તો પછી એ મિત્રતા સાથે હિંદુસ્તાનની અહિંસાનો મેળ શી રીતે બેસશે?"

"એ સારો સવાલ છે. આખુંયે હિંદુસ્તાન અહિંસક નથી. જો આખું હિંદ અહિંસક હોત, તો તો મારે બ્રિટનને વીનવવાપણુંયે ન હોય અને જપાનના આક્રમણનીયે ધાસ્તી ન હોય. પણ મારી અહિંસામાં માનનારા તો એક મૂઠીભર લોકો જ છે, અથવા કદાચ સ્વભાવથી જ અહિંસક એવી મૂગી જનતાના કરોડો છે. બંનેને વિષે કદાચ સવાલ પૂછવામાં આવે કે, 'પણ તેમણે કરી શું બતાવ્યું છે?' હું કબૂલ કરું છું કે કશુંયે નથી કરી બતાવ્યું, પણ જ્યારે આકરી પરીક્ષા આવશે ત્યારે કદાચ કરી બતાવે,— કદાચ નયે કરી શકે. એટલે કરોડોની અહિંસાશક્તિને હું અંગ્રેજો આગળ ધરી શકતો નથી, અને જે કાંઈ કરી બતાવ્યું છે તેને અંગ્રેજોએ નિર્બળની અહિંસા લેખીને કાઢી નાંખી છે. આથી મેં તો કેવળ શુદ્ધ ન્યાયને ખાતર જ બ્રિટન પાસે આ માગણી કરી છે, જેથી તે તેમને હૈયે ઊતરે. એ માત્ર નૈતિક દૃષ્ટિબિંદુથી જ વિચારવાની છે. બ્રિટને ઘણીયે વાર ભૌતિક ક્ષેત્રમાં સાહસભર્યાં કામો કર્યાં છે અને મોટાં જોખમો ખેડયાં છે. હું કહું છું કે, તેઓ એક વાર નૈતિક ક્ષેત્રમાં સાહસ ખેડે અને હિંદની માગણીનો વિચાર કર્યા વિના તેને આજે જ સ્વતંત્ર જાહેર કરી દે."

(હરિજન, જૂન ૧૪, ૧૯૪૨, પા. ૧૮૭)

## ૫. એક પડકાર

વાત એ છે કે અહિંસા હિંસા કરતાં જુદી જ રીતે કામ કરે છે. એની રીત ઊલટી છે. સશસ્ત્ર માણસ સ્વાભાવિક રીતે પોતાનાં શસ્ત્રો પર આધાર રાખે છે. જે માણસ જાણીજોઈને નિઃશસ્ત્ર થઈ જાય છે, તે એ અદૃશ્ય શક્તિ પર આધાર રાખે છે, જેને કવિઓ ઈશ્વર કહે છે અને વૈજ્ઞાનિકો 'અજ્ઞાત' કહે છે. પણ 'અજ્ઞાત'નો અર્થ 'અભાવ' જ કરવાનો નથી. સર્વે જ્ઞાત તેમ જ અજ્ઞાત શક્તિઓના આધારરૂપ શક્તિ તે જ ઈશ્વર છે. એ આધાર–શક્તિ પરના વિશ્વાસ વિનાની અહિંસા કચરામાં નાંખી દેવા જેવી નકામી વસ્તુ છે.

હું આશા રાખું છું કે ટીકાકાર ભાઈ પોતાના પ્રશ્નના મૂળમાં રહેલી ભૂલને જોઈ શકશે તેમ જ સમજશે કે, જે સિદ્ધાન્તે મારા જીવનને દોર્યું છે તે નિષ્ક્રિયતાનો નહિ પણ અત્યંત ક્રિયાવાદી સિદ્ધાન્ત છે.

એણે, સાચું પૂછતાં, પોતાનો સવાલ નીચે મુજબ ઘડવો જોઈતો હતો: "બાવીસ વર્ષથી તમે હિંદુસ્તાનમાં કામ કરી રહ્યા છો, છતાં બહારના તેમ જ અંદરના ભયોને પહોંચી વળે એટલા સત્યાગ્રહીઓ હજુ ઊભા નથી કરી શકયા, તેનું કારણ શું?" તેનો જવાબ હું એ આપું કે, એક પ્રજાને અહિંસાની શક્તિની તાલીમ આપવા માટે બાવીસ વર્ષની મુદત

કાંઈ જ નથી. આનો અર્થ એ પણ નથી કે યોગ્ય પ્રસંગે ઘણા માણસો એ શક્તિ નહિ જ બતાવે. એ પ્રસંગ હવે આવેલો જણાય છે. આ લડાઈ રૈયત તેમ જ લડાયક બન્ને પ્રકારના લોકોની, તથા હિંસાની જેમ અહિંસાનીયે કસોટી કરી રહી છે. (હરિજન, જૂન ૨૮, ૧૯૪૨, પા. ૨૦૧)

૬.

એટલે તે ઘડીએ જે કરવા યોગ્ય હોય તે હિંમતભેર ગમે તે ભોગે પણ કરવું એ સુવર્ણ નિયમ છે. પરંતુ એમાં કશી ગુપ્તતા, છળ, ધોકા-બાજી કે મનમનામણું ન હોવું જોઈએ. (હરિજન, જુલાઈ ૧૨, ૧૯૪૨, પા. ૨૧૭)

## ૭. ગુરુ ગોવિંદસિંહ

. . . . પરંતુ યુદ્ધમાં માનનારા હોવાથી એ બાબતમાં તેઓ (ગુરુ ગોવિંદસિંહ લેનીન, કમાલ પાશા વગેરે) મારા જેવા કટ્ટર અહિંસાવાદીના જીવનના માર્ગદર્શક ન બની શકે. કદાચ કૃષ્ણ ઉપર મારી શ્રદ્ધા લેખક કરતાં વધારે હશે. પરંતુ મારો કૃષ્ણ તો આ વિશ્વનો સ્વામી અને આપણા સૌનો સર્જક, પાલક અને સંહારક છે. એ સરજે છે એટલે સંહાર પણ કરે. પરંતુ મારા મિત્રો જોડે મારે તાત્ત્વિક કે ધાર્મિક ચર્ચામાં ઊતરવું ન:જોઈએ. મારા જીવનના તત્ત્વજ્ઞાનનો બોધ આપવાની મારી યોગ્યતા નથી. જે સિદ્ધાંતોમાં હું માનું છું તેમનું માંડ પાલન કરવાની મારી યોગ્યતા છે. હું તો કેવળ એક અદનો પ્રયત્નશીલ માણસ છું અને મન, વચન તથા કર્મમાં સંપૂર્ણપણે શુભ, સત્યવાદી અને અહિંસાપરાયણ બનવા ઝંખું છું. પરંતુ મારા સાચા આદર્શને પહોંચવામાં હું હમેશાં નિષ્ફળ નીવડું છું. હું કબૂલ કરું છું અને મારા ક્રાંતિવાદી મિત્રોને ખાતરી આપવા માગું છું કે, એ કષ્ટદાયક ચડાણ છે ખરું, પરંતુ એનું કષ્ટ મારે માટે અચૂક આનંદ સમાન છે. દરેક પગથિયું ચડતાં હું વધારે ને વધારે શક્તિ અનુભવું છું, અને આગળનું પગથિયું ચડવા માટે યોગ્ય બનતો રહું છું. પણ એ તમામ કષ્ટ અને આનંદ મારે માટે જ છે. ક્રાંતિવાદીઓ મારા બધા સિદ્ધાંતોને ફેંકી દેવાને મુખત્યાર છે. એક સાથી તરીકે હું તેમની આગળ મારા અનુભવો રજૂ કરું છું. અલીભાઈઓ તેમ જ બીજા કેટલાક લોકોની આગળ પણ મેં એમ કર્યું છે અને તેમાં મને સફળતા પણ મળી છે. તેઓ મુસ્તફા કમાલ પાશા, ડી વેલેરા તથા લેનીનના કાર્યની અંતઃકરણપૂર્વક સ્તુતિ કરી શકે છે. પરંતુ તેઓ મારી પેઠે સમજે છે કે, હિંદની સ્થિતિ તુર્કસ્તાન, આયર્લૅન્ડ કે રશિયા જેવી નથી. તથા હમેશને માટે ભલે નહિ હોય પણ કંઈ નહિ તો દેશની આજની અવસ્થામાં તો ક્રાંતિકારી ચળવળ આત્મઘાતક છે. કેમ કે આ અતિશય વિશાળ દેશ છે, મતભેદોથી

ભરેલો છે, તથા તેનો જનસમૂહ દારિદ્રમાં ડૂબેલો અને અતિશય ભયભીત દશામાં છે. (હરિજન, જુલાઈ ૧૨, ૧૯૪૨, પા. ૨૧૯)

## ૮. આગ

પ્ર૦—તમારી અને નીરોની વચ્ચે શો ફરક છે? રોમ બળતું હતું ત્યારે તે સારંગી વગાડતો બેઠો હતો. તમે પણ દેશમાં આગ લગાડીને પછી સેવાગ્રામમાં સારંગી વગાડતા બેસશો. એ આગને તમે બુઝાવી તો શકવાના જ નથી.

ઉ૦—મારે જો દીવાસળી મૂકવી જ પડે અને તે ભેજથી હોલવાઈ જનારી ન નીવડે, તો મારી અને નીરોની વચ્ચેનો ફરક માલૂમ પડશે. તે વખતે તમે મને સેવાગ્રામમાં બેસી સારંગી વગાડતો જોવાને બદલે, મેં પોતે પ્રગટાવેલી જ્વાળાઓમાં—જો તેને હું અંકુશમાં ન રાખી શકું તો—બળતો જોવાની આશા રાખજો. પણ મારી તમારી સામે ફરિયાદ છે. એક ચડી ગયેલું દેવું વસૂલ કરી લેવા માટે—અને તે એવી ક્ષણે કે તેને વસૂલ કરવાથી જ હું જીવી શકું એમ હોય ત્યારે—હું જે પગલું ભરું, તેને પરિણામે જે જે કાંઈ થાય તે બધાનો દોષ મારા પર જ તમે કેમ ઢોળો?

નિશાળોમાં રાજકર્તાઓ ગવડાવે છે, "બ્રિટનો કદી ગુલામ થશે નહિ." આ તુક કયા ઉમળકાથી તેના ગુલામો ઝીલી શકે? અંગ્રેજો પોતાની રક્ષા માટે તો પાણીની માફક લોહી રેડે છે અને ધૂળની માફક સોનું ઉડાડે છે. ત્યારે હિંદુસ્તાન અને આફ્રિકાને ગુલામીમાં રાખવાનો તેમને અધિકાર જ છે શું? પોતાની બેડીઓ તોડવા માટે હિંદીઓ તેમના કરતાં ઓછું શું કામ કરે? જે માણસ જીવતો મરી રહ્યો છે તે પોતાના હૃદયની જ્વાળા શમાવવા પોતાની જ ચિતા પેટાવતો હોય, તેને નીરો જોડે સરખાવવો તે તો ભાષાનો દુરુપયોગ જ ગણાય. (હરિજન, જુલાઈ ૧૨, ૧૯૪૨, પા. ૨૨૮)

## ૯. માંદગી આવે તો

પણ મુદ્દાની વાત એ છે કે, જ્યાં સુધી મગજની શક્તિઓ સાબૂત છે ત્યાં સુધી શારીરિક માંદગી એ અહિંસક લડતની દોરવણીને માટે અંતરાયરૂપ નથી. અહિંસક આચરણની પાછળ એક એવી અફર શ્રદ્ધા રહેલી છે કે સર્વ પ્રેરણાનું મૂળ ઈશ્વર જ છે કે જેનું દર્શન અથવા અનુભવ અજેય શ્રદ્ધા વિના થઈ શકતો નથી. તે છતાં એક સાધક અને સત્યના પ્રયોગ કરનાર તરીકે હું જાણું છું કે શરીરની માંદગી અથવા થાક પણ અહિંસક આચરણ કરનારને માટે ખામીરૂપ છે. સત્ય અને અહિંસાના ભક્તો, 'તંદુરસ્ત શરીરમાં પૂર્ણ આરોગ્યવાળું મન વસે છે'

એ સિદ્ધાંતને અક્ષરશઃ સ્વીકારે છે; પરંતુ એ તો પૂર્ણ મનુષ્યોને માટે કહેવાયેલું છે. મને એનો ખેદ છે કે હું તો હજુ એ પૂર્ણતાને ઝંખતો છતાં એનાથી ક્યાંય દૂર છું. (હરિજન, જુલાઈ ૧૯, ૧૯૪૨, પા. ૨૨૯)

## ૧૦. અહિંસાની પદ્ધતિમાં ઉપવાસનું સ્થાન

આપણી બધી શક્તિથી જે લડતને આપણે ટાળવા પ્રયત્ન કરીએ છીએ તે જો આવી જ પડે, અને તેની સફળતાને માટે અનિવાર્ય એવા અહિંસાને માર્ગે જ તે ચાલે, તો તેમાં ઉપવાસને મહત્ત્વનું સ્થાન રહેવાનું. સત્તા સાથેના ઝઘડામાં અને આપણા જ લોકો હિંસાનાં સ્વૈર કાર્યો કરવા લાગે અથવા હડે ભરાઈને હુલ્લડે ચડે તો તેમની સામે લેવાના ઉપાયમાં પણ ઉપવાસનું સ્થાન છે જ.

રાજકીય લડતના એક શસ્ત્ર તરીકે કુદરતી રીતે જ તેની સામે એક પૂર્વગ્રહ બંધાઈ ગયો છે. ધાર્મિક પ્રક્રિયામાં તેનું સ્થાન માન્ય થયેલું છે. સામાન્ય રાજકારણી માણસ તેને રાજકારણમાં એક ગમાર પ્રક્ષેપ ગણે છે. જોકે રાજદ્વારી કેદીઓએ તો કોઈ ખાસ પદ્ધતિસરની યોજના વિના હમેશ તેનો આશ્રય લીધો છે અને થોડીઘણી સફળતા પણ મેળવી છે. જાહેર પ્રજાનું લક્ષ પોતાના તરફ ખેંચવામાં અને જેલના અધિકારીઓની શાંતિમાં ખલેલ નાખવામાં તો ઉપવાસો કરીને તેઓ હમેશ ફાવ્યા છે.

હું માનું છું કે મારા પોતાના ઉપવાસ હમેશ સત્યાગ્રહના નિયમને ચુસ્તપણે અનુસરીને થયા છે. દક્ષિણ આફ્રિકામાં મારી સાથેના સત્યાગ્રહીઓએ પણ પૂરા અથવા અધૂરા ઉપવાસો કર્યા હતા. મારા ઉપવાસો વિધવિધ પ્રકારના થયા છે. એક તો પેલો ૧૯૨૪ની સાલનો સદ્ગત મૌલાના મહમદઅલીના ઘરમાં દિલ્હીમાં કરેલો ૨૧ દિવસનો હિંદુમુસ્લિમ ઐક્ય માટેનો ઉપવાસ. મૅકડોનલ્ડના કોમી ચુકાદા સામે સમયની મર્યાદા બાંધ્યા વિનાનો કરેલો ઉપવાસ ૧૯૩૨ની સાલમાં યરવડા જેલમાં થયો હતો. ૨૧ દિવસનો આત્મશુદ્ધિ માટેનો ઉપવાસ યરવડા જેલમાં શરૂ થયો હતો. પણ ઉપવાસની સ્થિતિમાં મને જેલમાં રાખવાની જવાબદારી સરકારને લેવી ન હતી એટલે તેનું પારણું શ્રી. લેડી ઠાકરશીને ત્યાં થયું હતું. ત્યાર પછી ૧૯૩૩માં બીજો એક ઉપવાસ થયો. ચાર જ મહિના પહેલાં જે રીતે મને અસ્પૃશ્યતાનિવારણનું કાર્ય જેલમાંથી નીકળતા 'હરિજન' દ્વારા કરવાની સગવડ સરકારે આપી હતી તેવી સગવડ ફરીથી ન આપી તેના વિરોધમાં ૧૯૩૩માં એ થયેલો. સરકાર નમતું આપવા તૈયાર ન હતી, પણ તેના તબીબી સલાહકારોને એમ લાગ્યું કે હું ઉપવાસ નહિ છોડું તો ઝાઝા દિવસ જીવવાનો નથી, એટલે સરકારે મને જેલમાંથી છોડી મૂક્યો. તે પછી

૧૯૩૯માં રાજકોટનો કમનસીબ ઉપવાસ થયો. ઉપવાસ દરમ્યાન અવિચારીપણે મેં લીધેલા એક ખોટા પગલાને લીધે તેનું જે જ્વલંત પરિણામ અચૂક આવત તે ન આવ્યું. આ બધા ઉપવાસો છતાં, ઉપવાસ સત્યાગ્રહના એક શસ્ત્ર તરીકે માન્ય થયો નથી. રાજકારણી લોકોએ તેને સહી લીધો છે એટલું જ. તેમ છતાં મારે એવા નિર્ણય ઉપર આવવું પડયું છે કે, આમરણ ઉપવાસ એ સત્યાગ્રહના કાર્યક્રમનું એક અત્યંત મહત્ત્વનું અંગ છે, અને અમુક ચોકસ સંજોગોમાં તે સત્યાગ્રહનું સૌથી મહાન અને રામબાણ શસ્ત્ર છે. યોગ્ય તાલીમ પામ્યા વિના આવી જાતનો ઉપવાસ આદરવાને માટે દરેક જણ પાત્ર નથી. કયા સંજોગોમાં ઉપવાસ આદરી શકાય અને તેને માટે કેવી જાતની તાલીમ હોવી જોઈએ તેની વિગતોના પરીક્ષણથી આ નોંધને મારે લંબાવવી નથી. પરગજુપણાના (પ્રેમ શબ્દ મેં જાણી જોઈને વાપર્યો નથી કારણ કે તે કંઈક અળખામણો થયો છે.) રચનાત્મક અર્થમાં અહિંસા સૌથી સમર્થ શક્તિ છે. કારણ કે ખોટું કરનારાઓને કોઈ પણ જાતનું શારીરિક અથવા ભૌતિક નુકસાન કર્યા વિના કે કરવાનો ઇરાદો પણ રાખ્યા વિના, કષ્ટસહનને માટે તેમાં પૂરતો અવકાશ મળી રહે છે. સત્યાગ્રહનો આશય હમેશાં ખોટું કરનારમાં રહેલા સદ્અંશને જાગ્રત કરવાનો છે. કષ્ટસહન તેની દૈવી પ્રકૃતિને સ્પર્શે છે અને પ્રતિકાર તેની આસુરી પ્રકૃતિને છંછેડે છે. યોગ્ય સંજોગોમાં ઉપવાસ આ પ્રકારની ઉત્તમ કોટીની અપીલ છે. રાજકારણીઓને રાજકીય બાબતોમાં તેનું ઔચિત્ય દેખાતું નથી તેનું કારણ એ છે કે આ સરસ શસ્ત્રનો એ એક નવીન ઉપયોગ છે.

અહિંસાનો ઐહિક બાબતોમાં ઉપયોગ કરીએ તો જ તેની કિંમત છે. તેથી પૃથ્વી ઉપર સ્વર્ગ ઊતરશે. સાચું જોતાં આપણી દુનિયાથી જુદી દુનિયા જેવી કોઈ વસ્તુ જ નથી, બધી જ દુનિયાઓ એક છે. આ લોક અને પરલોક એવાં બે ભિન્ન સ્થાનો જ નથી. જીન્સે પુરવાર કર્યું છે કે દુનિયાના સમર્થમાં સમર્થ દૂરબીનથી પણ જે તારાઓ દેખી શકાતા નથી તે સૌથી દૂરના તારાઓને સમાવી લેતું સમગ્ર વિશ્વ એક અણુમાં પણ સૂક્ષ્મપણે રહેલું છે. તેથી ગુફાવાસીઓ માટે અને પરલોકમાં અગ્રસ્થાન પ્રાપ્ત કરવાને અર્થે પુણ્ય એકઠું કરવાને માટે જ અહિંસાનો ઉપયોગ મર્યાદિત રાખવો એ ખોટું છે એમ હું માનું છું. જીવનના દરેકે દરેક વ્યવસાયમાં કામ ન આવે તે સદ્ગુણનો કશો અર્થ નથી. તેથી હું કેવળ રાજકારણી વૃત્તિના લોકોને અહિંસાનો અને તેના અંતિમ સ્વરૂપ તરીકે ઉપવાસનો સહાનુભૂતિથી અને સમજપૂર્વક અભ્યાસ કરવાની વિનંતી કરું છું. (હરિજન, જુલાઈ ૨૬, ૧૯૪૨, પા. ૨૪૮)

## ૧૧. અહિંસાનું શું?

પ્ર૦—પણ તમારી અહિંસાનું શું? મુક્તિ મળ્યા પછી તમે તમારી નીતિ કેટલે સુધી ચલાવશો?

ઉ૦—આ સવાલ ભાગ્યે જ ઊઠે છે. 'હું' શબ્દ હું ટૂંકાણમાં બોલવા માટે વાપરું છું; પણ અહીં 'હું' એટલે હું જે રીતે હિંદની મનોવૃત્તિ સમજું છું તે મનોવૃત્તિ એમ સમજવાનું છે. કુલ હિંદ તો આજે તેમ જ તે વખતેયે મિશ્રવૃત્તિનું હશે. રાષ્ટ્રીય સરકાર શી નીતિ અખત્યાર કરશે તે હું કહી શકતો નથી. હું કદાચ ત્યાં સુધી, ઇચ્છું તોયે, જીવતોય ન હોઉં. હું હોઉં તો તો જેટલી વધારેમાં વધારે હદ સુધી અહિંસક નીતિને ખેંચી લઈ જઈ શકાય તેટલી ખેંચવા સલાહ આપું, જગતની શાંતિ અને દુનિયાની નવરચનાના કાર્યમાં હિંદનો તે જ મોટો ફાળો થશે. પણ હું ધારું છું કે હિંદમાં આટલી બધી લડાયક જાતિઓ છે—અને તે સૌનો દેશની સરકાર રચવામાં હાથ હશે જ—તેને લીધે રાષ્ટ્રની નીતિ કોઈક સૌમ્ય પ્રકારના યુદ્ધવાદ તરફ ઝૂકનારી હશે. હું એ આશા તો જરૂર જ રાખીશ કે, રાજકીય ક્ષેત્રમાં અહિંસાની શક્તિ દેખાડનારી છેલ્લાં બાવીસ વર્ષની બધી મહેનત ફોકટ નહિ જ ગઈ હોય, અને સાચી અહિંસાનું પ્રતિનિધિત્વ કરનારો એક બળવાન પક્ષ દેશમાં રહેશે. બન્ને પરિસ્થિતિમાં મિત્રરાજ્યો સાથે સંધિભાવે રહેલું હિંદુસ્તાન તેમને ભારે મદદગાર જ થશે. અત્યારની જેમ બંધનમાં રાખેલું હિંદ તો યુદ્ધના રથની પાછળ બાંધેલા ભારે નિરર્થક બોજાના જેવું છે. અણીને વખતે કદાચ એ તો જોખમકારક પણ થઈ પડે. (હરિજન, જૂન ૨૧, ૧૯૪૨, પા. ૧૯૭)

## ૧૨. બીજો એક વાર્તાલાપ

ધનુષતકલીવાળા નવા રેંટિયાના શોધક શ્રી. ભારતાનંદજી પોલંડ-નિવાસી સજ્જન છે. થોડા સમય પૂર્વે એક લખાણમાં પોલંડે જર્મન આક્રમણના કરેલા સામનાને ગાંધીજીએ 'લગભગ અહિંસક' સામનારૂપે ઓળખાવ્યો હતો. પોતાના દેશવાસીઓની આ સ્તુતિ ભારતાનંદજીને ઉચિત ન લાગી. ગાંધીજીને તેમણે કહ્યું, "આપ કહો છો કે પોલ લોકોનું આચરણ 'લગભગ અહિંસક' કહેવાય! મને એમ નથી લાગતું. પોલંડવાસીઓના હૈયામાં તો નર્યો દ્વેષ ઊભરાતો હતો. આપે કરેલી સ્તુતિને તેઓ પાત્ર છે એમ મને નથી લાગ્યું."

"મારા કહ્યાનો એવો અતિઅક્ષરાર્થ કરવા ન બેસો. જો દસ સૈનિકો પગથી માથા સુધી શસ્ત્રસજ્જ એવા હજાર સૈનિકોનો સામનો કરે તો

પેલા દસનું આચરણ 'લગભગ અહિંસક' કહી શકાય, કારણ કે તેમની પાસે જે હિંસાશક્તિ છે તે સામાવાળાઓની સરખામણીમાં નહિ જેવી છે. પણ બાળાનો મેં લીધેલો દાખલો વધુ બંધબેસતો છે. એક બાળાએ હાથે લાંબા નખ વધાર્યા હોય અને તે પોતાની ઉપર હુમલો કરનાર પર નખ વડે અગર તો દાંત વડે સામો હુમલો કરે તો તેનું તે આચરણ 'લગભગ અહિંસક' છે; કારણ તેણે પૂર્વયોજના કે તૈયારીપૂર્વક કશી હિંસા આચરી નથી. એની હિંસા બિલાડી સામે ઉંદરની હિંસા જેવી ગણાવી શકાય."

"વારુ ત્યારે. બાપુજી, હું આપને એવો જ એક સાચોસાચ બનેલો દાખલો સંભળાવું. એક રશિયન બાળા પર એક સૈનિકે હુમલો કરેલો. બાળાએ પોતાના નખ અને દાંતની મદદથી પેલા નરપશુનો સામનો કર્યો અને એને સાચે જ ચીરી પીંખી નાંખ્યો. આ આચરણને 'લગભગ અહિંસક' કહેવું શું ?"

મેં વચમાં જ કહ્યું: "જો એ પૂર્વવિચાર વિનાનું અને તત્ક્ષણ સૂઝી આવેલી સમયસૂચકતાનું આચરણ હોય તો એ સફળ નીવડયું એટલા જ ખાતર તેને થોડું જ હિંસક કહી શકાય ?"

ગાંધીજીથી કહેવાઈ ગયું, "ના !"

ભારતાનંદ: "ત્યારે તો હું સાચે જ દુવિધામાં પડું છું. આપ કહો છો કે અગાઉથી વિચાર કરી રાખીને હિંસા થઈ ન હોવી જોઈએ, અને સરખામણીમાં મૂકી શકાય એવા કશા પ્રમાણમાં હિંસાની શક્તિ મોજૂદ ન હોવી જોઈએ. તો પછી આ દાખલામાં તો પેલી બાળાએ પોતાની જીતથી સાબિત કરી આપ્યું કે તેનામાં તેવી સરખામણીમાં મૂકી શકાય એવી શક્તિ હતી."

ગાંધીજી: "મહાદેવને સરતચૂકથી 'ના' કહેવામાં મેં ભૂલ કરી. પેલું આચરણ હિંસક જ કહેવાય. એમાં બેઉ બળની બરાબરી હતી."

ભારતાનંદજી: "પણ ત્યારે શું હેતુ એ આખરી કસોટી નથી ? એક શસ્ત્રવૈદ્ય અહિંસક હેતુથી નસ્તર મૂકે છે, અગર તો એક શાંતિરક્ષક સમાજની રક્ષાને ખાતર ડામીજ માણસ સામે બળ વાપરે છે. એ બધું એ લોકો અહિંસકપણે જ કરે છે ને ?"

"હેતુ પારખવાનો અધિકારી કોણ ? આપણે માટે તો ઘણાખરા દાખલાઓમાં પ્રત્યક્ષ કૃત્ય જ કસોટીરૂપ હોઈ શકે. સામાન્યપણે આપણે કૃત્ય સામું જ જોઈએ, હેતુ સામું નહિ. ઈશ્વર જ એકલો ભીતરનો હેતુ જોનારો અંતર્યામી છે."

"તો પછી હિંસા કઈ અને અહિંસા કઈ એ પારખનારો પણ ઈશ્વર જ એકલો છે."

"હા, ઈશ્વર જ એકલો આખરી ન્યાયનો તોળનારો છે. એમ બને કે આપણે જેને અહિંસા માનીએ તે ઈશ્વરની નજરમાં હિંસા ઠરે. પણ આપણે માટે તો માર્ગ દોરી મૂકેલો પડ્યો છે. વળી આપણે એ પણ જાણવું જોઈએ કે યથાર્થ અહિંસાનું આચરણ એના સાધકને વિષે તીક્ષ્ણમાં તીક્ષ્ણ બુદ્ધિમત્તા અને જાગ્રત વિવેકબળ પણ માગી જ લે છે. એને હાથે ભૂલ થવી મુશ્કેલ જ હોય. મેં પોલંડ વિષે પેલા શબ્દો લખ્યા, અને એક બાળા પોતા ઉપર હુમલો કરનાર સામે પોતાના નખદાંતનો ઉપયોગ કરે છતાં તેણે હિંસા કરી ન ગણાય એમ સૂચવ્યું, ત્યારે મારા મનમાં શો અર્થ અભિપ્રેત હતો તે તમારે સમજી લેવું જોઈએ. એમાં મુદ્દો એ છે કે, હુમલો કરનાર સામે એવી રીતે થનાર પોતાની સામેના પારાવાર બળિયા વિરોધી આગળ નમવાની સાફ ના પાડીને, મોત નિશ્ચે છે એમ સંપૂર્ણ જાણવા છતાં, પોતાની જે કંઈ અણુમાત્ર શક્તિ હોય તેટલીથી આંધળિયાં કરે છે. પોલ પ્રજા જાણતી હતી કે તેના ભુક્કેભુક્કા થઈ જવાના છે, છતાં તેણે જર્મન ધાડાંઓનો સામનો કર્યો. તેથી જ મેં તેને 'લગભગ અહિંસક' કહી."

(હરિજન, સપ્ટેંબર ૮, ૧૯૪૦, પા. ૨૭૪)

આ જ વિષયના બીજા વધુ સંદર્ભો પહેલા પરિશિષ્ટમાં આવતા નીચેના લેખોમાં મળશે:


૩. કશી ગુપ્તતા નથી  પાન ૨૦૯

ગુલામીનો પ્રતિકાર કેવી રીતે કરવો?  પાન ૨૦૯

૪. અહિંસક અસહકાર કેમ?  પાન ૨૧૧

૯. એક કોયડો  પાન ૨૧૮

૧૦. એક ભૂલ  પાન ૨૧૯

૧૧. અરે! લશ્કર?  પાન ૨૨૦

૧૪. સામા પક્ષની દલીલ સમજવા તૈયાર છું  પાન ૨૨૯


# પરિશિષ્ટ ૫

## ૧

પંડિત જવાહરલાલ નેહરુએ અલ્લાહાબાદમાં પત્રકારમંડળ આગળ કરેલા ભાષણમાંથી ઉતારા:—

બ્રિટન, રશિયા કે ચીન ભયમાં હોય એનો લાભ લેવા આપણે ઇચ્છતા નથી; અને એમ પણ નથી ઇચ્છતા કે ધરીસત્તાઓ જીતે. આપણે તો જપાનીને રોકવા અને ચીનને તથા લોકતંત્ર અને સ્વતંત્રતાના વધારે વિશાળ પક્ષને મદદ કરવી છે. પણ એકલા આપણને જ નહિ પણ આપણા દ્વારા ચીનને પણ એવી જાતનું

જોખમ છે કે, ચીને કર્યું છે તેમ લડાઈને સાર્વજનિક લડાઈનું રૂપ આપીને આપણે તે ભયનો સામનો કરવો છે. હિંદી સરકારની તૈયારી તદ્દન અધૂરી છે. આપણે તો રાષ્ટ્રની પ્રતિકારશક્તિને જગાડવી છે.

## માનસિક પ્રત્યાઘાત

આપણે એમ કરતાં જોખમ ખેડવું પડે તો પણ ચાલુ પરિસ્થિતિ સાથે કામ લેવું છે. ,આપણે તાત્કાલિક ભયથી આપણી રક્ષા કરવી છે, અને સ્વતંત્રતા મેળવવા કોઈ સ્થિતિનો લાભ નથી લેવો. જો આપણે નિષ્ક્રિય રહીએ તો સરકાર વિરુદ્ધની લોકલાગણી ધીરે ધીરે પડી ભાંગે અને તેથી કરીને પ્રતિકાર કરવાની લોકલાગણી પણ પડી ભાંગે. એવી ભાષા કોઈને વાપરવી હોય તો આપણે નસીબની સાથે બાજી રમવી છે અને તે આપણે બહાદુરીથી રમીશું.

પંડિત નેહરુએ કહ્યું કે આ લડત લાંબી નહિ ચાલે પણ ટૂંકીને ઝડપી હશે. કેટલી ટૂંકી કે ઝડપી થાય તે પોતે કહી શકે નહિ, કેમ કે એનો આધાર રાષ્ટ્રની મનોદશા ઉપર છે. "આપણી આગળ સશસ્ત્ર લશ્કર નથી, થોડાક કરોડોના માનસિક પ્રત્યાઘાતો પર આપણી લડતનો આધાર છે."

એક અમેરિકન પત્રકારના પ્રશ્નનો ઉત્તર વાળતાં પંડિત નેહરુએ કહ્યું: "આપણા કાર્યથી હિલચાલને લાભ થઈ શકશે અને સરકારના કાર્યથી એને વેગ મળી શકશે." 'હરિજન'માં ગાંધીજીએ પગથિયાં બતાવ્યાં છે અને અખિલ ભારત મહાસભા સમિતિની બેઠક પછી એકાદ પખવાડિયામાં પહેલું પગલું લેવામાં આવે. સરકાર પોતાના કાંઈક કાર્યથી એને વેગ આપે તો કોણ જાણે, નહિ તો એ તૈયારીનું જ પગલું હશે.

પંડિતજીએ કહ્યું, આ નિશ્ચય રોષથી નથી કર્યો, પણ જગતની ચાલુ રાજદ્વારી પરિસ્થિતિ અને લડાઈ લડવાની બ્રિટિશ સરકારની પદ્ધતિનું સૂક્ષ્મ પૃથક્કરણ કર્યા પછી અમે આ નિર્ણય કર્યો. મહાસભા સ્વતંત્રતાની વાત કરે છે તે સાટાના રૂપમાં છે એમ કહેવાય છે. એટલે હિંદમાંથી બ્રિટિશ સત્તાને ખસેડવાની માગણીથી અંગ્રેજ લોકોને ક્રોધ ચઢ્યો છે. પણ આ માગણી તો રાષ્ટ્રવાદી હિલચાલમાં અંગભૂત છે. કહે છે કે, 'હિંદ છોડો'ની માગણી જાસા બરાબર છે અને લડાઈ પછી સ્થિતિ ચોખ્ખી થાય ત્યાં સુધી હિંદે વાટ જોવી જોઈએ.

આગળ ચાલતાં પંડિત નેહરુએ કહ્યું કે અમે આટલાં વર્ષો વાટ જોઈ. મહાસભા ૧૯૪૦માં સત્યાગ્રહ કરવાની અણી ઉપર હતી પણ ફ્રાન્સના પતનના કારણથી લડત શરૂ કરવાનું મોકૂફ રાખ્યું હતું. કારણ કે એવી ભયભીત દશામાં ઇંગ્લંડને અમે મૂંઝવવા ઇચ્છતા નહોતા. બને ત્યાં સુધી ભયનો સામનો કરવા અમે ઇચ્છીએ છીએ. હિંદ ઉપરની જપાની ચડાઈ રોકવા અને ચીનને

મદદ કરવા ઇચ્છીએ છીએ. હું બ્રિટિશ સરકારના છાબડામાં મારો તોલ ન નાંખી શકું. કેમ કે બ્રિટિશ રાજ્યનીતિ એટલી બદ્ધમૂલ છે કે અમે કાંઈ કરી શકીએ નહિ. અસરકારક કાર્ય કરવાની કોઈ બારી નથી. હિંદ નિષ્ક્રિયપણે જોયા ન કરે એમ મહાસભા ઇચ્છે છે.

છેવટે પંડિત નેહરુએ કહ્યું કે હિંદના સામાન્ય લોકો મહાસભા આગળથી માર્ગદર્શનની અપેક્ષા રાખે છે. અને જો મહાસભા નિષ્ફળ જાય તો પરિણામે એટલી આધ્યાત્મિક મોહમુક્તિ થાય કે લોકો ભાંગી પડે. એટલે આ વિના અમારી પાસે બીજો ઉપાય નથી કે અમે આ જોખમ ખેડીએ અને આખા યુરોપ તથા અમેરિકાની સ્વાતંત્ર્યયુદ્ધની કલ્પના ફેરવીએ —યુનાઇટેડ પ્રેસ

('બૉમ્બે ક્રૉનિકલ', ૧લી આગસ્ટ, ૧૯૪૨)

૨

અલ્લાહાબાદમાં ટિળક મહારાજની પુણ્યતિથિએ પંડિત જવાહરલાલ નેહરુએ કરેલા ભાષણમાંથી ઉતારા:

અમારો નિર્ણય સાચો છે એની મને પૂરી ખાતરી છે. કાર્યવાહક સમિતિના સભ્યની બધી સત્તા તથા ગૌરવથી હું આ કહી શકું છું. મારું મન શાન્ત છે. અમારી આગળ પથરાયેલો રસ્તો હું સ્પષ્ટ જોઈ શકું છું. અમે એના ઉપર નિર્ભયપણે અને બહાદુરીથી વિચરીશું.

## ધરી સાથે સંબંધ નહિ

પંડિત નેહરુએ કહ્યું કે આ મારે સ્પષ્ટ કરવું છે કે જપાનને મદદ કરવાનો કે ચીનને નુકસાન કરવાનો કાંઈ ઇરાદો નથી. જો અમને ફતેહ મળે તો સ્વતંત્રતા અને લોકતંત્રના પક્ષ માટે પ્રચંડ આધ્યાત્મિક શક્તિઓ મુક્ત બનશે અને જપાન તથા જર્મની સામેનો પ્રતિકાર ખૂબ વધશે. પણ જો અમને નિષ્ફળતા મળશે તો ઇંગ્લંડથી જેમ લડાશે એમ તે જપાન સામે લડશે.

## 'સાચી ઘોષણા'

'હિંદ છોડો' એ ગાંધીજીની ઘોષણા આપણા વિચારોને બરાબર વ્યક્ત કરે છે. આ જોખમભરેલે વખતે આપણે બેસી રહીએ તો આત્મહત્યા કરી કહેવાય. એથી આપણી બધી પ્રતિકારશક્તિ પડી ભાંગે અને આપણો નાશ થાય તથા આપણે પુરુષત્વહીન બનીએ. આપણું પગલું ફક્ત આપણી સ્વતંત્રતા માટે જ નથી. આપણે તો તેથી કરીને આપણી રક્ષા કરવી છે, આપણી પ્રતિકારશક્તિને પુષ્ટ કરવી છે, અને ચીન તથા રશિયાને મદદ કરવા લડાઈને નવું સ્વરૂપ આપવું છે. આપણી આ તાત્કાલિક અને તાકીદની જરૂરિયાત છે.

## લોકયુદ્ધ

"જપાન સામે તમે કેવી રીતે લડશો?" એ સવાલનો જવાબ આપતાં

પંડિત નેહરુએ કહ્યું: "અહિંસાથી અને શસ્ત્રોથી બધી શક્ય રીતે અમે લડીશું, એટલે કે લડાઈને સાર્વજનિક લડાઈ બનાવીને, લોકસેના ઊભી કરીને, પેદાશ તથા ઉદ્યોગ વધારીને, એકનિષ્ઠપણે એની ઉપાસના કરીને, અને રશિયા તથા ચીનની પેઠે લડીને. હુમલાખોર ઉપર વિજય મેળવવા માટે જેટલો ભોગ આપવો પડે એટલો ઓછો છે.

× × × ×

"લડત, સતત લડત! આ મારો મિ. ઍમરી અને સર સ્ટૅફર્ડ ક્રિપ્સને જવાબ છે." પંડિત નેહરુએ મિ. ઍમરી અને સર સ્ટૅફર્ડ ક્રિપ્સનાં છેલ્લાં નિવેદનની જોશથી ટીકા કરતાં કહ્યું.

તેમણે વધારામાં કહ્યું, "હિંદના રાષ્ટ્રીય સ્વમાનના સંબંધમાં કંઈ સાટું ન થઈ શકે. મને એ જોઈને શોક તથા રોષ થાય છે કે વર્ષો સુધી કાંઈક સમાધાન મેં ઇચ્છયું. કારણ, મને લાગતું હતું કે બ્રિટન ભીડમાં છે. એ લોકોને દુઃખ અને શોક આવ્યાં છે. મારી ઇચ્છા હતી કે મારો દેશ સ્વતંત્ર દેશ તરીકે એમની સાથે આગળ ચાલે. પણ આવાં નિવેદનોમાંથી શું સમજવું?"

('બૉમ્બે ક્રૉનિકલ,' ઑગસ્ટ ૩જી, ૧૯૪૨)

૩

## જપ્ત કરેલા દસ્તાવેજો વિષે પંડિત નેહરુનું નિવેદન

પંડિત નેહરુએ નીચલું નિવેદન બહાર પાડ્યું છે: "અખિલ ભારત મહાસભા સમિતિના કાર્યાલય ઉપર પોલીસે પાડેલા દરોડામાં મળેલા કેટલાક દસ્તાવેજને બહાર પાડતી સરકારની જાહેરાત હમણાં જ મેં પહેલી વાર જોઈ છે. આવા અપકીર્તિકારી ઉપાય એને લેવા પડે છે ત્યારે હિંદી સરકારની કેવી દુર્દશા થઈ છે એ જોઈને આશ્ચર્ય થાય છે. સામાન્ય રીતે એવી ચાલનો જવાબ આપવાની કાંઈ જરૂર નહિ. પણ ગેરસમજતી થાય એવો સંભવ છે, એટલે કેટલીક વાતની ચોખવટ કરવા હું ઇચ્છું છું.

"કાર્યવાહક સમિતિની બેઠકોનો વિગતવાર હેવાલ રાખવાની અમારી રૂઢિ નથી. ફક્ત છેવટના નિર્ણયો નોંધવામાં આવે છે. આ પ્રસંગે એમ જણાય છે કે એના પોતાના દફતર માટે મદદનીશ મંત્રીએ બિનસત્તાવાર રીતે ટૂંકી નોંધ લીધી. આ નોંધ બહુ ટૂંકી અને અસંબદ્ધ છે અને કેટલાય દિવસોની લંબાયેલી ચર્ચાને લગતી છે, જે દરમ્યાન હું કેટલીક વાર બે કે ત્રણ કલાક સુધી બોલ્યો હોઈશ. થોડાંક જ વાક્ય ઉતાર્યાં છે અને એને સંદર્ભથી છૂટાં પાડેલાં છે. એનાથી વારંવાર મન ઉપર ખોટી છાપ પડે છે. આ નોંધ જોવાની કે એને સુધારવાની અમારામાંથી કોઈને તક મળી નહોતી. નોંધ ઘણી અસંતોષકારક અને અપૂર્ણ અને તેથી કરીને વારંવાર ખોટી છે.

"અમારી ચર્ચામાં મહાત્મા ગાંધી હાજર નહોતા. અમારે પ્રશ્નની પ્રત્યેક બાજુ પૂરેપૂરી વિચારવાની અને ઠરાવોના ખરડામાંના શબ્દો તથા પદોના અર્થ તોળવાના હતા. જો ગાંધીજી હાજર હોત તો આ ચર્ચા ઘણીખરી કરવી પડત નહિ, કેમ કે એ પોતાનું વલણ અમને વધારે સારી રીતે સમજાવી શક્યા હોત."

## મહત્ત્વનો લોપ

"આમ જ્યારે હિંદમાંથી અંગ્રેજને ખસેડવાનો પ્રશ્ન વિચારવામાં આવ્યો ત્યારે મેં બતાવ્યું કે જો લશ્કર એકાએક ખસી જાય તો જપાની આગળ વધે અને નિર્વિઘ્ને દેશ ઉપર ચડી આવે. પછીથી જ્યારે ગાંધીજીએ ખુલાસો કર્યો કે હુમલો રોકવા માટે બ્રિટન તથા બીજું લશ્કર રહી શકશે ત્યારે દેખીતી મુશ્કેલી દૂર થઈ.

"ધરીવાળા જીતશે એવી ગાંધીજીની ધારણા હતી—આ વચનના સંબંધમાં એક મહત્ત્વની વાત ઉડાડી દેવામાં આવી છે. એમણે જે વારંવાર કહ્યું છે અને જેનો મેં ઉલ્લેખ કર્યો છે એ તો ગાંધીજીની માન્યતા છે કે હિંદ અને બીજા તાબાના પ્રદેશોને લગતી પોતાની આખી નીતિ જો બ્રિટન નહિ ફેરવે તો તેને આપદા પડવાની છે. વિશેષમાં એમણે કહ્યું છે કે આ નીતિમાં જો યોગ્ય ફેરફાર કરવામાં આવે અને જો લડાઈ સાચે જ બધાં રાષ્ટ્રોની સ્વતંત્રતા માટેની લડાઈ બની જાય તો પછી મિત્રરાજ્યોનો અવશ્ય વિજય થાય."

## મહાત્માની પદ્ધતિ

"જપાન સાથેની મસલતને લગતા ઉલ્લેખ પણ ખોટા અને સંદર્ભથી તદ્દન છૂટા પાડેલા છે. અથડામણ થાય તે પહેલાં વિરોધીને ગાંધીજી હંમેશાં ચેતવણી મોકલે છે. આવી રીતે તે જપાનને હિંદથી દૂર રહેવા જ નહિ પણ ચીનમાંથી ખસી જવા કહે. ગમે તેમ પણ હિંદમાં એકેએક હુમલાખોરનો પ્રતિકાર કરવાનો એમનો નિશ્ચય હતો અને પ્રાણાંતે પણ એમ કરવાની એમણે આપણા લોકને સલાહ આપી. લોકોએ શત્રુને કદાપિ તાબે ન થવું જોઈએ.

"જપાનને પસાર થવાનો તથા બીજા હક્ક આપીને એની સાથે સુલેહ કરવાનું અમારામાંથી કોઈએ કલ્પેલું હતું એમ કહેવું તે મર્ખાઈભરેલું છે. મેં તો એમ કહ્યું હતું કે જપાન આવી માગણી કરે, પણ આપણાથી કદાપિ તે મંજૂર ન કરાય. હુમલાનો પૂરો વિરોધ કરવો એ તો અમારી આખી નીતિનો પાયો હમેશાં રહ્યો છે." એ. પી.

('બૉમ્બે ક્રૉનિકલ' ઑગસ્ટ ૫ મી, ૧૯૪૨)

૪

૧૯૪૨ના ઑગસ્ટની ૭મીએ અ. ભા. મહાસભા સમિતિ આગળ પંડિત જવાહરલાલ નેહરુએ કરેલા* ભાષણમાંથી ઉતારા :

જો અંગ્રેજ સરકાર દરખાસ્ત સ્વીકારે તો દરેક રીતે દેશની અંદરની તથા

આંતરરાષ્ટ્રીય સ્થિતિ સુધરી જાય. ચીનને લાભ થાય. મારી ખાતરી છે કે હિંદમાં કાંઈ પણ ફેરફાર થાય તેથી લાભ જ થાય. સમિતિ જાણે છે કે હિંદમાં પડેલા બ્રિટિશ લશ્કરને રહેવા દેવાનું મહાત્મા ગાંધીજીએ મંજૂર કર્યું છે, તે એટલા માટે કે હિંદને સીમાડે જપાની આક્રમણને કાંઈ સગવડ ન મળે. જે ફેરફાર કરવા ઇચ્છે છે તેઓએ આટલું મંજૂર રાખવું જોઈએ.

* * * *

મહાસભા જાસા-નીતિ લઈ બેઠી છે એવી અમેરિકન ટીકાનો ઉલ્લેખ કરીને પંડિત નેહરુએ કહ્યું કે આ એક વિચિત્ર અને આશ્ચર્યજનક આરોપ છે. આ વિચિત્ર છે કે પોતાની સ્વતંત્રતાની વાત કરતા લોકો પોતાની સ્વતંત્રતા માટે લડતા બીજા લોકો ઉપર આવો આરોપ કરે છે. છેલ્લાં ૨૦૦ વર્ષ થયાં દુઃખી એવી પ્રજા ઉપર આવું દોષારોપણ કરવું તે વિચિત્ર છે. જો આ જાસો હોય તો પછી "બ્રિટિશ ભાષા આપણે ખોટી સમજીએ છીએ."

* * * *

છેવટે એમણે કહ્યું કે હવે બેસી રહેવાનું જોખમ આપણાથી ખેડાય એમ નથી, અને એવું પગલું ભરતાં ભય આવી પડે તો પણ આપણે આગળ વધવું જોઈએ.

સરકારનું વલણ હારવાદીના જેવું છે તે હું સહન કરી શકતો નથી. મારો એટલો જ ઇરાદો છે કે હારવાદીને ખસેડવા અને એને ઠેકાણે બહાદુર લડવૈયાને બેસાડવા. ('બોમ્બે ક્રૉનિકલ.' આગસ્ટ ૮ મી, ૧૯૪૨)

## પરિશિષ્ટ ૬

૧૯૪૨ ના ઑગસ્ટની ૭ મીએ અ. ભા. મ. સમિતિ આગળ મૌલાના અબુલ કલામ આઝાદે કરેલા ભાષણમાંથી ઉતારા :

હિંદ ઉપર એવો અસાધારણ ભય ઝઝૂમે છે કે આપણા હાથમાં સત્તા ન હોય તો આપણે એના સામા ન થઈ શકીએ. ભય હિંદુસ્તાનનાં બારણાં ખખડાવે છે અને એ આવશ્યક છે કે તે આપણાં આંગણાંમાં કૂદી પડે કે તરત દુશ્મનને રોકવાની આપણે બધી તૈયારી કરવી જોઈએ. તે તો જ થઈ શકે જો આપણે આપણી પ્રત્યેક શક્તિ વાપરી શકીએ. અલ્લાહાબાદમાં નક્કી કર્યું કે જપાન જો દેશમાં પગ મૂકે તો આપણા અહિંસક બળમાત્રથી આપણે હુમલાનો પ્રતિકાર કરવો; પણ છેલ્લા ત્રણ મહિનામાં જગત થંભી રહ્યું નથી. તે જલદી ચાલ્યું છે. લડાઈનાં નગારાં વધારે નજીક સંભળાય છે, લોહીની નદીઓ વહે છે અને પોતાની સ્વતંત્રતારૂપ પરમધનની રક્ષા કરવા રાષ્ટ્રો લડે છે અને પોતાનું રક્ત રેડે છે.

* * * *

જેથી કરીને તેઓ હુમલાખોર સાથે લડી શકે એવી સ્વતંત્રતા હિંદના લોકોને આપવા મહાસભાએ બ્રિટન આગળ વારંવાર માગણી કરી છે. ગાદી-તકીએ બેસીને મોજ કરવા આપણે સત્તા માગી નથી. આજની દુનિયાની એ રીત નથી. આખું જગત બેડી તોડવા અને સ્વતંત્ર બનવા મથે છે. આ સ્થિતિમાં હિંદમાં કાંઈ ફેરફાર કરવો જોઈએ એમ જો આપણને લાગે, અને જબ્બર ફેરફાર કરીએ તો જ આપણાથી બચાય એમ છે,—એમ જો આપણને લાગે તો પછી એવા ફેરફાર કરાવવા જોગ પગલાં આપણે લેવાં જોઈએ. વળી આપણાં પગલાંની આખા જગત ઉપર કેવી અસર થાય એમ છે તે પણ આપણે સાથે વિચારવાનું છે. આપણી ક્રિયા અને નિષ્ક્રિયતાનાં પરિણામ આપણે સંભાળપૂર્વક તોળી જોવાનાં છે.

## હિંદી ક્યારે લડે?

એટલે પોતાની ફરજ, જવાબદારી અને પોતાના કાર્યનું પરિણામ શું છે, અને પોતાનો હેતુ કેવી રીતે સિદ્ધ કરી શકાય તે પૂરેપૂરું વિચારીને ત્રણ અઠવાડિયાં પહેલાં કાર્યવાહક સમિતિએ ઠરાવ પસાર કર્યો છે. એનો અભિપ્રાય એવો છે કે કાંઈક ફેરફાર એકદમ ન કરીએ તો બ્રહ્મદેશ, મલાયા અને સિંગાપોર ઉપર વીતી તે આ દેશ ઉપર પણ વીતશે. હિંદની સલામતી, સ્વતંત્રતા અને ઇજ્જત માટે આપણે લડવું હોય તો આપણને સરકારે પહેરાવી છે તે બેડી કાઢી નાંખવી જોઈએ, મૂર્છામાંથી જાગવું જોઈએ અને તદ્દન નવી ભાવનાથી કામે લાગવું જોઈએ. પોતે જેને પવિત્ર માને છે એવી કોઈ વસ્તુ માટે પોતે લડે છે એમ જ્યારે તેઓને લાગશે ત્યારે જ આ દેશના લોકો લડશે, પોતાનું લોહી રેડશે અને જીવ આપશે. આ ફેરફાર કરવા માટે અમે વારંવાર વિનંતી કરી, પણ તેથી કાંઈ વળ્યું નહિ, એટલે કાંઈક નિશ્ચિત પગલું લેવું એ અમારી ફરજ થઈ પડી છે. એ પગલામાં આપદા તો જરૂર પડશે, પણ આપદા ભોગવવાની અને ભોગ આપવાની તૈયારી ન હોય તો આપણે કાંઈ ન કરી શકીએ. કષ્ટ ખમીને અને લડીને જ કોઈ પણ ચીજની સિદ્ધિ થઈ શકે છે. જુલાઈ ૧૪મીના ઠરાવનો આ અર્થ છે. આપણે જે વલણ હંમેશાં રાખ્યું છે એની ઠરાવમાં ફક્ત પુનરુક્તિ કરી છે. ડેઢ ત્રણ વર્ષ પહેલાં મહાસભાએ પોતાનું વલણ સ્પષ્ટ કર્યું હતું અને લોકતંત્રના પક્ષમાં તથા ફાશીવાદ વિરુદ્ધ પડી હતી. તે પછી આપણે જે કાંઈ કર્યું છે તેમાં મૌલિક વલણથી અસંગત એવું કાંઈ નથી. આપણે હમેશાં કહ્યું છે કે જો આપણે છૂટા હોઈએ તો સ્વતંત્રતા અને લોકતંત્રના પક્ષને દિલોજાનથી મદદ કરીએ. સ્વતંત્રતાને પોતાને માટે પણ આપણે ખમીએ, પણ હમણાં તો કેવળ સ્વતંત્રતાનો નહિ પણ આપણી હસ્તીનો સવાલ છે. જો આપણે બચ્યા તો સ્વતંત્રતા મેળવી શકીએ. પણ હવે તો એવી સ્થિતિ છે કે સ્વતંત્રતા વિના આપણે બચી શકીએ જ નહિ.

## બે વાર કસોટી કરી

આગળ ચાલતાં મહાસભાના પ્રમુખે કહ્યું કે, બ્રિટન તથા મિત્રરાજ્યો આગળ અમે માગણી કરીએ છીએ તેને ફક્ત એક જ કસોટી લગાડી શકાય, અને તે એ કે હિંદનો બચાવ તથા એની હસ્તી માટે સ્વતંત્રતા જરૂરી છે કે નહિ. હિંદુસ્તાન મહત્ત્વનું રણક્ષેત્ર બન્યું છે. જો હિંદ સ્વતંત્ર હોય તો દેશમાં બધે નવો પ્રકાશ ફેલાય અને એકેએક ખૂણેથી જયઘોષ ગાજી ઊઠે. લોકોનો જેને પૂરો ટેકો હોય એવો રાજ્યવહીવટ પોતાની પાછળ ન હોય તો કોઈ પણ લશ્કર આકરી લડાઈ ન લડી શકે. આપણા કાર્યને લીધે સ્વતંત્રતાનાં પક્ષપાતી રાજ્યો હારી જાય એમ છે, એમ જો કોઈ સિદ્ધ કરી આપે તો આપણે આપણો કાર્યક્રમ ફેરવવા તૈયાર છીએ. પણ માંહોમાંહેની લડાઈ તથા અંધેરની કોઈ બીક જ દેખાડતું હોય તો હું તો એને કહું કે, “માંહોમાંહેની લડાઈ લડી લેવાનો અમારો હક્ક છે, અંધેરનો સામનો કરવો એની જવાબદારી અમારી છે.”

આગળ ચાલતાં મહાસભાના પ્રમુખે કહ્યું કે, આપણી માગણીના સોનાને આમ એક વાર કસી જોયા પછી અમે તે શુદ્ધ સોનું લીધું અને એની વળી બીજી કસોટી કરી જોઈ. તે કસોટી આ કે, આપણે બીજા હારી જાય કે દુઃખી થાય એવું તો કાંઈ કરતા નથી?

લોકતંત્રી સત્તાઓનું જોર એનાથી ન ઘટે, પોતાની સ્વતંત્રતા માટે બહાદુરીથી લડતી સત્તાઓને એનાથી લાભ ન થાય, એવી જો આપણી માગણી હોત, તો આપણે તે કદી પણ રજૂ કરત નહિ. પૂરા નવ દિવસ સુધી અમે આ પ્રશ્નની ચર્ચા કરી. આપણી માગણી બે વાર કસી જોયેલું શુદ્ધ કાંચન છે. પોતાના કાર્યોની અને નીતિની આવી કસોટી કરવા અંગ્રેજ સરકાર તૈયાર છે?

મહાસભાના ટીકાકારોને જવાબ આપતાં તેમણે કહ્યું, આ કસોટી યોગ્ય છે એમ કોઈ વિચારવાન પુરુષ સ્વીકાર્યા વિના રહેશે નહિ. ટીકાકારોનું કામ છે કે અમારું વલણ બરાબર રીતે સમજે અને ફક્ત એની નિંદા જ ન કરે.

જો મહાસભાની માગણી સ્વીકારવામાં આવે તો વાઇસરૉયથી માંડીને સિપાઈ લગી આખી સરકારે ભાગવું પડે,— આ સર સ્ટેફર્ડ ક્રિપ્સના વચનનો એમણે આ સંબંધમાં ઉલ્લેખ કર્યો અને કહ્યું કે આ તો તદ્દન ખોટું નિરૂપણ છે. અમારા ઠરાવમાં અમે ચોખ્ખું કહ્યું કે, બ્રિટન કે મિત્રરાજ્યો હિંદુસ્તાનની સ્વતંત્રતા જાહેર કરે કે તરત જ રાજ્યવહીવટ ચલાવવા અને લડાઈ લડવા વિષે બ્રિટનની સાથે હિંદ કરાર કરશે. બધા સરકારી અમલદાર ઉચાળા ભરીને વિલાયત જાય અને પછી ત્યાંથી મસલત કરવા અહીં આવે એમ આપણે માગ્યું નથી. ગાંધીજીએ વારંવાર સ્પષ્ટ કર્યું છે કે, ‘હિંદ છોડો’ની માગણીનો એટલો જ અર્થ છે કે બ્રિટિશ સત્તાનો અંત આવે; બ્રિટિશ અમલદારો અને

લશ્કર ચાલ્યાં જાય એવો અર્થ નથી. બ્રિટન અને મિત્રોનાં લશ્કર સહિત એ બધા અહીં રહેશે પણ તે આપણી સાથે કરાર કરીને જ, આજ છે તેમ આપણી ઇચ્છા વિરુદ્ધ નહિ. આ ચોખ્ખી વાત ન જોવી તેમાં આત્મઘાતક અંધતા રહેલી છે.

### બેય પ્રશ્નોનો સાથે સાથે નિર્ણય

મૌલાના સાહેબે કહ્યું, કેવળ વચનોને માટે એક વખત હતો. પણ ૧૪મી જુલાઈના ઠરાવે એક વસ્તુ સ્પષ્ટ કરી છે કે હિંદની અને જગતની એવી દશા થઈ છે કે જે કરવું છે તે તરત જ કરવું આવશ્યક છે. બ્રિટન અને મિત્રરાજ્યો આગળ આપણે જે માગીએ છીએ તે અહીં ને આ ઘડીએ કરવું જોઈએ. ભવિષ્યને લગતાં ફક્ત વચનો ઉપર આપણે વિશ્વાસ નથી રાખતા. વચનભંગનો આપણને કડવો અનુભવ છે. આપણે એની સાથે ધરીસત્તા સામે લડવાનું વચન આપીએ છીએ એની તેઓને પણ શંકા છે. આજ જ મળીને, હિંદની સ્વતંત્રતા અને યુદ્ધપ્રયત્નમાં હિંદની સંપૂર્ણ સહકારિતા — આ બેય સવાલનો નિકાલ કરીએ. હિંદની સ્વતંત્રતા અને હિંદ તથા મિત્રરાષ્ટ્રો વચ્ચે કરારનામાની એકસાથે જાહેરાત થાય. જો આમાં અમારા ઉપર તમને વિશ્વાસ ન હોય તો અમને પણ તમારા ઉપર વિશ્વાસ નથી.

છેવટે મૌલાના સાહેબે કહ્યું કે, જ્યારે એક એક પળ મહત્ત્વની છે, એવે ગંભીર વખતે પણ અમે મિત્રરાષ્ટ્રોને છેલ્લી ઘડીની અપીલ કરવાનો, અને હિંદ તથા મિત્રરાષ્ટ્રોનો હેતુ તથા હિત એક જ છે અને હિંદુસ્તાનની માગણી સ્વીકારવામાં મિત્રોનું કલ્યાણ રહેલું છે એમ તેમને બતાવવાનો નિશ્ચય કર્યો છે. પણ જો મિત્રો આપણું નહિ સાંભળે તો સ્વાતંત્ર્યસિદ્ધિ માટે આપણાથી બને તે કરવાની આપણી સ્પષ્ટ ફરજ છે.

('બોમ્બે ક્રૉનિકલ', ઑગસ્ટ ૮મી, ૧૯૪૨)

## પરિશિષ્ટ ૭

સરદાર વલ્લભભાઈ પટેલનાં જાહેર ભાષણોમાંથી ઉતારા :

૧

લડાઈ હિંદની વધુ પાસે આવે છે અને મલાયા, સિંગાપોર અને બ્રહ્મદેશનું પતન થયેલું હોવાથી આપણે માથે પણ એવી વીતતી રોકવા માટે બધાં શક્ય પગલાં હિંદે વિચારવાં જોઈએ.

ગાંધીજી અને મહાસભા એમ માને છે કે, જો બ્રિટિશ આપણો દેશ છોડીને જાય તો જ એવી દુર્દશાથી બચાય એમ છે. શત્રુને દૂર રાખવા માટે લોકોની દિલસોજી ને સહકાર આવશ્યક છે. જો અંગ્રેજ દેશને છોડે તો લોકો જાગે તથા જેમ રશિયન અને ચીના લડે છે એમ લડે.

વળી ગાંધીજી માને છે કે, જ્યાં સુધી એક સામ્રાજ્યવાદી સત્તા રહે ત્યાં સુધી બીજી સામ્રાજ્યવાદી સત્તાને આ દેશનો કબજો લેવાની લાલચ રહે, અને સામ્રાજ્યવાદી મહત્ત્વાકાંક્ષાઓની ભમરીમાં લડાઈ વિસ્તાર પામે અને ચાલુ રહે. આ અટકાવવાનો એક જ માર્ગ છે તે એ કે સામ્રાજ્યવાદી રાજ્યનો અંત આણવો.

* * * *

અંધાધૂંધી થાય કે અંગ્રેજ હારે એમ મહાસભા ઇચ્છતી નથી. પણ આપણે લાચાર બની ગયા છીએ. વધુ નુકસાન થાય તે પહેલાં પડદો પાડવો જોઈએ. દેશને જો સ્વતંત્રતા મળી જાય તો મહાસભાનું ધ્યેય સિદ્ધ થઈ જાય. મહાસભા એવી પ્રતિજ્ઞા કરવાને તૈયાર છે કે જો એ ધ્યેય સિદ્ધ થાય તો મહાસભાના તંત્રને વિસર્જન કરવામાં આવશે.

—મુંબઈમાં ચોપાટી ઉપર ભાષણ, ઑગસ્ટ ૨ જી, ૧૯૪૨
('બોમ્બે ક્રૉનિકલ', ઑગસ્ટ ૩ જી, ૧૯૪૨)

## ૨

મુસ્લિમ લીગને કે બીજા કોઈ પક્ષને બ્રિટન સત્તા સોંપે એટલે મહાસભા પોતાનું વિસર્જન કરવા તૈયાર છે, એમ સુરતમાં એક જાહેર સભા આગળ ભાષણ કરતાં સરદાર પટેલે જાહેર કર્યું. સરદારે ઉમેર્યું કે હિંદુસ્તાનની સ્વતંત્રતારૂપ ધ્યેયને માટે મહાસભાની સ્થાપના થઈ છે, અને એ ધ્યેય સિદ્ધ થાય એટલે મહાસભા ખુશીથી કાર્ય કરતી બંધ પડશે.— એ. પી.

('બોમ્બે ક્રૉનિકલ', ઑગસ્ટ ૩ જી, ૧૯૪૨)

## ૩

૭ મી ઑગસ્ટ, ૧૯૪૨ને દિવસે અ. ભા. મહાસભા સમિતિ આગળ સરદાર વલ્લભભાઈ પટેલે કરેલા ભાષણમાંથી ઉતારા :

### છાની યોજના એકે નથી

પોતે કાંઈ છાની યોજના કરી છે એવા કાર્યવાહક સમિતિ ઉપર થતા આરોપનો ઉલ્લેખ કરતાં વક્તાએ કહ્યું કે, મહાસભાની યોજનામાં છાનું કાંઈ નથી. હિંદની સ્વતંત્રતા મેળવવાનાં સાધનો વિષે કાર્યવાહક સમિતિના સભ્યો વચ્ચે કાંઈ મતભેદ નથી.

* * * *

જપાન હિંદ પ્રત્યે પ્રેમ બતાવે છે અને એને સ્વતંત્રતાનું વચન આપે છે. પણ ધરીસત્તાના રેડિયોપ્રચારથી હિંદુસ્તાન મૂરખ નહિ બને. જો હિંદને સ્વાતંત્ર્ય મેળવી આપવાની જપાનને સાચે જ ઇચ્છા હોય તો જપાની સરકાર હજી ચીન સામે કેમ લડયા કરે છે ? હિંદની સ્વતંત્રતાની વાતો કરતાં પહેલાં ચીનને સ્વતંત્ર કરવાની જપાનની ફરજ છે.

**મહાત્માને અનુસરો**

આવતી લડતનો ઉલ્લેખ કરત  રદાર વલ્લભભાઈએ કહ્યું કે, તે કેવળ અહિંસક હશે. ઘણા લોકો કાર્યક્રમની વિગતો જાણવાને ઉત્સુક છે. જ્યારે વખત આવશે ત્યારે ગાંધીજી રાષ્ટ્ર આગળ વિગતો મૂકશે. રાષ્ટ્રને તેમનું અનુસરણ કરવાનું નોતરું મળશે. નેતાઓ પકડાઈ જાય તો પ્રત્યેક હિંદી પોતાનો નેતા બને  વી એની ફરજ છે. ભોગ આપ્યા વિના કોઈ પણ પ્રજા સ્વતંત્ર થઈ નથી એટલું લક્ષમાં રાખવાની જરૂર છે.  ('બૉમ્બે ક્રૉનિકલ', ઑગસ્ટ ૮મી, ૧૯૪૨)

# પરિશિષ્ટ ૮

જુલાઈ ૩૧ મી, ૧૯૪૨ને દિવસે બિહાર પ્રાંતિક મહાસભા સમિતિ આગળ ડૉ. રાજેન્દ્રપ્રસાદે કરેલા ભાષણમાંથી ઉતારા:

વર્ધાના ઠરાવનો અર્થ સમજાવતાં ડૉ. રાજેન્દ્રપ્રસાદે આ વસ્તુ ઉપર ભાર દીધો કે, આજુ ફેરે ફક્ત જેલ જવાનું નહિ હોય. વધારે આકરાં પગલાં લેવાશે તેથી દમન પણ આકરું હશે. ગોળીબાર થાય, બૉમ્બ ફેંકાય, માલમિલ્કત જપ્ત થાય. એટલે આ બધું પોતા ઉપર આવી પડવાનું છે એવા પૂરા ભાનપૂર્વક મહાસભાવાદીઓએ લડતમાં ભળવાનું છે. નવી યોજનામાં શુદ્ધ અહિંસક સત્યાગ્રહનાં બધાં રૂપ હશે અને હિંદની સ્વતંત્રતા માટેની આ છેલ્લી લડત હશે. સત્યાગ્રહના શસ્ત્રઘરમાં જે પરમશસ્ત્ર છે તે અહિંસાથી આપણે જગતની બધી હથિયારબંધ શક્તિનો સામનો કરીશું.

*  *  *  *

પણ હવે મહાસભાએ નિર્ણય કર્યો છે કે બ્રિટિશ સત્તા જાય નહિ ત્યાં સુધી એકતા નહિ થાય. દેશમાં રહેલું પરદેશી તત્ત્વ નવનવા સવાલ ઊભા કરે છે, જેનો નિકાલ કરવો કઠણ થઈ પડે છે. એટલે હવે મહાત્મા ગાંધીનો એવો નિશ્ચિત અભિપ્રાય થયો છે કે સ્વરાજ્ય વિના હિંદમાં એકતા નહિ થાય, જોકે પહેલાં પોતે એનાથી ઊલટો અભિપ્રાય ધરાવતા હતા. કડવા અનુભવ અને ક્રિપ્સના આગમનના પરિણામ ઉપરથી આ અભિપ્રાય બંધાયેલો છે.

*  *  *  *

છેવટે ડૉ. રાજેન્દ્રપ્રસાદે કહ્યું કે મહાસભાને કોઈ સાથે ઝઘડો નથી. પોતે દુ:ખ વેઠીને અને ભોગ આપીને વિરોધીનો હૈયાપલટો કરવાની મહાસભાને આશા છે. મને વિશ્વાસ છે કે વિરોધી પણ હિંદની સ્વતંત્રતા માટેની મોટી લડતમાં આપણી સાથે મળશે.  ('બૉમ્બે ક્રૉનિકલ વીકલી,' ઑગસ્ટ ૨ જી, ૧૯૪૨)

# પરિશિષ્ટ ૯

[અહીં પત્ર ૧૭મો પાનું ૧૫ જુઓ]

## ૭૪

અટકાયતી છાવણી
૧૦ સપ્ટેમ્બર, ૧૯૪૩

સાહેબ,

ગયા જુલાઈ માસની ૧૫મી તારીખે હિંદી સરકારે બહાર પાડેલી "૧૯૪૨-૪૩નાં તોફાનો માટે મહાસભાની જવાબદારી" એ નામની પુસ્તિકાનો મારો જવાબ તમને મોકલી આપવા માટે મેં આ છાવણીના સુપરિન્ટેન્ડન્ટને આપ્યો હતો. મારો જવાબ તમને મળ્યાની પહોંચ હજી સુધી મને મળી નથી, તો પછી પ્રસ્તુત પુસ્તિકામાં મારી સામે જે આરોપો મૂકવામાં આવ્યા છે તેના સંપૂર્ણ ખંડન તરીકે જેને હું ગણું છું તેના જવાબની વાત તો ક્યાં રહી!

હિંદી સરકારના હો૦ ડિ૦ના વધારાના સેક્રેટરી,
નવી દિલ્હી

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૭૫

સર રીચર્ડ ટૉટનહામ, સી. એસ. આઈ.
સી. આઈ. ઈ., આઈ. સી. એસ.
હિંદી સરકારના સેક્રેટરી તરફથી

હિંદી સરકારનું
હોમ ડિપાર્ટમેન્ટ, નવી દિલ્હી
૨૦ સપ્ટેમ્બર, ૧૯૪૩

મિ. મો૦ ક૦ ગાંધીને

સાહેબ,

૧૦મી સપ્ટેમ્બર ૧૯૪૩ના તમારા પત્રના જવાબમાં તમને એમ જણાવવાનું મને ફરમાવવામાં આવ્યું છે કે, ૧૫મી જુલાઈ ૧૯૪૩નો તમારો પત્ર મળ્યો છે અને તેના ઉપર હજી વિચારણા ચલાવાય છે.

લિ.
**રીચર્ડ ટૉટનહામ**
હિંદી સરકારના સેક્રેટરી

## ૭૬

હિંદી સરકારના
હો૦ ડિ૦ના વધારાના સેક્રેટરી તરફથી

હિંદી સરકાર, હોમ ડિપાર્ટમેન્ટ,
નવી દિલ્હી, ૧૪ ઑક્ટોબર, ૧૯૪૩

મિ. મો૦ ક૦ ગાંધીને

સાહેબ,

જેમાં તમે "૧૯૪૨-'૪૩નાં તોફાનો માટે મહાસભાની જવાબદારી" એ નામના સરકારી ચોપાનિયામાં પ્રગટ કરવામાં

આવેલા કેટલાક ફકરાઓને ખોટા પુરવાર કરવા પ્રયત્ન કર્યો છે, તે તમારા ૧૫મી જુલાઈના પત્રનો જવાબ આપવાનું મને ફરમાવવામાં આવ્યું છે. આરંભમાં જ મારે જણાવી દેવું જોઈએ કે, મજકૂર ચોપાનિયું પ્રજાની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે; તમને ખાતરી કરાવવાને કે તમારો બચાવ મેળવવા માટે નહિ. તમારી વિનંતીથી એ ચોપાનિયું તમને આપવામાં આવ્યું હતું અને એ મોકલીને સરકારે એના ઉપર તમારી ટીકા આમંત્રી કે ઇચ્છી નહોતી. પરંતુ એ વિષે સરકારને લખવાનું તમે યોગ્ય ધાર્યું છે તો મારે તમને જણાવવું જોઈએ કે સરકારે તમારા પત્ર ઉપર ઘટતી વિચારણા ચલાવી છે.

૨. તમારા પત્રમાં જોકે તમારાં લખાણો અને ભાષણોમાંથી લાંબા લાંબા ઉતારાઓ ટાંકવામાં આવ્યા છે ખરા, પરંતુ મહત્ત્વના મુદ્દાઓ પરત્વેના તમારા પોતાના વલણની બાબતમાં કોઈ નવું ચોક્કસ અને નિશ્ચયાત્મક નિવેદન અથવા તો છેવટે ૮ ઑગસ્ટ, ૧૯૪૨ના મહાસભાના ઠરાવમાં પરિણમતા બનાવોની પરંપરાની બાબતમાં તમે તથા મહાસભા પક્ષે જે નીતિ અખત્યાર કરી હતી તેનો સ્પષ્ટ ઇન્કાર એમાં જોવામાં આવતો નથી એથી સરકારને ખેદ થાય છે. "મહાસભાની જવાબદારી" ચોપાનિયામાં કોઈક રીતે તમને ખોટી રીતે રજૂ કરવામાં આવ્યા છે એવું સૂચવવાનો તમારા પત્રનો હેતુ હોય એમ લાગે છે. પરંતુ કઈ ખાસ બાબતમાં એમ કરવામાં આવ્યું છે એ એમાં સ્પષ્ટ કરવામાં આવ્યું નથી. તમે માનતા લાગો છો તેમ, જપાન તરફ સહાનુભૂતિભર્યું વલણ રાખવાનો આરોપ તમારા ઉપર મૂકવાનો પ્રસ્તુત પુસ્તિકામાં પ્રયાસ કરવામાં આવ્યો નથી. અને તમારા પત્રની ૧૮મી કંડિકામાં જેની સામે વાંધો ઉઠાવવામાં આવ્યો છે તે મજકૂર પુસ્તિકાના પહેલા પ્રકરણનું છેલ્લું વાક્ય તો એને આગલે પાને ટાંકવામાં આવેલા પંડિત નેહરુના પોતાના શબ્દોનો કેવળ પડઘો જ હતો. જેનો તમે ઉલ્લેખ કર્યો છે તે પ્રસિદ્ધ થયેલા નિવેદનમાં તમે કહો છો તે પ્રમાણે એ શબ્દોનો ઇન્કાર તેમણે કર્યો નથી. જપાનના હુમલાના ઝઝૂમતા જોખમ પરત્વેની તમારી હારવાદી

દૃષ્ટિમાંથી તથા મિત્રરાજ્યો જો હિંદમાંથી વખતસર ખસી ન જાય તો હિંદુસ્તાન સમરાંગણ બની જશે અને એમાં છેવટે જપાનનો વિજય થશે એવા તમારા ભયમાંથી તમારા કાર્યોની સમજૂતી ખોળવી, એ મજકૂર પુસ્તિકાનો એક આશય હતો. ઉપર જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે નિવેદન કરતી વખતે પંડિત જવાહરલાલે પોતે પણ તમારા વિષે એ લાગણીનો નિર્દેશ કર્યો હતો તથા અલ્લાહાબાદના ઠરાવનો તમારો ખરડો એ વસ્તુ સ્પષ્ટ કરે છે કે, "હિંદ ખાલી કરો"ની ચળવળ તેમ જ એનો અમલ કરવાને ઘડવામાં આવેલો મહાસભાનો ઠરાવ એ બંનેમાં તમારો હેતુ એ હતો કે તમે તથા મહાસભા જપાન સાથે સુલેહ કરી શકો એવી સ્થિતિમાં તમને મૂકવામાં આવે. હિંદી સરકાર જુએ છે કે, તમારા પત્રમાં તેના આ આરોપનો રદિયો આપવાનો પ્રયત્ન કરવામાં નથી આવ્યો, અને એને તે હજી પણ સાચો માને છે. "હિંદમાં બ્રિટિશરોની હાજરી એ જપાનને હિંદ ઉપર ચઢાઈ કરવાને આમંત્રણરૂપ છે. જો તેઓ અહીંથી ખસી જાય તો તેમને આકર્ષનારી લાલચ દૂર થાય," એવા તમારા નિવેદન સાથે બંધબેસે એવી આ એક જ સમજૂતી છે. વળી, તમારું આ નિવેદન તથા હિંદની ભૂમિ ઉપર મિત્રસૈન્યોની હસ્તી ચાલુ રહે એ બાબતમાં તમે પાછળથી આપેલી સંમતિ, એ બે વચ્ચે રહેલો વિરોધ મજકૂર પુસ્તિકામાં બતાવવામાં આવી છે તે સિવાય બીજી રીતે તમે સમજાવી શક્યા નથી.

૩. તમે ઊભા કરેલા અનેક શાબ્દિક મુદ્દાઓમાં સરકાર ઊતરવા ચહાતી નથી. તે તે સમયનો હેતુ સાધવા માટે તમારાં પોતાનાં જ નિવેદનોનો વખતોવખત જુદો જુદો અર્થ કરવાની તમને ટેવ હોવાથી જે દૃષ્ટિબિંદુનું તમારે વિષે આરોપણ કરવામાં આવ્યું હોય તેનાથી દેખીતી રીતે જ વિરોધી હોય એવા ફકરાઓ તમારાં લખાણો તથા ભાષણોમાંથી ટાંકવાનું તમને સુગમ થઈ પડે છે એ હકીકતની તે ના પાડતી નથી. પરંતુ એમાં કેટલાંક મહત્ત્વનાં ગાબડાં રહી ગયાં હોવાનું તમને માલૂમ પડ્યું છે એવી તમારી કબૂલાત અથવા તમે જે કહ્યું હોય તેની ઉપર વખતોવખત ભાષ્ય કરવાની કે તેની સમજૂતી આપવાની તમને જરૂર જણાઈ છે, એ હકીકત જ ગંભીર કટોકટીની

ઘડીએ હિંદના સંરક્ષણ તથા તેની આંતરિક સુલેહશાંતિને અંગેની અતિશય મહત્ત્વની બાબતમાં માની ન શકાય એવી શિથિલતાથી તમે નિવેદનો કર્યાં છે એનો પુરાવો છે. પ્રામાણિક અને પૂર્વગ્રહરહિત વાંચનારને શબ્દોનો જે સાદો સરળ અર્થ સમજાય તે જ અર્થ લઈને સરકાર તમારાં નિવેદનોનો અર્થ કરી શકે. અને એ સમય દરમ્યાનનાં તમારાં વચનોના સામાન્ય વલણની "મહાસભાની જવાબદારી"માં વસ્તુતઃ કશી ગેરરજૂઆત થવા પામી નથી એની સરકારને ખાતરી છે.

૪. ૧૯૪૨ના જુલાઈ માસની ૧૪મી તારીખે તમે ભરેલી પત્રકારોની પરિષદના "એસોશિયેટેડ પ્રેસ"ના હેવાલમાં તમારે નામે ચઢાવવામાં આવેલા એક વાક્યનો ઇન્કાર કરવાના દેખીતા પ્રયત્નમાં તમે તમારા પત્રમાં ઘણી જગ્યા રોકી છે. એ હેવાલમાં તમે એમ કહ્યું હોવાનું જણાવવામાં આવ્યું છે કે, "હવે એક વધુ તકને માટે અવકાશ જ નથી, છેવટે આ તો ખુલ્લો બળવો છે." આ સંદેશો એ વખતે હિંદભરનાં છાપાંઓમાં પ્રસિદ્ધ થયો હતો. ૧૯૪૩ના જૂનની ૨૬મી તારીખે જ એની તમને જાણ થઈ એમ તમે સરકાર પાસે મનાવવા ઇચ્છો છો. એ સંદેશામાં તમારું કહેવું બરાબર રીતે રજૂ થયું ન હોય તો એ વખતે એ હકીકત તમારા ધ્યાન ઉપર ન લાવવામાં આવે અથવા તો એ પછીનાં અઠવાડિયાંઓમાં તમે છૂટા હતા તે દરમ્યાન એનો ઇન્કાર કર્યા વિના તમે એને એમ ને એમ ચાલવા દો એ વસ્તુ સરકારને અસંભવિત જેવી લાગે છે.

૫. હિંદી સરકાર એ પણ જુએ છે કે, રમખાણો માટેની જવાબદારી સરકાર ઉપર નાખવાનો તમે હજી પણ પ્રયત્ન કરો છો. એને માટે તમે દર્શાવેલાં કારણો તેને સાવ નજીવાં લાગે છે અને નામદાર વાઇસરૉય સાથેના તમારા પત્રવહેવારમાં એનો જવાબ અપાઈ ચૂક્યો છે. એ રમખાણો "ખુલ્લા બળવા"ની તમારી જાહેરાત તથા તે પહેલાં કરવામાં આવેલા પ્રચારનાં સ્વાભાવિક અને જાણી શકાય એવાં પરિણામો હતાં એ મુદ્દો "મહાસભાની જવાબદારી"ની

પુસ્તિકાએ સ્પષ્ટપણે પુરવાર કર્યો છે. એ પરિણામો તમે પોતે કળી શકતા હતા એ વસ્તુ ૧૯૨૨ ની સાલમાં અદાલત સમક્ષ તમે પોતે કરેલા નિવેદન ઉપરથી સ્પષ્ટ થાય છે. એ વખતે "ચૌરીચૌરાના શેતાનિયતભર્યા ગુનાઓ તથા મુંબઈના ગાંડપણભર્યા અત્યાચારો"ની જવાબદારી ખંખેરી નાખવાનું તમારે માટે અશક્ય છે એમ તમે કબૂલ કર્યું હતું અને જણાવ્યું હતું કે, તમે અગ્નિ સાથે ગેલ કરી રહ્યા હતા એની તમને ખબર હતી, છતાંયે તમે એ જોખમ ખેડયું હતું અને ફરીથી પણ તમે એમ જ કરો. હવે જો તમે એમ કહેવા માગતા હો કે, એ પરિણામો અણચિંતવ્યાં અને અણધાર્યાં હતાં તો ખુદ એ હકીકત જ તમારા અનુયાયીઓના પ્રત્યાઘાતો સમજવાની તમારી અશક્તિની કબૂલાતરૂપ છે. તમારે અને મહાસભાને નામે કરવામાં આવેલાં હેવાનિયતભર્યાં કાર્યોને વખોડી કાઢવાને બદલે એનો બચાવ કરવાનો, નહિ તો એનો રદિયો આપવાનો હવે તમે પ્રયાસ કરો છો. તમારી સહાનુભૂતિ ક્યાં રહેલી છે એ સ્પષ્ટ છે. "કરેંગે યા મરેંગે"ના તમારા પોતાના સંદેશાની સમજૂતીરૂપે તમારા પત્રમાં એક પણ શબ્દ નથી. તેમ જ પુસ્તિકાના ૧૦મા પરિશિષ્ટમાં ટાંકવામાં આવેલા તમારા સંદેશા વિષે પણ એમાં કશો પ્રકાશ પાડવામાં નથી આવ્યો. એનો જો તમે ઇન્કાર ન કરી શકો તો, રમખાણો થવા પામ્યાં તે વખતે કોઈ પણ ચળવળ શરૂ કરવામાં આવી નહોતી, એવા તમારા દાવાનું એ પૂરેપૂરી રીતે ખંડન કરે છે.

૬. હવે તમારો પત્ર પ્રસિદ્ધ કરવાને વિષે. એ બાબતમાં પ્રથમ તો મારે તમને તમારી સ્થિતિની યાદ આપવાની છે. એ વિષે આગળ ઉપર તમને સમજૂતી આપવામાં આવી છે. તે એ છે કે, અટકાયત માટેનાં કારણોમાં જ્યાં સુધી કશો ફેરફાર થાય નહિ ત્યાં સુધી સરકાર તમને પ્રજા સાથે સંપર્ક સાધવાની સગવડો આપવા તૈયાર નથી, તેમ જ તમારા પ્રચારકાર્યના આડતિયા બનવા પણ તે તૈયાર નથી. બીજું, તમને હું એ બતાવી આપવા માગું છું કે, ૮મી ઓગસ્ટ, ૧૯૪૨નો મહાસભાનો ઠરાવ થયો તે અગાઉ ઘણા મહિનાઓ દરમ્યાન, તમારી ધરપકડ થઈ તે પહેલાં, તમારો અર્થ

અસંદિગ્ધ રીતે સ્પષ્ટ કરવાની તમને પૂરતી તક મળી હતી. તમારા પોતાના અનુયાયીઓએ તમારા ઇરાદાઓનો સરકારે કર્યો તે જ અર્થ કર્યો એ હકીકત વધારે ખુલાસાને માટે કાંઈ અવકાશ રાખતી નથી. એથી ફરીને મારે તમને જણાવવાનું કે, તેને યોગ્ય લાગે ત્યારે અને તે સિવાય સરકાર તમારો પત્ર પ્રસિદ્ધ કરવા ધારતી નથી. પરંતુ તેના આ નિર્ણયથી તેને યોગ્ય લાગે તે વખતે અને તે રીતે તેના ઉપર તમે સ્વેચ્છાપૂર્વક લખેલા પત્રમાં સમાયેલી કબૂલાતોનો ઉપયોગ કરવાની સરકારની સ્વતંત્રતાને બાધ આવતો નથી.

૭. મહાસભાનો બળવો અને તેના સંબંધમાં બનેલા બનાવોની તમારી જવાબદારીમાંથી મુક્તિ મેળવવા માટેનો કાંઈક ઇરાદો તમારા આ પત્રનો હોય તો તે બાબતમાં સરકાર સખેદ જણાવે છે કે, એને તે તમારી એ જવાબદારીમાંથી મુક્ત કરનાર તરીકે સ્વીકારી શકતી નથી, તેમ જ તમારું વાજબીપણું પુરવાર કરવાના ગંભીર પ્રયાસ તરીકે પણ તે તેને સખેદ સ્વીકારી શકતી નથી. વળી તે સખેદ એ હકીકતની નોંધ લે છે કે, ૧૯૪૨ ના ઑગસ્ટની ૮ મી તારીખના મહાસભાના ઠરાવથી અંગત રીતે જુદા પડવાનાં, એ ઠરાવ પસાર થયા પછી તમારે નામે થયેલા ભયંકર અત્યાચારોને સ્પષ્ટ શબ્દોમાં વખોડી કાઢવાનાં, વિજય મળતાં સુધી ધરીસત્તાઓ અને ખાસ કરીને જપાન સામે યુદ્ધ ચલાવવા માટે હિંદની સઘળી સાધન-સામગ્રીનો ઉપયોગ કરવાની તરફેણ કરવાનાં, અને ભાવીમાં સારા આચરણ માટેની ખાતરી આપવાનાં પગલાં એ પત્રમાં તમે કશાંયે લીધાં નથી. અને, તમારા વલણમાં કશો ફેરફાર છે નહિ, તથા જે કારણે તમારી તથા મહાસભાની કારોબારી સમિતિના સભ્યોની પ્રવૃત્તિ ઉપર અંકુશ મૂકવાનું જરૂરી થઈ પડયું છે તે નીતિનો કોઈ પણ રીતનો ઇન્કાર પણ છે નહિ, એટલે તમારા મજકૂર પત્ર અંગે આગળ કશું સરકાર કરી શકે એમ નથી.

લિ. તમારો
**રીચર્ડ ટોટનહામ**
હિંદી સરકારના વધારાના સેક્રેટરી

અટકાયતી છાવણી,
સાહેબ, ૨૬ ઑક્ટોબર, ૧૯૪૩

૧૪ મી તારીખના તમારા પત્રની પહોંચ હું સ્વીકારું છું. એ પત્ર મને ચાલુ માસની ૧૮ મી તારીખે મળ્યો હતો.

૨. "૧૯૪૨-૪૩નાં તોફાનો માટે મહાસભાની જવાબદારી" એ નામના સરકારી પ્રકાશનમાં મારી સામે મૂકવામાં આવેલા આરોપોનો મેં વાળેલો જવાબ પોતાનો હેતુ પાર પાડવામાં, એટલે કે એ આરોપોની બાબતમાં મારી નિર્દોષતાની સરકારને ખાતરી કરાવવામાં, નિષ્ફળ નીવડયો છે એ તમારા કાગળ ઉપરથી સ્પષ્ટ જણાય છે. મારી પ્રામાણિકતાની બાબતમાં સુધ્ધાં શંકા ઉઠાવવામાં આવે છે.

૩. હું એ પણ જોઉં છું કે, એ આરોપો ઉપરની 'ટીકાઓ' પણ તે ઇચ્છતી નહોતી. આવી બાબતો અંગેની સરકારની પહેલાંની જાહેરાતોએ મને એથી ઊલટું વિચારવાને પ્રેર્યો હતો. એ ગમે તેમ હો, તમારો તાજેતરનો પત્ર જવાબ માગી લે છે.

૪. મારા અભિપ્રાય મુજબ, ગયા જુલાઈ માસની ૧૫ મી તારીખના મારા પત્રમાં, તમારા જે પત્રનો હું જવાબ આપી રહ્યો છું તેમાં ઉલ્લેખ કરવામાં આવેલા બધાયે આરોપોનો મેં સ્પષ્ટ જવાબ આપ્યો હતો. હિંદની સ્વતંત્રતા માટેની લડત દરમ્યાન મેં જે કંઈ કર્યું કે કહ્યું છે તેને માટે મને જરાયે પસ્તાવો થતો નથી.

૫. ૧૯૪૨ ના ઑગસ્ટની ૮ મી તારીખના મહાસભાના ઠરાવની બાબતમાં, તે નિર્દોષ છે એટલું જ નહિ પણ બધી રીતે સારો છે એવા મારા અભિપ્રાયને બાજુએ રાખીએ તોયે, એમાં કોઈ પણ રીતે ફેરફાર કરવાની કાયદેસરની કશી સત્તા મારી પાસે નથી. એ ઠરાવ જેણે પસાર કર્યો તે સંસ્થા જ, એટલે કે અખિલ હિંદ મહાસમિતિ જ એમ કરી શકે. બેશક તે પોતાની કારોબારી સમિતિની દોરવણી પ્રમાણે ચાલે છે. સરકાર એ વાત જાણે છે કે, પરિસ્થિતિની ચર્ચા કરવાને તથા તેમના વિચારો જાણવાને કારોબારી સમિતિના સભ્યોને મળવાની મેં દરખાસ્ત કરી હતી. પરંતુ મારી દરખાસ્ત તરછોડવામાં આવી. હું એમ માનતો હતો અને હજી પણ

માનું છું કે તેમની સાથેની મારી વાતચીત સરકારની દૃષ્ટિએ પણ અમુક અંશે કીમતી નીવડત. એથી કરીને હું મારી દરખાસ્ત ફરીથી કરું છું. પરંતુ સરકાર મારા પ્રામાણિકપણા વિષે સાશંક હોય ત્યાં સુધી તે એવી કીમતી નહિ નીવડે. પણ આવા પ્રકારની અડચણ હોવા છતાં એક સત્યાગ્રહી તરીકે યુદ્ધપ્રયાસની દૃષ્ટિએ હું જેને સારું અને તાત્કાલિક મહત્ત્વનું ગણું છું તે મારે ફરીથી કહેવું જોઈએ. પરંતુ હું મારા હાલના વિચારોને વળગી રહું ત્યાં સુધી મારી દરખાસ્તનો સ્વીકાર થવાનો સંભવ ન હોય તથા સરકારને એમ લાગતું હોય કે મારી અનિષ્ટ અસર જ લોકોને દૂષિત કરે છે તો કારોબારી સમિતિના સભ્યો તથા બીજા અટકાયતી કેદીઓને છોડી દેવા જોઈએ એમ મારું કહેવું છે. જે વખતે કરોડો હિંદવાસીઓ નિવારી શકાય એવો ભૂખમરો વેઠી રહ્યાં છે તથા એને કારણે હજારો મરે છે, ત્યારે જેમની શક્તિ તથા જેમને કેદમાં રાખવા માટે ખરચવામાં આવતાં નાણાંનો સંકટ-નિવારણના કાર્યમાં સદુપયોગ કરી શકાય, તેવાં હજારો સ્ત્રીપુરુષોને કેવળ શક ઉપરથી અટકાયતમાં રાખવામાં આવે, એ ન સમજી શકાય એવું છે. ગયા જુલાઈ માસની ૧૫ મી તારીખના મારા પત્રમાં મેં કહ્યું હતું તેમ, ગઈ વખતના ગુજરાતના ભયંકર રેલસંકટ વખતે તેમ જ બિહારના એટલા જ ભયંકર ધરતીકંપ વખતે મહાસભાવાદીઓએ તેમની વહીવટી, સર્જક તથા માનવદયાનાં કાર્યો કરવા માટેની પોતાની યોગ્યતા સારી પેઠે પુરવાર કરી હતી. જે વિશાળ સ્થાનમાં મને અટકાયતમાં રાખવામાં આવ્યો છે તથા મારી આસપાસ મોટો ચોકીપહેરો છે તેને હું જાહેર નાણાંની બરબાદી તરીકે લેખું છું. કોઈ પણ જેલમાં મારા દિવસો વિતાડવા હું રાજી છું.

૬. મારા "સારા આચરણ" માટેની "સંતોષકારક ખાતરી"ની બાબતમાં હું એટલું જ કહી શકું કે, કોઈ પણ વખતે મેં અઘટિત આચરણ કર્યું હોય એની મને ખબર નથી. હું ધારી લઉં છું કે, મારા આચરણ વિષે સરકારને જે છાપ પડી છે તે "૧૯૪૨-૪૩નાં તોફાનો માટે મહાસભાની જવાબદારી", જેને મેં ટૂંકમાં તહોમતનામું કહ્યું છે, તેમાં રજૂ કરવામાં આવેલા આરોપોમાંથી

જોઈ લેવાની છે, અને એ આરોપોનો મેં સમગ્રપણે ઇન્કાર કર્યો છે એટલું જ નહિ, પણ સરકાર ઉપર મેં સામા આરોપો મૂક્યા હોવાથી મને લાગે છે કે, એ બંને તટસ્થ પંચ આગળ મૂકવાને તેણે સંમત થવું જોઈએ. એ આરોપોમાં માત્ર એક વ્યક્તિ જ નહિ પણ એક મોટી રાજકીય સંસ્થા સંડોવાયેલી હોવાથી, એ માટે પરસ્પરની ચર્ચા અને પ્રયાસને સરકાર અનિચ્છનીય અને કે અથવા વ્યર્થ લેખતી હોય તો એનો નિર્ણય પંચ મારફતે કરાવવો એ યુદ્ધપ્રયાસ માટે મહત્ત્વની વસ્તુ છે, એમ હું માનું છું.

૭. મને ન્યાય કરવાને ખાતર ગયા જુલાઈ માસની ૧૫ મીએ લખેલો મારો કાગળ પ્રસિદ્ધ કરવાની મારી વિનંતિ તમારે પત્ર નકારે છે. પરંતુ એમ કરતાં તમે મને જણાવો છો કે, "તેના આ નિર્ણયથી તેને યોગ્ય લાગે ત્યારે અને તે રીતે તેના ઉપર તમે સ્વેચ્છાપૂર્વક લખેલા પત્રમાં સમાયેલી કબૂલાતોનો ઉપયોગ કરવાની સરકારની સ્વતંત્રતાને બાધ આવતો નથી." હું એટલી જ આશા રાખી શકું કે, "૧૯૪૨–૪૩નાં તોફાનો માટે મહાસભાની જવાબદારી"માં કરવામાં આવ્યું છે તેમ એમાંથી વીણી કાઢેલા ભ્રામક ઉતારાઓ પ્રસિદ્ધ કરવામાં આવશે એવો એનો અર્થ નથી. સરકાર જ્યારે પણ એનો જાહેર ઉપયોગ કરવાનું યોગ્ય ધારે ત્યારે મારો આખોય પત્ર પ્રસિદ્ધ કરવામાં આવે એવી મારી વિનંતિ છે.

હિંદી સરકારના વધારાના મંત્રી, (હો૦ ડિ૦), નવી દિલ્હી

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૭૮

હિંદી સરકારના વધારાના મંત્રી, (હો૦ડિ૦) તરફથી નવી દિલ્હી

નવી દિલ્હી,
૩ નવેમ્બર, ૧૯૪૩

મિ. મો૦ ક૦ ગાંધીને

**સાહેબ,**

૨૬મી ઑક્ટોબરના તમારા પત્રની પહોંચ સ્વીકારવાનું મને ફરમાવવામાં આવ્યું છે. એના ઉપર વિચારણા ચલાવવામાં આવે છે.

લિ. તમારો
**રી. ટૉટનહામ**
હિંદી સરકારના વધારાના મંત્રી

૭૯

હિંદી સરકાર (હો. ડિ.)
નવી દિલ્હી
૧૮ નવેમ્બર, ૧૯૪૩

હિંદી સરકારના વધારાના મંત્રી, (હો. ડિ.) તરફથી
મિ. મો૦ ક૦ ગાંધીને

**સાહેબ,**

૨૬મી ઑક્ટોબરના તમારા પત્રની બાબતમાં મને એમ જણાવવાને ફરમાવવામાં આવ્યું છે કે, ૧૯૪૨ના ઑગસ્ટની ૮મી તારીખના મહાસભાના ઠરાવ પ્રત્યેના તમારા વલણમાં કશો ફેર પડ્યો ન હોવાથી તથા કારોબારી સમિતિના કોઈ પણ સભ્યનો મત તમારાથી જુદો પડે છે એવું કશું સૂચન સરકારને તેમના તરફથી મળ્યું ન હોવાને કારણે તમારી વચ્ચેની મુલાકાતથી કશો ઉપયોગી હેતુ પાર પડે એમ લાગતું નથી. કઈ શરતોએ એ દરખાસ્ત ઉપર સહાનુભૂતિભરી વિચારણા થઈ શકે તેની તમને તથા તેમને બરાબર ખબર છે.

વધારામાં જણાવવાનું કે, તમારા પત્રમાંના બીજા બધા મુદ્દાઓની નોંધ લેવામાં આવી છે.

લિ. તમારો
**રી. ટૉટનહામ**
હિંદી સરકારના વધારાના મંત્રી

## ૬

# શ્રીમતી કસ્તુરબા ગાંધી અંગેનો પત્રવહેવાર

## ૮૦

અટકાયતી છાવણી
તા. ૧૨–૩–'૪૩

**પ્રિય કર્નલ ભંડારી,**

આજે સવારે થયેલી વાતચીતના સંબંધમાં અમે નીચે જણાવેલી હકીકતો તમારા ધ્યાન ઉપર લાવવા ઇચ્છીએ છીએ.

શ્રીમતી કસ્તુરબા ગાંધી સસણીના દરદથી લાંબા વખતથી પીડાય છે અને એ દરદ તેમનામાં ઘર કરી બેઠું છે. તેમની નાની શ્વાસ-નળીઓ સૂજી ગઈ છે. કેટલાક સમયથી તેઓ ગળાના સોજાથી થતી પીડાની પણ ફરિયાદ કરે છે. કેટલીક વાર તેમને હૃદયની પીડા થઈ આવે છે અને તેના ધબકારા અતિશય ઝડપી થઈ જાય છે; તે એટલે સુધી કે, મિનિટે ૧૮૦ના વેગથી એ થાય છે. તમે જોયું હશે કે, ઘણી વાર — ખાસ કરીને સવારે — તેમનું મોં તથા આંખનાં પોપચાં ફૂલી જાય છે. તેમની શારીરિક નબળાઈ તેમની માનસિક સ્થિતિ ઉપર અસર કરી રહી છે, જોકે ગાંધીજીની સોબત ઘણે અંશે તેને હળવી કરે છે. આ બધું ધ્યાનમાં લેતાં અમે એવા અભિપ્રાય ઉપર આવ્યાં છીએ કે, આખો વખત તેમની સાથે રહીને તેમની બરદાસ કરે એવો સાથી તેમને આપવો જોઈએ. તેમની જ ભાષા બોલનાર અને તેમની અંગત ઓળખાણ-વાળો સાથી એ કાર્યમાં વધુ સફળ નીવડે એવો સંભવ છે.

ગાંધીજીની બાબતમાં, અમારો એવો અભિપ્રાય છે કે, લગભગ એક માસ સુધી તેમની કાળજીભરી સારવાર અને સંભાળની જરૂર પડશે. એટલા વખત સુધી કનુ ગાંધીને અહીં રહેવા દેવામાં આવે તો તે ઉત્તમ થશે; કેમ કે, ગાંધીજી માટે તેમને ભક્તિ છે અને તેમની જરૂરિયાતો આગળથી કળી જવાને તે કેળવાયેલા છે. સરકારને બાધ ન હોય તો, તેમની જરૂર હોય ત્યાં સુધી તે અહીં રોકાવાને ઉત્સુક છે.

લિ. તમારા
**એમ. ડી. ગીલ્ડર**
**સુશીલા નાયર**

## ૮૧

૧૮ મા નવેમ્બર ૧૯૪૩ના દિને મુંબઈ સરકારના સેક્રેટરીને લખેલા પત્રમાંથી ઉતારો :

“. . . મને લાગે છે કે, જેમને મારી સાથે રાખવામાં આવ્યાં છે તેમને એટલા જ માટે વધારાની મુશ્કેલીઓ વેઠવી પડે છે. કેમ કે, એકલાં ડૉ. સુશીલા નાયરને જ નહિ પણ બીજાઓને પણ એ રીતે સોસવું પડે છે. આમ ડૉ. ગીલ્ડરને તેમનાં બીમાર પત્ની

તથા પુત્રીને મળવા દેવામાં આવતા નથી. નાનકડી મનુ ગાંધી ન તો તેના પિતાને કે ન તેની બહેનોને મળી શકે. તેમ જ મારી પત્ની પણ તેના પુત્રોને કે પૌત્ર પૌત્રીઓને ન મળી શકે. એ પ્રતિબંધો જો અકારા લાગતા હોય તો મનુ ગાંધી બહાર ચાલી જઈ શકતી હતી એ હકીકતને હું ઝાઝું વજૂદ નથી આપતો. હું એ પણ જાણું છું કે, તે ઘણી જ બીમાર થઈ ગઈ ત્યારે મારા પુત્ર રામદાસને તેની માની મુલાકાત લેવા દેવામાં આવી હતી. કેદીઓના આ સામાન્ય હકોનો આ નકાર હું સમજી શકતો નથી. મારી બાબતમાં તેની ખાસ ઇતરાજી હોવાને કારણે સરકારે મારી સામે મૂકેલા પ્રતિબંધો હું સમજી શકું છું. પરંતુ બીજાંઓ ઉપર મૂકવામાં આવેલા પ્રતિબંધો હું સમજી શકતો નથી; સિવાય કે, જેમને અમારો હવાલો સોંપવામાં આવ્યો છે તેમના ઉપર સરકારનો ઇતબાર ન હોય. મેં જેમનો ઉલ્લેખ કર્યો છે એવા પ્રકારના તારો સાથે તથા મારી સાથેના અટકાયતીઓની મુલાકાત લેવાની જેમને પરવાનગી આપવામાં આવે એવાઓ સાથે કેમ્પના સુપરિન્ટેન્ડન્ટ કે ઇન્સ્પેક્ટર જનરલ સુધ્ધાં કેમ કામ ન લઈ શકે એ હું આ સિવાય બીજી કોઈ પણ રીતે સમજી શકતો નથી.

આ બાબતમાં હું વિનાવિલંબે રાહત આપવાની વિનંતિ કરું છું.

લિ.

**મો૦ ક૦ ગાંધી**

## ૮૨

અટકાયતી છાવણી,
૨ જાન્યુઆરી, ૧૯૪૪

**સાહેબ,**

થોડા દિવસ ઉપર શ્રી. કસ્તુરબા ગાંધીએ પોતાની સારવારમાં મદદ કરવા માટે પૂનાના ડૉ. મહેતાને બોલાવવાનું જેલોના ઇન્સ્પેક્ટર જનરલને તથા કર્નલ શાહને કહ્યું હતું. તેમની એ વિનંતીનું કશું જ પરિણામ આવ્યું લાગતું નથી. હવે તે એ વિષે આગ્રહી બન્યાં છે, અને એ બાબતમાં મેં સરકારને લખ્યું છે કે કેમ એમ તે મને પૂછે છે. એથી કરીને, ડૉ. મહેતાને અહીંયાં આવવાની તત્કાલ પરવાનગી આપવામાં આવે એમ હું જણાવું છું. મને તથા મારા પુત્રોને તેમણે

એમ પણ જણાવ્યું છે કે, આયુર્વેદ જાણનાર કોઈ વૈદ તેમને તપાસે એવી તેમની ઇચ્છા છે. માગવામાં આવે ત્યારે આવા પ્રકારની મદદ તે આપી શકે એવી સત્તા આઈ. જી. પી. ને આપવામાં આવે એવી મારી સૂચના છે. કનુ ગાંધીને એકાંતરે દરદીને મળવાની પરવાનગી આપવામાં આવી છે; તેમની સારવાર માટે તેમને આખો વખત છાવણીમાં રહેવા દેવામાં આવે એવી મેં વિનંતિ કરી હતી, તેનો મને હજી પણ જવાબ મળ્યો નથી. દરદીમાં સુધારાનાં કશાં ચિહ્નો જણાતાં નથી અને દિવસે દિવસે રાત્રે સારવાર કરવાની આવશ્યકતા પણ વધતી જાય છે. દરદીની કનુ ગાંધીએ પહેલાં સારવાર કરેલી હોવાથી તે એક આદર્શ બરદાસી છે. અને ખાસ વસ્તુ તો એ છે કે, તેમની આગળ વાદ્યો વગાડીને તથા ભજનો ગાઈને તે તેમને આરામ આપી શકે છે. હાલના દબાણમાંથી વહેલામાં વહેલી તકે રાહત આપવાની હું વિનંતી કરું છું. આ વસ્તુને અત્યંત તાકીદની લેખવામાં આવે એમ હું ઇચ્છું છું.

છાવણીના સુપરિન્ટેન્ડન્ટ મને જણાવે છે કે, મુલાકાત લેનારાઓ આવે ત્યારે માત્ર એક જ બરદાસી હાજર રહી શકે. આજ સુધી તો જરૂર પડે ત્યારે એકથી વધારે બરદાસી તેમની સારવારમાં રહેતા હતા. જરૂરિયાતની બાબતમાં સુપરિન્ટેન્ડન્ટ પોતાની સમજ પ્રમાણે નિર્ણય કરતા. પરંતુ મુસ્કેલી ઊભી થતાં મેં એ વસ્તુ આઈ. જી. પી. આગળ રજૂ કરી, એને પરિણામે એવો હુકમ નીકળ્યો કે વધારામાં એક દાક્તર હાજર રહી શકે. મારે જણાવવું જોઈએ કે, દરદીની હાલત વિષેના અજ્ઞાનથી યા તો તે વિષેની બેપરવાઈને કારણે એ હુકમ કરવામાં આવ્યો છે. તેમને એક કરતાં વધારે માણસોની મદદની જરૂર રહે છે. એથી કરીને, તેમની સારવાર કરનારાઓની સંખ્યા ઉપર કશો પ્રતિબંધ ન હોવો જોઈએ એવી મારી માગણી છે.

દરદીને આપવામાં આવતી સગવડોમાં વિવેકનો દુઃખદ અભાવ જોવામાં આવે છે, એ વસ્તુ જો છાની રાખું તો હું ખોટો ઠરું. દરદીની સારવાર કરનારાઓની હાજરીને અંગેનો હુકમ આવી સતામણીનો સૌથી આકરો દાખલો છે. આ ઉપરાંત, સગાંસંબંધીઓની મુલાકાત

દરમ્યાન સારવાર કરનારાઓને હાજર રહેવા દેવાની છૂટ જે હેતુ માટે આપવામાં આવી છે, તે આ હુકમથી માર્યો જાય છે. વળી, મારા ત્રણ પુત્રો પૂનામાં છે. એમાંના સૌથી મોટા પુત્ર હરિલાલ — જે અમારા હાથથી ગયો છે — તેને ગઈ કાલે અહીં આવવા દેવામાં આવ્યો નહોતો. એનું કારણ એ હતું કે, એને ફરીથી આવવા દેવા માટે આઈ. જી. પી. ને કશી સૂચનાઓ નહોતી. પરંતુ દરદી તો સ્વાભાવિક રીતે જ તેને મળવાને અતિશય ઉત્સુક હતી. સતામણીનો એક વધુ દાખલો ટાંકીશ. જેમને અહીં આવવાની પરવાનગી આપવામાં આવી છે તે મુલાકાતીઓને, તેઓ આવે ત્યારે દરેક વખતે, સરકારની મુંબઈની કચેરીને પરવાનગી માટે અરજી કરવી પડે છે. પરિણામે બિનજરૂરી વિલંબ અને હૈયાબળાપો થવા પામે છે. મારા ધારવા પ્રમાણે આ મુશ્કેલી એટલા માટે ઊભી થાય છે કે, મારી વિનંતીઓ મુંબઈ પહોંચાડવી તે સિવાય સુપરિન્ટેન્ડન્ટ કે આઈ. જી. પી. નું બીજું કશું કામ નથી.

શ્રી. કસ્તુરબા સરકારનાં દરદી છે અને તેમના પતિ તરીકે એમને વિષે મારે કશું કહેવાનું ન હોય, એ હું બરાબર સમજું છું. પરંતુ, છોડી મૂકવાને બદલે તેમના હિતનો ખ્યાલ કરીને જ તેમને મારી સાથે રાખવામાં આવ્યાં છે એમ સરકારે જણાવેલું હોવાથી, તેમની ઇચ્છાઓ અને લાગણીઓ રજૂ કરવામાં સરકાર ઇચ્છે તથા તેની કદર બૂજે એવું હું કરી રહ્યો છું એમ નથી? તે સાજાં થાય એ અથવા ધીમે ધીમે તે મૃત્યુ તરફ જઈ રહ્યાં હોય તો તે કાળ દરમ્યાન કંઈ નહિ તો તેમને માનસિક શાંતિ મળે એ જોવાનું મારું તેમ જ સરકારનું ઉભયનું કર્તવ્ય છે. કોઈ પણ પ્રકારની કર્કશતા તેમના ઉપર માઠી અસર કરે છે.

લિ. તમારો
મો૦ ક૦ ગાંધી

હિંદી સરકારના હોમ ડિપાર્ટમેન્ટના
વધારાના સેક્રેટરીને,
નવી દિલ્હી

## ૯૩

અટકાતી છાવણી
૨૭ જાન્યુઆરી, ૧૯૪૪

મુંબઈ સરકારના હોમ ડિપાર્ટમેન્ટના
સેક્રેટરી, મુંબઈ

**સાહેબ,**

આ સાથે હું હિંદી સરકારને લખેલો પત્ર તેને રવાના કરવા માટે મોકલું છું. પરંતુ એમાં જણાવેલી બાબતનો નિકાલ મુંબઈ સરકાર કરી શકે એમ હોય તો મજકૂર પત્ર આગળ મોકલવાની જરૂર નથી. પત્રનો હેતુ જેમ બને તેમ જલદી રાહત મેળવવાનો છે એટલે જરૂર હોય તો મધ્યસ્થ સરકારની સૂચનાઓ ટેલિફોન દ્વારા મેળવી શકાય.

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૯૪

અટકાયતી છાવણી
૩૧ જાન્યુઆરી, ૧૯૪૪

**સાહેબ,**

ચાલુ માસની ૨૭ મી તારીખે હિંદી સરકારને ઉદ્દેશીને લખેલો એક અતિશય તાકીદનો પત્ર મેં મોકલ્યો હતો. હજી મને તેનો જવાબ મળ્યો નથી. દરદીની હાલત બિલકુલ સારી નથી. એમની સારવાર કરનારાઓ ભાગી પડવાની અણી ઉપર છે. માત્ર ચાર જણા જ કામ કરી શકે છે. રાત્રે એકાંતરે બે જણ એકીસાથે કામ કરે છે. દિવસે તો ચારેયને કામ કરવું પડે છે. દરદીની ધીરજ ખૂટી છે અને "ડૉ. દિનશા ક્યારે આવશે?" એમ પૂછ્યા કરે છે. વહેલામાં વહેલી તકે, બની શકે તો આવતી કાલે, મને નીચેની બાબતોનો ખુલાસો મળે એમ હું ઇચ્છું છું:

૧. આખા વખતના બરદાસી તરીકે શ્રી. કનુ ગાંધી અહીં આવી શકશે?

૨. અત્યાર પૂરતી ડૉ. દિનશા મહેતાની સેવા મેળવી શકાશે?

૩. મુલાકાતો દરમ્યાન હાજર રહેનારાઓની સંખ્યાને અંગેનો પ્રતિબંધ દૂર કરી શકાશે ?

રાહત બહુ જ મોડી આવી એમ કહેવાનો વખત ન આવે એમ હું ઇચ્છું છું.

લિ. તમારો

**મો૦ ક૦ ગાંધી**

મુંબઈ સરકારના હોમ ડિપાર્ટમેન્ટના
સેક્રેટરીને, મુંબઈ

## ૮૫

ડૉ. મહેતા તથા આયુર્વેદ જાણનાર વૈદની સેવાને માટે કરવામાં આવેલી વિનંતીની બાબતમાં:

(હિંદી સરકારનો સંદેશો છાવણીના સુપરિન્ટેન્ડન્ટ મારફતે ૩૧–૧–'૪૪ ને રોજ ૪ વાગ્યે પહોંચાડવામાં આવ્યો હતો.)

"સરકાર જાણવા માગે છે કે, કોઈ ચોક્કસ વૈદ શ્રીમતી ગાંધીના ખ્યાલમાં છે કે કેમ, તથા ડૉ. મહેતા ઉપરાંત તેની તેમને જરૂર છે કે કેમ."

## ૮૬

(સોમવારને કારણે મૌન હોવાથી ઉપરનાનો જવાબ તરત જ લખીને ગાંધીજીએ છાવણીના સુપરિન્ટેન્ડન્ટને આપ્યો હતો.)

"કોઈ ચોક્કસ વૈદ તેમના ખ્યાલમાં નથી. પણ મારા પુત્ર દેવદાસે લાહોરના વૈદરાજ શર્માનું નામ સૂચવ્યું હતું. જે વૈદને અહીં આવવા દેવામાં આવે તે ડૉ. મહેતા ઉપરાંતના હશે અને તે પણ ડૉ. મહેતા સંતોષ આપવામાં નિષ્ફળ નીવડે તો અને ત્યારે જ. કોઈ આયુર્વેદનો જાણનાર વૈદ તેમને તપાસે એવી ઇચ્છા તેમણે વારંવાર પ્રદર્શિત કરી છે. જો એવી પરવાનગી આપવામાં આવે તો તે વ્યાપક સ્વરૂપની હોવી જોઈએ. તે પોતે પોતાની સઘળી નિર્ણયશક્તિ ગુમાવી રહ્યાં છે અને તેમની માનસિક શાંતિ માટેની જવાબદારી ઉપાડવાની મને છૂટ આપવામાં આવે ત્યાં સુધી જુદી જુદી સલાહો ઉપરથી મારે જ નિર્ણય કરવાનો રહે છે. આ સ્થિતિમાં વધુમાં વધુ એટલું જ થઈ શકે એમ છે."

આટકાયતી છાવણી
૩૧ જાન્યુઆરી, ૧૯૪૪

**પ્રિય કર્નલ ભંડારી,**

તમે જાણો છો કે, શ્રીમતી કસ્તુરબા ગાંધીની સ્થિતિ ધીમે ધીમે બગડતી જાય છે. ગઈ રાત્રે તેમને નહિ જેવી જ ઊંઘ આવી હતી અને આજે સવારે એમને સખત ઝોબો આવી ગયો હતો. તેમને શ્વાસ લેવા મૂકવાની મુશ્કેલ પડતી હતી (શ્વાસોચ્છ્વાસની ગતિ ૪૮ હતી). તેમની નાડી બહુ જ મંદ થઈ ગઈ હતી અને તેના ધબકારા મિનિટે ૧૦૦ થતા હતા. તથા તેમની ચામડી રાખોડી રંગની હતી. ૨૦ મિનિટની સારવાર પછી તે હોશમાં આવ્યાં હતાં. અત્યારે મધ્યાહ્ન સમયે તે બેચેન છે અને ડાબી બાજુએ છાતીમાં તથા પીઠમાં પીડા થવાની ફરિયાદ કરે છે. શરીર કાળું પડે છે અને સૂતા સૂતાં પણ હાંફ ચાલે છે. નાડીનો વેગ મિનિટે ૧૦૮ છે. લોહીનું દબાણ ૯૦/૫૦ છે; શ્વાસગતિ ૪૦.

આ સંજોગોમાં ડૉ. જીવરાજ મહેતા (યરોડા સેન્ટ્રલ જેલ) તથા ડૉ. બિધાનચંદ્ર રૉય (કલકત્તા) ની સલાહ લેવા અમે ઇચ્છીએ છીએ. તેમની આગલી માંદગીમાં તેમણે એમને તપાસ્યાં હતાં અને તેમના ઉપર એમને વિશ્વાસ છે. અમારે જણાવવું જોઈએ કે, દરદીની હાલત એવી છે કે વિના વિલંબે તે મળી શકે તો જ આ દાક્તરોની મદદ કાંઈ કે ઉપયોગી થઈ પડશે.

વળી અમારે એ પણ જણાવવું જોઈએ કે, તેમના ઉપર દિવસ રાત નજર રાખવી પડે છે એટલે સારવારનું કામ મુશ્કેલ બની ગયું છે અને દરદી પોતે કનુ ગાંધી તથા ડૉ. મહેતાની વારંવાર માગણી કર્યા કરે છે.

લિ.
**સુશીલા નાયર**
**એમ. ડી. ડી. ગીલ્ડર**

તા. ક. ગાંધીજીનું લોહીનું દબાણ આજે સવારે ૨૦૬/૧૧૦ હતું.

અટકાયતી છાવણી
૩ ફેબ્રુઆરી, ૧૯૪૪

સાહેબ,

ગઈ કાલે શ્રી. કસ્તુરબાએ મને પૂછ્યું કે, ડૉ. મહેતા ક્યારે આવે છે તથા (આયુર્વેદ જાણનાર) વૈદ તેમને તપાસીને કંઈક દવા આપશે કે કેમ. મેં તેમને કહ્યું કે, એ બંનેને માટે હું પ્રયત્ન કરી રહ્યો છું, પરંતુ આપણે કેદી છીએ અને મરજી મુજબ આપણે વસ્તુઓ ન મેળવી શકીએ. એ બાબતમાં ઉતાવળ કરાવવાને હું કંઈક ન કરી શકું, એમ તે મને ત્યારથી વખતોવખત પૂછ્યા કરે છે. ફરીથી તેમણે રાત બેચેનીમાં ગાળી. અત્યારે તો બેશક આ કંઈ તેમને માટે નવું નથી. ડૉ. મહેતા તથા લાહોરવાળા વૈદરાજ શર્માની બાબતમાં તાકીદે હુકમ કરવાની હું વિનંતી કરું છું. વૈદરાજને આવતાં થોડી વાર થશે, પરંતુ અંદર બોલાવવાની સત્તા આપવામાં આવે તો ડૉ. મહેતા તો આજે પણ અહીં આવી શકે.

દરદીની જિંદગી જીવન મરણ વચ્ચે ઝોલાં ખાતી હોય અને વખતસરની મદદથી તે બચે એમ હોય ત્યારે, આવી ઢીલ હું સમજી શકતો નથી, એ મારે કબૂલ કરવું જોઈએ. આખરે, દરદી માટે તો પીડાનું નિવારણ એ રાજ્યની સૌથી અગત્યની બાબતો જેટલું જ મહત્ત્વનું હોય છે.

મુંબઈ સરકારના હોમ ડિપાર્ટમેન્ટના સેક્રેટરીને,
મુંબઈ

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

૮૯

મુંબઈ સરકારના હોમ ડિપાર્ટમેન્ટના
સેક્રેટરી તરફથી,
શ્રી. મો૦ ક૦ ગાંધીને

નં. એસ. ડી. ૬-૨૦૩૫
હોમ ડિપાર્ટમેન્ટ (રાજકીય),
મુંબઈ, ૩ ફેબ્રુઆરી, ૧૯૪૪

સાહેબ,

૩૧મી જાન્યુઆરીના આપના પત્રના સંબંધમાં તમે ઉપસ્થિત કરેલા ત્રણ મુદ્દાઓની બાબતમાં નીચે મુજબનો જવાબ આપવાને મને ફરમાવવામાં આવ્યું છે :

૧. અટકાયતી છાવણીમાંના બીજા કેદીઓને લાગુ પડતા ધારાધોરણોથી બંધાવાને તે સંમત થાય એ શરતે, શ્રીમતી ગાંધીની સારવારમાં મદદ કરવાને અર્થે કનુ ગાંધી ત્યાં રહે, એ બાબતમાં સરકાર સંમત થઈ છે. સરકાર માને છે કે, સારવારમાં કનુ ગાંધી રહેવાથી મળતી મદદ પૂરતી થવી જોઈએ અને હવે વધારાની મદદ માટેની માગણીમાં તે સંમત થઈ શકે એમ નથી

૨. વૈદ્યકીય કારણોસર બિલકુલ જરૂરી છે એવું સરકારના તબીબી અધિકારીને લાગે તે સિવાય બહારના કોઈ પણ દાક્તરને આવવા દેવામાં નહિ આવે, એવું સરકારે નક્કી કર્યું છે. આ પ્રમાણે ડૉ. મહેતાને બોલાવવા કે કેમ એ પ્રશ્નનો નિર્ણય વૈદ્યકીય દૃષ્ટિએ સરકારના તબીબી અધિકારીએ કરવાનો છે.

૩. શ્રીમતી ગાંધીનાં નિકટનાં સગાંની મુલાકાત લેવાની પરવાનગી તેમને આપવામાં આવી છે. આ મુલાકાતો વખતે તમે હાજર હો એની સામે સરકારને વાંધો નથી. પરંતુ શ્રીમતી ગાંધીની તબિયતને કારણે જેટલા પ્રમાણમાં જરૂર પડે તે ઉપરાંત અટકાયતી છાવણીના બીજા સભ્યોએ ત્યાં હાજર ન રહેવું જોઈએ એમ તેને લાગે છે. મુલાકાતો દરમ્યાન સારવાર કરનાર એક જણ આખો વખત હાજર રહે અને જરૂર પડે તો દાકતર પણ આવે એ બાબતમાં જેલોના ઇન્સ્પેકટર જનરલ સંમત થયા છે, એમ માની લેવામાં આવે છે. સરકાર માને છે કે, સામાન્ય સંજોગોમાં આ બાબતનો નિર્ણય કેવળ વૈદ્યકીય દૃષ્ટિથી જેલોના ઇન્સ્પેકટર જનરલે કરવાનો છે.

લિ. તમારો

**એચ. આયંગર**

મુંબઈ સરકારના હો૦ ડિ૦ના સેક્રેટરી

## ૯૦

અટકાયતી છાવણી

૧૧-૨-'૪૪

'એલોપથી'થી ઇતર પદ્ધતિની વૈદ્યકીય સહાયનો આશરો લેવાની સંપૂર્ણ જવાબદારી મારે શિર રહેશે અને એવી જાતના ઉપચારોનું માઠું પરિણામ આવે તો એની જવાબદારીમાંથી સરકાર મુક્ત

રહેશે. એવા વૈદ કે હકીમોની સલાહ હું માન્ય રાખીશ કે કેમ તેની મને ખાતરી નથી, પરંતુ એ સલાહ હું સ્વીકારું અને તેના ઉપચારો અસરકારક ન નીવડે તો હાલના ઉપચારો ઉપર પાછા જવાનો હક હું અનામત રાખું છું.

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૯૧

અટકાયતી છાવણી
૧૪ ફેબ્રુઆરી, ૧૯૪૪

**તાકીદનો**

**સાહેબ,**

ગઈ કાલે મેં તમને કહ્યું હતું કે, રાત દરમ્યાન શ્રી. કસ્તુરબાની હાલત એટલી બધી બગડી ગઈ હતી કે, ડૉ. નાયર ગભરાઈ ઊઠ્યાં અને તેમણે ડૉ. ગિલ્ડરને જગાડ્યા. મને તો તે જશે એમ જ લાગ્યું. સ્વાભાવિક રીતે જ દાક્તરો નિરુપાય હતા. એથી કરીને ડૉ. નાયરે સુપરિન્ટેન્ડન્ટને જગાડ્યા અને કૃપા કરીને તેમણે વૈદ્યરાજને ફોન કર્યો. રાત્રે આશરે એક વાગ્યાનો એ સમય હશે. વૈદરાજ જો અહીં હાજર હોત તો તેમણે જરૂર રાહત આપી હોત. એથી કરીને રાત્રે તેમને છાવણીમાં રહેવા દેવા માટે મેં તમને જણાવ્યું હતું. પરંતુ તમે કહ્યું કે, તેઓ રાત્રે અહીં રહી શકે તે માટે સરકારના હુકમમાં જોગવાઈ નથી. વિલંબ થવામાં રહેલો દેખીતો ભય મેં તમને દર્શાવ્યો હતો પરંતુ તમે સખેદ જણાવ્યું કે, હુકમો તમને એથી આગળ જવા દેતા નથી. આયુર્વેદના ઉપચારથી કંઈ માઠું પરિણામ આવે તેની જવાબદારીમાંથી સરકારને મુક્ત કરવામાં આવે એ શરતે વૈદ્યરાજને અહીં બોલાવવાની સત્તા તેણે આપ્યા બાદ, દરદીના હિતમાં જરૂરી જણાય ત્યાં સુધી, વૈદ્યરાજ કેટલો સમય છાવણીમાં હાજર રહે એ બાબતમાં કોઈ પણ પ્રકારનો પ્રતિબંધ તે વિચારી ન શકે, એવી મેં તમારી આગળ દલીલ કરી, પણ તે નિષ્ફળ નીવડી. મારી વિનંતી તમે અમાન્ય કરી હોવાથી, જરૂર પડે તો તેમને અંદર બોલાવી શકાય એટલા માટે,

દરવાજા આગળ મોટરમાં સૂઈ રહેવાની તકલીફમાં મારે વૈદ્યરાજને ઉતારવા પડ્યા. ભલમનસાઈથી તેઓ એમ કરવાને સંમત થયા. તેમને અંદર બોલાવવા પડ્યા અને તે ધારી રાહત આપી શક્યા. પરંતુ કટોકટીની સ્થિતિ હજી પૂરી થઈ નથી. એથી કરીને મારી વિનંતી હું ફરીથી કરું છું અને તત્કાલ રાહતની માગણી કરું છું. મારાથી બની શકે તો ગઈ રાતનો અનુભવ હું ટાળવા માગું છું. દરદીની સારવાર અંગેની મારી માગણી મંજૂર કરવામાં થતી ઢીલને પરિણામે થતી હેરાનગતીનો અંત આવે એમ હું ઇચ્છું છું. લાંબા કાળના વિલંબ પછી ડો. મહેતા તથા વૈદ્યરાજને અહીં આવવાની પરવાનગી આપવામાં આવી હતી. કીમતી સમય નકામો ગયો અને એને લીધે દરદીનું સાજા થવું જે અનિશ્ચિત હતું તે વધારે અનિશ્ચિત બન્યું. હું આશા રાખું છું કે, દરદીની હાલતને કારણે જરૂર પડે તો વૈદ્યરાજ રાત દરમ્યાન પણ છાવણીમાં રહી શકે એ માટે જરૂરી સત્તા મેળવવામાં તમે સફળ થશો. દરદીને આખો વખત સતત સારવારની જરૂર છે.

જેલોના ઇન્સ્પેક્ટર જનરલ,
પૂના

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૯૨

અટકાયતી છાવણી
૧૬ ફેબ્રુઆરી, ૧૯૪૪

**સાહેબ,**

ચાલુ માસની ૧૪ મી તારીખના મારા પત્રના અનુસંધાનમાં આ છે. . . .

વૈદરાજ માટે મેં માગણી કરી અને શ્રી. કસ્તુરબાના ઉપચારોમાં ફેરફાર કરવાની જવાબદારી મારે માથે ઓઢીને સરકારને તેમાંથી મુક્ત કરી ત્યારે સ્વાભાવિક રીતે જ મેં માની લીધું હતું કે, પોતાના ઉપચારો કરવામાં તેમને જરૂરી લાગે તે બધી સગવડો તેમને આપવામાં આવશે. દિવસ કરતાં દરદીની રાતો ઘણી ખરાબ જાય છે અને ખાસ કરીને રાત્રે જ આખો વખત તેમની સારવારની જરૂર હોય છે.

પોતાના દરદીના ઉપચારો કરવામાં વૈદરાજને ચાલુ વ્યવસ્થા વચ્ચે બોજો નાંખતી જણાય છે.

તરત જ તેમને બોલાવી શકાય એટલા માટે, ભલમનસાઈથી તેઓ છાવણીના દરવાજા બહાર છેલ્લા ત્રણ દિવસથી પોતાની મોટરમાં સૂઈ રહે છે અને રોજ રાત્રે ઓછામાં ઓછી એક વખત તો તેમને બોલાવવા પડયા જ છે. આ કંઈ સ્વાભાવિક સ્થિતિ નથી અને પોતાના દરદીને માટે ભારે અગવડો સહન કરવાની તેમની પાસે અખૂટ ધીરજ હોય એમ લાગે છે. છતાં એમની ભલાઈનો મારે ગેરવાજબી લાભ ન ઉઠાવવો જોઈએ. આ ઉપરાંત, એથી કરીને, સુપરિન્ટેન્ડન્ટને તથા તેમના હાથ નીચેના માણસોને (વાસ્તવમાં આખી છાવણીને) રાત દરમ્યાન એક યા વધુ વખત જગાડીને તકલીફ આપવી પડે છે. દાખલા તરીકે, ગઈ રાત્રે એકાએક તેમને સખત તાવ ચડયો. વૈદરાજ રાત્રે સાડાદશ વાગ્યે અહીંથી ગયા. તેમને મધરાતે ફરીથી બોલાવવા પડયા. જોકે તેઓ દરદી પાસે વધારે વખત રોકાવા માગતા હતા, છતાં મારે તેમને દરદી પાસેથી તરત જ પાછા જવાની વિનંતી કરવી પડી, કેમ કે નહિ તો સુપરિન્ટેન્ડન્ટ તથા તેમના માણસોને મારે તે હોય ત્યાં સુધી જાગતા રાખવા પડત અને એ રીતે કદાચ આખી રાત પણ તેમને જાગતા રાખવા પડત. મારા જીવનસાથીને ઉગારવા માટે પણ હું એ ન કરું — ખાસ કરીને વધારે માણસાઈભર્યો ઉપાય મોજૂદ છે એમ હું જાણતો હોઉં ત્યારે તો નહિ જ.

હું આગળ કહી ગયો છું તે પ્રમાણે, દરદીની સારવારમાં આખો વખત રહેવાનું વૈદરાજને જરૂરી લાગે છે. દરદીની સ્થિતિમાં જરૂર પડે તે મુજબ ઘડી ઘડીએ તેઓ પોતાની માત્રાઓ બદલે છે. ડૉ. ગિલ્ડર તથા ડૉ. નાયરની મદદ તો હંમેશાં મને હોય છે જ,— તેઓ મિત્રો કરતાંયે વિશેષ છે અને દરદીને માટે પોતાનાથી બને તે બધું કરવાને તૈયાર છે. પરંતુ મારા આગલા પત્રમાં જણાવ્યા પ્રમાણે, તેમના કરતાં બિલકુલ ભિન્ન પ્રકારના ઉપચારો ચાલતા હોય ત્યારે તેઓ મદદ ન કરી શકે. તત્ત્વતઃ એ અવ્યવહારુ હોવા ઉપરાંત એ રસ્તો દરદીને, વૈદરાજને તેમ જ તેમને અન્યાય કરનારો થઈ પડે.

એથી કરીને નીચે હું ત્રણ દરખાસ્તો રજૂ કરું છું:

૧. દરદીના હિતમાં જરૂરી જણાય ત્યાં સુધી વૈદરાજને દિવસ-રાત છાવણીમાં રહેવાની પરવાનગી આપવામાં આવે.

૨. આ બાબતમાં સરકાર સંમત ન થઈ શકે તો, વૈદરાજની સારવારનો તે પૂરેપૂરો લાભ લઈ શકે એટલા માટે, દરદીને પેરોલ ઉપર છોડવામાં આવે.

૩. જો આ બેમાંથી એકે દરખાસ્ત સરકારને મંજૂર ન હોય તો દરદીની સંભાળ રાખવાની જવાબદારીમાંથી મને મુક્ત કરવાની હું વિનંતી કરું છું. તે માગે તે અથવા મને જરૂરી જણાય તે મદદ પતિ તરીકે હું તેમને માટે ન મેળવી શકું તો સરકાર પસંદ કરે એવે બીજે સ્થાને મને ખસેડવામાં આવે એવી માગણી હું કરું છું. દરદી જે વેદના ભોગવી રહ્યાં છે તેનો એક અસહાય સાક્ષી મને ન બનાવવો જોઈએ.

દરદીની ઉપરાઉપરી માગણીને અંતે ડૉ. મહેતાને તેમની મુલાકાત લેવાની પરવાનગી સરકારે કૃપા કરીને આપી છે. તેમની મદદ કીમતી છે, પણ તે કશી દવા આપી શકતા નથી. દરદીને તેમના શારીરિક ઉપચારોની જરૂર છે. એથી તેને ઘણો આરામ મળે છે. પરંતુ દવાના ઉપચાર વિના પણ તેમને ચાલે એમ નથી. દવાઓ તો માત્ર દાક્તરો કે વૈદરાજ જ આપી શકે. દાક્તરના ઉપચારો તો ક્યારનાયે મોકૂફ રાખવામાં આવ્યા છે. આજ સાંજ સુધીમાં જો આનો સંતોષકારક જવાબ ન મળે તો વૈદરાજના ઉપચારો પણ બંધ કરવાની મને ફરજ પડશે. તેમને દવાના ઉપચારો પૂરેપૂરા ન મળી શકે તો પછી તે એના વિના જ ચલાવી લે એમ હું ઇચ્છું છું.

દરદીના બિછાના પાસે બેસીને આ હું રાત્રે બે વાગ્યે લખી રહ્યો છું. જીવન અને મરણ વચ્ચે તે ઝોલાં ખાઈ રહ્યાં છે. આ કાગળ વિષે તેમને કશી જ ખબર નથી એમ જણાવવાની ભાગ્યે જ જરૂર હોય. પોતાની મેળે તે હવે ભાગ્યે જ નિર્ણય કરી શકે છે.

જેલોના ઇન્સ્પેક્ટર જનરલ,
પૂના

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

આગાખાન મહેલ
૧૮ ફેબ્રુઆરી, ૧૯૪૪

સાહેબ,

વૈદ્યરાજ શ્રી. શિવશર્માં મને સખેદ જણાવે છે કે, પોતાનાથી બનતા બધાયે ઉપચારો અજમાવ્યા પછી પણ છેવટે મટી જશે એવી આશા તેમને પડે એવી સ્થિતિ શ્રી. કસ્તુરબામાં પેદા કરવામાં તેઓ નિષ્ફળ નીવડચા છે. આયુર્વેદના ઉપચારો વધારે સારું પરિણામ આપી શકે કે કેમ એ જોવા માટે જ તેમણે પોતાના ઉપચારોની અજમાયશ કરી જોઈ હતી. હવે મેં ડૉ. ગિલ્ડર તથા ડૉ. નાયરને; તેમણે મોકૂફ રાખેલા પોતાના ઉપચારો ફરીથી ચાલુ કરવાને જણાવ્યું છે. ડૉ. મહેતાના ઉપચારો કદી મોકૂફ રાખવામાં આવ્યા નહોતા, અને દરદી સાજાં થાય અથવા તો તેમના અંત સુધી તે ચાલુ રાખવામાં આવશે.

મારે કહેવું જોઈએ કે, આ અતિ મુશ્કેલ કેસની સારવારમાં વૈદરાજે ખૂબ લક્ષ આપ્યું છે અને ભારે જહેમત ઉઠાવી છે અને તેમની ઇચ્છા હોત તો હું તેમને તેમના ઉપચારો ચાલુ રાખવા દેત. પરંતુ તેમની છેલ્લી માત્રા તેમનું ધાર્યું પરિણામ લાવવામાં નિષ્ફળ નીવડી, એટલે તેમણે એમ કરવાની ના પાડી. ડૉ. ગિલ્ડર તથા ડૉ. નાયર મને જણાવે છે કે, પીડાશામક અને રેચક તથા બીજી એવી દવાઓની બાબતમાં તેઓ વૈદરાજની મદદનો લાભ લેવા ઇચ્છે છે. દાક્તર અને દરદીના મત પ્રમાણે એ દવાઓ અસરકારક નીવડી હતી. એ કામ માટે વૈદરાજ અહીં આવવાનું ચાલુ રાખે એમાં સરકારને કશો બાધ ન હોય એમ હું ઇચ્છું છું. બદલાયેલા સંજોગોમાં રાત્રે એમની સેવાની જરૂર ન પડે એમ કહેવાની જરૂર નથી. વૈદ-રાજ તથા ડૉ. મહેતાની સેવાઓ માટેની મારી વિનંતી માન્ય કરવામાં સહેલાઈથી ટાળી શકાય એવી ઢીલ ન થઈ હોત તો દરદીની સ્થિતિ આજે છે એટલી હદે જોખમમાં ન હોત, એમ કહ્યા વિના હું રહી શકતો નથી. ઈશ્વરની ઇચ્છા બહાર કશુંયે બનતું નથી એ હું બરાબર

સમજું છું, પરંતુ માણુસ જોઈ શકે તેવાં પરિણામો સિવાય એ ઇચ્છા સમજવાનું તેની પાસે બીજું કોઈ પણ સાધન નથી.

જેલોના ઇન્સ્પેક્ટર જનરલ, લિ. તમારો

પૂના **મો० ક० ગાંધી**

## ૯૪

શ્રી. કસ્તુરબાની અંતિમ ક્રિયાના સંબંધમાં:

૧. "એમનો દેહ મારા પુત્રો તથા સગાંવહાલાંઓને સોંપવામાં આવે. એનો અર્થ એ થાય કે સરકાર તરફની દખલ વિના જાહેર અંતિમ ક્રિયા થશે.

૨. "એ જો શકય ન હોય, તો મહાદેવ દેસાઈની રીતે અંતિમ ક્રિયા થાય. અને જો સરકાર અંતિમ ક્રિયા વખતે માત્ર સગાં-સંબંધીઓને જ હાજર રહેવાની છૂટ આપે, ને મારાં સગાં-સંબંધીઓ જેવા જ જે મારા બધા મિત્રો તેમનેયે ત્યાં હાજર રહેવા દેવામાં ન આવે, તો એ હક હું સ્વીકારી શકું એમ નથી.

૩. "જો સરકારને એ પણ માન્ય ન હોય તો સ્વર્ગસ્થને મળવા માટે જેમને અહીં આવવા દેવામાં આવ્યા હતા તેમને પણ હું બહાર મોકલી દઈશ. અને જેઓ અટકાયતીઓ તરીકે છાવણીમાં રહે છે તેઓ જ અંતિમ ક્રિયા વખતે હાજર રહેશે.

"મારા જીવનસાથીની આ ભારે કસોટી કરનારી બીમારી-માંથી કશોયે રાજકીય લાભ ન ઉઠાવવાની મારી હમેશ ચિંતા રહી છે, જે હકીકતની સાક્ષી સરકાર પણ પૂરી શકશે. પરંતુ તે જે કંઈ કરે તે વિવેકની મર્યાદા જાળવીને કરે એમ હું હમેશાં માગતો હતો. પણ મારે કહેવું પડે છે કે, એ વસ્તુનો આજ સુધી તો અભાવ જ જણાયો હતો. પણ હવે દરદીની હયાતી બાદ તેમની અંતિમ ક્રિયાની બાબતમાં સરકાર જે કંઈ નક્કી કરે તે વિવેક જાળવીને કરવામાં આવે એવી અપેક્ષા રાખવી વધારેપડતી નહિ ગણાય."

(સદ્‌ગત કસ્તુરબાની અંતિમ ક્રિયાની બાબતમાં ગાંધીજીની શી ઇચ્છા છે એ જાણવા માટે જેલોના ઇન્સ્પેક્ટર જનરલે સરકાર વતી પૂછપરછ કરી હતી, તેનો તેમને ગાંધીજીએ લખાવેલો જવાબ ૨૨–૨–'૪૪ ને રોજ સાંજે ૮ ને ૭ મિનિટે તેમણે લખી લીધો હતો તે.)

આગાખાન મહેલ, (printed: અટકાયતી છાવણી,)
૩-૪-'૪૪

સાહેબ,

અફસોસ અને અચકાયા વિના હું મારી સદ્‌ગત પત્ની વિષે નથી લખી શકતો. પરંતુ સત્ય આ પત્ર લખવાની ફરજ પાડે છે.

છાપાંઓમાં પ્રકટ થયેલા હેવાલ પ્રમાણે મિ. બટલરે ૨ માર્ચ ૧૯૪૪ ને રોજ આમની સભામાં એમ કહ્યાનું જણાય છે કે, "... કાયમનાં તેમની બરદાસમાં હતાં તેમના દ્વારા જ નહિ, પણ તેમના કુટુંબીજનોએ જેમને માટે ઇચ્છા દર્શાવી તેમના દ્વારા પણ સદ્‌ગત કસ્તુરબાને શક્ય એટલી બધી વૈદ્યકીય માવજત અને સંભાળ મળી રહ્યાં હતાં. . . ." કાયમનાં તેમની બરદાસમાં રહેનારાંઓએ તેમનાથી બનતું બધું કર્યું હતું એ હકીકત હું આભાર સહિત કબૂલ કરું છું, પરંતુ મરનારે અથવા તો તેમના વતી મેં માગેલી મદદ જ્યારે આપવામાં આવી ત્યારે પણ લાંબા વિલંબ પછી આપવામાં આવી હતી. અને દરદી માગે તે અથવા તો મને જરૂરી જણાય તે મદદ જો હું તેમને માટે ન મેળવી શકું તો મને તેમનાથી છૂટો પાડવો જોઈએ, કેમ કે દરદી જે વેદના ભોગવી રહ્યાં છે તેનો એક અસહાય સાક્ષી મને ન બનાવવો જોઈએ, એમ જ્યારે મેં જેલના સત્તાવાળાઓને કહ્યું, ત્યારે જ આયુર્વેદ જાણનાર વૈદને આવવાની પરવાનગી આપવામાં આવી હતી. અને ત્યાર પછી પણ, જેની નકલ આ સાથે બીડવામાં આવી છે તે મુજબનો પત્ર મેં જેલોના ઇન્સ્પેક્ટર જનરલને લખ્યો ત્યારે જ વૈદરાજની સેવાનો હું પૂરેપૂરો ઉપયોગ કરી શક્યો. ડૉ. મહેતા માટે મેં લેખી અરજી ૧૯૪૪ ના જાન્યુઆરીની ૨૭ મી તારીખે કરી હતી. એ પહેલાં લગભગ એક મહિનાથી, ડૉ. મહેતાની મદદ માટે જેલોના ઇન્સ્પેક્ટર જનરલને મરનાર વારંવાર કહ્યા કરતાં હતાં. છેક ૫-૨-'૪૪ ના રોજથી તેમને અહીં આવવા દેવામાં આવ્યા. વળી અહીંના કાયમના દાક્તરો ડૉ. ગિલ્ડર તથા ડૉ. નાયરે કલકત્તાના ડૉ. બિધાનચંદ્ર

રોયને સલાહ માટે બોલાવવાને ૧૯૪૪ના જાન્યુઆરીની ૩૧ મી તારીખે લેખી અરજી કરી હતી. તેમની આ લેખી વિનંતી તથા તે પછી તેની તેમણે આપેલી વારંવાર યાદને સરકારે સાવ ઠોકરે મારી છે.

વળી મિ. બટલરે વધારામાં એમ કહ્યું હોવાનું જણાવાય છે કે, "તેમના છુટકારા માટેની કોઈ માગણી મળી નહોતી અને હિંદી સરકાર માને છે કે, આગાખાન મહેલમાંથી તેમને ખસેડવાં એ તેમના તથા તેમના પતિ પ્રત્યે લાગણીભર્યું કાર્ય ન થાત." તેમણે કે મેં તેમના છુટકારાને માટે માગણી કરી નહોતી એ સાચું છે (સત્યાગ્રહી કેદી તરીકે એ વસ્તુ અણુછાજતી થાત.), પરંતુ સરકારે તેમની, મારી કે તેમના પુત્રો આગળ કંઈ નહિ તો તેમને છોડવાની દરખાસ્ત કરી હોત તો એ વાજબી નહિ થાત કે? માત્ર છોડવાની દરખાસ્ત સુધ્ધાં તેમના મન ઉપર સારી અસર કરત. પરંતુ દુર્ભાગ્યે એવી કશી દરખાસ્ત કદીયે કરવામાં આવી નહોતી.

અંતિમ ક્રિયાની બાબતમાં મિ. બટલરે એમ કહ્યું હોવાનું જણાવાય છે કે, "મારી પાસે એવી ખબર છે કે, અંતિમ ક્રિયા મિ. ગાંધીની માગણીથી પૂના, આગાખાન મહેલની ભૂમિ ઉપર કરવામાં આવી હતી અને તે વખતે તેમના મિત્રો તથા સગાં-સંબંધીઓ હાજર હતાં." પરંતુ વાસ્તવમાં મારી માગણી તો નીચે પ્રમાણેની હતી: ૨૨-૨-'૪૪ ને રોજ સાંજે ૮ ને ૭ મિનિટે મારા લખાવ્યા મુજબ તે જેલોના ઇન્સ્પેક્ટર જનરલે લખી લીધી હતી.

૧. "દેહ મારા પુત્રો તથા સગાંવહાલાંઓને સોંપવામાં આવે. એનો અર્થ એ થાય કે સરકાર તરફની દખલગીરી વિના જાહેર અંતિમક્રિયા થશે.

૨. "એ જો શક્ય ન હોય, તો મહાદેવ દેસાઈની રીતે અંતિમ ક્રિયા થાય. અને જો સરકાર અંતિમ ક્રિયા વખતે માત્ર સગાં-સંબંધીઓને જ હાજર રહેવાની છૂટ આપે ને મારાં સગાંસબંધીઓ જેવા જ જે મારા બધા મિત્રો તેમનેય ત્યાં હાજર રહેવા દેવામાં ન આવે, તો એ હક હું સ્વીકારી શકું એમ નથી.

૩. "જો સરકારને એ પણ માન્ય ન હોય તો સ્વર્ગસ્થને મળવા માટે જેમને અહીં આવવા દેવામાં આવ્યા હતા તેમને પણ હું બહાર મોકલી દઈશ, અને જેઓ અટકાયતીઓ તરીકે છાવણીમાં રહે છે તેઓ જ અંતિમ ક્રિયા વખતે હાજર રહેશે.

"મારા જીવનસાથીની આ ભારે કસોટી કરનારી બીમારીમાંથી કશોયે રાજકીય લાભ ન ઉઠાવવાની મારી હંમેશ ચિંતા રહી છે, જે હકીકતની સાક્ષી સરકાર પણ પૂરી શકશે. પરંતુ તે જે કરે તે વિવેકની મર્યાદા જાળવીને કરે એમ હું હંમેશાં માગતો હતો. પરંતુ મારે કહેવું પડે છે કે, એ વસ્તુનો આજ સુધી તો અભાવ જ જણાયો હતો. પરંતુ હવે દરદીની હયાતી બાદ તેમની અંતિમ ક્રિયાની બાબતમાં સરકાર જે કંઈ નક્કી કરે તે વિવેક જાળવીને કરવામાં આવે એવી અપેક્ષા રાખવી વધારેપડતી નહિ ગણાય."

મારી પત્નીની લાંબી માંદગી અને સરકાર તરફથી મારે જે મુશ્કેલીઓ વેઠવી પડી તેનો કોઈ પણ રીતે લાભ ઉઠાવવાનું મેં ચીવટપૂર્વક ટાળ્યું એ કદાચ સરકાર કબૂલ કરશે. હવે પણ હું એમ કરવા ચહાતો નથી. પરંતુ તેમની યાદગીરીને તથા મને ન્યાય કરવા ખાતર તથા સત્યને ખાતર, જે કંઈ સુધારી શકે તે સુધારવાને હું સરકારને જણાવું છું. તેના મહત્ત્વના મુદ્દાઓમાં છાપાંઓનો હેવાલ જો ખોટો હોય અથવા તો એ આખાયે બનાવ અંગે સરકારને કંઈ જુદું જ કહેવાનું હોય તો તેનો સાચો હેવાલ તથા એ આખાયે બનાવને અંગે સરકારને જે કહેવું હોય તે મને મોકલી આપવું જોઈએ. મારી ફરિયાદ જો સાચી ગણવામાં આવે તો હિંદી સરકારના યુનાઇટેડ સ્ટેટ્સના એજંટે ત્યાં આગળ જે તાજુબ કરી મૂકે એવું નિવેદન કર્યું હોવાનું કહેવાય છે, તેમાં ઘટતો સુધારો કરવામાં આવશે, એવી આશા હું રાખું છું.

હિંદી સરકારના હોમ ડિપાર્ટમેન્ટના વધારાના સેક્રેટરી,
નવી દિલ્હી

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

સાથે બીડેલો પત્ર નં. ૯૨ જુઓ.

## ૯૬

ન°. ૩/૪૩—એમ. એસ,
હિંદી સરકારનું હોમ ડિપાર્ટમેન્ટ

હિંદી સરકારના હોમ ડિપાર્ટમેન્ટના
વધારાના સેક્રેટરી તરફથી,
શ્રી. મો૦ ક૦ ગાંધીને

નવી દિલ્હી, ૨૧ માર્ચ, ૧૯૪૪

સાહેબ,

૨જી માર્ચ, ૧૯૪૪ને રોજ આમની સભામાં એક સવાલના મિ. બટલરે આપેલા જવાબના સંબંધમાં ૪થી માર્ચના તમારા પત્રના જવાબમાં મને એમ જણાવવાને ફરમાવવામાં આવ્યું છે કે, ખાસ દાક્તરોને બોલાવવાની બાબતમાં હિંદી સરકારે ગેરવાજબી અને બાધા કરનાર વલણ દાખવ્યું હતું એમ તમને લાગે છે એથી તેને ખેદ થાય છે. સરકારી દાક્તરોને જરૂરી જણાય એવી વધારાની દાક્તરી મદદ અથવા સલાહ મળી શકે એવો પ્રબંધ કરવાને માટે હિંદી સરકાર હમેશાં તત્પર રહી છે, અને તેવી જરૂર છે એવું સરકારી દાક્તરોએ નક્કી કર્યાં પછી બહારથી એવી મદદ મેળવવામાં કશી ઢીલ થવા પામી હતી એવું તેને લાગતું નથી. શ્રીમતી ગાંધીએ ડૉ. મહેતાની સેવાની માગણી કરી છે એવું જાન્યુઆરીની ૨૮મી તારીખે તેને પહેલવહેલું જણાવવામાં આવ્યું હતું. તથા ડૉ. ગિલ્ડરે સલાહ માટે બીજા દાક્તરોને બોલાવવાની માગણી કરી છે એની તો તેમને ૩૧મી જાન્યુઆરીએ જાણ કરવામાં આવી હતી. ૧લી ફેબ્રુઆરીએ મુંબઈ સરકારને સ્પષ્ટપણે જણાવવામાં આવ્યું હતું કે, સરકારી દાક્તરોને જરૂરી કે ઉપયોગી જણાય એવી વધારાની દાક્તરી મદદ તથા દાક્તરી સલાહ મેળવવાનો પ્રબંધ કરવો. ડૉ. મહેતાને એથી વહેલા બોલાવવામાં નહોતા આવ્યા એનું કારણ તો એ હતું કે, એમની સેવા કશા ઉપયોગની નીવડે એમ નથી એવો મત કર્નલ ભંડારી તથા ડૉ. ગિલ્ડરે દર્શાવ્યો હતો. સરકારી દાક્તરોએ તેમનો એ મત બદલ્યો કે તરત જ તેમને બોલાવવામાં આવ્યા હતા. તમારો તા. ૨૭મી જાન્યુઆરીનો પત્ર

હિંદી સરકારને ૧લી ફેબ્રુઆરીએ પહોંચ્યો. એ પત્રમાં આયુર્વેદની પદ્ધતિના ઉપચારો જાણનાર કોઈ વૈદ તેમને તપાસે એવી તમારી પત્નીની ઇચ્છા છે એવો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. પરંતુ તેમાં એવા કોઈ વૈદનું નામ જણાવવામાં આવ્યું નહોતું અને વૈદરાજ શર્માની સેવા માટેની ચોક્કસ વિનંતી ૯મી ફેબ્રુઆરી પહેલાં સરકારને મળી નહોતી. ૨૪ કલાકની અંદર એ વિનંતી મંજૂર રાખવામાં આવી હતી. અને આગાખાન મહેલમાં તેમને ન રાખવામાં આવ્યાને કારણે ઊભી થતી મુશ્કેલીની હિંદી સરકારને જાણ કરવામાં આવી કે તરત જ તેમને અંદર રહેવા માટે જરૂરી પરવાનગી આપવામાં આવી હતી. આ સંજોગોમાં હિંદી સરકારને તો લાગે છે કે, તેમની બીમારી દરમ્યાન તમે ઇચ્છો તે બધીયે સારવાર અને ઉપચારો તમારાં પત્નીને મળી શકે તે માટે શક્ય એટલું બધું તેણે કર્યું છે.

૨. તેમને છોડી મૂકવાની બાબતમાં તો હિંદી સરકાર હજી પણ માને છે કે, તેમણે અખત્યાર કરેલો માર્ગ સર્વોત્તમ અને લાગણીપૂર્વકનો હતો. તા. ૨૪મી જાન્યુઆરીએ તેને જણાવવામાં આવ્યું હતું કે, તેઓ પેરોલ ઉપર છૂટવા ઇચ્છે છે કે કેમ એમ તમારા પુત્ર દેવદાસે તેમની માતાને પૂછયું હતું અને તેમણે એવો જવાબ આપ્યો હતો કે પોતાના પતિ વિના તે આગાખાન મહેલ છોડવા ઇચ્છતાં નથી. ખાનગી વાતચીતની આ નોંધ હોવાથી સરકારે આ હેવાલનો ઉપયોગ નથી કર્યો, પરંતુ એથી ઉપર જણાવેલા તેના નિર્ણયને સમર્થન મળ્યું. સર ગિરજાશંકર બાજપાઈના નામ ઉપર તદ્દન ખોટી રીતે ચડાવી દેવામાં આવેલા અમેરિકામાં કરવામાં આવેલા નિવેદન વિષેની ગેરસમજની ચોખવટ ધારાસભામાં પૂછવામાં આવેલા સવાલોના જવાબથી કરવામાં આવી છે. એ સવાલજવાબો બેશક તમે જોયા હશે જ.

૩. અંતિમ ક્રિયાને અંગેની ગોઠવણો તમારી ઇચ્છા અનુસાર કરવામાં આવી હતી એમ અહીં તો સમજવામાં આવ્યું હતું. એ બાબતમાં સરકારે તપાસ કરી હતી અને તેને એમ જણાવવામાં આવ્યું હતું કે, તમારા પત્રમાં જણાવવામાં આવેલા બે વિકલ્પો વચ્ચે તમને એકે વિષે ખાસ પક્ષપાત નહોતો.

૪. આ સંજોગોમાં પાર્લામેન્ટમાં પુછાયેલા પ્રશ્નનો મિ. બટલરે આપેલો જવાબ તત્ત્વતઃ ખોટો હતો એમ હિંદી સરકારને લાગતું નથી.

લિ. તમારો

**રીચર્ડ ટોટનહામ**

મળ્યા તારીખ, ૨૭–૩–'૪૪ હિંદી સરકારના વધારાના સેક્રેટરી

**૯૭**

આગાખાન મહેલ, અટકાયતી છાવણી

**સાહેબ,** ૧લી એપ્રિલ, ૧૯૪૪

મને તા. ૨૭મીએ આપવામાં આવેલા તમારા તા. ૨૧મી માર્ચના પત્રની પહોંચ હું સ્વીકારું છું.

વધારાની દાક્તરી મદદની બાબતમાં મારે એ જણાવવાનું છે કે, ડૉ. મહેતાની સેવા માટેની પહેલવહેલી માગણી મરનારે કર્નલ ભંડારી આગળ ગયા ડિસેમ્બરમાં ક્યારેક કરી હતી. ફરી ફરીને કરવામાં આવેલી મોઢેની માગણીનો કશો જવાબ ન મળ્યો ત્યારે તા. ૨૭–૧–'૪૪ને રોજ મેં હિંદી સરકાર પાસે લેખી માગણી કરી હતી. ૩૧મી જાન્યુઆરીએ મુંબઈ સરકારને મેં એની યાદ (પરિ. क) અને ડૉ. ગિલ્ડર તથા ડૉ. નાયરે પણ જેલોના ઇન્સ્પેક્ટર જનરલને પત્ર લખી એની યાદ આપી (પરિ. ख). ૩જી ફેબ્રુઆરીએ મેં ફરીથી મુંબઈ સરકારને લખ્યું (પરિ. ग). તેણે એનો જવાબ આપ્યો (પરિ. घ). જેને પરિણામે ગઈ ૫મી ફેબ્રુઆરીએ, એટલે કે, પહેલવહેલી માગણી કરવામાં આવી ત્યાર પછી ઓછામાં ઓછાં છ અઠવાડિયાં બાદ, ડૉ. મહેતાને લાવવામાં આવ્યા. વળી એમને આવવાની પરવાનગી આપ્યા પછી પણ તેમની મુલાકાતની સંખ્યા ઉપર તથા તેમના ઉપચાર માટેના વખત ઉપર પ્રતિબંધો મૂકવામાં આવ્યા. મહા મુશ્કેલી પછી જ આ પ્રતિબંધો ઢીલા કરવામાં આવ્યા અને પછીથી તે દૂર કરવામાં આવ્યા.

જેનો હું જવાબ લખી રહ્યો છું તે પત્રમાં કરવામાં આવેલો ડૉ. ગિલ્ડરનો ઉલ્લેખ મેં તેમને બતાવ્યો. એને પરિણામે તેમણે આ સાથે જોડવામાં આવેલો પત્ર (પરિ. ङ) લખ્યો અને તે મોકલી આપવા માટે મને જણાવ્યું. તેમને નામે ચલાવવામાં આવેલો

અભિપ્રાય તેમણે કદી વ્યક્ત કર્યો જ નથી, એ વસ્તુ એ દર્શાવી આપે છે. પરંતુ ડૉ. દિનશાની સેવા છ અઠવાડિયાં કરતાં પણ વધારે સમય સુધી અટકાવવામાં આવી હતી એ કરુણ બીનામાં એથી કરીને કશો ફેર પડતો નથી.

ગયા ડિસેમ્બરના આરંભમાં આ છાવણીની તેની મુલાકાત પછી મારા પુત્રે ઍલોપથી સિવાયની પદ્ધતિ જાણનાર તબીબને બોલાવવા માટેનો પ્રશ્ન જેલોના ઇન્સ્પેક્ટર જનરલ આગળ ચોક્કસપણે અને વિધિપૂર્વક ઉઠાવ્યો હતો. મારા પુત્રની વિનંતીનો કર્નલ ભંડારીએ મારી આગળ ઉલ્લેખ કર્યો ત્યારે મેં તેમને કહ્યું કે ઍલોપથીથી ઇતર પદ્ધતિના ઉપચારો અજમાવી જોવા જોઈએ. મારા પુત્રની વિનંતી ઉપર વિચારણા ચાલી રહી હતી તેવામાં દરદીની હાલત બગડવા માંડી અને આયુર્વેદ જાણનાર વૈદ્યને માટે તેણે પોતે જ આગ્રહ કર્યો. જેલોના ઇન્સ્પેક્ટર જનરલ તથા કર્નલ શાહ એ બંનેને તેણે વારંવાર એ માટે કહ્યું, પણ એનું કશુંયે પરિણામ ન આવ્યું. નાસીપાસ થઈને ૨૭–૧–'૪૪ને રોજ મેં એ વિષે હિંદી સરકારને લખ્યું. આયુર્વેદ જાણનાર કોઈ ચોક્કસ વૈદ દરદીના ખ્યાલમાં છે કે કેમ એવી પૂછપરછ હિંદી સરકાર વતી આ છાવણીના સુપરિન્ટેન્ડન્ટે બીજી વસ્તુઓની સાથે સાથે કરી. મારો મૌનનો દિવસ હોવાથી મેં એનો લેખી જવાબ આપ્યો (પરિ. ચ). એને પરિણામે કશી રાહત આવતી જણાઈ નહિ. કશી ઢીલ ચલાવી લેવાય એવી દરદીની સ્થિતિ હતી નહિ એટલે ૩જી ફેબ્રુઆરીએ મેં મુંબઈ સરકારને એક તાકીદનો પત્ર લખ્યો (પરિ. છ). છેક ૧૧મી ફેબ્રુઆરીએ એક સ્થાનિક વૈદને મોકલવામાં આવ્યો અને ૧૨મી તારીખે વૈદરાજ શર્માને લાવવામાં આવ્યા. આ રીતે, ઍલોપથીથી ઇતર વૈદ્યકીય પદ્ધતિ જાણનાર તબીબને મદદમાં લાવવા માટે પહેલવહેલી માગણી કરવામાં આવી અને એવા તબીબને લાવવામાં આવ્યા તે વચ્ચે આઠ કરતાંયે વધારે અઠવાડિયાં વીત્યાં હતાં.

વૈદરાજ શર્મા આવ્યા તે પહેલાં તેમના ઉપચારોના પરિણામની જવાબદારીમાંથી સરકારને મુક્ત કરવાની લેખી કબૂલાતની મારી

પાસે માગણી કરવામાં આવી હતી અને તે મેં ખુશીથી આપી હતી (પરિ. જ). આ રીતે થોડા વખત માટે દરદીના ઉપચાર કરવાનું કાર્ય એકલા વૈદરાજના જ હાથમાં હતું. દરદીના ઉપચાર કરવાનું કામ તેમના એકલાના જ હાથમાં હતું એટલે તેમને જરૂર જણાય તે પ્રમાણે દરદીનું નિરીક્ષણ કરવાની તથા તેને તપાસવાની બધી સગવડ વૈદરાજને આપવી જોઈએ એમ કોઈને પણ લાગે, અને આમ છતાંયે તેમને માટે આ બધી સગવડો મેળવતાં પાર વગરની મુશ્કેલી વેઠવી પડી. મારા તા. ૪–૩–'૪૪ના રોજના પત્ર સાથે બીડેલા પત્રમાં તથા પરિશિષ્ટ છ માં આનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

આ બધા સમય દરમ્યાન દરદી ભારે પીડામાંથી પસાર થઈ રહ્યાં હતાં અને તેમની તબિયત એટલી બધી ઝડપથી બગડતી જતી હતી કે જેટલો વિલંબ થાય તેટલી તેના સાજા થવાની શક્યતા ઘટતી જતી હતી.

દરદીને તથા મારે વેઠવી પડેલી મુશ્કેલીઓ અને ઢીલ સરકારના એક યા બીજા ખાતાને કારણે કે સરકારી દાક્તરોને કારણે પણ થવા પામી હોય તોપણ એની જવાબદારી તો બેશક હિંદી સરકારને માથે જ રહે છે.

સલાહ માટે ડૉ. બિધાનચંદ્ર રૉયને બોલાવવા માટેની ડૉ. ગિલ્ડર તથા ડૉ. નાયરની લેખી વિનંતીની (ત્યાર બાદ મોઢેથી પણ અનેક વાર આ વિનંતી કરવામાં આવી હતી.) બાબતમાં સરકારે સંપૂર્ણ મૌન જ સેવ્યું છે અને એ વિનંતી મંજૂર ન કરવા માટેનાં કારણો જણાવવાની પરવા સુધ્ધાં તેણે રાખી નથી.

તાલીમ પામેલી નર્સો દરદીની સારવારમાં છે એ મતલબના નામદાર ગૃહમંત્રીએ ધારાસભામાં કરેલા નિવેદનમાં રહેલી વિસંગતિ તરફ મેં મારા તા. ૨૦–૩–'૪૪ ના પત્રમાં ધ્યાન ખેંચ્યું હતું પરંતુ એ બાબતમાં પણ જેનો જવાબ હું લખી રહ્યો છું તે પત્ર મૌન સેવે છે. ખરી વાત તો એ છે કે, એવી નર્સો કદીયે દરદીની સારવારમાં હતી જ નહિ. વધારામાં હું જણાવીશ કે દરદીની

પસંદગીના બરદાસીઓને પણ — ખાસ કરીને શ્રી. કનુ ગાંધીને — લાંબા વખતની ઢીલ પછી આવવા દેવામાં આવ્યા હતા.

કેવળ હકીકતોની જ આ રજૂઆત તથા આની સાથે બીડવામાં આવેલો એ સંબંધી પત્રવહેવાર શાંત ચિત્તે વાંચ્યા પછી તેમની માંદગી દરમ્યાન, હું ઇચ્છું તે બધી સારવાર અને ઉપચારો સદ્ગતને મળી રહે તે માટે "તેનાથી બનતું બધું તેણે કર્યું છે," એવા પ્રકારનો હિંદી સરકારનો દાવો વાજબી નથી એમ કબૂલ કરવામાં આવશે. મિ. બટલરનો દાવો તો વળી એથીયે ઓછો વાજબી ગણી શકાય. કેમ કે એથીયે આગળ વધીને તેમણે તો જણાવ્યું હતું કે, "કાયમનાં તેમની બરદાસમાં હતાં તેમના દ્વારા જ નહિ પણ તેમના कुटुंबीजनोए जेमने माटे इच्छा દર્શાવી તેમના દ્વારા પણ તેમને શક્ય એટલી બધી વૈદકીય માવજત અને સંભાળ મળી રહ્યાં હતાં." "વૈદકીય કારણોસર એ બિલકુલ જરૂરી છે એવું सरकारना तबीबी अधिकारीने લાગે તે સિવાય બહારના કોઈ પણ દાક્તરને આવવા દેવામાં નહિ આવે એવું સરકારે નક્કી કર્યું છે." એ મતલબનું મુંબઈ સરકારનું નિવેદન ( પરિ. ઘ ) ઉપર જણાવવામાં આવેલા દાવાઓથી સાવ ઊલટું નથી ?

છોડવાના પ્રશ્ન તથા એ અંગે તેની માતા તથા મારા પુત્ર વચ્ચે થયેલી "ખાનગી વાતચીત"ના હિંદી સરકારને મળેલા હેવાલની બાબતમાં જણાવવાનું કે, એક કેદી કોઈ પણ બહારની વ્યક્તિ સાથે "ખાનગી" વાતચીત કરી શકે જ નહિ. એટલે, મને લાગે વળગે છે ત્યાં સુધી, એના સાચાપણા વિષે મારા પુત્ર પાસેથી ખાતરી કરીને ( આવા દાખલાઓમાં સામાન્ય રીતે એમ કરવામાં આવે છે અને એ આવશ્યક હોય છે.) એનો ઉપયોગ કરવાની સરકારને છૂટ છે. એ ગમે તેમ હો, પણ તેમને છોડવા માટે સરકારે જણાવ્યું હોત અને તેને માટે "સર્વોત્તમ અને લાગણીપૂર્વકનું" શું છે એનો નિર્ણય કરવાનો બોજો મારે માથે નાખ્યો હોત, તો તે બધાય દોષમાંથી મુક્ત થાત.

અંતિમ ક્રિયાની ગોઠવણોની બાબતમાં તા. ૪–૩–'૪૪ નો

સરકાર ઉપરનો મારો પત્ર બધી વસ્તુ સ્પષ્ટ કરે છે. મેં લખાવ્યા મુજબ જેલોના ઇન્સ્પેક્ટર જનરલે એ લખી લીધો હતો અને મારી માગણી શી હતી તે એમાં સ્પષ્ટપણે જણાવવામાં આવ્યું છે. એથી કરીને, સરકારની 'તપાસમાં' તેને એમ "જણાવવામાં આવ્યું હતું" કે, મારા પત્રમાં જણાવવામાં આવેલા "પહેલા બે વિકલ્પોમાંથી એકે માટે મને પક્ષપાત નથી," એ વસ્તુ જાણીને મને નવાઈ લાગે છે. સરકારને આપવામાં આવેલી ખબર સાવ ખોટી છે. મને જો પસંદગી કરવાની છૂટ આપવામાં આવી હોત તો એક પ્રિયજનની અંતિમ ક્રિયા પવિત્ર સ્મશાનભૂમિ ઉપર કરવાને બદલે જેલના ચોગાનમાં (આ છાવણી આજે જેલ જ છે.) તે કરીને કદી પણ હું સમાધાન માનું, એ ન કલ્પી શકાય એવી વાત છે.

આવી અંગત બાબતો વિષે સરકારને લખવું એ મારે માટે બિલકુલ સુખદ કે સુગમ નથી. પરંતુ સાઠ કરતાંયે વધારે વરસ સુધી જે મારાં વફાદાર જીવનસાથી હતાં તેમની યાદગીરીને ખાતર હું એમ કરું છું. શ્રી. કસ્તુરબાના જેવા સંજોગોમાં નથી એવા બીજા કેદીઓની દશા શી હશે એનો વિચાર કરવાનું હું સરકાર ઉપર છોડું છું.

હિંદી સરકારના હો. ડિ. ના વધારાના સેક્રેટરી,
નવી દિલ્હી

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

(क થી ज સુધીનાં પરિશિષ્ટો સાથે બીડ્યાં છે.)

(क)

[આ પરિશિષ્ટ માટે જુઓ પત્ર ૮૪, પાન ૨૯૦]

(ख)

[આ પરિશિષ્ટ માટે જુઓ પત્ર ૮૭, પાન ૨૯૨]

(ग)

[આ પરિશિષ્ટ માટે જુઓ પત્ર ૮૮, પાન ૨૯૩]

(घ)

[આ પરિશિષ્ટ માટે જુઓ પત્ર ૮૯, પાન ૨૯૩]

આટકાયતી છાવણી
૩૧ માર્ચ, ૧૯૪૪

સાહેબ,

૨૧ મી માર્ચના મહાત્મા ગાંધી ઉપરના તમારા પત્રમાં નીચે મુજબનું જણાવવામાં આવ્યું છે:

"શ્રીમતી ગાંધીએ ડો. મહેતાની સેવાની માગણી કરી છે એવું જાન્યુઆરીની ૨૮ મી તારીખે તેને પહેલવહેલું જણાવવામાં આવ્યું હતું. . . . ડૉ. મહેતાને એથી વહેલા બોલાવવામાં નહોતા આવ્યા એનું કારણ તો એ હતું કે, એમની સેવા કશા ઉપયોગની નીવડે એમ નથી એવો મત કર્નલ ભંડારી તથા ડૉ. ગીલ્ડરે દર્શાવ્યો હતો. પરંતુ સરકારી દાક્તરોએ તેમનો એ મત બદલ્યો કે તરત જ તેમને બોલાવવામાં આવ્યા હતા."

સાચે જ, કર્નલ ભંડારી સાથે મારું નામ જોડવામાં ભૂલ થઇ છે! દરદીની સારવારમાં રહેનારા સરકારી દાક્તરો કર્નલ ભંડારી અને કર્નલ શાહ હતા. મારા સંબંધમાં તો હું એટલું જ જણાવીશ કે, ગયા ડિસેમ્બર માસમાં એક દિવસ સાંજે કર્નલ અડવાણી મુલાકાતે આવ્યા હતા ત્યારે (એ વખતે તેઓ કર્નલ ભંડારીની જગ્યાએ કામ કરતા હતા.) શ્રીમતી કસ્તુરબા ગાંધીએ ડૉ. મહેતાને અંદર આવવા દેવા માટે તેમની પાસે માગણી કરી હતી, અને ડૉ. મહેતા અહીં આવે એ સલાહભર્યું છે કે કેમ એ વિષે તેમણે મારો અભિપ્રાય પૂછયો હતો. મારા સાથી ડૉ. સુશીલા નાયર, દરદી કે તેમના પતિ એકે જોડે મેં એ બાબતમાં વાત કરી નહોતી એટલે કર્નલ અડવાણીને મારો અભિપ્રાય પછીથી આપવા મેં જણાવ્યું. બીજે દિવસે સવારે જ્યારે તે મુલાકાત માટે અહીં આવ્યા ત્યારે તેમને મેં મારો પાકો અભિપ્રાય જણાવ્યો કે, ડૉ. મહેતાની હાજરી ઘણી જ મદદરૂપ થઈ પડશે.

આખો જાન્યુઆરી માસ પસાર થઈ જવા છતાં પણ ડૉ. મહેતા અહીં આવે તે માટેની પરવાનગી ન આવી એટલે ૩૧મી જાન્યુઆરીના અમારા પત્ર દ્વારા ડૉ. સુશીલા નાયર તથા મેં એ વિષે હળવી યાદ આપી હતી. એની નકલ આ સાથે બીડવામાં આવે છે.

અહીં મારે જણાવવું જોઈએ કે, મજકૂર પત્રમાં ડૉ. બિધાનચંદ્ર રૉયની સલાહ માટે અમે કરેલી માગણી તથા મોઢેથી તેની વારંવાર આપવામાં આવેલી યાદ ઉપર લક્ષ આપવામાં આવ્યું હોય એમ લાગતું નથી.

બીજી એક બાબતમાં — તાલીમ પામેલી નર્સો રોકવામાં આવી હતી એ બાબતમાં — ભૂલ થવા પામી છે તે તરફ તમારું ધ્યાન ખેંચવાની રજા લઉં છું. છાવણીની અંદર તાલીમ પામેલી એકે નર્સ આવી જ નથી. બરદાસનું કામ મુશ્કેલ થઈ જતાં શ્રીમતી જયપ્રકાશ નારાયણ તથા શ્રી. કનુ ગાંધી આવ્યા તે પહેલાં ગાંડાંની ઇસ્પિતાલમાં બાદલી આયા તરીકે કામ કર્યું હતું એવી એક બાઈની સેવા અમને આપવામાં આવી હતી. એક અઠવાડિયાની અંદર તેણે પોતાનું કામ બંધ કર્યું અને પોતાને છૂટી કરવાને તેણે સુપરિન્ટેન્ડન્ટને જણાવ્યું.

હિંદી સરકારના હોમ ડિપાર્ટમેન્ટના<br>વધારાના સેક્રેટરી, નવી દિલ્હી

લિ. તમારો<br>**એમ. ડી. ડી. ગીલ્ડર**

( **च** )

[ આ પરિશિષ્ટ માટે જુઓ પત્ર ૮૫, પાન ૨૯૧ ]

( **छ** )

[ આ પરિશિષ્ટ માટે જુઓ પત્ર ૯૧, પાન ૨૯૫ ]

( **ज** )

[ આ પરિશિષ્ટ માટે જુઓ પત્ર ૯૦, પાન ૨૯૪ ]

## ૯૮

આગાખાન મહેલ... 

અટકાયતી છાવણી,<br>૨ એપ્રિલ, ૧૯૪૪

**પ્રિય કર્નલ ભંડારી,**

હિંદી સરકારના તા. ૨૧ માર્ચ ૧૯૪૪ના મારા ઉપરના પત્રમાં નીચેના બે ફકરાઓ છે:

"શ્રીમતી ગાંધીએ ડૉ. મહેતાની સેવાની માગણી કરી છે એવું જાન્યુઆરીની ૨૮મી તારીખે તેને પહેલવહેલું જણાવવામાં આવ્યું હતું. . . . ડૉ. મહેતાને એથી વહેલા બોલાવવામાં નહોતા

આવ્યા એનું કારણુ તો એ હતું કે, એમની સેવા કશા ઉપયોગની નીવડે એમ નથી એવો મત કર્નલ ભંડારી તથા ડૉ. ગીલ્ડરે દર્શાવ્યો હતો. પરંતુ સરકારી દાક્તરોએ તેમનો એ મત બદલ્યો કે તરત જ તેમને બોલાવવામાં આવ્યા હતા."

"અંતિમ ક્રિયાને અંગેની ગોઠવણુ તમારી ઇચ્છા અનુસાર કરવામાં આવી હતી એમ અહીં તો સમજવામાં આવ્યું હતું. એ બાબતમાં સરકારે તપાસ કરી હતી અને તેને એમ જણુાવવામાં આવ્યું હતું કે, તમારા પત્રમાં જણુાવવામાં આવેલા બે વિકલ્પો વચ્ચે તમને એકે વિષે ખાસ પક્ષપાત નહોતો."

ડૉ. ગીલ્ડરને એમના નામ ઉપર ચઢાવવામાં આવેલો અભિપ્રાય એમણે આપ્યો હોય, એવું સ્મરણુ નથી. સદ્ગતની દહનક્રિયા જાહેર અને પવિત્ર સ્મશાનભૂમિમાં કરવામાં આવે કે જેલના ચોગાનમાં (આ છાવણી એ જેલ જ છે.) કરવામાં આવે એ વિષે મેં ઉદાસીનતા સેવી નહોતી. આ વિસંગતિઓ ઉપર તમે કંઇક પ્રકાશ પાડી શકો એમ છો?

લિ. તમારો

**મો૦ ક૦ ગાંધી**

૯૯

અટકાયતી છાવણી,
૨ એપ્રિલ, ૧૯૪૪

**સાહેબ,**

હિંદી સરકાર ઉપર મેં ગઈ કાલે લખેલા પત્રના અનુસંધાનમાં આ પત્ર છે. કેમ કે, છાવણીના સુપરિન્ટેન્ડન્ટને એ પત્ર આપ્યા પછી છાપાં ઉપર નજર કરતાં તા. ૩૦-૩-'૪૪ના 'હિંદુસ્તાન ટાઇમ્સ'માં નીચે મુજબનું તાજુબ પમાડે એવું લખાણુ મારા જોવામાં આવ્યું:

"નવી દિલ્હી, બુધવાર, — આજે કાઉન્સિલ ઑફ સ્ટેટમાં લાલા રામચરણદાસે પૂછ્યું હતું કે, મહાત્મા ગાંધીએ શ્રીમતી ગાંધીના ઉપચારો કરવાનું કાર્ય સુપ્રસિદ્ધ વૈદ્ય પંડિત શર્મા હાથ ધરે એવી પરવાનગી માગી હતી ખરી અને તે ક્યારે?

“એનો જવાબ આપતાં હોમ ડિપાર્ટમેન્ટના સેક્રેટરી મિ. કૉન્રાન સ્મિથે જણાવ્યું કે, પંડિત શર્માની સેવા માટે પહેલવહેલી વિનંતી હિંદી સરકારને ૯મી ફેબ્રુઆરીએ કરવામાં આવી હતી અને ૧૦મી ફેબ્રુઆરીએ તે મંજૂર કરવામાં આવી હતી. મારા સમજવા પ્રમાણે એ પછી એક બે દિવસ બાદ પંડિત શર્માએ દરદીની પહેલી મુલાકાત લીધી હતી. ए. पी. आई.”

ખરી વાત એ છે કે, વૈદરાજ શિવશર્માનું નામ ૩૧મી જાન્યુઆરી ૧૯૪૪ને રોજ પહેલવહેલું સરકારને સૂચવવામાં આવ્યું હતું, નહિ કે ૯મી ફેબ્રુઆરીએ. પરંતુ ગઈ કાલનો મારો પત્ર વિશેષમાં જણાવશે કે, ઍલોપથીથી ઇતર પદ્ધતિ જાણનાર તબીબ માટેની વિનંતિ તો ૧૯૪૩ના ડિસેમ્બર માસના આરંભમાં કરવામાં આવી હતી. ઉપર જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે નિવેદનમાં સુધારો થવાની અપેક્ષા હું રાખી શકું ખરો?

હિંદી સરકારના હો૦ ડિ૦ના વધારાના સેક્રેટરી,
નવી દિલ્હી

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૧૦૦

[અહીં પત્ર નં. ૧૧૬ જુઓ.]

## ૧૦૧

હિંદી સરકારના હોમ ડિપાર્ટમેન્ટના
વધારાના સેક્રેટરી તરફથી,
નવી દિલ્હી

નં. ૩/૭/૪૩–એમ. એસ.
હિંદી સરકારનું હો૦ ડિ૦
૩૦ માર્ચ, ૧૯૪૪

શ્રી. મો૦ ક૦ ગાંધી

**સાહેબ,**

૨૦મી તારીખના તમારા પત્રના સંબંધમાં મને એવું જણાવવાને ફરમાવવામાં આવ્યું છે કે, કનુ ગાંધી તથા શ્રી. જયપ્રકાશનાં પત્નીની સેવા માટે વિનંતી કરવામાં આવી છે એવી ખબર હિંદી સરકારને ૨૨ ડિસેમ્બરે આપવામાં આવી હતી. શ્રી. જયપ્રકાશનાં પત્નીને પૂના મોકલવાની વ્યવસ્થા થઈ શકે કે કેમ એ જાણવા માટે તે જ દિવસે બિહાર સરકારને — જેના કબજા નીચે તે હતાં — તાર કરવામાં આવ્યો હતો. દરમ્યાન મુંબઈ સરકારને જણાવવામાં આવ્યું હતું કે, સારવાર માટે વધારે માણસોની જરૂર

હોય તો એને માટે ધંધાદારી નર્સો મોકલી આપવી એ ઠીક થઈ પડશે. ડિસેમ્બરની ૨૪ મી તારીખે બિહાર સરકારે હિંદી સરકારને જણાવ્યું કે, શ્રી. જયપ્રકાશનાં પત્નીને પૂના મોકલી આપવામાં તેને કશો વાંધો નથી. મુંબઈ સરકારને એ જ દિવસે ખબર આપવામાં આવી હતી કે, આગળ સૂચવવામાં આવ્યું હતું તે મુજબ ધંધાદારી નર્સો મોકલવાની સંતોષકારક ગોઠવણ ન થઈ શકે તો શ્રી. જયપ્રકાશનાં પત્નીને લાવવાની બાબતમાં તેણે બિહારની સરકાર સાથે ગોઠવી લેવું. ૩ જી જાન્યુઆરીએ હિંદી સરકારને ખબર આપવામાં આવી હતી કે, શ્રીમતી ગાંધીની બરદાસ માટે રાખવામાં આવેલી ધંધાદારી નર્સો ચાલી ગઈ છે અને શ્રી. જયપ્રકાશનાં પત્નીને લાવવા માટે ગોઠવણ થઈ રહી છે. ત્યાર બાદ એવું જાણવામાં આવ્યું હતું કે, કનુ ગાંધી આગાખાન મહેલની મુલાકાત લેતા હતા અને જાન્યુઆરીની ૨૭ મી તારીખે તમારાં પત્નીની સારવારમાં મદદ કરવાને માટે આગાખાન મહેલમાં તેમને રહેવા દેવા માટેની વિનંતી હિંદી સરકારને ફરીથી કરવામાં આવી હતી. જાન્યુઆરીની ૨૯ મી તારીખે એ રજા આપવામાં આવી હતી, જોકે એ પત્ર પહોંચે તે પહેલાં જ મુંબઈ સરકારે તે મહેલમાં રહે એ માટે સંમતિ આપી હતી એમ જણાય છે.

આ સંજોગોમાં હિંદી સરકારને લાગે છે કે, ધારાસભામાં આપવામાં આવેલો જવાબ — જેનો તમે ઉલ્લેખ કર્યો છે — તત્ત્વતઃ સાચો હતો. હમણાં મુંબઈ સરકારે તેને એ હકીકતની જાણ કરી છે — આ પહેલાં સરકારના કે તમારા પત્રો દ્વારા તેને એની જાણ નહોતી — કે, તાલીમ પામેલી નર્સ કરતાં આયા તે વધારે પસંદ કરતાં હતાં એમ તમારાં પત્નીએ જ કહ્યું હતું અને આ બાબતમાં તેમની ઇચ્છાને માન આપવામાં આવ્યું હતું. આ હકીકત જાહેર કરવાની જરૂરિયાત તેને લાગતી નથી.

લિ. તમારો
**રીચર્ડ ટૉટનહામ**
હિંદી સરકારના વધારાના સેક્રેટરી

## ૧૦૨

અટકાયતી છાવણી,
૧૩ એપ્રિલ, ૧૯૪૪

**સાહેબ,**

૩૦મી માર્ચના તમારા પત્રની પહોંચ હું સ્વીકારું છું. એ પત્ર મને ૬ઠ્ઠી એપ્રિલે મળ્યો હતો. આખીયે પરિસ્થિતિથી હિંદી સરકાર કેટલી બધી અજાણ હતી એ બતાવવાને માટે તે એક સુંદર પુરાવો છે.

'તાલીમ પામેલી નર્સો' બાબતમાં, સરકાર તરફથી કરવામાં આવેલા નીચેના નિવેદન તરફ ધ્યાન ખેંચું છું : કે, 'ટૂંક વખત માટે તે આપવામાં આવી હતી.' તાલીમ પામેલી નર્સ વસ્તુતાએ આપવામાં આવી હતી કે કેમ એની વિચારણા કરવામાં, મારી પત્નીએ તાલીમ પામેલી નર્સને બદલે आयाने પસંદગી આપી હતી, એ હકીકત ભાગ્યે જ પ્રસ્તુત ગણી શકાય. એથી કરીને, એ નિવેદનમાં જાહેર રીતે સુધારો કરવો જોઈએ એમ મને લાગે છે.

૧૯૪૪ના એપ્રિલની ૧લી તારીખના મારા પત્રમાંની બીજી બાબતોનો સંતોષકારક જવાબ મેળવવાની હવે મને લવલેશ ઇચ્છા રહી નથી.

હિંદી સરકારના વધારાના સેક્રેટરી,
નવી દિલ્હી

લિ. તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૧૦૩

સર રીચર્ડ ટૉટનહામ, સી. એસ. આઈ.,
સી. આઈ. ઈ., આઈ. સી. એસ.,
હિંદી સરકારના વધારાના સેક્રેટરી તરફથી,
શ્રી. મો૦ ક૦ ગાંધીને,
અટકાયતી છાવણી પૂના

હોમ ડિપાર્ટમેન્ટ,
નવી દિલ્હી
૨૯ એપ્રિલ, ૧૯૪૪

**સાહેબ,**

તમારા એપ્રિલ તા. ૧ લી, ૨ જી અને ૧૩મી તારીખના પત્રો હિંદી સરકારે ખેદપૂર્વક વાંચ્યા છે. તમે તેની સામે કરેલી ફરિયાદો કોઈ પણ નિષ્પક્ષ તપાસમાં ટકી શકે એમ નથી એવું તે માને છે. વળી સાથે તેને એમ પણ લાગે છે કે, તેને પહોંચેલી માગણીઓ

પૂરી પાડવામાં તેનાથી થઈ શકે એટલું બધું તે કરી છૂટી છે એ વસ્તુના યોગ્ય સ્વીકારની, તમે વિયોગશોકમાં હો તે વખતે, અપેક્ષા રાખવી એ શક્ય નથી, અને આ અંગે પત્રવહેવાર ચાલુ રાખવામાં કશો અર્થ સરે એમ નથી.

લિ. તમારો
**રીચર્ડ ટૉટનહામ**
હિંદી સરકારના વધારાના સેક્રેટરી

## ૭. શ્રી. મીરાંબહેનના ગાંધીજી ઉપરના ઓરિસા વિષેના પત્રના સંબંધમાં સરકાર સાથેનો પત્રવહેવાર

**૧૦૪**

લૉર્ડ લિનલિથગોને મીરાંબહેને લખેલો કાગળ

કેદખાનું,
આગાખાનનો મહેલ, પૂના,
નાતાલની રાત, ૧૯૪૨

**પ્રિય લૉર્ડ લિનલિથગો,**

આ કાગળ તમને લખવાનું મારે એટલું જ કારણ છે કે ગાંધીજી અને હિંદી રાષ્ટ્રીય મહાસભા વિષે કેટલાંક અંગ્રેજી છાપાંમાં અસત્યો પ્રગટ થયાં જણાય છે પણ અમલદારો તરફથી એનો કાંઈ પ્રતિવાદ કરવામાં આવ્યો નથી તેથી અંગ્રેજ માબાપને ઘેર જન્મી હોવાને લીધે મને ઊંડું દુઃખ થાય છે.

અહીં મારા હાથમાં આવે છે એટલાં છાપાંની હદમાં, બ્રિટિશ વર્તમાનપત્રોમાં મહાસભાવિરોધી પ્રચારને સતત વધતો હું જોયા કરું છું. જે ફેલાવવામાં આવે છે તે વિવિધ અસત્યોમાંથી આ કાગળમાં હું એકની જ ચર્ચા કરવા ઇચ્છું છું, તે એ કે ગાંધીજી અને મહાસભા જપાનીનાં પક્ષપાતી છે. એવા પ્રચારના નમૂના મારા ધ્યાનમાં આવ્યા છે તે નવેમ્બર ૨૯, ૧૯૪૨ના 'બોમ્બે ક્રૉનિકલ વીકલી'માં ૨૨ મે પાને અને ડિસેમ્બર ૧૯, ૧૯૪૨ના 'હિંદુ' (ટપાલની આવૃત્તિ) માં ૪ થે પાને ૩ જી કટારમાં તમે જોઈ શકશો.

'બોમ્બે ક્રૉનિકલ વીકલી'માં જે ઉતારા અને પ્રતિકૃતિ આપેલી છે તેમાં ૫મી ઑગસ્ટ, ૧૯૪૨ના 'લંડન ડેઇલી સ્કેચ'ને પહેલે પાને આવેલી એક છબી છે. એમાં મથાળે આખે પાને પથરાયેલી આ લીટી છે "ગાંધીની હિંદ અને જપાન વચ્ચે સલાહ કરવાની યોજના છતી કરી;" અને એ જ પાના ઉપર નીચે મારી છબી આપી છે તથા 'જપાન સાથે સુલેહ કરવામાં ગાંધીનો દૂત બનેલી અંગ્રેજ સ્ત્રી' એવું ઉપમથાળું કર્યું છે. જેની પ્રતિકૃતિઓ પણ આપી છે તે 'પંચ'નાં વ્યંગચિત્રો તો બની શકે તો એના કરતાં પણ વધારે નિંદ્ય છે. 'હિંદુ'માં શ્રી. ક. મા. મુનશીનો નિષેધ છપાયેલ છે તે ઉપરથી જણાય છે કે આ બદનક્ષીભર્યો પ્રચાર લંડનના 'ડેઇલી હેરલ્ડ' સુધી પણ પહોંચ્યો છે. હવે તમારી આગળ આ વાત આણવાનું કારણ એ છે કે અલ્લાહાબાદમાં થયેલી અખિલભારત મહાસભા સમિતિની એપ્રિલની બેઠક પછી હું ઓરિસામાં હતી ત્યારે ગાંધીજી અને મારી વચ્ચે થયેલો પત્રવ્યવહાર મારી પાસે છે, જે શંકા માટે લેશમાત્ર અવકાશ રાખ્યા વિના સાબિત કરે છે કે ગાંધીજી સોએ સો ટકા જપાનીના વિરોધી છે. જેની નકલ હું આ સાથે બીડું છું તેમાં ત્યારે આવતી ધરાતી જપાની ચડાઈ વિષે પ્રશ્નમાળા સહિત એક અંગત હેવાલ છે. વિશેષ કરીને પૂર્વ કિનારા ઉપર જપાન ગમે ત્યારે હુમલો કરે એવી ધારણા હતી એટલે મહાસભાવાદી કાર્યકર્તાઓને મદદ કરવા મને એમણે જ્યાં મોકલી હતી તે ઓરિસાથી ખાસ ખેપિયા સાથે મેં ગાંધીજીને એ હેવાલ મોકલ્યો હતો.

એ હેવાલનો મારે પોતાને હાથે લખેલો અસલ ખરડો મારી આગળ છે. એમાં તારીખ કે સહી નથી કેમ કે મેં મોકલેલી ટાઇપ કરેલી નકલમાં આ વસ્તુઓ મેં નાંખી હતી; પણ ગાંધીજીએ ૩૧ મી મે, ૧૯૪૨ને દિવસે સદ્ગત શ્રી. મહાદેવ દેસાઈને લખાવ્યો અને પાછા વળતા ખાસ ખેપિયા સાથે મને તરત જ મોકલ્યો તે ગાંધીજીના જવાબથી ત્રણચાર દિવસ પહેલાંની એની તારીખ હશે. શ્રી. મહાદેવ દેસાઈએ પોતે લખેલો અને ગાંધીજીએ જેમાં 'બાપુ' એમ સહી કરી છે તે અસલ કાગળ મારી પાસે છે. કાગળના પહેલા પરિચ્છેદમાં

જે મુલાકાતનો ઉલ્લેખ છે તે મારે ઓરિસા સરકારના મુખ્ય મંત્રી મિ. વુડની સાથે ૨૫ મી મે ૧૯૪૨ ને દિવસે થઈ હતી, જ્યારે મિ. મેન્સફીલ્ડ પણ હાજર હતા.

જેને પોતે જવાબ આપવાને અશક્ત કરી દીધા હોય એવા માણસો વિરુદ્ધ પોતાના લોકો ઉપર પ્રમાણે નિંદાત્મક પ્રચાર કરતા હોય તો એની અસત્યતા વિષે જે બાબત વાંધો ન જ લઈ શકાય એવી સાબિતી પોતાને મળી જાય તે પછી કોઈ પણ પાપભીરુ રાજ્યકર્તા એવા પ્રચારને ચિત્તશાંતિપૂર્વક ચાલવા ન દે, એટલે મને વિશ્વાસ છે કે તમે બીડેલા પત્રવ્યવહારને આ કાગળ સહિત બહાર પાડશો અને આ બ્રિટિશ છાપાના કથનનું ખંડન કરશો.

કાર્યવાહક સમિતિના સભ્યો સાથે મને અંગત ઓળખાણ છે એટલે હું ખાતરીથી કહી શકું છું કે તેઓની લાગણી બધે વખતે જપાનીની અને ફાસિસ્ટની વિરુદ્ધ રહી છે એટલું હું ઉમેરું છું.

**લિ. મીરાંબહેન**

## ૧૦૫

[ જપાનની ચડાઈ તથા આક્રમણનો ડર હતો તે વિષે મીરાંબહેનના પ્રશ્નો ]

આપણે એમ માની લઈએ કે જપાની ઓરિસાના કિનારા ઉપર ક્યાંક ઊતરશે. ઊતરતી વખતે ઘણું કરીને બૉમ્બ કે તોપનો મારો નહિ થાય, કેમ કે કાંઠા ઉપર બચાવનું કાંઈ સાધન છે નહિ. કાંઠેથી તેઓ સપાટ સૂકાં ડાંગરનાં ખેતરો ચીરીને ઝપાટાબંધ આગળ વધશે, જ્યાં વિઘ્નરૂપે હવે લગભગ સુકાઈ ગયેલી અને ક્યાંયે ન ઊતરી શકાય એવી નહિ એવી નદીઓ અને ખાડ જ ફક્ત છે. આપણને સમજમાં આવે એ પ્રમાણે, ઓરિસાનાં રાજ્યોનો ડુંગરાળ અને જંગલી પ્રદેશ સુધી તે પહોંચે ત્યાં લગી જપાનીને રોકવાનો કાંઈ ગંભીર પ્રયત્ન નહિ થાય. બચાવનું લશ્કર જે હશે તે એ પ્રદેશનાં જંગલોમાં સંતાઈ રહ્યું છે એમ કહે છે. જમશેદપુરનો રસ્તો બચાવવાનો મરણિયો પ્રયત્ન તે ઘણું કરીને કરશે, પણ એને ફતેહ મળવાની આશા ઘણી ઓછી છે. એનો અર્થ એમ કે ઓરિસાના વાયવ્ય ખૂણામાં એક લડાઈ થાય એમ આપણે ધારી શકીએ, તે પછી જપાની લશ્કર બિહારમાં

પ્રવેશ કરશે. તે વખતે જપાની દેશમાં ઠેકઠેકાણે વહેંચાઈ ગયેલા નહિ હોય, પણ સમુદ્ર અને પોતાના આગળ વધતા લશ્કર વચ્ચેના વ્યવહાર માર્ગમાં એકત્ર થયેલા હશે. બ્રિટિશ રાજ્યવહીવટ તો અગાઉથી જ અદૃશ્ય થઈ ગયો હશે.

આપણી આગળ પ્રશ્ન એ છે કે આવા બનાવ બને તો આપણે શું કરવું.

જપાની લશ્કરો ખેતર અને ગામડાંમાં થઈને ધસશે અને કહેશે કે અમે કાંઈ વસ્તીના દુશ્મન નથી પણ બ્રિટિશ તથા અમેરિકન યુદ્ધપ્રયત્નનો નાશ કરનારા છીએ. વસ્તીની લાગણી પણ અનિશ્ચિત છે. તીવ્રમાં તીવ્ર લાગણી બ્રિટનના ડર તથા અવિશ્વાસની છે અને તેમના પ્રત્યે જે વર્તન ચલાવવામાં આવે છે તેથી કરીને તે દિવસે દિવસે વધતી જાય છે. એટલે જે કાંઈ બ્રિટિશ નથી તે આવકાર-પાત્ર લાગશે. એક રમૂજી દાખલો હું આપું. કેટલાક ભાગના ગ્રામવાસી કહે છે : "અરે, બહુ અવાજ કરે છે તે વિમાન બ્રિટિશનું છે પણ શાન્ત વિમાનો પણ છે અને એ મહાત્માનાં વિમાન છે." મને લાગે છે કે આ ભોળા નિર્દોષ લોકો તટસ્થતાનું વલણ ધારણ કરતાં જ શીખી શકશે. કારણ કે ખરું જોતાં એને સમજાવી શકાય એવું વલણ આ એક જ છે. બૉમ્બથી પોતાની કેમ રક્ષા કરવી એ પણ શીખવ્યા વિના બ્રિટિશ લોકો એના કરમને પનારે એને છોડે છે, એટલું જ નહિ પણ તે એવા હુકમ કાઢે છે કે જેનો અમલ કર્યો હોય તો લડાઈના દિવસ પહેલાં પણ લોકો માર્યા જાય. તો પછી "અમે તમારી સાથે લડવા નથી આવ્યા" એમ જપાની કહેતા હોય ત્યારે આ ધિક્કારપાત્ર રાજ્યની પાછળ પડેલા જપાનીને રોકવાનો ઉત્સાહ આ લોકોને કેવી રીતે આવી શકે? પણ તટસ્થતાની વૃત્તિ ધારણ કરવા ગ્રામવાસી તૈયાર છે એમ મેં જોયું છે. એટલે તેઓ જપાનીને ખેતર અને ગામડાંમાં થઈને પસાર થવા દે અને બનતા લગી એના સંસર્ગમાં ન આવવાનો પ્રયત્ન કરે. ખોરાક અને પૈસા સંતાડી રાખે અને જપાનીની નોકરી કરવાની ના પાડે. પણ કેટલાક ભાગમાં તો એટલો વિરોધ પણ ન થાય, કેમ કે બ્રિટિશ રાજ્ય પ્રત્યે એટલો બધો

અણગમો છે કે બ્રિટિશવિરોધી કોઈ પણ ચીજને ખૂબ આવકાર મળે. મને લાગે છે કે સાધારણ લોકો બહુમાં બહુ કેટલો વિરોધ કરી શકે અને ટકાવી શકે તે માપવાનો આપણે પ્રયત્ન કરવો અને એટલી વાતનો આપણે આગ્રહ રાખવો. સોએ સો ટકા વિરોધ ભલે ન હોય તો પણ લાંબા વખત સુધી અવિચલિતપણે લોકો ટકી રહે તો તે તરત તૂટી પડતા આકરા પ્રતિકાર કરતાં સરવાળે વધારે અસર કરે.

આમ સામાન્ય લોકો આગળથી જે વલણ બહુમાં બહુ ટકાવી રાખવાની આપણે આશા રાખીએ તે ઘણું કરીને નીચે પ્રમાણે :

૧. જપાની કોઈ જમીન, ઘર કે જંગમ મિલકતનો કબજો કરવા જાય તો મોટે ભાગે અહિંસક રીતે દૃઢ પ્રતિકાર કરવો.

૨ જપાનીની વેઠ કરવી નહિ.

૩. જપાની નીચે કોઈ જાતની વહીવટી નોકરી લેવી નહિ. (કેટલીક જાતના નગરવાસીઓ, સરકારી તક સાંધનારા અને બીજા પ્રદેશમાંથી આણેલા હિંદીઓના સંબંધમાં આવો અંકુશ રાખવો કઠણ પડે).

૪. જપાની આગળથી કાંઈ ખરીદી કરવી નહિ.

૫. એનું નાણું લેવું નહિ અને રાજ ઊભું કરવાના એના પ્રયત્નમાં અસહકાર કરવો (કાર્યકર્તાઓ અને વખતની અછતને લીધે આ ઘણું કઠણ કામ છે, આપણે તો ભરતી રોકવાનો પ્રયત્ન કરવાનો રહ્યો).

હવે કેટલીક મુશ્કેલીઓ અને પ્રશ્નો ઊઠે છે તે :

૧. જપાની મજૂરી ખોરાક અને સામગ્રીના પૈસા પેટે બ્રિટિશની ચલણી નોટ આપવા કહે, તો સારી કિંમત મળતા છતાં વેચવાની અને સારી રોજી મળે તો પણ કામ કરવાની લોકોએ ના પાડવી કે ? ઘણા મહિના સુધી પ્રતિકાર ટકાવી રાખવો હોય તો આને અટકાવવું કઠણ થઈ પડે. આવો અસહકાર ચાલે ત્યાં લગી શોષણનું જોખમ દૂર રહે.

૨. પુલ, નહેર વગેરે અંગ્રેજ તોડી નાંખે તેને ફરી ચણવા વિષે શું કરવું ? પુલ અને નહેરોની તો આપણને પણ જરૂર રહે.

એટલે એમાં આપણે જપાનની સાથે સહકાર કરવો પડે તો પણ ફરી ચણવા લાગવું કે નહિ, કે પછી જપાની પુલ બાંધનારા આવે એટલે આપણે ખસી જવું ?

૩. સિંગાપોર તથા બ્રહ્મદેશમાં કેદ પકડાયેલા હિંદી સૈનિક જપાની આક્રમક લશ્કર ભેળા ઊતરે તો એના પ્રત્યે આપણે કેવું વલણ રાખવું ? જેમ જપાનીથી તેમ એનાથી પણ આપણે આઘા રહેવું, કે પછી એને આપણા જેવા મતના કરવા પ્રયત્ન કરવો ?

૪. આગળ વધતા જપાનીના મોઢા આગળ બ્રિટિશ રાજ્ય ભાગે પછી ચલણ બાબત આપણે શું કરવું ?

૫. લડાઈઓ લડાઈ જાય અને જપાની લશ્કર આગળ વધે તે પછી રણક્ષેત્ર ઉપર મરેલા અને ઘવાયેલા સૈનિકો પડયા હશે. मने लागे छे के मडदांने बाळवा दाटवामां अने घायलनी सेवा करवामां आपणे विना संकोचे जपानीने पडखे काम करवुं जोईए. પોતાના માણસો સહેજ ઘવાયા હોય તો જપાની એની પરિચર્યા કરશે અને સહેજ ઘવાયેલા દુશ્મનોને કેદ પકડશે, પણ બાકીનાને ઘણું કરીને પડતા મૂકશે, અને એની સંભાળ લેવી તે આપણી પવિત્ર ફરજ હશે. આ માટે આજથી અમે સ્થાનિક દાક્તરોની દોરવણી નીચે સ્વયંસેવકોને કેળવવાની યોજના કરીએ છીએ. એની સેવા અંદરનાં હુલ્લડ, રોગ-ચાળો વગેરેના પ્રસંગમાં પણ લઈ શકાય.

૬. રણાંગણમાં મરાયેલા અને ઘવાયેલા સૈનિક ઉપરાંત બંદૂક, રિવૉલ્વર અને બીજાં નાનાં હથિયાર જપાનીએ નહિ ઉપાડયાં હોય એવાં પડયાં હશે. આને જો આપણે ન વીણી લઈએ તો તે ચોર, લૂંટારા અને બીજા લફંગાના હાથમાં પડે એવો સંભવ છે, કેમ કે રણક્ષેત્રને લૂંટવા એવા લોકો ગીધના પેઠે હંમેશાં ઊતરી પડે છે. હિંદ જેવા શસ્ત્ર વિનાના દેશમાં આથી કરીને ભારે પીડા ઊભી થાય. આપણે એવાં હથિયાર ઉપાડી લઈએ તો પછી એનું શું કરવું ? મને તો સૂઝે છે કે એને સમુદ્રમાં નાંખી દેવાં. તમારી કેવી સલાહ છે તે લખવા વિનંતી છે.

## ૧૦૬

[ઉપલા કાગળનો ગાંધીજીએ આપેલો જવાબ ]

તમારો ઘણો સંપૂર્ણ અને પ્રકાશ નાંખનારો કાગળ મળ્યો. મુલાકાતનો હેવાલ સંપૂર્ણ છે. તમારા જવાબ સીધા, અસંદિગ્ધ અને હિંમતવાળા હતા. મારે ટીકા કરવા જેવું કાંઈ નથી. હું એટલું જ કહી શકું કે "તમે કરો છો તેમ કર્યે જાઓ." હું તદ્દન સ્પષ્ટ જોઈ શકું છું કે તમે યોગ્ય ઠેકાણે યોગ્ય વખતે પહોંચ્યાં છો. એટલે જે સારા અને પ્રસ્તુત છે એવા તમારા સવાલોની તરત ચર્ચા કરવા વિના મારે બીજું કાંઈ લખવાપણું રહેતું નથી.

પ્ર. ૧. મને લાગે છે કે લોકોએ શું કરવું તે આપણે તેમને કહેવું જોઈએ. તેઓ પોતાની શક્તિ પ્રમાણે એનો અમલ કરશે. આપણે જો એની શક્તિ તોળવા અને તે પ્રમાણે સૂચના આપવા બેઠા તો આપણી સૂચના અધૂરી અને નુકસાન કરનારી પણ હશે, પણ એવું ન બનવું જોઈએ. એટલે આ રીતે તમે મારી સૂચનાઓ વાંચજો. યાદ રાખો કે આપણે જપાની સૈન્ય સાથે પૂરો અસહકાર કરવાનો છે, એટલે આપણાથી એને કાંઈ મદદ ન કરાય, તેમજ એની સાથે વ્યવહાર રાખીને નફો ન કરાય. એટલે આપણે એને કોઈ પણ ચીજ વેચાતી ન આપી શકીએ. જો લોકો જપાની લશ્કરની સામા ન થઈ શકે તો સશસ્ત્ર સૈનિક કરે છે તેમ તેઓ કરે, એટલે હાર્યા પછી પાછા હઠી જાય. અને એમ જો તેઓ કરે તો જપાની સાથે લેણદેણ કરવાનો પ્રશ્ન ઊભો ન થાય અને થવો જોઈએ પણ નહિ. પણ જો પોતે મરે ત્યાં લગી જપાનીનો પ્રતિકાર કરવાની હિંમત લોકોમાં ન હોય તેમજ જપાનીવ્યાપ્ત પ્રદેશ ખાલી કરવાની હિંમત અને આવડત પણ ન હોય તો સૂચનાઓને અનુસરીને પોતાથી બને એટલું તે કરે. એક ચીજ તેઓ કદાપિ ન કરે — જપાનીને સ્વેચ્છાએ વશ ન થાય. એ તો બારે કાયરતા કહેવાય અને સ્વાતંત્ર્ય-પ્રેમી લોકોને ન છાજે. ઊલમાંથી ચૂલમાં તેઓ ન પડે. એટલે તેઓએ જપાનીનો હંમેશાં પ્રતિકાર જ કરવો જોઈએ. એટલે બ્રિટિશ ચલણી નોટો કે જપાની સિક્કા સ્વીકારવાનો પ્રશ્ન ઊઠે નહિ. જપાનની કોઈ પણ ચીજને તેઓ હાથ ન લગાડે. આપણા જ લોકોના અંદર

અંદરના વ્યવહાર વિષે તો કાં તો તેઓ સાટાંપાટાં કરે અથવા તો પોતા આગળ બ્રિટિશ ચલણી નાણું હોય તે વાપરે, એવી આશાએ કે બ્રિટિશ સરકારને બદલે આવનારી રાષ્ટ્રીય સરકાર લોકો આગળથી બધું બ્રિટિશ નાણું યથાશક્તિ લઈ લેશે.

૨. પુલ બાંધવામાં સહકાર કરવા વિષેનો પ્રશ્ન પહેલા પ્રશ્નમાં સમાઈ જાય છે. આવો સહકાર ન જ થઈ શકે.

૩. જો હિંદી સૈનિકો આપણા લોકોના સંસર્ગમાં આવે તો જો તેઓ સદ્દવૃત્તિવાળા હોય તો આપણે એની સાથે એને ભાઈ જાણીને વર્તવું અને જો તેનાથી બને તો લડતમાં ભળવા એને નોતરવા. ઘણું કરીને એમને એવું વચન આપીને આણ્યા હશે કે તેઓ દેશને પરદેશીની ધૂંસરીથી મુક્ત કરશે. પરદેશી સત્તા રહેશે નહિ અને એની એવી આશા રખાશે કે તેઓ પ્રજાના મિત્ર બને અને બ્રિટિશ સરકારને ઠેકાણે ઊભી કરેલી રાષ્ટ્રીય સરકારના હુકમ માને. જો બધું હિંદીના હાથમાં છોડીને અંગ્રેજો વ્યવસ્થિત રીતે હઠી ગયા હશે તો સરસ કામ ચાલશે, અને હિંદુસ્તાનમાં કે એના કોઈ પણ ભાગમાં શાંતિથી વસવાનું જપાનીને માટે કઠણ પણ કરી મૂકી શકાય, કારણ કે તેઓને ધૂંધવાતી અને પ્રતિકારી વસ્તીની સાથે કામ લેવાનું હશે. શું બની શકે તે કહેવું કઠણ છે. જપાની કે બ્રિટિશ ગમે તે સત્તાનો અમલ ચાલતો હોય પણ લોકોની પ્રતિકારશક્તિ આપણે ખીલવશું તો બસ છે.

૪. ઉપર (૧) માં આવી ગયું છે.

૫. એવો પ્રસંગ ન આવે, પણ આવે તો સહકારની છૂટ હશે એટલું જ નહિ પણ તે આવશ્યક હશે.

૬. પડી રહેલાં હથિયાર વિષેનો તમારો જવાબ ખૂબ મોહક અને તદ્દન ન્યાયયુક્ત છે એમ કહી શકાય, પણ સજ્જનને એ જડે અને તેઓ બને તો સુરક્ષિત ઠેકાણે એને સંઘરી રાખે એ વિચાર કાઢી નાખવા જેવો નથી. એને સંઘરવાનું અને લુચ્ચાના હાથમાં પડતાં રોકવાનું અશક્ય હોય તો તમારી યોજના આદર્શરૂપ છે.

સેવાગ્રામ, વર્ધા થઈને, (મ. પ્રાં.)
૩૧મી મે, ૧૯૪૨

અટકાયતી છાવણી,
૨૬ ફેબ્રુઆરી, ૧૯૪૪

**સાહેબ,**

શ્રીમતી સરોજિનીદેવી ઉપર મૂકવામાં આવેલા પ્રતિબંધને કારણે ઉપસ્થિત થયેલી ચર્ચા વખતે નામદાર ગૃહમંત્રીએ ધારાસભામાં કરેલું ભાષણ મેં વાંચ્યું છે. એ ભાષણમાં બધી વસ્તુઓની સાથે શ્રીમતી મીરાંબહેન અને મારી વચ્ચેના પત્ર-વહેવારનો તથા તે પ્રસિદ્ધ કરવાની સરકારની નાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એ ભાષણનો પ્રસ્તુત ભાગ નીચે આપું છું:

"મિસ સ્લેડે મિ. ગાંધીને લખેલા કહેવાતા પત્રનો તથા મિ. ગાંધીના તેના જવાબનો તે (શ્રીમતી સરોજિનીદેવી) ઉલ્લેખ કરે છે તથા આ ચર્ચામાં એ મુદ્દો ઉઠાવવામાં આવ્યો છે, અને એ પત્રને પ્રસિદ્ધ કેમ કરવામાં આવ્યો નથી એમ મને પૂછવામાં આવ્યું છે. મહાસભાના નેતાઓને અટકાયતમાં મૂકવામાં આવ્યા તે પહેલાં ઘણા વખત ઉપર એ પત્ર લખાયો હતો અને તેનો જવાબ અપાયો હતો. એ પત્ર પ્રસિદ્ધ કરવા મિ. ગાંધી ઇચ્છતા હોત તો તેઓ પોતે જ તેમ કરવાને પૂરેપૂરા સ્વતંત્ર હતા. પરંતુ એ તેમને સંબોધીને લખવામાં આવેલું ખાનગી લખાણ હતું અને એ પ્રમાણેનું લખાણ સરકારે શા માટે બહાર પાડવું જોઈએ એ હું સમજી શકતો નથી. હું કહીશ કે જો એ બહાર પાડવામાં આવ્યું હોત તો મહાસભાના કેસને ઉપકારક થઈ પડત નહિ.

"પછીથી એમ કહેવામાં આવ્યું છે કે, તે જપાનપક્ષી છે એવા પ્રકારના ગર્ભિત સૂચન સામે શ્રીમતી નાયડુ મહાસભાનો બચાવ કરવા ચહાતાં હતાં. સરકારે મહાસભા ઉપર તે જપાનપક્ષી હોવાનો આરોપ અહીં કે ઇંગ્લંડમાં કદી પણ મૂક્યો નથી. હા, "મહાસભાની જવાબદારી" નામની પુસ્તિકામાં એ વિશે જે ઇશારો કરવામાં આવ્યો છે તે ખુદ પંડિત નેહરુના નિવેદનના ઉતારાના સંબંધમાં છે એને સવિસ્તર ટાંકવાનો મારી પાસે સમય નથી. પરંતુ "મહાસભાની જવાબદારી" નામની પુસ્તિકામાં આવેલો ઉતારો માનવંત સભ્યો જોશે તો મજકૂર ફકરો તેમને સહેલાઈથી મળી જશે."

હેવાલ સાચો છે એમ માની લઈએ તો એ વાંચતાં વિચિત્ર લાગે છે.

પ્રથમ, શ્રીમતી મીરાંબહેન અને મારી વચ્ચેનો પત્રવહેવાર ન પ્રસિદ્ધ કરવાની બાબતમાં, સાચે જ, જપાનપક્ષી હોવાનો આરોપ પરદેશોમાં ફેલાવવામાં આવે તે પહેલાં એની પ્રસિદ્ધિ બિનજરૂરી હતી.

બીજું, પત્ર લખનાર બંને જણે એની પ્રસિદ્ધિની માગણી કરી છે ત્યારે પણ એ "ખાનગી પત્રવહેવાર" બહાર પાડવામાં સરકાર આટલી બધી ઝીણવટભરી નાજુક લાગણી શાને અનુભવે છે?

ત્રીજું, નામદાર ગૃહમંત્રીના કહેવા પ્રમાણે "એ પત્રવહેવાર મહાસભાના કેસને ઉપકારક થાય એમ ન હોય" તો પછી એ પ્રસિદ્ધ કરવામાં સરકારની નામરજી હું સમજી શકતો નથી.

ચોથું, લંડનનાં છાપાંઓમાં તે વખતે ચાલી રહેલા બદનક્ષી-ભર્યા પ્રચાર — જેમાં હું જપાનપક્ષી છું એવા આરોપોનો પણ સમાવેશ થતો હતો — તરફ શ્રીમતી મીરાંબહેને પત્ર લખીને લૉર્ડ લિનલિથગોનું ધ્યાન ખેંચ્યું હતું તથા એ આરોપોનો ઇન્કાર કરવાનું તેમને જણાવ્યું હતું તે અતિ પ્રસ્તુત હકીકત સરકારે જાણી જોઈને કે અજાણપણે દાબી રાખી હોય એમ લાગે છે. જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે પત્રવહેવાર લૉર્ડ લિનલિથગો ઉપરના તેમના પત્ર સાથે બીડવામાં આવ્યો હતો અને તે પ્રસિદ્ધ કરવાની માગણી કરવામાં આવી હતી. તે ૧૯૪૨ના ડિસેમ્બરની ૨૪મી તારીખે, એટલે કે, જેના ઉપર ૧૯૪૩ની સાલના ફેબ્રુઆરીની ૧૩મી તારીખ લખવામાં આવી છે તે "મહાસભાની જવાબદારી" નામની પુસ્તિકા બહાર પડી તે પહેલાં, ઘણા વખત અગાઉ લખાયો હતો.

પાંચમું, કારોબારી સમિતિ આગળના પંડિત જવાહરલાલ નેહરુના કહેવાતા નિવેદનની બાબતમાં સરકારની પુસ્તિકાના મારા જવાબમાં મેં સ્પષ્ટ કર્યું છે કે, રોજિંદાં છાપાંમાં પંડિત નેહરુએ એનો ભારપૂર્વક ઇન્કાર કર્યા પછી કારોબારી સમિતિની અલ્લાહાબાદની બેઠકની ચર્ચાઓની બિન-સત્તાવાર નોંધોનો ઉપયોગ કરવો એ સરકારને માટે અતિશય ખોટું હતું. નામદાર ગૃહમંત્રીનું ભાષણ તથા જેમને સરકારે કેદમાં પૂર્યા છે અને એ રીતે એ આરોપોનો જવાબ આપતાં તેમને અસરકારક રીતે રોકવામાં આવ્યા છે તે

મહાસભાવાદીઓ સામે આરોપો મૂકવાની તથા નિંદાખોર સૂચનો કરવાની તેની જીદ હું સમજી શકતો નથી. એથી કરીને, હું આશા રાખું છું કે, સરકાર, કંઈ નહિ તો, જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે, શ્રીમતી મીરાંબહેનનો લૉર્ડ લિનલિથગો ઉપરનો, ૧૯૪૨ના ડિસેમ્બરની ૨૪મી તારીખનો પત્ર તથા તેની સાથે બીડવામાં આવેલું બીજું લખાણ પ્રસિદ્ધ કરશે.

(આ સાથે બીજા પત્રો બીડ્યા છે.) લિ. તમારો

હિંદી સરકારના મંત્રીને, નવી દિલ્હી **મો૦ ક૦ ગાંધી**

**૧૦૮**

નં. ૨ ૪/ ૪૪–૨ એસ.

**હિંદી સરકારના વધારાના મંત્રી તરફથી,** **હિંદી સરકારનું હો. ડિ.**

મિ. મો૦ ક૦ ગાંધીને નવી દિલ્હી, ૧૧ માર્ચ, ૧૯૪૪

**સાહેબ,**

૨૬ મી ફેબ્રુઆરીના પત્રના જવાબમાં મને એમ જણાવવાને ફરમાવવામાં આવ્યું છે કે, મજકૂર પત્રવહેવાર પ્રસિદ્ધ કરવાથી કોઈ પણ ઉપયોગી હેતુ પાર પડે એમ નથી. સરકારને લાગેવળગે છે ત્યાં સુધી, ગૃહમંત્રીના ભાષણમાં એવું જણાવવામાં આવ્યું છે કે, "સરકારે મહાસભા ઉપર તે જપાનપક્ષી હોવાનો આરોપ અહીં કે ઇંગ્લંડમાં કદી પણ મૂક્યો નથી." આને "મહાસભાવાદીઓ સામે આરોપો મૂકવાની તથા નિંદાખોર સૂચનો કરવાની સરકારની જીદ" કેવી રીતે ગણી શકાય તે તેને સમજાતું નથી. પંડિત જવાહરલાલ નેહરુની બાબતમાં ૧૯૪૩ના ઑક્ટોબરની ૧૪મી તારીખના મારા પત્રનો ૨ જો પૅરો જોવાનું હું ફરીથી જણાવું છું. એમાં એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, ૧૯૪૩ ના જુલાઈની ૧૫ મી તારીખના પત્રના ૧૮ મા પૅરામાં "મહાસભાની જવાબદારી" પુસ્તિકામાંના, જેની સામે વાંધો ઉઠાવવામાં આવ્યો છે, તે શબ્દોનો પોતાના જાહેર નિવેદનમાં પંડિત જવાહરલાલે ઇન્કાર કર્યો નથી. એથી કરીને, તેના ઇન્કાર પછી એ ફકરાનો સરકારે ઉપયોગ કર્યાનો પ્રશ્ન ઊઠી શકે જ નહિ.

લિ. તમારો

**રી. ટૉટનહામ**

**હિંદી સરકારનો વધારાનો મંત્રી**

# ૮. લોર્ડ વેવલ સાથેનો પત્રવહેવાર

## ૧૦૯

**પ્રિય મિત્ર,** ફેબ્રુઆરી ૧૭, ૧૯૪૪

જો કે તમને મળવાનો આનંદ મને મળ્યો નથી, તો પણ હું જાણીને તમારું "પ્રિય મિત્ર" એમ સંબોધન કરું છું. બ્રિટિશ સરકારના પ્રતિનિધિઓ મને બ્રિટિશનો મોટામાં મોટો નહિ તો પણ મોટો શત્રુ ગણે છે. હું મને પોતાને બ્રિટિશ સહિત માનવજાતિનો મિત્ર તથા સેવક માનું છું, એટલે મારો સદ્ભાવ સૂચવવા હિંદમાં બ્રિટિશના મુખ્ય પ્રતિનિધિરૂપ તમને મારા મિત્ર કહું છું.

૨. જેમ બીજા કેટલાકને તેમ મને એક નોટિસ મળી છે તેમાં મને કેમ કેદ કરેલ છે તે પ્રથમ વાર જ જણાવ્યું છે અને મારી કેદ વિરુદ્ધ કેસ રજૂ કરવાનો અધિકાર મને આપ્યો છે. મેં મારો જવાબ બરાબર મોકલ્યો છે, પણ હજી સરકારનો કાંઈ જવાબ આવ્યો નથી. ૧૩ દિવસ વાટ જોયા પછી સ્મારકચિઠ્ઠી પણ ગઈ છે.

૩. કેટલાકને જ નોટિસ મળી છે એમ મેં કહ્યું છે, કેમ કે આ કેદખાનામાં અમે છ જણ છીએ તેમાંથી ફક્ત ત્રણને તે મળી છે. હું માનું છું કે બધાને તે ઉચિત અવસરે મળશે. પણ મને શંકા છે કે નોટિસ કેવળ વિધિરૂપે જ અને ન્યાય કરવાના ઇરાદા વિના મોકલી છે. દલીલથી આ કાગળને મોટો કરવા હું ઇચ્છતો નથી. તમારા પૂર્વાધિકારી સાથેના પત્રવ્યવહારમાં મેં કહ્યું છે તે હું ફરીને કહું છું કે મહાસભા તથા હું અમારા ઉપર મુકાયેલા આરોપ સંબંધે તદ્દન નિર્દોષ છીએ. સરકારનો અને સરકાર વિરુદ્ધ મહાસભાનો પક્ષ તપાસવા નિષ્પક્ષપાત ન્યાયાધીશ નિમાય તે વિના સત્ય બહાર પડશે નહિ.

૪. છુટકારાની દરખાસ્ત અને શ્રી. સરોજિની દેવીને મૂગો દેનારા હુકમ વિષે રાજસભામાં સરકાર તરફથી હમણાં કરવામાં આવેલાં ભાષણોને હું દેવતા સાથે રમત કરવા જેવાં ગણું છું. જપાની શસ્ત્રોની હાર અને મિત્રોના વિજય વચ્ચે મારે મન ફેર છે. મિત્રોના વિજય સાથે હિંદ પરદેશી ધૂંસરીમાંથી છૂટવું જોઈએ. હિંદુસ્તાન પરદેશી સત્તામાત્રથી પૂર્ણ સ્વતંત્રતા માગે છે અને તેથી તે જેટલો બ્રિટિશ

બીજી કોઈ ધૂંસરીનો એટલો જ જપાની ધૂંસરીનો વિરોધ કરશે. હાસભા હિંદની આ ભાવનાનો પૂર્ણ પ્રતિનિધિ છે. તે એવી સંસ્થા ની છે જેનાં મૂળ હિંદની ભૂમિમાં ઊંડાં ગયાં છે. તેથી હું વાંચીને ૧બ્ધ થઈ ગયો કે જેવી છે એવી સ્થિતિથી સરકારને સંતોષ છે. ંદી લોકો આગળથી માણસ અને પૈસા જોઈએ તે એને ક્યાં નથી ળતા? સરકારનું યંત્ર અંતરાય વિના ક્યાં નથી ચાલતું? આમ ાત્મસંતુષ્ટ રહેવાને બદલે બ્રિટિશ મહાજન તરત જ આત્મપરીક્ષા હિ કરે તો બ્રિટન, હિંદ અને જગતની દશા બેઠી છે એમ લાગે.

૫. જેમાં બધાં રાષ્ટ્રોનું અને તેથી આખી માનવજાતિનું ભાગ્ય ડોવાયલું છે એવા જગતયુદ્ધના પ્રસંગમાં ભવિષ્ય વિષેનાં વચનો ારર્થક છે. જો લડાઈ પછી વિશ્વશાંતિ સ્થાપવી હોય અને આના ્તાં પણ વધારે 'રક્તપાત'વાળો વિગ્રહ જો ખરેખર હોઈ શકે તો ર્તમાન વિગ્રહ કરતાં પણ વધારે 'રક્તપાત'વાળા બીજા વિગ્રહની યારી જો ન કરવી હોય તો આ ઘડીએ આચરણ કરવું અત્યંત ાવશ્યક છે. એટલે સાચો યુદ્ધપ્રયત્ન કરવો હોય તો હિંદની માગણી તોષવી જોઈએ. 'હિંદ છોડો' એ તો આ માગણીને સ્પષ્ટ રીતે ્યક્ત કરે છે એટલું જ, અને સરકાર કાંઈ આધાર વિના એનો ્શુભ તથા ઝેરી અર્થ કરે છે તેવો તેનો અર્થ નથી. એમાં આખી ાનવજાતિના અંગભૂત બ્રિટન પ્રત્યેની મૈત્રીની ભાવના છે.

૬. મારે લખવું હતું તે લખાઈ રહ્યું છે. મને લાગ્યું કે જો ્રિટિશ પ્રત્યે મિત્રતા ધરાવવાનો મારો દાવો છે તો મારા ઊંડામાં ંડા વિચાર તમને જણાવતાં મારે અચકાવું ન જોઈએ. હું જાણું ; કે જેલ બહાર કરોડો લોકો ખોરાકને અભાવે ભૂખે મરે છે ત્યારે યાં મારા કાંઈ પણ પ્રયત્ન વિના મારી બધી સગવડ સચવાય છે ાવા આ બંગલામાં રહેવામાં મને કાંઈ સુખ નથી. પણ જો હું હાર નીકળું અને જેનાથી જ જીવ્યું સાર્થક થાય છે તે ખોરાક જો ને ન મળે તો હું તદ્દન લાચાર થઈ ગયો છું એમ મને લાગે.

હું છું,
શુદ્ધભાવે તમારો
મો૰ ક૰ ગાંધી

## ૧૧૦

વાઇસરૉયની છાવણી,
હિંદુસ્તાન (નાગપુર)
ફેબ્રુઆરી ૨૫ મી, ૧૯૪૪

પ્રિય શ્રી. ગાંધી,

તમારા ફેબ્રુઆરી ૧૭મીના કાગળ માટે તમારો આભાર માનું છું.

તમારી અરજીનો જવાબ તમને મળી ગયો હશે. હું જાણીને દિલગીર છું કે તમારી સાથેના આગાખાનના મહેલમાંના ત્રણ જણને હજી નોટિસ મળી નથી. આની તરત તપાસ થશે.

જે દિવસે તમે તમારો કાગળ લખ્યો તે જ દિવસે ધારાસભામાં મેં કરેલા ભાષણના હેવાલ છાપામાં તમે જોયા હશે એમ ધારું છું. મારું દૃષ્ટિબિન્દુ એમાં બતાવેલું છે અને ત્યારે મેં જે કહ્યું તે ફરીથી કહેવાની કાંઈ જરૂર નહિ.

જો તમે તે વાંચવા ઇચ્છો તો તમારી સગવડ માટે એક નકલ આ સાથે બીડું છું.

શ્રીમતી ગાંધીના મૃત્યુ પ્રસંગે, મારાં પત્નીની તથા મારી ઊંડી દિલસોજી દર્શાવવાની હું આ તક લઉં છું. આટલાં બધાં વર્ષના સહચાર પછી આ બનાવથી તમને કેટલું લાગતું હશે તે અમે સમજીએ છીએ.

શુભભાવે તમારો
**વેવલ**

## ૧૧૧

માર્ચ ૯મી, ૧૯૪૪

પ્રિય મિત્ર,

૧૭મી ફેબ્રુઆરીના મારા કાગળનો તમે વિના વિલંબે જવાબ આપ્યો તે માટે મારે તમારો આભાર માનવો જોઈએ. પ્રથમ તો મારાં પત્નીના મૃત્યુ વિષે તમારા માયાળુ ખરખરા માટે તમારો તથા લેડી વેવલનો હું પાડ માનું છું. જો કે એના મૃત્યુને લીધે સતત વેદનાથી તે છૂટયાં એટલે એને ખાતર મેં એના મૃત્યુને આવકાર આપ્યો છે તો પણ મને લાગે એમ મેં ધાર્યું હતું એના કરતાં આ ખોટથી મને વધારે લાગે છે. અમે અસાધારણ દંપતી હતાં. ૧૯૦૬માં

એક બીજાની સંમતિ પછી અને અજાણી અજમાયશ પછી અમે આત્મસંયમનો નિયમ નિશ્ચિતરૂપે સ્વીકાર્યો. આને પરિણામે અમારી ગાંઠ પહેલાં કદી નહોતી એવી દૃઢ બની તેથી મને ભારે આનંદ થયો. અમે બે ભિન્ન વ્યક્તિ મટી ગયાં. મારી એવી ઇચ્છા નહિ છતાં તેણે મારામાં લીન બનવાનું પસંદ કર્યું. પરિણામે તે સાચે જ મારું શુભતર અર્ધાંગ બન્યાં. તે હંમેશાં બહુ મજબૂત ઇચ્છાશક્તિવાળી સ્ત્રી હતાં, જેને નવપરિણીત દશામાં હું ભૂલથી હઠીલાં ગણી કાઢતો. પણ મજબૂત ઇચ્છાશક્તિને લીધે તે અજાણમાં જ અહિંસક અસહકારની કળાના આચરણમાં મારાં ગુરુ બન્યાં. આચરણનો આરંભ મારા પોતાના કુટુંબથી જ કર્યો. ૧૯૦૬માં જ્યારે મેં એને રાજદ્વારી ક્ષેત્રમાં દાખલ કર્યો ત્યારે એનું વધારે વિશાળ તથા ખાસ યોજેલું સત્યાગ્રહ નામ પડ્યું. દક્ષિણ આફ્રિકામાં હિંદી જેલજાત્રા શરૂ થઈ ત્યારે શ્રી. કસ્તુરબા સત્યાગ્રહીઓમાંનાં એક હતાં. મારા કરતાં એને વધારે શારીરિક પીડા થઈ. કેટલીયે વાર જેલ જઈ આવેલ હોવા છતાં જેમાં બધી સગવડ સચવાતી હતી એવા આ વર્તમાન કેદખાનામાં એને ગોઠ્યું નહિ. બીજા અનેક સાથે મારી અને પછી તરત એની ધરપકડ થઈ તેથી તેને ભારે આંચકો લાગ્યો અને એનું મન ખાટું થઈ ગયું. મારી ધરપકડ માટે એ જરાયે તૈયાર નહોતાં. મેં એને ખાતરી આપી હતી કે સરકારને મારી અહિંસા ઉપર વિશ્વાસ છે, અને હું પોતે પકડાવા ઇચ્છું તે વિના મને પકડશે નહિ. ખરેખર એના જ્ઞાનતંતુને એટલો જબ્બર આંચકો લાગ્યો કે એની ધરપકડ પછી એને સખત અતિસાર થઈ ગયો અને એના ભેળાં જ પકડાયેલ ડૉ. સુશીલા નય્યરે એના ઉપચાર કર્યા તે ન થયા હોત તો મને આ જેલમાં મળતાં પહેલાં જ તેનો દેહ છૂટી ગયો હોત. મારી હાજરીથી એને આશ્વાસન મળ્યું અને કાંઈ વધારે ઉપચાર વિના અતિસાર મટી ગયો. પણ ખાટું થયેલું મન ખાટું જ રહ્યું. તેથી વાતવાતમાં તપી જાય એવો સ્વભાવ થઈ ગયો અને તેને પરિણામે પીડા ભોગવતાં ભોગવતાં ધીમે ધીમે દેહ પડ્યો.

ઉપલા પરિચ્છેદના પ્રકાશમાં તમે કદાચ સમજી શકશો કે સરકાર તરફથી કરવામાં આવેલું નિવેદન જ્યારે મેં છાપામાં વાંચ્યું ત્યારે મને કેવું દુઃખ લાગ્યું હશે, કેમકે જે મારું અમૂલ્ય રત્ન હતાં તેને વિષે એ નિવેદનમાં સત્યથી દુર્ભાગી અપગમન થયેલું છે એમ હું માનું છું. આ બાબતની ફરિયાદ મેં હિંદી સરકારના વધારાના મંત્રી (હોમ ડિપાર્ટમેન્ટ)ને મોકલી છે તે મંગાવીને વાંચવા હું તમને વીનવું છું. લડાઈમાં પહેલો અને સૌથી પ્રચંડ ફટકો સત્યને લાગે છે એમ કહે છે. મિત્રરાજ્યોને વિષે આ લડાઈમાં આ વાત ખોટી હોય તો કેવું સારું!

ધારાસભા આગળ તમે જે ભાષણ કર્યું અને જેની નકલ તમે માયાળુપણે મોકલી તે તમારા ભાષણ ઉપર હું હવે આવું છું. ભાષણવાળાં છાપાં આવ્યાં ત્યારે હું સદ્ગતની પથારી આગળ હતો. શ્રી. મીરાંબાઈએ એસોશિયેટેડ પ્રેસનો હેવાલ મને વાંચી સંભળાવ્યો. પણ મારું મન બીજે લાગેલું હતું, એટલે તમારું ભાષણ હાથમાં સહેજે રહી જાય એવા આકારમાં મળ્યું તે સારું થયું. તેના ઉપર આપવું ઘટે એટલા પૂરા ધ્યાનપૂર્વક મેં તે હવે વાંચ્યું છે. વાંચ્યા પછી બે શબ્દ કહેવાનું મને મન થાય છે, વિશેષે કરીને એટલા માટે કે તમે કહ્યું છે કે તમે દર્શાવેલા અભિપ્રાય 'છેવટના ગણવાની જરૂર નથી.' એમાંના કેટલાકની આ કાગળથી નવરચના થાઓ!

બીજા પાનાના મધ્યમાં તમે હિંદી પ્રજાઓનાં કલ્યાણની વાત કરો છો. કેટલાંક વાઇસરૉયકૃત ભાષણોમાં હિંદવાસીઓનો હિંદની પ્રજા એવી રીતે ઉલ્લેખ કરેલો મેં જોયો છે. આ બેય પદ સમાનાર્થક છે કે?

હિંદની સ્વરાજ્યપ્રાપ્તિના સંબંધમાં ૧૩મે પાને તમે કહો છો, "બ્રિટિશ લોકોની આવી ખરા દિલની ઇચ્છા છે એટલું જ નહિ પણ તે જલદી સિદ્ધ થાય એમ જોવાને તેઓ ઇચ્છે છે એ વાતની મને પૂરી ખાતરી છે. તેમાં અત્યારે બે મર્યાદા છે; એક તો જર્મની અને જપાનને વહેલામાં વહેલી હાર ખવરાવવાના માર્ગમાં કોઈ પણ ચીજને આડી ન આવવા દેવાનો પૂર્ણ નિર્ધાર છે; અને બીજું એ જોવાનો નિશ્ચય છે કે જેણે અમને આ લડાઈમાં અને

બીજે બધે વખતે એકનિષ્ઠાથી ટેકો આપ્યો છે તે,—એટલે કે સામાન્ય પક્ષની જેણે સેવા કરી છે તે સૈનિકો; જેણે અમારી સાથે કામ કર્યું છે તે લોકો; જેને અમે વચન આપ્યાં છે તે રાજ્યોનાં રાજાઓ અને વસ્તીઓ; એને ન્યાય મળે એમ અમે જોશું એવો જેને અમારા પર વિશ્વાસ છે તે લઘુમતીઓ — આ બધાંના હિતની પૂરેપૂરી રક્ષા બંધારણીય સવાલનું નિરાકરણ કરતી વખતે કરવામાં આવે. પણ બે મુખ્ય હિંદી પક્ષો ઓછામાં ઓછા સમાધાન ન કરે ત્યાં સુધી પ્રગતિની તાત્કાળિક આશા હું જોતો નથી." એ વાતની દલીલ કર્યા વિના તમારી ઘોષણાનું મારું વિવરણ આપવાની હું હિંમત કરું છું. "હિંદી સૈનિક જેને હિંદમાં અમારું રાજ્ય અને સ્થિતિ મજબૂત કરવા માટે અમે સર્જ્યો છે અને કેળવ્યો છે, અને જે, અનુભવથી અમે જાણ્યું છે કે, બીજાં રાષ્ટ્રો સામેની અમારી લડાઈઓમાં અમને અસરકારક મદદ કરી શકે છે તેનો પક્ષ અમે બ્રિટિશ લેશું. દેશી રાજ્યોના રાજાઓ, જેમાંના ઘણા અમારી સૃષ્ટિ છે અને જેના ઉપર એ રાજ્ય કરે છે તે લોકોનો જુસ્સો જ્યારે આ રાજાઓ દબાવવા કે પ્રત્યક્ષ રીતે કચરવા જાય ત્યારે પણ જેમાંના બધા હાલ પણ અમારે લીધે ટકે છે તેમનો પણ અમે પક્ષ લેશું. એવી જ રીતે લઘુમતીઓ, જેને પણ અમે ઉત્તેજન આપ્યું છે અને જ્યારે વિશાળ બહુમતી અમારા રાજ્યનો વિરોધ કરવાનો પ્રયત્ન કરે ત્યારે એ બહુમતી વિરુદ્ધ જેને અમે વાપરી છે તેનો પણ અમે પક્ષ લેશું. બહુમતીને અમારા રાજ્યને બદલે હિંદુસ્તાનના લોક સમસ્તની ઇચ્છાનું રાજ્ય સ્થાપવું છે તેથી કાંઈ ફેર પડતો નથી. અને હિંદુ અને મુસલમાન સમાધાન કરીને અમારી આગળ આવે ત્યાં સુધી કોઈ પણ સ્થિતિમાં અમે સત્તા સોંપશું નહિ." મેં ઉતારેલા અને સમજાવેલા પરિચ્છેદમાં દેખાતું વલણ કાંઈ નવી વસ્તુ નથી. આમ કલ્પેલી દશામાં કોઈ જાતની આશા નથી એમ હું માનું છું અને આ બાબતમાં સામાન્ય માણસના અભિપ્રાયનો પ્રતિનિધિ હોવાનો મારો દાવો છે. આ નિરાશાનો વિચાર કરી કરીને 'હિંદ છોડો' એ આર્તનાદ કર્યો છે. દિવસે દિવસે

આ દેશમાં જેને હું બનતા જોઉં છું તે બનાવો મારા વિચારિત લખાણોમાં મેં જેનું લક્ષણ બાંધેલું છે તે 'હિંદ છોડો' સૂત્રનો સંપૂર્ણ બચાવ પૂરો પાડે છે.

તમારું ભાષણ વાંચતાં હું જોઉં છું કે 'હિંદ છોડો' સૂત્રના પુરસ્કર્તાઓને તમે સમાજે ત્યજવા જેવા ચાંડાળ ગણતા નથી. તમે તેમને ઉદારચરિત માનો છો. તો પછી એમની સાથે તેમને એવા માનીને વર્તો અને તેમના પોતાના સૂત્રનો તેમણે કરેલો અર્થ માનો, અને તો પછી તમે ભ્રમણામાં નહિ પડી શકો.

ક્રિપ્સની દરખાસ્ત ખીલવ્યા પછી ૧૬મે પાને પરિચ્છેદના મધ્યમાં તમે કહો છો, ". . . જ્યાં સુધી સહકાર કરવાની તેમની ઇચ્છા છે એવી કાંઈ નિશાની દેખાય નહિ ત્યાં સુધી કેદ કરેલા નેતાઓના છુટકારાની માગણી તદ્દન નકામી છે. 'હિંદ છોડો' ઠરાવથી અને જેનાં એવાં ભયંકર પરિણામ આવ્યાં તે નીતિથી નિવૃત્ત થવું કે નહિ અને ભવિષ્યનાં મહાન કાર્યોમાં સહકાર કરવો કે નહિ તે નક્કી કરવા માટે કોઈ પણ કેદીએ પોતાના અંતઃકરણ વિના કોઈ માણસ કે કોઈ ચીજની સલાહ લેવાની જરૂર નથી." પછી ફરીને એ જ વિષયની ચર્ચા કરતાં ૧૯મે અને ૨૦મે પાને તમે કહો છો : "એક મહત્ત્વનો પક્ષ આઘો રહે છે; એ પક્ષમાં કેટલી હોશિયારી અને ઉદારચરિતતા છે તેનો હું સ્વીકાર કરું છું; પણ એની વર્તમાન નીતિ તથા પદ્ધતિઓ અફળ અને અવ્યવહારુ છે તેથી હું દિલગીર છું. હિંદના વર્તમાન તથા ભાવિ પ્રશ્નોનું નિરાકરણ કરવામાં આ પક્ષનો સહકાર મળે તો મને ગમે. પોતે ચાલુ હિંદી સરકારમાં ભાગ લેવાનું મંજૂર ન કરી શકે એમ એના નેતાઓને લાગે તો પણ ભવિષ્યના સવાલોનો વિચાર કરવામાં તેઓ મદદ કરી શકે. પણ શોકનાં કપડાં પહેરીને અને શરીરે રાખ ચોળીને નહિ,— તેમાં કોઈને લાભ નથી — પણ ભૂલ ભરેલી અને ગેરફાયદેમંદ નીતિને એવી જાણીને અસહકાર અને વિઘ્નકરણની પણ નીતિ પાછી ખેંચાઈ ગઈ છે એમ મારી ખાતરી ન થાય ત્યાં સુધી ૮મી ઑગસ્ટ ૧૯૪૨ની ઘોષણા માટે જેઓ જવાબદાર હતા તેમને છોડવાનું હું કાંઈ કારણ જોતો નથી."

તમારા જેવા ઉત્કૃષ્ટ સૈનિક અને કાર્યદક્ષ પુરુષ આવો મત ધરાવે છે તેથી મને નવાઈ લાગે છે. ઘણી ચર્ચા અને સંભાળપૂર્વક વિચાર પછી સેંકડો સ્ત્રીપુરુષોએ સાથે મળીને કરેલો ઠરાવ પાછો ખેંચવો એ વ્યક્તિના અંતઃકરણથી કેમ બને ? સાથે મળીને કરેલો ઠરાવ માનપૂર્વક, શુદ્ધનિષ્ઠાપૂર્વક અને યોગ્ય રીતે પાછો ખેંચવો હોય તો તે એકત્ર થઈને ચર્ચા તથા વિચાર કર્યા પછી જ થઈ શકે. આ આવશ્યક પગલાના પહેલાં નહિ પણ પછીથી વ્યક્તિનું અંતઃકરણ પ્રવર્તી શકે. કેદી કદાપિ પોતાના અંતઃકરણને પૂછવા છૂટો હોય ખરો ? એવી એની આગળથી આશા રાખવી તે ન્યાયી અને યોગ્ય છે ?

વળી મહાસભાના તંત્રના પ્રતિનિધિઓમાં તમે "ઘણી હોશિયારી અને ઉદારચરિતતા" જુઓ છો અને પછી એમની ચાલુ નીતિ અને પદ્ધતિઓ "અફળ અને અવ્યવહારુ" હોવાને કારણે દિલગીરી બતાવો છો. બીજું કથન પહેલાને રદ નથી કરતું કે ? હોશિયાર અને ઉદારચરિત પુરુષો ખોટા નિર્ણય કરે પણ, પણ એવા લોકોની નીતિ અને પદ્ધતિઓને "અફળ અને અવ્યવહારુ" ગણેલી પહેલાં મેં કદી સાંભળી નથી. ખાસ કરીને તેઓ પોતાના રાષ્ટ્રના કરોડોના સ્વીકૃત રીતે પ્રતિનિધિઓ પણ છે, ત્યારે ફેંસલો કરતા પહેલાં તેમની સાથે તેમની નીતિનાં સાધકબાધક પ્રમાણોની ચર્ચા કરવી એ તમારી ફરજ નથી કે ? નિઃશસ્ત્ર સ્ત્રીઓ અને પુરુષો, જેને ટેકો આપનારાં પણ એવાં જ નિઃશસ્ત્ર અને અહિંસાનાં વ્રતધારી પણ છે, તેમને છોડતાં મહા-બળવાન સરકાર બીક રાખે તે એને છાજે છે કે ? વળી તેમના વિચાર અને પ્રત્યાઘાત જાણતાં તમે કેમ અચકાઓ ?

પછી તમે 'હિંદ છોડો' ઠરાવનાં 'ભયંકર પરિણામ'ની વાત કરો છો. મહાસભા આ પરિણામો માટે જવાબદાર છે એ આરોપની વિરુદ્ધ "મહાસભાની જવાબદારી વગેરે" નામની સરકારી ચોપડીના મારા જવાબમાં મેં પૂરું કહ્યું છે. જો તમે તે હજી ન જોયાં હોય તો એ ચોપડી તથા મારો જવાબ તમે વાંચો એમ હું ઇચ્છું છું. જે મેં કહી દીધું છે તેના ઉપર અહીં તો હું ભાર મૂકવા જ ઇચ્છું છું. મારાં અને કાર્યવાહક સમિતિના સભ્યોનાં

ભાષણોનો અભ્યાસ પોતે કરે ત્યાં સુધી સરકારે પગલું ભરવાનું મોકૂફ રાખ્યું હોત તો ઇતિહાસ નોખી રીતે લખાત.

તમારી કારોબારી સમિતિ ઉપર મુખ્યત્વે હિંદીઓ છે એ વાતનો તમે બહુ દેખાડો કર્યો છે. ખરેખર તેઓ હિંદી છે તેથી કરીને તેઓ ગેરહિંદી કરતાં વધારે હિંદના પ્રતિનિધિરૂપ ન બની શકે. ઊલટું એમ પણ સહેજે કલ્પી શકાય કે જો ગેરહિંદી પણ હિંદી લોકોના મતથી ચૂંટાયેલો હોય તો તે હિંદનો સાચો પ્રતિનિધિ હોય. હિંદી સરકારનો મુખી પણ જો લોકોના છૂટા મતથી ન ચૂંટાયેલો પ્રસિદ્ધ હિંદી હોય તો પણ તેથી કાંઈ સંતોષ ન થાય.

મને ખેદ થાય છે કે હિંદી લશ્કર સ્વેચ્છાએ થયેલી ભરતીથી ઊભું થયેલું છે એમ કહેવાની સામાન્ય ભૂલમાં તમે પણ પડ્યા છો. સિપાહીગીરીનો જે ધંધો કરે છે તે જ્યાં એને પગાર મળશે ત્યાં નોકરી લેશે. હિંદી લશ્કરની જેવી રીતે ભરતી થાય છે તેના કરતાં સ્વેચ્છાએ ભરતી કરવાનો વધારે ઉચ્ચ અર્થ થાય છે. જલિયાંવાલા બાગની કતલ કરવાનો હુકમ જેણે માન્યો તે સ્વેચ્છાએ આવેલા સૈનિક હતા કે? જે હિંદી સિપાહીઓને હિંદ બહાર લઈ જવામાં આવ્યા છે અને જે અપ્રતિમ શૌર્ય બતાવે છે તેઓ તેમના માલિક બ્રિટિશ સરકારના હુકમથી પોતાના દેશબંધુઓ ઉપર પોતાની બંદૂક અચૂક તાકવા તૈયાર થઈ જશે. એવાને તે સ્વેચ્છાએ બનેલા સૈનિકનું નામ શોભે કે?

તમે આખા હિન્દમાં વિમાનથી ફરો છો. બંગાળાનાં હાડપિંજર વચ્ચે જતાં તમે આંચકો ખાધો નથી. તમારા કાર્યક્રમમાં થોડોક ફેરફાર તમે કરો અને તમારા કેદીઓનાં હૃદય તપાસી જોવા અહમદ-નગરમાં અને આગાખાનના મહેલમાં તમે ઊતરી પડો એમ હું સૂચવું કે? અને હિંદમાંની બ્રિટિશ સરકાર અને રાજ્યપદ્ધતિની ગમે એટલી ટીકા કરીએ તો પણ અમે બધા બ્રિટિશના મિત્ર છીએ. જો તમે વિશ્વાસ રાખી શકો તો નાઝીવાદ, ફાસીવાદ, જપાનીવાદ વગેરે સામેની લડાઈમાં અમને મોટામાં મોટા સહાયક તમે જોશો.

હવે ૨૫ મી ફેબ્રુઆરીના તમારા કાગળ ઉપર હું પાછો આવું છું. શ્રી. મીરાંબાઈ અને મને અમારી અરજીનો જવાબ મળ્યો

છે. બાકીનાને નોટિસ મળી છે. મને મળેલો જવાબ હું ઉડામણી જેવો ગણું છું; મીરાંબહેનને મળેલો જવાબ અપમાનરૂપ છે. મધ્યવર્તી ધારાસભામાં એક પ્રશ્નના હોમ મેમ્બરે આપેલા જવાબના હેવાલ પ્રમાણે અમને જવાબ મળ્યા છે તે જવાબ જ લાગતા નથી. એણે એમ કહ્યું કહેવાય છે કે "કેસની ફરી તપાસ કરવાનો વખત હજી આવ્યો નથી. સરકાર આગળ હમણાં કેદીઓની અરજ જ આવ્યા કરે છે." સરકારની નોટિસના જવાબમાં કરેલી અરજોનો વિચાર કેસ ચલાવ્યા વિના એને કેદ કરનાર અમલદાર જ કરવાના હોય તો તે ફારસ અને દંભ જ થાય. પરદેશમાં પ્રચારાર્થે તે કદાચ કામ આવે પણ ઇન્સાફ કરવાની ઇચ્છા એમાં જણાતી નથી. મારા અભિપ્રાય સરકાર જાણે છે. મને અસહ્ય પુરુષ ગણવામાં આવે, જો કે હું તો કહું કે એવી ગણતરી તદ્દન ખોટી છે. પણ શ્રી. મીરાંબાઈનું શું? તમે જાણો છો કે તે એક નૌકાસેનાપતિ અને આ સમુદ્રના જૂના સેનાપતિનાં દીકરી છે. પણ આરામી જીવન તેણે છોડયું અને મારી સાથે જોડાઈ જવાનું પસંદ કર્યું. મારી આગળ આવવાનો એનો આગ્રહ જોઈને માબાપે એને પૂરા આશીર્વાદ આપ્યા. આમપ્રજાની સેવામાં તે પોતાનો સમય ગાળે છે. તે અંધારિયા દેશના લોકોની દશા જોવા મારા કહેવાથી તે ઓરિસા ગયાં. ત્યાંની સરકાર કલાકે કલાકે જપાની ચડાઈની વાટ જોતી હતી. કાગળિયાં ખસેડવાનું કે બાળવાનું ગોઠવેલું હતું અને મુલ્કી સત્તાને કાંઠેથી ખસેડવાનો વિચાર હતો. શ્રી. મીરાંબાઈએ ચાંદવાર(કટક)ના વિમાનક્ષેત્રને પોતાનું મુખ્ય સ્થાન બનાવ્યું અને સ્થાનિક લશ્કરી અમલદાર તે જે આપી શકતાં હતાં તે મદદ ખુશીથી લેતા હતા. પછી તે નવી દિલ્હી ગયાં અને જનરલ સર એલન હાર્ટલી અને જનરલ મોલ્સવર્થને મળ્યાં, જે બેયે એના કામની કદર કરી અને પોતાની નાતીલી તરીકે એનું સ્વાગત કર્યું. તેથી એને કેદ શું કામ કરેલ છે તે મને અગમ્ય છે. હું જોઈ શકું છું ત્યાં સુધી એને જીવતાં દાટવાનું કારણ એટલું જ છે, કે તેણે મારો સંગ કરવાનો ગુનો કર્યો છે. હું સૂચવું છું કે તમે તરત એને છોડો. અથવા તો એને મળો અને પછી નિર્ણય કરો. વિશેષમાં હું કહું કે

જેના નિવારણ અર્થે મારી વિનંતી ઉપરથી કૅપ્ટન સિમ્કૉક્સને સરકારે મોકલ્યા હતા તે પીડાથી હજી તે મુક્ત નથી. કેદખાનામાં તે કાયમને માટે અપંગ થઈ જાય તો ગજબ થાય. મેં શ્રી. મીરાંબાઈનો દાખલો આપ્યો છે કેમ કે તે ગેરઇન્સાફના નમૂનારૂપ છે. મેં ધાર્યું હતું તેના કરતાં વધારે લાંબા થયેલા આ કાગળ માટે હું ક્ષમાપ્રાર્થી છું. વળી તે બહુ અંગત અને બહુ રૂઢિવિરુદ્ધ બન્યો છે. પણ મિત્રો પ્રત્યેની મારી નિષ્ઠા એમ જ પ્રવર્તે છે. સંકોચ વિના મેં લખ્યું છે. તમારા કાગળ તથા તમારા ભાષણથી મને તક મળી છે. હિંદ, ઇંગ્લંડ અને માનવજાતિને ખાતર મને આશા છે કે આને તમારા ભાષણના પ્રમાણિક અને નિખાલસ છતાં મિત્રતાભર્યો જવાબ દાખલ તમે ગણશો.

દક્ષિણ આફ્રિકામાં ટૉલ્સ્ટૉય ફાર્મ ઉપર છોકરા અને છોકરીઓને ભણાવતાં વર્ષો પહેલાં વર્ડ્ઝવર્થનું 'સુખી જોદ્ધા' વિષેનું કાવ્ય મેં તેમને વાંચી સંભળાવ્યું હતું. આ હું તમને લખું છું ત્યારે એ વાત મને સાંભરે છે. એ યોદ્ધાનો તમારામાં હું સાક્ષાત્કાર કરી શકું તો મને આનંદ થાય. લડાઈમાં જો કેવળ પશુબળની હરીફાઈ જ થવાની હોય તો ધરીસત્તા અને મિત્રોની રીતભાત અને પદ્ધતિ વચ્ચે થોડો જ ફેર રહેશે.

હું છું શુદ્ધભાવે તમારો

**મો૦ ક૦ ગાંધી**

## ૧૧૨

માર્ચ ૨૮મી, ૧૯૪૪

**પ્રિય શ્રી. ગાંધી,**

માર્ચ ૯મીનો તમારો કાગળ મળ્યો. આમની સભામાં થયેલા સવાલના મિ. બટલરે આપેલા જવાબ વિષે તમે કરેલી ફરિયાદ બાબત હોમ સેક્રેટરી તરફથી તમને નોખો જવાબ મળશે. હું ફક્ત એટલું કહી શકું કે શ્રીમતી ગાંધીના મંદવાડની બાબતમાં હિંદી સરકારે ગેરદિલસોજી બતાવી છે એમ તમારા મન ઉપર છાપ રહી જાય તો મને ઊંડો ખેદ થાય. તમે મિસ સ્લેઈડ વિષે જે કહો છો તેના પ્રકાશમાં એનો કેસ તપાસાશે.

આપણે લાંબી દલીલમાં ઊતરીએ તેમાં લાભ હોય એમ હું ધારતો નથી, અને તમારા કાગળમાં ઉઠાવેલા પ્રશ્નોનો વિગતવાર

જવાબ આપવા ઇચ્છતો નથી. પણ હિંદના ભાવિ વિકાસ વિષે અને તમારા ચાલુ કારાગૃહવાસ વિષે મારા અભિપ્રાય સ્પષ્ટ રીતે તમને જણાવું એ જ મને ઉત્તમ લાગે છે.

સર સ્ટેફર્ડ ક્રિપ્સે હિંદ આણેલા શાહી સરકારની જાહેરાતના ખરડામાં અચૂક શબ્દોમાં જણાવ્યું છે કે મુખ્ય તત્ત્વો વચ્ચે થયેલા સમાધાન પ્રમાણે એણે પોતે યોજેલા બંધારણ નીચે હિંદને સ્વરાજ્ય આપવાનો શાહી સરકારનો ઇરાદો છે. મારે ભાગ્યે જ કહેવાની જરૂર છે કે આ હેતુમાં હું પૂરેપૂરો સંમત છું અને અંધેરને અવકાશ આપ્યા વિના તે હેતુ સિદ્ધ કરવાના ઉત્તમ ઉપાય જ હું ખોળું છું. સાચો ઉકેલ કરતાં ખૂબ ડહાપણ, સદ્‌ભાવ અને મુકાણ કરવાની વૃત્તિની જરૂર પડશે, પણ સારા નેતૃત્વને પ્રતાપે ઉકેલ જડશે એવી મારી ખાતરી છે.

દરમ્યાન હિંદને આધુનિક જગતમાં એનું યોગ્ય સ્થાન લેવા તૈયાર કરવામાં વિશેષે કરીને આર્થિક ક્ષેત્રમાં ઘણું કામ કરવાનું છે. આજ લગી અપરિચિત એવી ઘણી દિશામાં ફેરફાર અને પ્રગતિને આવકાર આપવા તથા તેની પ્રજાનું જીવનધોરણ ઉચ્ચ કરવા તેણે તૈયાર બનવું જોઈએ. આ કામ મુખ્યત્વે બિનરાજદ્વારી છે: તેનાથી રાજદ્વારી સંધિ વહેલી થાય પણ એવી સંધિની તે વાટ ન જોઈ શકે. એમાં ઘણા નવા અને ચિત્ત ચોંટી જાય એવા પ્રશ્નો ઊભા થશે, જેમાં હિંદની ઉત્તમ હોશિયારીની જરૂર પડશે. બાકીના જગતથી આઘે રહીને અથવા બ્રિટન જે આપી શકે તે મદદ અને અનુભવી રાજ્યવહીવટદારોની સેવા વિના આ પ્રશ્નનો હિંદ ઉકેલ લાવે એમ ન ધારી શકાય. પણ એ કામ એવું છે કે જેમાં બધા પક્ષના નેતાઓ એ ખાતરી સાથે સહકાર કરી શકે કે તેઓ દેશને સ્વતંત્રતાના ધ્યેય પ્રત્યે લઈ જવામાં મદદ કરે છે.

મહાસભાપક્ષની વર્તમાન નીતિ સ્વરાજ્ય અને વિકાસ પ્રત્યેની હિંદી પ્રગતિને રોકે છે પણ મદદ નથી કરતી એમ મને લાગે છે તેનો મને ખેદ છે. તમે પોતે સ્વીકાર્યું છે તેમ જેમાં ધરી સત્તાઓ સામે મિત્ર રાજ્યોનો વિજય થાય તે હિંદને તથા જગતને બેયને આવશ્યક છે એવી લડાઈમાં મહાસભાની કાર્યવાહક સમિતિએ સહકાર કરવાની

ના પાડી, મહાસભાનાં પ્રધાનમંડળોને રાજીનામું આપવાનો હુકમ કર્યો અને દેશના વહીવટમાં અને મિત્રરાજ્યોને મદદ કરવા હિંદ યુદ્ધ-પ્રયત્ન કરતું હતું તેમાં ભાગ ન લેવાનો નિશ્ચય કર્યો. જ્યારે જપાન ચડી આવે તેમ હતું એવા હિંદને ભારેમાં ભારે કટોકટીને વખતે બ્રિટિશને હિંદ છોડવા આગ્રહ કરતો ઠરાવ મહાસભાપક્ષે મંજૂર કરવાનું નક્કી કર્યું, જેથી કરીને જપાનની સામે હિંદની સરહદનો બચાવ કરવાની અમારી શક્તિ ઉપર અતિ ગંભીર અસર થયા વિના ન રહી શકે. મને પૂરી ખાતરી છે કે બ્રિટિશ તરત અને પૂરેપૂરા ખસી જાય તેથી કરીને હિંદના સવાલોનો ઉકેલ નહિ કરી શકાય.

જાણી કરીને જપાનને મદદ કરવા ઇચ્છવાનો આરોપ તમારી કે મહાસભાપક્ષની ઉપર હું મૂકતો નથી. પણ શ્રી. ગાંધી, તમે એટલા બુદ્ધિશાળી માણસ છો કે તમારા ઠરાવને લીધે લડાઈ લડવામાં વિઘ્ન આવે જ એ તમે જોયું હોવું જોઈએ; અને મને સ્પષ્ટ જણાય છે કે હિંદને બચાવવાની અમારી શક્તિમાં તમને વિશ્વાસ નહોતો રહ્યો, અને અમારી કલ્પી લીધેલી લશ્કરી મુશ્કેલીનો રાજદ્વારી લાભ લેવાને તમે તૈયાર થયા હતા. હિંદની સલામતી માટે જે જવાબદાર હતા તે લોકોએ જે પગલાં લીધાં તે કરતાં બીજાં પગલાં શું લઈ શકત અને એ ઠરાવ કરનારાઓને પકડ્યા વિના બીજું શું કરત તે હું જોતો નથી. પછી જે તોફાન થયાં તેને માટે મહાસભાની સામાન્ય જવાબદારી વિષે તો, તમે જાણો છો તેમ ત્યારે હું સેનાપતિ હતો; બ્રહ્મદેશના સીમાડા તરફના વ્યવહારના મારા આવશ્યક માર્ગ મહા-સભાને ટેકો આપનારાઓએ મહાસભાને નામે વારંવાર મહાસભાનો વાવટો વાપરીને કાપી નાંખ્યો. એટલે જે બન્યું તે વિષે મહાસભાને હું નિર્દોષ ગણી શકતો નથી; અને હું માની શકતો નથી કે તમારી નીતિનું શું પરિણામ આવે એમ છે તે તમારા જેવા વિદગ્ધ અને અનુભવી માણસ કળી ગયા ન હોય. આ બાબતમાં મહાસભાપક્ષનું પગલું હિન્દની સાચી લાગણીના પ્રતિબિંબરૂપ હતું, અથવા તો મહાસભાનું અસહકારનું વલણ હિંદની બહુમતીના મતનું પ્રતિબિંબ પાડતું હતું એમ હું માનતો નથી.

સારાંશ, હું માનું છું કે સામાન્ય સહકારથી આપણે તરતના ભવિષ્યમાં હિંદના આર્થિક પ્રશ્નનો ઉકેલ કરવા ઘણું કરી શકીએ અને હિંદી સ્વરાજની દિશામાં સ્થિર અને ઠીકઠીક પ્રગતિ કરી શકીએ.

હું માનું છું કે મહાસભાપક્ષ હિંદના કલ્યાણમાં મોટામાં મોટો ફાળો આપી શકે તે એ છે કે અસહકારની નીતિ છોડી દે અને બીજા હિંદી પક્ષ અને બ્રિટિશની સાથે હળીમળીને, કાંઈ નાટકી કે દેખાડાનાં પગલાંથી નહિ પણ ધ્યેયની દિશામાં સખત તથા સતત કામ કરીને હિંદની આર્થિક અને રાજદ્વારી પ્રગતિમાં મદદ કરે. હું માનું છું કે આવો સહકાર કરવાની અસંદિગ્ધ સલાહ તમે આપો તો તમે હિંદની મોટામાં મોટી સેવા તમારાથી થઈ શકે તે કરી ગણાય.

દરમ્યાન જેનો હું મને નિષ્કપટ મિત્ર માનું છું તે હિંદના હિતાર્થે આ હું મારું કામ ગણું છું કે લડાઈનો વિજયી અંત આણવા માટે મારા બધા પ્રયત્નો એકત્ર કરવા અને લડાઈ પછી હિંદની પ્રગતિ માટે તૈયારી કરવી. આ કામમાં મને લાગે છે કે હિંદીઓની બહુમતી પાસેથી ઠીક ઠીક સહકાર મળશે એવો હું વિશ્વાસ રાખી શકું.

શુદ્ધભાવે તમારો
**વેવલ**

## ૧૧૩

એપ્રિલ ૯મી, ૧૯૪૪

**પ્રિય મિત્ર,**

તમારો ૨૭મી માર્ચનો કાગળ મને ચાલુ ૩જી તારીખે મળ્યો તેને માટે આભાર.

હું પહેલાં સામાન્ય પ્રશ્ન લઉં છું.

તમે મને નિખાલસ જવાબ મોકલ્યો છે. પૂરેપૂરો નિખાલસ થઈને તમારા વિનય જેવો વિનય બતાવવા હું ધારું છું. મિત્રતા સાચી હોય તો જો કે કોઈ વાર તે નાખુશ કરનારું દેખાય તો પણ નિખાલસપણું માગી લે છે. હું કાંઈ કહું તેથી જો તમને ખોટું લાગે તો તેની હું અગાઉથી ક્ષમા માગી લઉં છું.

મારા કાગળમાં ઉઠાવેલા મહત્ત્વના મુદ્દાની ચર્ચા કરવાની તમે ના પાડી છે તેથી ખેદ થાય છે. મહાસભા ચાલુ રાજ્યવહીવટમાં અને

તેમ ન બને તો ભાવિની યોજના કરવામાં સહકાર કરે એવી તમારા કાગળમાં માગણી છે. મારા મત પ્રમાણે આમાં બેય પક્ષ વચ્ચે સમાનતા અને પરસ્પર વિશ્વાસ જોઈએ. પણ સમાનતા છે જ નહિ અને સરકારને મહાસભાનો અવિશ્વાસ છે તે ડગલે ને પગલે દેખી શકાય છે. પરિણામે સરકાર ઉપર બધાયને શક છે. આમાં આટલું ઉમેરો કે હિંદનું ભવિષ્યમાં કલ્યાણ કરવાની આ સરકારની લાયકાત ઉપર મહાસભાવાદીઓને કાંઈ વિશ્વાસ નથી. આ અવિશ્વાસના પાયામાં હિંદમાં અંગ્રેજોના ભૂતકાળનો તથા ચાલુ રાજ્યવહીવટનો કડવો અનુભવ રહેલો છે. એની આગળથી સહકારની ઉમેદ રાખવા કરતાં એમના ચૂંટાયેલા પ્રતિનિધિઓ મારફત તમે હિંદના લોકો સાથે સહકાર કરો એવો વખત હજી નથી આવ્યો કે?

આ બધું ઑગસ્ટના ઠરાવમાં ગર્ભિત હતું. ઠરાવમાં કરેલી માગણી પાછળ દંડસાધન તરીકે હિંસા નહિ પણ પોતાનું કષ્ટસહન હતું. આ નિયમ વિરુદ્ધ જે વર્ત્યો, પછી તે મહાસભાવાદી હોય કે બીજો હોય, એને પોતાના કામ માટે મહાસભાનું નામ વાપરવાનો કાંઈ અધિકાર નહોતો. પણ હું જોઉં છું કે આ ઠરાવ જેમ લૉર્ડ લિનલિથગોને તેમ તમને ગમતો નથી. તમે જાણો છો કે આ મુદ્દા વિષે મેં તમારી સાથે વાદ કર્યો છે. મારો મત ફેરવવા જેવું પછીથી મેં કંઈ જોયું નથી. તમે મારામાં બુદ્ધિ, અનુભવ અને વિદગ્ધતા છે એમ ભલા થઈને કહ્યું છે. મને કહેવા દેજો કે આ ત્રણે ગુણ મને એવું સમજાવી શક્યા નથી કે મહાસભાના ઠરાવને પરિણામે 'લડાઈ ચલાવવામાં વિઘ્ન આવવું જ જોઈએ.' મહાસભાવાદીઓની ઉતાવળી ધરપકડો પછી જે બન્યું તેને માટે સરકાર એકલી જ જવાબદાર છે. કારણ કે તેણે કટોકટીને નોતરી, ઠરાવના ઘડનારાઓએ નહિ.

તમે મને યાદ દેવડાવો છો કે ત્યારે તમે સેનાપતિ હતા. જો બળવાથી ડરવાને બદલે તમારાં શસ્ત્રોના અમાપ બળમાં વિશ્વાસ રાખીને જો તમે વર્ત્યા હોત તો જેને લાગતુંવળગતું હતું તે બધાય માટે કેવું સારું થયું હોત? તે વખતે સરકારે ગમ ખાધી હોત તો આ મહિનાઓનો બધો રક્તપાત પરહરી શકાત. અને એમ પણ

બન્યું હોત કે જપાની ધમકી ભૂતકાળની વાત બની ગઈ હોત. દુર્ભાગ્યે એમ બનવાનું હતું નહિ. અને તેથી એ ધમકી હજી પણ આપણા ઉપર છે અને વિશેષમાં સરકારે સ્વતંત્રતા અને સત્યને દબાવવાની નીતિ અખત્યાર કરી છે. નજરકેદીને લગતા છેલ્લા ઑર્ડિનન્સનો મેં અભ્યાસ કર્યો છે અને મને ૧૯૧૯નો રૉલેટઍક્ટ સાંભરી આવે છે. એને લોકો કાળો કાયદો કહેતા. તમે જાણો છો તેમ તેને લીધે અપૂર્વ ખળભળાટ થયો. વાઇસરોયની ગાદી ઉપરથી જે વરસાવવામાં આવે છે તે ઑર્ડિનન્સોની પરંપરા આગળ એ કાયદો તદ્દન ઝાંખો પડી જાય છે. ૧૯૧૯માં હતું તેમ એક પ્રાંતમાં નહિ પણ આખા દેશમાં લશ્કરી કાયદાનું પ્રત્યક્ષ રાજ ચાલે છે. સ્થિતિ વધુ બગડતી જાય છે.

તમે કહો છો, "મને સ્પષ્ટ જણાય છે કે હિંદને બચાવવાની અમારી શક્તિમાં તમને વિશ્વાસ નહોતો રહ્યો અને અમારી કલ્પી લીધેલી લશ્કરી મુશ્કેલીનો રાજદ્વારી લાભ લેવાને તમે તૈયાર થયા હતા." બેય આરોપનો મારે ઇન્કાર કરવો જોઈએ. હું સૂચવવાની હિંમત કરું છું કે તમારે સોનેરી નિયમને અનુસરવું અને તમારી આગળનો પુરાવો નિષ્પક્ષપાત ન્યાયાધીશ આગળ તમે મૂકો અને તેનો ફેંસલો મેળવો ત્યાંસુધી તમારે તમારું કથન પાછું ખેંચી લેવું અને નિર્ણય કરવાનું મોકૂફ રાખવું જોઈએ. હું કબૂલ કરું છું કે બહુ વિશ્વાસપૂર્વક હું આ વિનંતી નથી કરતો. કારણ કે મહાસભાવાદીઓ અને બીજા સાથે કામ લેવામાં સરકાર એક જ વ્યક્તિને ફરિયાદી, ન્યાયાધીશ અને જેલરની ત્રિમૂર્તિનું રૂપ આપે છે, અને આવી રીતે આરોપીને માટે યોગ્ય બચાવ કરવાનું અશક્ય કરી મૂકે છે. કોર્ટના ઠરાવોને નવાં ઑર્ડિનન્સોથી રદ કરવામાં આવે છે. આ અસાધારણ સ્થિતિમાં કોઈ માણસની સ્વતંત્રતા સલામત ન ગણી શકાય. તમે કદાચ પ્રત્યુત્તર વાળશો કે એ તો લડાઈના મામલા છે. ભગવાન જાણે એવું હોય તો.

હિંદને હું આજ જોઉં છું તેમ ચાલીસ કરોડ કેદીવાળું એ એક વિશાળ કેદખાનું છે. તમે એના એકલા જેલર છો. સરકારી કેદખાનાં આ કેદખાનામાંનાં કેદખાનાં છે. હું તમારી સાથે સંમત છું કે જેનો હું જવાબ આપું છું તે તમારા કાગળમાં દર્શાવેલા અભિપ્રાય તમે

ધરાવો ત્યાં સુધી મારા જેવાને માટે સરકારી કેદખાનું એ જ યોગ્ય સ્થળ છે. અને સરકારના હૃદયમાં, દૃષ્ટિબિંદુમાં અને નીતિમાં પલટો ન થાય ત્યાં સુધી તમારો કેદી રહેવાને હું તદ્દન રાજી છું. મને અને મારા સહકારાગૃહવાસીઓને જ્યાં અમને કેદ રાખવાનું ખર્ચ આજ થાય છે તેના દસમા ભાગનું પણ ન થાય એવા બીજા કોઈ કેદ-ખાનામાં ખસેડવા એવી વિનંતી યોગ્ય ખાતા દ્વારા મેં કરી છે તે તમે સ્વીકારશો એટલી જ હું આશા રાખું છું.

મિ. બટલરના ને પછીથી હોમ સેક્રેટરીના નિવેદન વિષે મેં કરેલી ફરિયાદ બાબત હોમ ડિપાર્ટમેન્ટના બે કાગળ જવાબ દાખલ મને મળ્યા છે. મને કહેતાં ખેદ થાય છે કે તે મને બહુ અસંતોષકારક લાગ્યા છે. ઉઘાડી હકીકતોનો તેમાં અસ્વીકાર છે અને તદ્દન બિનરાજદ્વારી મુદ્દામાં પણ સત્યને સંમુખ જોવાની હઠપૂર્વક ના પાડી છે. હોમ ડિપાર્ટમેન્ટ સાથે મારો પત્રવ્યવહાર ચાલુ છે. જો તમને એટલો વખત હોય અને વિષયમાં રસ હોય તો તેના પ્રત્યે હું તમારું ધ્યાન ખેંચું છું.

શ્રી. મીરાંબાઈ (મિસ સ્લેઈડ)નો કેસ મારા કાગળમાં એને વિષે મેં કહ્યું છે તેના પ્રકાશમાં વિચારાય છે એમ જાણીને હું રાજી થાઉં છું અને આભાર માનું છું. હું છું, શુદ્ધભાવે તમારો

**મો૦ ક૦ ગાંધી**

# ૯. પરચૂરણ

## ખંડ ૧

### ૧૧૪

**તાકીદનો તાર**

અટકાયતી છાવણી
૧૬ ફેબ્રુઆરી, ૧૯૪૪

નામદાર નાણાંમંત્રી,
નવી દિલ્લી

ગાંધી-ઇરવીન સમજૂતીમાંની મીઠાને લગતી કલમને અંગેનું તમારું નિવેદન વાંચીને, એ કલમમાં ગર્ભિત રીતે રહેલા અર્થની સમજૂતી આપતી સર જ્યૉર્જ શુસ્ટરે બહાર પાડેલી નોટિસ તરફ હું તમારું ધ્યાન ખેંચું છું. કોઈ પણ સુધારો એ નોટિસની શરતોની મર્યાદામાં રહીને જ થવો જોઈએ.

**ગાંધી**

## ૧૧૫

મુંબઈ સરકારના મંત્રી
(હોમ ડિપાર્ટમેન્ટ) તરફથી
શ્રી. મો૦ ક૦ ગાંધીને

નં. એસ. ડી. ૬/–૩૮૪૭
હોમ ડિપાર્ટમેન્ટ,
મુંબઈ, ૨૫ ફેબ્રુઆરી, ૧૯૪૪

સાહેબ,

તા. ૧૬ ફેબ્રુઆરી, ૧૯૪૪ને રોજ નીચેનો તાર હિંદી સરકારના નાણાંમંત્રીને મોકલવાને તમે વિનંતી કરી હતી:

"ગાંધી–ઇરવીન સમજૂતીમાંની મીઠાને લગતી કલમને અંગેનું તમારું નિવેદન વાંચીને, એ કલમમાં ગર્ભિત રીતે રહેલા અર્થની સમજૂતી આપતી સર જ્યૉર્જ શુસ્ટરે બહાર પાડેલી નોટિસ તરફ હું તમારું ધ્યાન ખેંચું છું. કોઈ પણ સુધારો એ નોટિસની શરતોની મર્યાદામાં રહીને જ થવો જોઈએ."

જેલોના ઇન્સ્પેકટર જનરલે એ સંદેશો તે જ દિવસે આ સરકારને પહોંચાડયો હતો અને તેણે તે તરત જ હિંદી સરકારને પહોંચાડયો હતો. નાણાંમંત્રીએ હવે નીચેનો સંદેશો તમને પહોંચાડવાની વિનંતી કરી છે.

"ધારાસભામાં ચર્ચા કર્યા પછી, આજ સુધી ચાલતું આવ્યું હતું તે જ રીતે એટલે ૧૯૩૧ની સાલની જાહેરાત પ્રમાણે જ એ બાબતનો અમલ થતો રહે એમ રહેવા દેવાનું ઉત્તમ જણાયું હતું. એ જાહેરાતની શરતોનું સરકારે સંપૂર્ણપણે પાલન કર્યું છે. એથી કરીને કશો સુધારો કરવામાં આવ્યો નહોતો."

લિ. તમારો
**એચ. આયંગર**
મુંબઈ સરકારના સેક્રેટરી, (હો. ડિ.)

# ખંડ ૨

## ૧૧૬

અટકાયતી છાવણી,
૪ માર્ચ, ૧૯૪૪

સાહેબ,

ધારાસભામાં પુછાયેલા એક સવાલના જવાબમાં નામદાર ગૃહમંત્રીએ એમ કહ્યું હોવાનું જણાવાય છે કે, "શ્રી. ગાંધી તથા આગાખાનના મહેલમાં તેમની સાથે જેમને અટકાયતમાં રાખવામાં આવ્યાં છે તેમને અંગે માસિક લગભગ રૂ. ૫૫૦નો ખરચ થાય છે."

ગયા ઑકટોબર માસની ૨૬મી તારીખના પત્રમાં મેં નીચે પ્રમાણે જણાવ્યું હતું: "એક વિશાળ સ્થાનમાં મોટા ચોકીપહેરા હેઠળ મને અટકાયતમાં રાખવામાં આવ્યો છે એને હું પ્રજાકીય નાણાંનો બગાડ સમજું

છું. કોઈ પણ જેલમાં હું મારા દિવસો સંતોષપૂર્વક વિતાડીશ." ઉપર ટાંકેલો નામદાર ગૃહમંત્રીનો જવાબ, મારે મારા ઉપર મુજબના કથનને વળગી રહેવું જોઈતું હતું, એની તીખી યાદ આપે છે. પરંતુ કોઈ પણ ઘડીએ બગડયું સુધારી શકાય છે. એથી એ પ્રશ્ન હું હવે ઉપાડી લઉં છું.

મારા સાથીઓ તથા મારે માટેનો માસિક ખરચ માત્ર રૂ. ૫૫૦નો જ નથી. આ વિશાળ સ્થાનનું ભાડું —એનો માત્ર થોડો ભાગ જ અમારે માટે ખુલ્લો છે — તથા એની બહારના ચોકીપહેરાનો તેમ જ જેમાં સુપરિન્ટેન્ડન્ટ, જમાદાર અને સિપાઈઓનો સમાવેશ થાય છે તે અમલદારોનો ખરચ એમાં ઉમેરવો જોઈએ. અટકાયતીઓનું કામ કરવા માટે તથા બગીચાની માવજત માટે યરવડામાંથી આવેલા ગુનેગાર કેદીઓના મોટા જૂથને એમાં ઉમેરો. મારી દૃષ્ટિએ, આ બધો ખરચ તદ્દન બિનજરૂરી છે; અને લોકો જ્યારે ભૂખમરાથી મરતા હોય એવે વખતે તે હિંદી આમજનતાની સામેના ગુના તુલ્ય છે. સરકાર પસંદ કરે એવી કોઈ પણ વ્યવસ્થિત જેલમાં મને તથા મારા સાથીઓને ખસેડવામાં આવે એવી મારી માગણી છે. છેવટમાં હું જણાવીશ કે, આ બધોય ખરચ હિંદની કરોડોની મૂક જનતા પાસેથી ઉઘરાવવામાં આવેલા કરમાંથી આવે છે એ દુઃખદ વિચાર મને હંમેશાં કઠચા કરે છે.

લિ૦ તમારો,
**મો૦ ક૦ ગાંધી.**

૧૧૭

હિંદી સરકારના વધારાના મંત્રીને,
હોમ ડિપાર્ટમેન્ટ, નવી દિલ્લી

અટકાયતી છાવણી
૨૧ એપ્રિલ, ૧૯૪૪

**સાહેબ,**

આ છાવણીમાં રહેતા અટકાયતી કેદીઓને જ્યાં અટકાયતમાં રાખવાથી ખરચમાં સારો સરખો ઘટાડો થાય એવી કોઈ જેલમાં લઈ જવા માટે સરકારને વિનંતી કરતો પત્ર તા. ૪થી માર્ચે તમારા ઉપર લખ્યો હતો. આ બાબતમાં તાકીદે નિર્ણય કરવામાં આવે એવી મારી વિનંતી છે.

હિંદી સરકારના વધારાના મંત્રી,
હો૦ ડિ૦, નવી દિલ્લી.

લિ૦ તમારો,
**મો૦ ક૦ ગાંધી**

## ખંડ ૩

૧૧૮

અટકાયતી છાવણી
૩ મે, ૧૯૪૪

**સાહેબ,**

શ્રી. જમનાદાસ ગઈ કાલે અહીં આવ્યા. હું તેમને મળીશ કે કેમ એમ મને પૂછવામાં આવ્યું ત્યારે ભવિષ્યમાં ઓછામાં ઓછી નિરાશા થવા પામે

એટલા ખાતર હું સંમત થયો. મારી સ્થિતિ એ છે કે, મને મળવા માટે સરકાર•
પરવાનગી મેળવનાર મારાં સગાંસંબંધીઓને મળવાનું મને ગમે ખરું, પર
એમ છતાં મેં મારે માટે બનાવેલા નિયમનો ભંગ મારે ન કરવો જોઈએ
એ નિયમ એ છે કે, મને મળવાની પરવાનગી સરકાર માત્ર મારાં સગ
સંબંધીઓમાં જ મર્યાદિત રાખે અને આશ્રમના બીજા સભ્યો તથા તેમની
કોટીના બીજાઓને એમાંથી બાદ રાખે ત્યાં સુધી મારે મુલાકાતનો આન
જતો કરવો. એમને હું મારાં સગાંસંબંધી જેવાં જ ગણું છું. ગયે વર
મારા ઉપવાસ દરમ્યાન સરકારે ભલાઈપૂર્વક એવી પરવાનગી આપી હ
અને મને ખબર છે ત્યાં સુધી એનું કશું માઠું પરિણામ આવ્યું નથી.
પાછું સ્વાસ્થ્ય પ્રાપ્ત કરું તે સમય પૂરતું—એ ઠીક ઠીક વખત લેશે એ
લાગે છે — તે એમ કરી શકશે ખરી?

મુંબઈ સરકારના મંત્રીને, (હો૦ ડિ૦)
મુંબઈ

લિ. તમારો
મો૦ ક૦ ગાંધ

# ખંડ ૪

## ૧૧૯

અટકાયતી છાવણ
૬ મે, ૧૯૪૪

સાહેબ,

જેલોના ઇન્સ્પેક્ટર જનરલે મને જણાવ્યું છે કે, આ છાવણીમાં•
અટકાયતી કેદીઓને આજે સવારે ૮ વાગ્યે છોડી દેવાના છે. શ્રી. મહાદેવભા
દેસાઈના અને પછીથી મારી પત્નીના શબને અગ્નિદાહ દેવાને કારણે અગ્નિદા
દેવાની એ જગ્યા — જેની આસપાસ તારની વાડ કરી લેવામાં આવી છે -
પવિત્ર બની છે, એ વસ્તુની હું કાગળ ઉપર નોંધ કરવા ચાહું છું. અહ
વસતા અટકાયતીઓએ દરરોજ દિવસમાં બે વખત એ સ્થાનની મુલાકા
લીધી છે અને સદ્ગતના આત્માઓને પુષ્પાંજલિ આપી છે તથા પ્રાર્થ•
કરી છે. અગ્નિદાહના એ સ્થાનની મુલાકાત લેવા ઇચ્છનારા મિત્રો તથા સગ
સંબંધીઓ ચાહે ત્યારે ત્યાં જઈ શકે એ માટે સરકાર એ જમીન નામદા
આગાખાનની જમીનમાંથી ત્યાં સુધી જવાના રસ્તાના હક સહિત મેળ
લેશે એવો વિશ્વાસ હું રાખું છું. એ માટેની પરવાનગી સરકાર તરફથ
મળશે એ અપેક્ષાએ એ પવિત્ર સ્થાનની સુસ્થિતિ માટે તથા ત્યાં રો
પ્રાર્થના થાય એ માટે પ્રબંધ કરવા હું ઇચ્છું છું. હું આશા રાખું છું
સરકાર એ બાબતમાં મારી વિનંતી અનુસાર જરૂરી પગલાં લેશે. સેવાગ્રામ
વર્ધા (મધ્ય પ્રાંત) થઈને, એ મારું સરનામું છે.

મુંબઈ સરકારના મંત્રીને, (હો૦ ડિ૦)
મુંબઈ

લિ. તમારો
મો૦ ક૦ ગાંધ

## ૧૨૦

મુંબઈ સરકારના સેક્રેટરી (હો. ડિ.) તરફથી
શ્રી. મો૦ ક૦ ગાંધીને

નં. એસ. ડી. ૬/-૭૫.
હોમ ડિપાર્ટમેન્ટ (રાજકીય)
પૂના, ૭ જુલાઈ ૧૯૪૪

સાહેબ,

જે સ્થાને શ્રીમતી ગાંધી તથા શ્રી. મહાદેવભાઈના દેહને અગ્નિદાહ દેવામાં આવ્યો હતો તે જમીનનો ટુકડો અગ્નિદાહના એ સ્થાનની મુલાકાત લેવા ઇચ્છતાં મિત્રો અને સગાંસંબંધીઓ ચાહે ત્યારે ત્યાં જઈ શકે તે માટે નામદાર આગાખાનની જમીનમાંથી ત્યાં સુધી જવાના રસ્તાના હક સહિત મેળવી લેવા માટે ૧૯ મી મે, ૧૯૪૪ના તમારા પત્રમાં સરકારને વિનંતિ કરી હતી. એના જવાબમાં મને એવું જણાવવાને ફરમાવવામાં આવ્યું છે કે, મજકૂર જમીનનો ટુકડો ફરજિયાત મેળવવાનું કાયદેસર રીતે સરકાર માટે અશક્ય છે. સરકારને લાગે છે કે, તમારી અને નામદાર આગાખાન વચ્ચે ખાનગી વાટાઘાટોની એ વસ્તુ છે. પરંતુ, મારે વધુમાં તમને એ જણાવવાનું છે કે, તમારી વિનંતિ નામદાર આગાખાનને જણાવવામાં આવી છે અને તે એના ઉપર વિચારણા ચલાવી રહ્યા છે એમ માનવામાં આવે છે. સરકાર માને છે કે, એ દરમ્યાન શ્રીમતી ગાંધી તથા શ્રી. મહાદેવ દેસાઈનાં સગાંસંબંધીઓ તથા તમે સૂચવેલા બીજાઓ મહેલની જમીનમાં થઈને — તેમની રજા અને પરવાનગીથી તેઓ તેમ કરે છે એ સમજથી—અગ્નિદાહને સ્થાને જાય એમાં તેમને વાંધો નથી.

લિ. તમારો
**એચ. આયંગર**
મુંબઈ સરકારના સેક્રેટરી ( હો. ડિ. )

## ૧૨૧

"દિલખુશ"
પંચગની,
૯ જુલાઈ, ૧૯૪૪

સાહેબ.

જ્યાં આગળ શ્રીમતી કસ્તુરબા ગાંધી તથા શ્રી. મહાદેવ દેસાઈના દેહને અગ્નિદાહ દેવામાં આવ્યો હતો તે નામદાર આગાખાનના મહેલની જમીનના સંબંધમાં તા. ૭ મીનો કાગળ મને મળ્યો. હાલની ગોઠવણથી મારો હેતુ સરે છે અને એને માટે હું સરકારનો આભાર માનું છું.

મુંબઈ સરકારના સેક્રેટરી ( હો. ડિ )
**પૂના**

તમારો
**મો૦ ક૦ ગાંધી**

## ૧૦૦ ક

અટકાયતી છાવણી,
૨૦ માર્ચ, ૧૯૪૪

સાહેબ,

મારી સદ્ગત પત્નીને દાક્તરી તેમ જ ઇતર સગવડો આપવાની બાબતમાં સરકાર તરફથી વડી ધારાસભામાં આપવામાં આવેલો જવાબ મેં દુઃખપૂર્વક વાંચ્યો. ૪થી માર્ચ ૧૯૪૪ના મારા પત્રના એથી સારા જવાબની આશા મેં રાખી હતી. એ જવાબ આપવામાં આવ્યો તે વખતે એ પત્ર સરકારના હાથમાં હતો એમ હું ધારું છું. સદ્ગતને છોડવા માટેની ઑફર કરવામાં આવી નહોતી એ કબૂલાત કરવા ઉપરાંત મજકૂર પત્રમાં દર્શાવી આપવામાં આવેલી ગેરરજૂઆતોની બાબતમાં એ નિવેદનમાં કશો સુધારો કરવામાં આવ્યો નથી. એટલું જ નહિ પણ "તાલીમ પામેલી નર્સોની સગવડ આપવામાં આવી હતી. . . ." એમ કહીને તેમાં એકનો ઉમેરો કરવામાં આવ્યો છે. તાલીમ પામેલી નર્સની માગણી કરવામાં આવી હતી જ નહિ અને તે આપવામાં પણ આવી નહોતી. પરંતુ મારાં પત્નીએ શ્રીમતી પ્રભાવતીદેવી અને શ્રી. કનુ ગાંધીની માગણી કરી હતી તેમને બદલે એક આયા મોકલવામાં આવી હતી ખરી. તેને સોંપવામાં આવેલું કામ તેને ફાવ્યું નહિ એટલે એક અઠવાડિયા કરતાં પણ ઓછા સમયમાં એ આયા ચાલી ગઈ. એ પછી જ, અને ત્યાર બાદ પણ થોડા વિલંબ પછી અને શ્રી. કનુ ગાંધીને માટે વારંવાર માગણી કરવામાં આવી ત્યારે ઉપરનાં બે જણાંને મોકલી આપવામાં આવ્યાં હતાં. આપવામાં આવેલી સગવડો જાણે તરતોતરત અને ઉત્સુકતાપૂર્વક આપવામાં આવી હોય એમ વર્ણવવામાં આવ્યું છે. ખરી હકીકત તો એ છે કે, જે સગવડો નકારવામાં નથી આવી એમાંની ઘણીખરી કમને અને લગભગ યોગ્ય વખત વીતી ગયા પછી આપવામાં આવી હતી.

આ પત્ર લખવામાં એ સગવડો યોગ્ય વખત વીતી ગયા પછી આપવામાં આવી એની ફરિયાદ કરવાનો — જોકે એ ફરિયાદ બિલકુલ વાજબી છે — હેતુ નથી. મારી ફરિયાદ તો એ છે કે, ૪થી તારીખની મારી રજૂઆત સરકાર પાસે હોવા છતાં નગ્ન સત્ય બહાર પાડવાને બદલે ઢોળ ચઢાવેલો હેવાલ આપવાનું તેણે યોગ્ય ધાર્યું છે.

હિંદી સરકારના વધારાના સેક્રેટરી,
ન્યુ દિલ્લી

લિ. આપનો
**મો૦ ક૦ ગાંધી**

# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા | ૨—૦—૦ |
| ,, ( હાથ કાગળમાં ) | ૩—૦—૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦—૮—૦ |
| ધર્મમંથન | ૧—૮—૦ |
| ત્યાગમૂર્તિ | ૧—૦—૦ |
| સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧—૮—૦ |
| હિંદ સ્વરાજ | ૦—૪—૦ |
| અનાસક્તિયોગ | ૦—૪—૦ |
| ગીતાબોધ | ૦—૩—૦ |
| गीतापदार्थकोष | ૦—૪—૦ |
| મંગળપ્રભાત | ૦—૧—૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦—૨—૦ |
| સર્વોદય | ૦—૩—૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ૦—૨—૦ |
| એક સત્યવીરની કથા | ૦—૨—૦ |
| ગોસેવા | ૦—૫—૦ |
| ગામડાંની વહારે | ૦—૨—૦ |
| અહિંસા | |
| ખરી કેળવણી | |
| કેળવણીનો કોયડો | |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | |
| વ્યાપક ધર્મભાવના | |
| વર્ણવ્યવસ્થા | |
| યરવડાના અનુભવ | |